**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**પ્રથમ આવૃતિ :** ૫,૦૦૦ ૧૯૯૩
**દ્વિતિય આવૃતિ :** ૩,૦૦૦ નવેમ્બર, ૨૦૦૫

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૦૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# સમર્પણ

‘અંતઃકરણ’ને અગને જલાવી, દિનરાત હૃદયને હલાવી !
પોષ, પોષ હૃદયાશ્રુ વહાવી, કળિકાળને કળવિણ કપાવી!
છૂટવાની રાહ જોવરાવી, મરવાં માટે જીવનદોર લંબાવી !
કપરા સંયોગોમાં જીવરાવી, પાપો કરતાં પુણ્ય બંધાવી !

મહા મહા પુણ્યાત્મા આવી, ‘દાદા ભગવાન’ મેળાવી !
અંતઃકરણની અગમ ઠારવી, મુક્તિના ગગને ઉડાવી !
અક્રમ વિજ્ઞાને આશ્ચર્ય સર્જાવી, અક્રમ વિક્રમ ટોચે વરાવી !
દૈવગતિમાં હાહાકર મચાવી, મહાવિદેહે સીમંધરને હલાવી !
દાદાએ કમાલ કરાવી, ‘આપ્તવાણી’ ‘દસ’-દિશા વહાવી !
જે સમર્પણ, નિમિત્ત બનાવી, ‘જગ’ તને અક્રમ ઝંડો ફરકાવી !

**ડૉ. નીરુબેન અમીન**

# ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**
**નમો સિદ્ધાણં**
**નમો આયરિયાણં**
**નમો ઉવઝ્ઝાયાણં**
**નમો લોએ સવ્વસાહૂણં**
**એસો પંચ નમુક્કારો;**
**સવ્વ પાવપ્પણાસણો**
**મંગલાણં ચ સવ્વેસિં;**
**પઢમં હવઈ મંગલં ૧**
**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**
**ૐ નમઃ શિવાય ૩**
**જય સચ્ચિદાનંદ**



## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## ‘દાદા ભગવાન’ કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં ‘દાદા ભગવાન’ સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! ‘આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? ’ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને ‘દાદા ભગવાન કોણ ?’નો ફોડ પાડતા કહેતાં કે, “આ દેખાય છે તે ‘દાદા ભગવાન’ ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને ‘અહીં’ સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.”

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

**ડૉ. નીરુબેન અમીન**

પ્રગટ પરમાત્મા આત્મજ્ઞાની પુરુષ શ્રી દાદા ભગવાન પ્રરૂપિત આપ્તવાણી શ્રેણી-૧૦ બે ભાગમાં વહેંચાયેલી છે, પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ. જેમાં પૂર્વાર્ધમાં ખંડ-૧ અંતઃકરણ, ખંડ-૨ મનનું વિજ્ઞાનનો સમાવેશ થાય છે. જ્યારે ઉત્તરાર્ધમાં ખંડ-૩ બુદ્ધિ, ખંડ-૪ ચિત્ત અને ખંડ-૫ અહંકાર સંબંધનાં વિજ્ઞાન ખુલ્લાં થયાં છે.

જ્ઞાની પુરુષ પોતે ખુલ્લંખુલ્લા કહે છે કે અમે અબુધ છીએ. બુદ્ધિ અમારામાં સેન્ટ પણ નથી. અને પોતે મનનાં તમામ લેયર્સ, બુદ્ધિના તમામ લેયર્સ ઓળંગી, ઓળખી, અનુભવીને જ્ઞાનપ્રકાશમાં પ્રવેશ્યા છે. તેમાં રહીને અંતઃકરણનું વિજ્ઞાન ખુલ્લું કરે છે.

પૂર્વાર્ધમાં મનનું વિજ્ઞાન કહી જાય છે, જ્યારે ઉત્તરાર્ધમાં ખંડ-૩માં બુદ્ધિનું સ્વરૂપ શું ? તેના સ્વભાવ-લક્ષણો શું છે ? તેનો જ્ઞાન ડિરેક્ટ પ્રકાશ સાથે સંબંધ શો છે ? બુદ્ધિ સંસારમાં કેટલી હિતકારી છે કે અહિતકારી છે અને મોક્ષમાર્ગે ક્યાં સુધી હેલ્પ કરે ? જ્ઞાનીને ઓળખવા બુદ્ધિ કેવી રીતે હેલ્પ કરે ? સંસારમાં બધા બુદ્ધિ માર્ગો છે, મોક્ષે હાર્ટિલી માર્ગથી જવાય. તે સંબંધે તેમજ બુદ્ધિવાળા જ્ઞાની ઉપદેશકો તેમજ અબુધ આત્મજ્ઞાનીની યથાર્થ ઓળખાણની સુંદર છણાવટ આપે છે. એથી આગળ સામાન્ય જીવન વ્યવહારમાં બુદ્ધિથી ઊભા થતાં ગૂંચવાડા અને તેની ડખોડખલ સાથે ઉકેલ કેવી રીતે મેળવવા, તેની અસામાન્ય સમજ ઉત્તરોતર વાચકને પ્રાપ્ત થયા કરે છે. સૂઝ અને બુદ્ધિ એની સૂક્ષ્મ સમજ ખૂબ જ અદ્ભૂત રીતે જ્ઞાની પુરુષ કહી જાય છે, ત્યારે અક્રમ વિજ્ઞાનની સૂક્ષ્મતમ પરાકાષ્ટાની હદ હૃદયે સ્પર્શી જાય છે. બુદ્ધિની પરાકાષ્ટા પામીને પછી પર ગયેલા અબુધ જ્ઞાની પુરુષ જ બુદ્ધિના સમગ્ર દૃષ્ટિબિંદુથી ખુલાસા આપી શકે તેમજ જ્યારે પ્રખર બુદ્ધિશાળીઓના ભેજા તોડી નાખે તેવા તમામ પ્રશ્નોના, બુદ્ધિ સમાઈ જાય, બુદ્ધિને જરાય ગાંઠે નહીં તેવા અક્રમ વિજ્ઞાનથી અબુધ જ્ઞાની પુરુષ સમાધાની ફોડ આપે છે, ત્યારે જ્ઞાની પ્રત્યે, આ અક્રમ વિજ્ઞાન પ્રત્યે 'અહો ! અહો !' થઈ ધન્યતા અનુભવાય છે.

ખંડ-૪ માં ચિત્તનું સ્વરૂપ, તેના ગુણ, તેના ધર્મો, તેના સ્વભાવ, મનથી તેનું જુદાપણું કેવી રીતે છે, તે આદિની સુંદર સમજણ પ્રાપ્ત થાય છે. જગત આખાના તમામ ધર્મો ચિત્તશુદ્ધિ પામવા માટે જ છે અને અક્રમ વિજ્ઞાનમાં જ્ઞાની પુરુષ બે કલાકમાં તે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરાવી મુક્તિનું દાન આપી દઈ શકે છે. ચિત્તશુદ્ધિની અંશતઃ મૌલિક શુદ્ધતા પામ્યા પછી બાકી રહેલી અશુદ્ધિ, ચિત્તવૃત્તિઓનું સ્વરૂપ શું, તેની શુદ્ધિના તમામ સાધનો ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પ્રસ્તુત ગ્રંથમાં સમાવેશ પામે છે. ચિત્તનું વિજ્ઞાન જ્ઞાની પુરુષ જ્યારે ખુલ્લું કરે છે અને સંપૂર્ણ ઊંડાણ જ્ઞાનવાણી દ્વારા સરળ સ્વરૂપે પ્રાપ્ત થાય છે ત્યારે આધ્યાત્મિક શ્રેણીનો પુરુષાર્થ સહેજે માંડી શકાય તેવી દૃઢતા અનુભવાય છે. સંસારમાં રહ્યે પણ મુક્તદશા પામ્યાના થર્મોમિટર સુજ્ઞ વાચકને જડી જાય છે.

સંસારી કાર્યોમાં ચિત્તની હાજરી-ગેરહાજરીથી લાભાલાભના સુંદર ફોડ જ્ઞાની આપે છે. ચિત્ત ગેરહાજરીના જોખમો પ્રત્યે લક્ષ દોરે છે. જે સામાન્ય બાબત હોવા છતાં જીવનમાં પ્રત્યેક અવસ્થામાં ચિત્ત હાજરી અનિવાર્ય બની જાય છે. ચિત્ત વધારે ક્યાં ઝલાય છે અને ચિત્ત પ્રમાણથી વધુ ખોવાતું જાય તો મનુષ્યમાંથી અધોગતિમાં કઈ દશા પમાય ને ચિત્તશુદ્ધિ થઈ આત્મભાવમાં એક ચિત્ત થઈ જાય તો ઉર્ધ્વગામી દશામાં કઈ શ્રેણી પમાય આદિના સર્વ ફોડ ચિત્તના વિજ્ઞાનમાં સુજ્ઞ વાચકને પ્રાપ્ત થઈ જાય છે.

ખંડ-૫માં સંપૂર્ણ નિર્‌અહંકાર દશામાં વર્તતા જ્ઞાની પુરુષ અહંકારના ઉદ્‌ભવ સ્થાનથી માંડીને તેના વિસ્તારના સમગ્ર ડાળાં-પાંદડાં ખુલ્લાં પાડી નાખે છે. અહંકારનું સ્વરૂપ શું, તેની વ્યાખ્યા, તેના ગુણધર્મો, લક્ષણો, આત્મા અને અનાત્માના સાંધા પર અજ્ઞાન દશામાં કેવી રીતે અહંકાર ઊભો થાય છે. અને જ્ઞાની પુરુષ પાસેથી જ્ઞાન મળતાં એ અહંકાર વિલય પામે છે, પણ તે કર્મો બાંધનારો અહંકાર વિલય પામે છે. કર્મો ભોગવનારો અહંકાર જે બાકી રહ્યો, ડિસ્ચાર્જ અહંકાર તેનું સ્વરૂપ શું ? કેવી રીતે કાર્યાન્વિત બને છે ? અને તેની વિકૃતિ સ્વરૂપે ગાંડો અહંકાર ઊભો થાય તો મોક્ષમાર્ગે કેવી રીતે બાધક બને છે ? આદિ તમામ ફોડ પણ પ્રસ્તુત સંકલનમાં મૂકાયાં છે.

અહંકારના ઉત્પત્તિનાં વિજ્ઞાનની સૂક્ષ્મ સાયન્ટિફિક હકીકતો કેવળ આત્મસ્વરૂપની દશાએ વર્તતા જ્ઞાની પુરુષ જ ખુલ્લી કરી શકે. તત્ત્વ વિજ્ઞાનમાં, અહંકારનું ઉત્પત્તિસ્થાન શું હશે અને તેનો વિલય કઈ રીતે કરવો કે જેથી જન્મ-મરણના, ચતુર્ગતિના ચક્કરમાંથી મુક્તિ મળે. તે સમજ મુક્ત પુરુષ દાદા ભગવાનની પ્રત્યક્ષ સરસ્વતી જ્ઞાનવાણી દ્વારા સુજ્ઞ વાચકને પ્રાપ્ત થાય છે. મનુષ્ય માત્ર ભિન્ન ભિન્ન ડેવલપમેન્ટમાં હોય અને કળિકાળે પ્રકૃતિ વિકૃતપણે વિકસી ગઈ છે. કોઈકને મનનો, કોઈકને બુદ્ધિનો, કોઈકને ચિત્તનો, કોઈકને અહંકારનો રોગ વધી ગયેલો હોય. જ્ઞાની પુરુષે તે કોઈ પણ પ્રકારના રોગથી મૂંઝાતાઓને તેના સ્થૂળથી માંડીને સૂક્ષ્મતમ સુધીના સમાધાની ફોડ આપ્યા છે.

તેમનો અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગ હતો તે બે કલાકમાં અંતઃકરણથી, બાહ્યકરણથી, તમામ સ્થૂળતમથી સૂક્ષ્મતમ કર્મોના આવરણથી પોતાને મુક્ત કરી આત્મસાક્ષાત્કારી પદમાં સ્થિર કરાવી દેતાં અને તે પદમાં રમણતા થવા તેઓની પાંચ આજ્ઞાઓ છે. જ્ઞાન અને આજ્ઞા પામેલા દીક્ષિતોને પછી આ અંતઃકરણથી, મનથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકારથી છૂટા રહી શકાય અને તે બધા અંતઃકરણ સહજ સ્થિતિમાં વર્તે ને સંસાર વ્યવહાર ઉકલે તેવી સુંદર અનુભવગમ્ય સમજની ગેડ પ્રસ્તુત સંકલનમાં પ્રાપ્ત થાય છે.

સમય, સ્થળ, સંજોગ અને અનેક નિમિત્તોના આધીન નીકળેલી અદ્‌ભૂત જ્ઞાનવાણીને સંકલન દ્વારા પુસ્તકમાં રૂપાંતર થતા ભાસિત ક્ષતિઓને ક્ષમ્ય ગણી અંતઃકરણના મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારના આવા અદ્‌ભૂત વિજ્ઞાનને સૂક્ષ્મતાએ સમજી, પામી, મુક્તિ અનુભવીએ એ જ અભ્યર્થના.

**જય સચ્ચિદાનંદ.**

# ઉપોદ્‌ઘાત

**ડૉ. નીરુબેન અમીન**

## [ખંડ-૩] બુદ્ધિ

### (૩.૧) અબુધતા વરે જ્ઞાનીને

સંપૂજ્ય દાદાશ્રી કહેતા, અમારામાં એક છાંટોય બુદ્ધિ નથી ! અમે પુસ્તકમાં લખ્યું છે કે અમે અબુધ છીએ ! બુદ્ધિ ના હોય તો શું હોય ? જ્ઞાન, ડિરેક્ટ પ્રકાશ !

જ્યાં સુધી બુદ્ધિ હોય, ત્યાં સુધી આપણાથી બીજા ડરે. બાળકોય ડરે ને પત્નીય આમ આમ ધ્રુજે.

અબુધની કમાણી કોઈનેય ગમે ? અમને ગમી ને તેથી તે કરી ! એવું દાદાશ્રી કહેતા. બાળક પણ અબુધ કહેવાય. પણ એ અબુધતા, બુદ્ધિના વિકાસના અભાવને લઈને. અને જ્ઞાનીની અબુધતા તો, બુદ્ધિ વિકાસના ટોચ પર પહોંચી, ને પછી ખલાસ થઈ તે. એટલે અબુધતામાંથી પ્રબુદ્ધતા ને પ્રબુદ્ધતામાંથી પાછી અબુધતા ! બાળક અજ્ઞ નિર્દોષ ને જ્ઞાની પ્રજ્ઞ નિર્દોષ !

બુદ્ધિની શરૂઆત ત્યાંથી સંસારની શરૂઆત, બુદ્ધિનો અંત તે થયો મુક્ત ! બુદ્ધિ ખલાસ થાય, ત્યારે જગત જેમ છે તેમ દેખાય.

### (૩.૨) બુદ્ધિનું સ્વરૂપ

બુદ્ધિનું સ્વરૂપ શું ? જ્યાં જાય ત્યાં દેખાડે, નફો ને તોટો. ટ્રેનમાં ચઢે તોય બારી ખોળે. ભીડમાં ધક્કો મારવાનું શીખવાડે. સત્સંગમાં આવતાંની સાથે જ ખોળે, ક્યાં આગળ સારી જગ્યા છે ? ખરીદવા જાય તોય વસ્તુ સારી ખોળે. ને ખોટ જાય ત્યાં બુદ્ધિ કરે કૂદાકૂદ. બુદ્ધિ કંઈ ખોટ પૂરી આપવાની છે ? બુદ્ધિ દ્વંદ્વની માતા છે. નફો-ખોટ, સારું-ખોટું, સુખ-દુઃખ દેખાડ્યા કરે ને અશાંતિ કરાવે. જ્ઞાની દ્વંદ્વાતીત હોય.

બુદ્ધિ સંસારાનુગામી છે, સંસાર ભણી જ તાણ્યા કરે સદા. મોક્ષ માટે જોઈશે જ્ઞાન પ્રકાશ !

અંતઃકરણમાં ડિસિઝન લેવાનું કાર્ય કોનું ? બુદ્ધિનું. બુદ્ધિ પરિણામને જોઈ શકે છે, માટે તે નિર્ણય કરી શકે. બુદ્ધિનું ડિસિઝન પાછું સ્વતંત્ર નથી એનું, પુણ્યનો ઉદય હશે, તો ફાયદાકારક ડિસિઝન લેવાશે ને પાપનો ઉદય

હશે, તો નુકસાનકારક ડિસિઝન લેવાશે.

પુણ્ય ને પાપના ઉદય, ચલાવે છે જીવમાત્રનું. એને જ 'વ્યવસ્થિત' શક્તિ કહી.

પરીક્ષણ કરે બુદ્ધિ, નિરીક્ષણ કરે 'પોતે'.

બુદ્ધિ હંમેશાં ઈમોશનલ કરાવે. ટ્રેન ઈમોશનલ થાય તો શું થાય ? એક્સિડન્ટ. તે બુદ્ધિ ઈમોશનલ થાય તો, શરીરમાં લાખ્ખો જીવો મરી જાય ને હિંસાની જોખમદારી આવે શીરે.

કંઈ અજુગતું જોતાં જ મહીં થડકાટ થઈ જાય, તે છે ઈમોશનલપણું. માટે મોશનમાં રહેવું. મોશનથી નોર્માલિટી આવી જાય !

સાપ રૂમમાં પેસતાં દેખાયો તો આખી રાત ઊંઘવા ના દે એ કોણ ? બુદ્ધિ. વેગમાંથી ઉદ્‌વેગમાં તાણે તે બુદ્ધિ. બુદ્ધિ જાય ત્યારે, મોશનમાં રહેવાય.

જ્ઞાનીના સત્સંગમાં વિપરીત બુદ્ધિ, સમ્યક થાય. પછી સહજ થવાય. પછી ઈમોશનલ ના થવાય.

બુદ્ધિ સેન્સિટિવ કરે. સેન્સિટિવ એટલે 'વિકનેસ ઑફ સેન્સ.' સેન્સિટિવ થયો કે થયો રઘવાયો ને અસ્થિર.

બુદ્ધિ અને જ્ઞાનમાં શું ફેર ? બુદ્ધિ એ આત્માનો ઈન્ડિરેક્ટ પ્રકાશ અને જ્ઞાન એ આત્માનો ડિરેક્ટ પ્રકાશ. અહંકાર મિડિયમમાંથી નીકળે તે બુદ્ધિ ને ડિરેક્ટ નીકળે તે જ્ઞાન પ્રકાશ, આત્માનો. સૂર્યનો પ્રકાશ અરીસાના મિડિયમમાંથી પસાર કરાવી રસોડામાં લઈએ તે ઈન્ડિરેક્ટ પ્રકાશ એટલે બુદ્ધિ અને ડિરેક્ટ સૂર્યનો પ્રકાશ આવે તે જ્ઞાન. જેવું માધ્યમ તેવું પરિણામ. જેવો અહંકાર તેવી બુદ્ધિ. ગાંડો અહંકાર તો ગાંડી બુદ્ધિ, ડાહ્યો અહંકાર તો ડાહી બુદ્ધિ, ચોર અહંકાર તો ચોર બુદ્ધિ, લુચ્ચો અહંકાર તો લુચ્ચી બુદ્ધિ, ડાહ્યો એટલે કોઈનેય નુકસાન ના કરે તે. જેટલો અહંકાર નિર્મળ એટલી બુદ્ધિ સુંદર. અહંકારને લીધે બુદ્ધિ છે, બુદ્ધિને લીધે અહંકાર નહીં.

જેટલી અહિંસા, તેટલી બુદ્ધિ 'હાઈ' લેવલ પર.

સંસાર તો, ગાયો-ભેંસોનોય ચાલે જ છે ને ! એમનેય વહુ કે સાસુ-સસરા ના હોય ? છતાં ત્યાં નથી ઝઘડા કે નથી ડાયવોર્સ !

જ્ઞાનીની પાસે ડિરેક્ટ પ્રકાશ હોય. એ પ્રકાશથી જગતની, તમામ વસ્તુઓ પ્રકાશમાન થાય, તેથી સર્વ ફોડ મળી શકે.

જગતના તમામ સબ્જેક્ટનું જ્ઞાન હોય, પણ અહંકાર સહિતનું જ્ઞાન તે બુદ્ધિ ને નિર્અહંકારી જ્ઞાન એ જ્ઞાન. માત્ર 'હું કોણ છું'નું જ્ઞાન થયું, એ રિયલ જ્ઞાન છે. એ ના થયું તો, સર્વ જ્ઞાન બુદ્ધિજન્ય જ્ઞાન છે. ઈન્ડિરેક્ટ પ્રકાશ બધું જ પ્રકાશિત કરે, માત્ર 'હું કોણ છું' એ સિવાય. બુદ્ધિ પારકી બધી વસ્તુઓને દેખાડે પણ પોતાને ન દેખી શકે.

આત્મા એ 'સ્વ-પર' પ્રકાશક છે ને બુદ્ધિ 'પર' પ્રકાશક છે. તેથી 'સ્વ'ને જોઈ ના શકે.

સૂર્ય ઊગે પછી મીણબત્તીની શી જરૂર ? આત્મજ્ઞાન પછી બુદ્ધિની શી જરૂર ?

જ્ઞાન એ મૂળ દ્રવ્ય છે ને બુદ્ધિ એ સંયોગી દ્રવ્ય છે.

અહંકાર આંધળો, બુદ્ધિનાં ચશ્માં વિના. એ કાયમ બુદ્ધિની આંખથી જ જુએ.

ડિરેક્ટ પ્રકાશ તો તમામ અલૌકિકતાને પ્રકાશે, બુદ્ધિ લૌકિકતા જ પ્રકાશે. બુદ્ધિનો પ્રકાશ લિમિટેડ (સિમિત) ને જ્ઞાનનો પ્રકાશ અનલિમિટેડ (અસિમિત). જ્ઞાનીઓને, તીર્થંકરોને બુદ્ધિ ન હોય, કેવળજ્ઞાન જ હોય !

## (૩.૩) બુદ્ધિની પ્રસરેલી ડાળખીઓ...

વિજ્ઞાન એનું નામ કે, નક્કર અનુભવ સહિત હોય ! 'હું રાજા છું' એ સ્વપ્નનોય કેવો અનુભવ હોય ! તો 'હું પરમાત્મા છું' એ અનુભવની તો વાત જ શી કરવી ! સ્વપ્નાનું ક્ષણિક હોય, જ્યારે આત્માનો અનુભવ શાશ્વત હોય.

ભૌતિક જ્ઞાન ને આધ્યાત્મિક જ્ઞાનમાં ફેર શું ? ભૌતિક જ્ઞાનમાં બાહ્યબુદ્ધિ હોય ને આધ્યાત્મિક જ્ઞાનમાં, આંતર્બુદ્ધિ હોય. ફોરેનના લોકોને બાહ્યબુદ્ધિ હોય, ભૌતિકમાં ખૂબ આગળ લઈ જાય. તે ભારતીયોમાં આંતર્બુદ્ધિ હોય, તે અધ્યાત્મમાં ખૂબ આગળ લઈ જાય. ફોરેનના પ્રેસિડન્ટ હોય, તેને જ્ઞાની પાંચ વરસ આત્માની વાત કરે, તોય તેને કશું ના સમજાય અને અહીંના ચોરને પણ જ્ઞાની કલાકમાં ભગવાન બનાવી દે. આ છે ભારત ભૂમિનો પ્રતાપ !

જેમ અગવડ તેમ બુદ્ધિનો વિકાસ. સતયુગમાં સગવડો પાર વગરની, કળિયુગમાં અગવડો પાર વગરની. તેથી બુદ્ધિ કસાયેલી, આ કાળમાં જ

જોવા મળે. વિપરીત બુદ્ધિ હોય પણ ડેવલપ્ડ હોવી જોઈએ. પછી એને સમ્યક થતાં વાર નહીં, જ્ઞાની મળે તો. વિપરીત બુદ્ધિ, આત્માનું અહિત કરનારી ને સંસારમાં સુખી કે દુઃખી કરનારી. અમુક વિપરીત બુદ્ધિ, સંસારમાં હેલ્પ કરે. જ્ઞાની પાસે સાંભળવાથી બુદ્ધિ સમ્યક થાય.

આજકાલનાં ભણેલા જુવાનિયાંઓ, ખરું-ખોટું સમજતા થયા, તેથી જ્ઞાનીની વાત જલ્દી સમજી જાય.

નગીનદાસ નગરશેઠ પ્યાલી પી ગયા, પછી શું બોલે ? 'હું ઈન્ડિયાનો પ્રેસિડન્ટ છું.' તે વિપરીતનીય વિપરીત બુદ્ધિ થઈ ગઈ ! આ ખોરાકનોય મહીં દારૂ જ થાય છે ને !

કૃષ્ણ ભગવાને વ્યભિચારિણી ને અવ્યભિચારિણી કહી બુદ્ધિને. ઈમોશનલ કરે એ વિપરીત બુદ્ધિ. ભૌતિકમાં સુખ દેખાડે એ વિપરીત બુદ્ધિ.

વીતરાગ બોધને હૃદયગત કરવામાં, સમ્યક બુદ્ધિ વિના કોઈ સાથ ન દે.

બુદ્ધિ મતાભિગ્રહવાળી થાય, તે કયે ગામ પહોંચાડશે, તેનું ઠેકાણું નહીં.

સમ્યક બુદ્ધિવાળો ઘરનાં જમણ જમાડી બે ઝઘડતી વ્યક્તિઓને સમાધાન કરાવી દે. આજકાલ તો, સમાધાન કરાવવાની ફી લે છે ને ? દેવાળું ફૂંકાયું છે સમ્યક બુદ્ધિનું ! શ્રેષ્ઠી બન્યા શેટ્ટી, શેઠ, ને નોકરો તો માતર કાઢીને જ સમજે, શઠ !

અપમાન થાય ને અસર થઈ જાય, ત્યાં નથી સમ્યક બુદ્ધિ.

સમ્યક બુદ્ધિ ક્યારે પ્રગટે ? પરિગ્રહ સંપૂર્ણ ખલાસ થાય, શાસ્ત્રોનો ને સંતોનો સંગ થાય ત્યારે અને જ્ઞાની પાસે બેસવાથી જ બુદ્ધિ સમ્યક થઈ જાય.

અજ્ઞાનેય એક પ્રકારનું જ્ઞાન જ છે, અજવાળું છે. વિપરીત જ્ઞાનને અજ્ઞાન કહ્યું.

જેમ બુદ્ધિ વધે, તેમ બળાપો વધે. નાના બાળકોને બળતરા હોય ? ના. કારણ કે બુદ્ધિ નહીં ને એમને. જેમ બળાપો વધે, એટલે સુખની શોધ કરે. તે શોધતાં શોધતાં બધું વિનાશી ભાસે ! અંતે આત્મા ભણી જાય, સેફસાઈડ માટે.

બુદ્ધિ વ્યવહારને સરળ બનાવે. વ્યવહારમાં બુદ્ધિની જરૂર, આત્મા માટે બુદ્ધિની જરૂર નહીં.

બુદ્ધિની કોને જરૂર નહીં ? બધાંને જ જરૂર ! માત્ર ૩૫૦ ડિગ્રીથી ૩૬૦ ડિગ્રીવાળાને નહીં. ત્યાં તો છે જ્ઞાન.

આ અક્રમ વિજ્ઞાનેય શરૂઆતમાં સમજવાનું સાધન બુદ્ધિ જ છે. પણ આત્માની વાતમાં બુદ્ધિ ના પહોંચી શકે. એ તો જ્ઞાની સંજ્ઞાથી સમજાવે.

બુદ્ધિ શ્રદ્ધાને અટકાવે. શ્રદ્ધા લાવે અહંકાર.

હિન્દુસ્તાનમાં કેમ વિપરીતતા વધારે ? લોકો જાગ્રત વધારે તેથી. બહુ જાગૃત તેને ભય બહુ, ચિંતા બહુ.

ફોરેનના લોકો વિષયોમાં પડ્યા છે ને ભારતના લોકો કષાયોમાં પડ્યા છે. ત્યાંના લોકો સાહજિક હોય. ગાયો-ભેંસોય સાહજિક જ હોય છે ને ! અહીંના લોકો વિકલ્પી ! 'સાપને ઘેર સાપ જાય, જીભ ચાટીને પાછો આવે', એના જેવું.

ગાયો-ભેંસોને વાછરડાં પ્રત્યે છ મહિનાની મમતા હોય, વિદેશોમાં માને છોકરાં પ્રત્યે અઢાર વરસ સુધી ને અહીં સાત પેઢીની મમતા.

બુદ્ધિ નથી આપણી સત્તામાં, એ તો છે કર્માનુસારિણી.

જ્યાં સુધી બુદ્ધિ હોય, ત્યાં સુધી રાગ-દ્વેષ હોય જ ને ત્યાં સુધી સંસારમાં ભટકવાનું. વીતરાગ થવાય ત્યારે મુક્તિ મળે. વીતરાગ બીજ ક્યાંથી મળે ? વીતરાગ ભાવ એટલે સ્વપ્રકાશભાવ ને બુદ્ધિનો સંપૂર્ણ અભાવ.

બુદ્ધિ ક્યારે ગુલાંટ ખવડાવે, તે કહેવાય નહીં. બુદ્ધિની ભૂખ ક્યારેય મટે નહીં. જ્ઞાન આગળ જ બુદ્ધિ ટાઢી.

નિરંતર સંસારની રમણતા કરાવે બુદ્ધિ. આત્માની રમણતા એકવાર થાય કે થઈ ગયું કામ.

મોક્ષ માટે જપ-યજ્ઞની જરૂર નથી, જરૂર છે આત્મજ્ઞાનની. જ્ઞાનનું ઉત્પાદન બુદ્ધિ પણ વિનાશી જ્ઞાનમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય.

એકમાંથી થઈ ગયું અનંત. હવે અનંતમાંથી એક થવાનું છે. બુદ્ધિ વાપરવાથી અનંત ફસામણો થઈ.

સ્વચ્છંદ કરાવે એ બુદ્ધિ. બુદ્ધિ ખેંગાર બનાવી નાખે.

જ્ઞાનની માપણી બુદ્ધિથી થાય નહીં. સૂર્યનું માપ કોડિયું તે કેટલુંક કરી શકે ? આમાં તો માપનારની જ મતિ મપાઈ જાય.

'હું ચંદુ' થયું કે વિખૂટા પડ્યા પરમાત્માથી. એ ભેદ પડાવ્યો હું ને પરમાત્માથી, બુદ્ધિએ. બુદ્ધિ જ્યાં ને ત્યાં ભેદ પડાવે. ધણી-બૈરી વચ્ચે, પાડોશી વચ્ચે, પોતાની જાત વચ્ચે પણ ભેદ પડાવે.

મૂળ ઈલેક્ટ્રિક સપ્લાય આવે છે એક જ જનરેટરમાંથી, પણ એનો ઉપયોગ પંખો, એ.સી., લાઈટ, ગીઝર એમ જુદે જુદે ઠેકાણે થાય છે ! મૂળ વીજળી તો એક જ છે ને ! આ જુદું જુદું કરાવે છે, તે છે બુદ્ધિ ને મૂળ પ્રકાશ તો છે એક આત્માનો.

જ્ઞાનીમાં ભેદબુદ્ધિ ના હોય. આખા જગતમાં કોઈ જોડે જુદાઈ ના હોય. કોઈ દોષિત ના દેખાય જ્ઞાનીને. સરળતા બુદ્ધિને કાપે. મારા-તારાનો ભેદ કરાવે કોણ ? બુદ્ધિ.

વિપરીત બુદ્ધિએ તો, બુદ્ધિથી ફોડ્યા આર.ડી.એક્સ. બોમ્બ. વધુ બુદ્ધિવાળાએ ટ્રીકો કરી, છેતર્યા ઓછી બુદ્ધિવાળાઓને. અહિંસા પાળી તેને વધી જાગૃતિ, ને તે જાગૃતિનો દુરુપયોગ કર્યો છેતરવામાં.

પહેલાના વખતમાં બુદ્ધિશાળી શ્રેષ્ઠીઓ, પોતાની બુદ્ધિ બીજાને મદદ કરવામાં વાપરતા અને આજે.... ?

તલવારથી મારે તેનો નિકાલ ક્યારેક થાય પણ બુદ્ધિથી મારે, તેનો નિકાલ ક્યારે થાય ?

બુદ્ધિવાળાએ શેમાં શેમાં ભેળસેળ નથી કરી ? સોનાથી માંડીને અનાજ, તેલ ને ઘીમાં. હાર્ડ રૌદ્રધ્યાન કહ્યું આને. છતાંય મોક્ષની અધિકારી આ જ પ્રજા. વાળનાર જ્ઞાની હોય તો શું ના બને ? પરમ પૂજ્ય દાદાશ્રીએ કહ્યું છે કે, 'માનવ જાતિની ખાવાની વસ્તુઓમાં ભેળસેળ કરે તો જાનવરમાં જઈશ !'

## (૩.૪) ડખા બુદ્ધિના, સમાધાન જ્ઞાનનાં !

સંસાર વધારવો હોય તેણે બુદ્ધિથી ગોળીબાર કરવો ને મોક્ષે જવું હોય તેણે તો શું બને છે તે 'જોયા' કરવું. સામો ગોળીબાર કરે તો ? બચવાના પ્રયત્નો થાય એટલા કરવા પણ એના માટે ભાવ કેમ બગાડાય ?

અને આત્માને કંઈ ગોળી વાગે ? આપણું આપેલું જ્યાં પાછું વળે છે ત્યાં કોને શું કહીએ ? મોક્ષે જનારાઓનું તો સંસારનું એક-એક ખાતું બિડાય જવું જોઈએ. જે કોઈ કંઈ પણ આપે, તે જમે કર્યે જ ખાતાં બિડાય ને ? આપણે તો જે કોઈ પણ બુદ્ધિથી ગોળીબાર કરે, તેને આશીર્વાદ આપ્યા કરવાના. દાદા કહે, અમે આખી જિંદગીમાં સમર્થ હોવા છતાં કદીય હથિયાર ઉગામ્યું નથી.

બુદ્ધિ ડખો કર્યા વિના ન રહે, 'હાય, શું થઈ જશે ?!' ગૂમડાને કેન્સરની ગાંઠ બનાવી દે. ધંધામાં જરાક મંદી આવે, તો દેવાળું ફૂંક્યુંનું ચીતરી મારે. આવી બુદ્ધિને ઊડાડીએ નહીં તો એની જોડે શું શાદી કરાય ?

બુદ્ધિ શંકા કરાવે. ફ્રેક્ચર થયું હોય તો, પ્લાસ્ટર પછી કંઈ રોજ-રોજ એક્સરે લેવાના હોતા હશે, સંધાયું કે નહીં સંધાયું કરીને ?

બુદ્ધિ નેગેટિવ, આત્મા પોઝિટિવ. નેગેટિવ માત્ર બુદ્ધિ. 'હા'થી મોક્ષ, 'ના'થી સંસાર.

દરેકને પોતાના કર્માનુસાર મળે બુદ્ધિ. બુદ્ધિને આવકાર આપીએ તો ઘર ઘાલી જાય ને અપમાન કરીને કાઢીએ તો ચાલી જાય.

'ચા'નું ઠેકાણું ના પડતું હોય ને અડધો કપ 'ચા' મળે, ત્યારે બુદ્ધિ કચકચ કરે, અડધા કપ માટે શું પીવાનું ? અલ્યા, 'વ્યવસ્થિત' કરીને પી લે ને !

દરેક કાર્ય એના ટાઈમે થયા વગર રહે જ નહીં. પણ બુદ્ધિ, થશે કે નહીં, કરીને કરે ડખો.

કોઈ પણ કાર્ય કરવામાં બુદ્ધિ અહંકારની સહી લે. અહંકાર બુદ્ધિથી જુદો પડે ને સહી ના કરે, તો તે કાર્યમાં ફલિત થાય નહીં. અહંકાર ને બુદ્ધિને જુદા પાડવા, એ થયો વ્યવહાર પુરુષાર્થ.

આમ બ્રિલિયન્ટ (બુદ્ધિશાળી) કહેવાય, પણ શાક લાવતાં ના આવડે.

ખરો બુદ્ધિશાળી કોને કહેવાય ? બુદ્ધિથી તમામ ક્લેશો કાઢી શકે ઘરના ને લોકોના. એક મતભેદ ના પડવા દે તે સાચી બુદ્ધિ. એક્સેસ (વધારે) બુદ્ધિવાળો, વધારે કચકચિયો.

મેજીસ્ટ્રેટ ગામના બધા કેસોનો ફેંસલો આપે ને ઘરમાં જુઓ તો, બૈરી એમનો ફેંસલો કરી નાખતી હોય.

ગાયો-ભેંસોને બુદ્ધિ નહીં ને ? તેથી બાપડીઓને ડખો જ ના હોય ને ? કપડાં નથી તોય કોઈથી શરમાય એ ? અને આપણે કાણું દેખ્યું કપડાંમાં, તોય પાર્ટીમાં ચિત્ત ના રહે, ચિત્ત રહે પેલા કાણામાં.

ખરી બુદ્ધિ તો એને કહેવાય, કે બધી રીતે પોતાની 'સેફસાઈડ' કરે. 'એડજસ્ટ એવરીવ્હેર' કરી નાખે. તમામ અથડામણો ટાળે. બુદ્ધિ તો ત્યાં સુધી હેલ્પ કરે, કે ક્રોધ-માન-માયા-લોભનું એનાલિસિસ (પૃથક્કરણ) કરી, બધાને ખસેડે.

અક્કલ એ કુદરતી બક્ષિસ છે ને બુદ્ધિ એ આજની કમાણી છે. અક્કલવાળાને સૂઝ ભારે હોય. બુદ્ધિશાળી 'હું છું, હું છું' કર્યા કરે.

ટોપ બુદ્ધિશાળીઓનો મોનિટર કોણ ? પદ્મારાણી (પત્ની) !

કોમનસેન્સ એટલે શું ? 'એવરીવેઅર એપ્લિકેબલ' ! દુનિયાનું ગમે તેવું વસાઈ ગયેલું તાળું, ખોલી આપે તે કોમનસેન્સ. સંપૂર્ણ કોમનસેન્સવાળો માણસ વર્લ્ડમાં મળવો મુશ્કેલ. આ કાળમાં વર્લ્ડના ટોપ ટોપ બુદ્ધિશાળીઓમાંય, કોમનસેન્સ માંડ ટકો-બે ટકા જ હોય. કોમનસેન્સવાળો મોક્ષે જાય. સમજ મતભેદ ઘટાડે ને બુદ્ધિ મતભેદ વધારે.

વિપરીત બુદ્ધિ પઝલ વધારે, સવળી બુદ્ધિ સૉલ્વ કરે. પ્રખર બુદ્ધિશાળી તો, ખરાબમાં ખરાબ જગ્યાને વ્યવસ્થિત કરી નાખે.

ખરો બુદ્ધિશાળી રાજકારણી ના થાય, એમાં શું મળવાનું કરીને ! એ હસે નહીં, માત્ર મલકાય.

પ્રમાણિકતા, નિષ્ઠા, નીતિ-નિયમ, એનાથી બુદ્ધિ ટોપ પર જાય. અને ચોરી, જૂઠ, લબાડીથી બુદ્ધિ ખલાસ થઈ જાય.

અંતરાયેલી બુદ્ધિ તોફાન માંડે. દાદાને જ્ઞાન થતાં પહેલાં ભારે તોફાન કરતી બુદ્ધિ વિપરીત ન હતી પણ સળિયાખોર હતી.

આપણા પાડેલા આંતરા, આપણને રિટર્ન વીથ થેન્કસ મળે. કોઈ દાન આપતું હોય, તેને બુદ્ધિથી ના આપવા દે, તો પોતે જ ના આપી શકે દાન.

સંયોગોના દબાણથી થયો વિભાવ. વિભાવથી મુક્ત થયો એટલે થયો મુક્ત, સંયોગોથી.

સંયોગો માત્ર વિયોગી સ્વભાવના છે.

ન્યાય કોણ ખોળે ? બુદ્ધિ. જ્ઞાન શું કહે ? બન્યું એ જ ન્યાય. ક્રમમાં ન્યાય ખોળ ખોળ કરે, અક્રમમાં 'બન્યું તે ન્યાય', 'વ્યવસ્થિત.'

ક્રમિક માર્ગ, ખડો છે બુદ્ધિના આધાર પર. અક્રમ માર્ગ, ખડો જ્ઞાનના આધાર પર.

આપણને કોઈ વઢે તેમાં વઢવાની કિંમત નથી, એના પ્રેમની કિંમત છે.

શુદ્ધ પ્રેમ એ જ પરમાત્મ સ્વરૂપ છે.

જગત નિયમબદ્ધ છે એટલે શું ? દાદાએ આ બુદ્ધિશાળીઓને સમજાવવા એમ કહ્યું. ખરેખર કેવું છે ? કેરી લાવ્યા પછી બગડે છે કે કોઈ બગાડે છે ? એમ આ જગત સ્વયં બગડી રહ્યું છે, એ નિયમથી જ બગડે. સંયોગો જ કેરીને બગાડે છે ને સંયોગો જ કેરીને સાચવે છે, પંદર દહાડા.

બુદ્ધિનું ચલણ હોય, ત્યાં બુદ્ધિ છેતરે. જાણી જોઈને છેતરાય, તો બુદ્ધિ ટાઢી ટપ. એક મહિના સુધી છેતરાયા કરે, તો બોસમાંથી બુદ્ધિ થઈ જાય નોકર.

એક્સેસ બુદ્ધિ કોને કહેવાય ? પોલીસવાળો પકડવા આવે ત્યારે, છટકબારી દેખાડે તે.

બુદ્ધિ બળતરા ના કરાવે, અહંકાર ભળે તો જ બળતરા થાય. અક્રમના મહાત્માઓને બુદ્ધિ છે, વપરાય પણ છે, છતાં બળતરા કેમ નથી થતી ? કારણ કે અહંકાર ખલાસ થયો છે તેથી.

જ્ઞાન પછી અહંકાર ઊભો થાય તો જ્ઞાન જતું રહે અને બુદ્ધિ વધ-ઘટ થાય તો જ્ઞાન જતું રહેતું નથી. પ્રતિક્રમણ કરવાથી પાછું રાગે પડી જાય.

શું વ્યવહારના ઉકેલો વ્યવહારિકતાથી જ આવે ? વ્યવહાર દરેકની સમજણ મુજબ જુદા જુદા જ હોય ! હા, વિનય જોડે રાખે એટલે બધો વ્યવહાર જ ગણાય.

મારે એડજસ્ટ થવું છે વિરોધીને, એ જ્ઞાન જાણી રાખવાનું છે, એવું વ્યવહારમાં લાવવા જવાનું નથી. એ તો કર્મનો પરિપાક થશે, ત્યારે મોઢામાંથી એવું વાક્ય નીકળશે, કે સામાને સમાધાન થઈ જ જાય. ત્યાં સુધી રાહ જોવાની. જ્ઞાનથી ગૂંચો ઉકલે, બુદ્ધિ ગૂંચો પાડે.

બુદ્ધિ ફરી વળે ત્યાં દિવેલ ફરી વળે મોઢા પર, જ્ઞાન ફરી વળે ત્યાં

સમાધિ ફરી વળે મોઢા પર. ચિત્ત પ્રસન્નતા રહે.

જ્ઞાનીની આજ્ઞા પાળે, ત્યાં બુદ્ધિ બંધ થઈ જાય.

દર્શનમોહ હોય ત્યાં બુદ્ધિ વધ્યા જ કરે અને ચારિત્રમોહ મંદબુદ્ધિનો પ્રતાપ છે, બુદ્ધિનો આરો આવવા માંડ્યો છે. દર્શનમોહ એટલે ચાર્જ મોહ ને ચારિત્રમોહ એટલે ડિસ્ચાર્જ મોહ.

સહજ અવસ્થા સિવાયનો બધો જ ડખો. દહીં રાત્રે મેળવ્યું હોય ને અડધી રાત્રે ઊઠે ને 'જામ્યું કે નહીં', એમ કરીને આંગળી ફેરવી વાળે, પછી શું થાય ? દહીંનો થઈ જાય ડખો. એવું બુદ્ધિ કરે ડખો.

બુદ્ધિ તો ભગવાન મહાવીરની સામેય સ્વચ્છંદ કરાવે. ત્યાં એ બુદ્ધિને હંટરથી ફટકારવી ને લાખ-લાખ પ્રતિક્રમણ કરવાનાં.

સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ. દેહ સંપૂર્ણ સહજ અવસ્થામાં આવી ગયો હોય, આત્મા તો સહજ જ છે. મોક્ષમાર્ગ સહજનો છે. જ્ઞાનીની સહજ દશા જોઈને જ સહજ થવાય. જાનવરો, બાળકો પણ સહજ હોય, પણ તે અજ્ઞ સહજ ને જ્ઞાની હોય પ્રજ્ઞ સહજ.

બુદ્ધિએ ઘાલ્યાં એટીકેટનાં ભૂતાં.

બુદ્ધિને ફાઈલ ન કહેવાય, બુદ્ધિનું સાંભળવું નહીં. બુદ્ધિ ભમાવે તેથી તેની સલાહ પ્રમાણે ના ચલાય.

આ નિદિધ્યાસન નથી થતું તેનું શું કારણ ? બુદ્ધિ. નિદિધ્યાસન કરવા જાય તો બુદ્ધિ બીજે ઢસેડી જાય. નિદિધ્યાસન એટલે બિંબ દેખાવું.

જ્ઞાન લેતી વખતે બુદ્ધિને એક દહાડા માટે પિયર કાઢવી.

બુદ્ધિ એટલે અજ્ઞા, અંધારું. પ્રજ્ઞા એટલે આત્માનો ડિરેક્ટ પ્રકાશ અને દર્શન એટલે પ્રજ્ઞાને દેખાડનારી વસ્તુ.

બધાના શુદ્ધાત્મા ક્યારે દેખાય ? બુદ્ધિ પણ એ સ્વીકારે ત્યાર પછી.

જ્ઞાનીની કૃપા વિના બુદ્ધિ કેમની જાય ? બુદ્ધિ ક્યારે ખલાસ થાય ? એને પાણી ના પાઈએ, એટલે એમ ને એમ સૂકાઈ જાય.

બુદ્ધિને જન્મ આપ્યો આપણે, એને પાળી-પોષી આપણે. હવે એને કાઢી મૂકીએય આપણે.

બુદ્ધિ હાજર તો જ્ઞાન ગેરહાજર, જ્ઞાન હાજર તો બુદ્ધિ ગેરહાજર.

જેમ બુદ્ધિ ઓછી વપરાય તેમ જ્ઞાન વધતું જાય. બુદ્ધિ જાય તેમ તેમ જ્ઞાન વધતું જાય.

જ્ઞાની, ભેદ વિજ્ઞાનીનાં બધાં કર્મો દિવ્યકર્મો હોય. માટે ત્યાં બુદ્ધિ વપરાય નહીં, ઊંધું જોવાય નહીં. નહીં તો જ્ઞાન આખુંય ઊડી જાય. જ્ઞાનીની દસમાંથી નવ વાતો સમજાઈ હોય ને એક ના સમજાઈ હોય તો મારી સમજણની કચાશ છે, વખત આવ્યે સમજાશે, કરીને બુદ્ધિના બારણાં બંધ રાખવાં. જ્ઞાની પાસે જઈએ તો બુદ્ધિને ચંપલ આગળ બેસાડવી.

બુદ્ધિ દેહભાવમાં હોય તે દેહાત્મબુદ્ધિ, તે પરરમણતા કરાવે ને આત્મા તરફ હોય તે આત્મબુદ્ધિ - સ્વરમણતા કરાવે.

જ્ઞાન પ્રગટ થયું તો તેને કહેવાય કે વીતરાગતા ઉત્પન્ન થાય, વીતરાગતા ક્યારે ઉત્પન્ન થાય ? બુદ્ધિનો અભાવ થાય ત્યારે.

## (૩.૫) ખપે હૃદયમાર્ગ, નહીં કે બુદ્ધિમાર્ગ !

રિયલ જ્ઞાની કોને કહેવાય ? જેનામાં છાંટોય બુદ્ધિનો ના હોય. જ્યાં બુદ્ધિ સંપૂર્ણ ખલાસ થઈ હોય ત્યાં મૂળ સ્વરૂપ પ્રગટ થાય.

સાચા જ્ઞાની ક્યારેય રેસકોર્સમાં ના ઉતરે અને વ્યવહારમાં જ્ઞાની હોય એ રેસકોર્સમાં પડ્યા હોય. પહેલો નંબર એકને લાગે ને બાકી બીજા મફતમાં હાંફી મરે.

સિદ્ધાંત અવિરોધાભાસ હોય. શાસ્ત્રમાં સિદ્ધાંત ના હોય, વિરોધાભાસ મળે એ તો બુદ્ધિનાં રેસ્ટહાઉસ કહેવાય.

બુદ્ધિવાળા જ્ઞાનીઓની ઠેર ઠેર દુકાનો. જાતજાતના ચમત્કારો દેખાડે. ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી બુદ્ધિવાદ અને અક્રમ માર્ગ તો છે બુદ્ધિથી પરનો.

આ કરવતીઓ વાંકી કેમ નીકળી ? લાકડાં વાંકા માટે. જ્યાં જાવ ત્યાં ગુરુઓ બુદ્ધિની કસરતો કરાવે.

એક તો આ કાળમાં લોક હતા ચક્કર, તેમાંય એવી ધર્મની દુકાનો નીકળી કે મળ્યા ઘનચક્કર ને ભમાવી મારી પબ્લિકને. ધર્મના 'લે-કચરો' સાંભળવા ટિકિટો લેવી પડે.

દાદા સામાની બુદ્ધિના રોગને કાઢવા ખવડાવે જમાલગોટો, નિર્દયતાથી, છતાં કરુણાથી.

ઓપન માઈન્ડવાળો ક્યાંથી જડે ? ઓપન માઈન્ડવાળો નમસ્કાર

કરવા યોગ્ય.

હૃદયમાર્ગ છે મોક્ષનો, બુદ્ધિમાર્ગ છે સંસારનો. હાર્ટિલી હોય તે વરે સમકિતને.

અનુકરણ કરવાથી બુદ્ધિ બહેરી થતી જાય ને હાર્ટ પ્યૉર થતું જાય. વિકલ્પીએ નિર્વિકલ્પીનું અનુકરણ કરવું જોઈએ. હૃદયવાળાએ બુદ્ધિવાળાનો ઉપદેશ સાંભળવો નહીં. અધ્યાત્મ માર્ગ એ શોધખોળ છે હૃદયવાળાની.

જ્ઞાનીના શબ્દો જેટલા હૃદયમાં પેઠા, એટલી બુદ્ધિ સમ્યક થતી જાય.

જ્ઞાનીમાં બુદ્ધિ નામેય નહીં, તેથી વાણીય ટેપરેકર્ડની પેઠે નીકળે.

વીતરાગ ભગવાનમાં અને બુદ્ધ ભગવાનમાં શું ફેર ? વીતરાગ ભગવાને આત્માને શાશ્વત માન્યો. બુદ્ધ ભગવાને આત્માને અશાશ્વત માન્યો, આત્માના પર્યાયોને જ આત્મા માન્યો. બુદ્ધ બુદ્ધિના અંતિમ લેયરમાં અટક્યા. મહાવીર બુદ્ધિને સંપૂર્ણ ઓળંગી કેવળજ્ઞાની બન્યા.

કૃષ્ણ ભગવાનેય ગીતામાં 'વેદો ત્રિગુણાત્મક છે' કહી દીધું. એ બુદ્ધિને વધારનારા છે. જ્ઞાન માટે તો 'પ્રત્યક્ષ જ્ઞાની પાસે જા' એમ તમામ ધર્મોએ કહ્યું.

ભગતો ઘેલા કહેવાય છતાં હૃદયવાળા હતા. તેથી તે મોક્ષ અવશ્ય પામવાના.

જ્ઞાનની કેડી એક ને બુદ્ધિના માર્ગો અનેક. જ્યાં બુદ્ધિ નથી ત્યાં છે આત્માનુભવ.

## (૩.૬) સૂઝ, કુદરતની એક અનોખી દેણ !

મનુષ્ય માત્રમાં અંતરસૂઝ હોય, એ વિના તો ચાલે જ નહીં ને ! અંતરસૂઝ સાચો રસ્તો દેખાડે, પણ અહંકાર એને દાબી દે. મોટા મોટા સાયન્ટિસ્ટોને ટોપની સૂઝ હતી. સૂઝ એ કુદરતી બક્ષિસ છે. કેટલાય અવતારોના અનુભવનું તારણ એટલે સૂઝ.

સૂઝ એ દર્શન છે, બુદ્ધિ નથી. ચિત્તશુદ્ધિના પરિણામે ઊંચી સૂઝ મળે. સૂઝ અંતે પરિણમે છે શુદ્ધ દર્શનમાં. સંપૂર્ણ સૂઝ સર્વદર્શી બનાવે.

સૂઝવાળી સ્ત્રી અડધા કલાકમાં રસોઈ બનાવી કાઢે ને ઓછી સૂઝવાળી સ્ત્રી ત્રણ કલાકેય ગૂંચાતી હોય.

સૂઝ જન્મથી જ હોય. સૂઝ ફસામણમાંથી બહાર કાઢે. કોયડો આવે

ત્યારે જરાક એકાગ્રતા કરો કે તરત જ મહીં સૂઝ પડે. તેથી તો મુશ્કેલીમાં માથું ખંજવાળે છે.

ગૃહિત મિથ્યાત્વ ના પેસે તો સૂઝ સડસડાટ મોક્ષે લઈ જાય.

સૂઝ વધારવાનો એક જ ઉપાય, વધારે સૂઝવાળાના સંગમાં રહેવું. જ્ઞાનીના સંગથી તો દર્શન સંપૂર્ણ ખુલ્લું થાય. હલકા લોકોના પરિચયથી સૂઝ જતી ના રહે પણ સૂઝ હલકા પ્રકારની થાય.

ચોરને ચોરીની સૂઝ કેટલી બધી હોય ? બુદ્ધિ કરતાં પ્રેસિયસ (કીંમતી) સૂઝ ! દાદાશ્રીને તો સૂઝનો સૂર્ય જ પ્રકાશે. વર્લ્ડની ટોપમોસ્ટ સૂઝ જ્ઞાનીમાં હોય. તેથી જ્યાં ત્યાં ફોડ પાડી જાય. બુદ્ધિ તાર્કિક હોય ને સૂઝ પ્યૉર હોય.

સૂઝ એ તો છે, અનંત અવતારની ભેળી કરેલી ઉપાદાન શક્તિ. અનંત અવતારના અનુભવોના તારણમાં, ઉપાદાન સ્વરૂપે પ્રગટે છે એ સૂઝ. જે મોક્ષમાર્ગમાં જબરજસ્ત મદદરૂપ બને છે.

સૂઝમાં અહંકાર હોય નહીં.

પ્રજ્ઞા અને સ્થિતપ્રજ્ઞમાં, સ્થિતપ્રજ્ઞ એટલે પોતે પોતાની બુદ્ધિથી વિચારી વિચારીને પ્રશ્નોનો ઉકેલ લાવે અને સ્થિર થાય તે. બુદ્ધિ સ્થિર થાય તે સ્થિતપ્રજ્ઞ ને પ્રજ્ઞા તો ઊંચામાં ઊંચી વસ્તુ, આત્માનું અંગ છે એ. આત્માનો ડિરેક્ટ પ્રકાશ છે. સ્થિતપ્રજ્ઞ દશામાં આત્માનુભવ નથી, જ્યારે પ્રજ્ઞા પૂર્ણ દશાએ પ્રગટે ત્યારે પદ પ્રાપ્ત થાય છે, અનુભવ દશાનું. દાદા પાસે જ્ઞાન મળે, પછી પ્રગટે છે પ્રજ્ઞા.

મહીં રિયલ-રિલેટિવનું ડિમાર્કેશન દેખાડે, નિજદોષ દેખાડે, પ્રતિક્રમણ કરાવડાવે એ છે પ્રજ્ઞા.

બુદ્ધિ એટલે અજ્ઞાન. જ્ઞાન એનું નામ કે ફરી યાદ ના કરવું પડે, કદી વાંચવું ના પડે. જ્ઞાન એ ચેતન છે અને વિજ્ઞાન એટલે સ્વયં ક્રિયા કરે. બુદ્ધિજન્ય જ્ઞાન એ અજ્ઞાન અને આત્મજ્ઞાન એ સાચું જ્ઞાન, વિજ્ઞાન. વિજ્ઞાન એટલે સિદ્ધાંત. એમાં એક પણ વિરોધાભાસ ન હોય. વિજ્ઞાનનું ફળ જ્ઞાન જાગૃતિ, સ્વ-પર પ્રકાશક જ્ઞાન.

### (૩.૭) બુદ્ધિના આશયો !

આ ભવમાં આપણને, જે જે પ્રાપ્ત થાય છે, તે પૂર્વભવનાં પ્લાનીંગ

કરેલાં, નકશાનું જ રૂપક આવેલું છે આ ભવમાં. પોતે જ પસંદ કરીને ચીતરે છે ડિઝાઈન. એ ડિઝાઈન એટલે બુદ્ધિનો આશય. બુદ્ધિના આશયમાં ભરી લાવ્યા તે જ મળે ? હા, પણ જોડે જોડે પુણ્ય તેમાં ખર્ચાય ત્યારે. દરેક પોતાના બુદ્ધિના આશય મુજબ, પુણ્ય ખર્ચી પામે છે વસ્તુઓ. જોઈએ બંગલા, ગાડી, વાઈઝ વાઈફ, સ્માર્ટ સન્સ !

બુદ્ધિના આશયમાં માંગી એક બૈરી ને આવ્યું લંગર... સાસુ, સસરા, મામા સસરા, કાકા સસરા, છોકરાં, વહુ...

આપણે જે જે ટેન્ડર ભર્યું ગયા ભવમાં, તે જાય છે યુનિવર્સલ કોમ્પ્યુટરમાં. તેનાથી પુણ્ય-પાપના હિસાબ પ્રમાણે, રિઝલ્ટ મળે છે ફિડ કરનારને. અને જે રિઝલ્ટ મળે, તે તેને ગોઠે-ગમે. ઝૂંપડીવાળાને ઝૂંપડી જ ગોઠે, મહેલ ના ગોઠે. કાળો-કૂબડો છોકરો, પણ એ જ એને ગમે.

સંજોગો બુદ્ધિના આશયો બંધાવે છે. ભાઈઓ પજવે તો, એવું બાંધે ભાઈ જ ના જોઈએ. બૈરી જાડી હોય તો કહે પાતળી જોઈએ, સોટા જેવી. પછી મળે ટી.બી. પેશન્ટ જેવી, ત્યારે માંગે એના કરતાં જાડી સારી. આમ બદલાયા કરે બુદ્ધિના આશયો.

પુણ્ય ને પાપની વહેંચણીની ગોઠવણી કેવી રીતે થાય ? પુણ્ય-પાપની કમાણીમાં, નથી બાદબાકીનો ન્યાય કુદરતમાં. બન્ને ભિન્ન ભિન્નપણે ભોગવવાનું.

સંપૂજ્ય દાદાશ્રી પોતાના બુદ્ધિના આશયો માટે કહે છે, ભૌતિકમાં બંગલા, ગાડી, ટી.વી., ટેલિફોન, ઘડિયાળ કે બાબા-બેબીમાં ન ખર્ચી પુણ્ય કમાણી.

પંચાણું ટકા પુણ્ય કમાણી ખર્ચી આત્મધર્મમાં ને જગત કલ્યાણમાં. પાંચ ટકા પુણ્યના ખર્ચ્યા, સંસ્કારી માતા, પત્ની, કપડામાં ને દેહમાં.

ભાવ અને બુદ્ધિનો આશય, એમાં શું ફેર ? ભાવ એ દહીં છે ને બુદ્ધિનો આશય છે માખણ. ભાવમાંથી ખડો થાય, બુદ્ધિનો આશય.

દાદા મળ્યા કઈ પુણ્યૈએ ? તમે પણ ટેન્ડર ભરજો દાદા જેવું, 'બુદ્ધિના આશયમાં જ્ઞાન વિના કશું ન હોય, જગત કલ્યાણ વિના ભાવના કશી ન હો.'

## (૩.૮) બુદ્ધિ સામે, અક્રમ વિજ્ઞાન !

બુદ્ધિ અને જ્ઞાનના અપૂર્વ ફોડ પાડ્યા જ્ઞાનીએ અહીં અને પ્રકાશ્યું

અક્રમ વિજ્ઞાન, જે કલાકમાં જ મુક્ત કરે. એક-એક ફોડ છે સૈદ્ધાંતિક. એમાં એક સેન્ટ પણ ન હોય બુદ્ધિ.

સેંકડો બુદ્ધિના ખેરખાંઓ આવ્યા, બુદ્ધિશાળીના ભેજાં તોડી નાખે તેવા લાખો પ્રશ્નો લાવ્યા, એક-એકનું સમાધાન કરાવ્યું દાદાએ. કેવું ગજબનું છે, આ અક્રમ વિજ્ઞાન ! બુદ્ધિને ગાંઠતું જ નથી કદી. બુદ્ધિ બેઠી બેઠી પાણી ભરે એની આગળ.

આ પ્રગટ્યું છે બટ નેચરલ ! એમાંય નથી કર્તાપણું માથે લેવાયું. નિરંતર ફ્રીઝની ઠંડક ને પ્રગતિ મોક્ષમાર્ગ ભણી.

ખુદાની ગુફામાં ન પહોંચી બુદ્ધિ કદી, ત્યાં અક્રમ વિજ્ઞાન પેસી ગયું કલાકમાં સડસડાટ ! દાદાએ દીધો જગતને, ખુદાનો પૈગામ, પયગંબર બની ! સાયન્ટિફિક અક્રમ માર્ગ બતાડી, આર.ડી.એક્સની અગનમાં જલતા લોકોને, એ.સી.ની ઠંડક બક્ષી કાયમની ! ધન્ય છે, ધન્ય છે, એ અક્રમ વિજ્ઞાનને ! અને અહો ! અહો ! એ વિજ્ઞાનના ધારક, તરણતારણહાર, જ્ઞાનાવતાર દાદા ભગવાનને !

## [ખંડ-૪] ચિત્ત

### (૪.૧) ચિત્તનો સ્વભાવ

શરીરમાં ભટકવાની ટેવ કોને ? મનને કે ચિત્તને ? ચિત્તને. મન તો આ શરીરની બહાર જઈ જ ના શકે. ચિત્ત બહાર ને શરીરની મહીં, બધે જઈ શકે, ખુદાબક્ષની જેમ. મનનું કાર્ય માત્ર વિચારવાનું જ.

ચિત્ત અહીં બેઠાં બેઠાં ઓફિસ જોઈ આવે, કઈ ફાઈલ ક્યાં છે તે જોઈ આવે. એક્ઝેક્ટ ફોટોગ્રાફી પાડે એ ચિત્ત. અશુદ્ધ ચિત્ત ભટકે વિનાશી વસ્તુઓમાં, શુદ્ધ ચિત્ત સ્થિર થાય અવિનાશીમાં. શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા ! એ જ શુદ્ધ ચિદ્રૂપ !! મન ને ચિત્તને કંઈ લેવાદેવા નથી. એને ભટકવામાં કોઈની સહાયનીય જરૂર નથી. ચિત્ત ભટકે તેમાં અજ્ઞાનીને અહંકાર ભળે, જ્ઞાનીને ના ભળે.

જ્યાં રસ છે ત્યાં ચિત્ત જાય, કંટાળે છે ત્યાંય જાય. રસ નથી ત્યાં ના જાય.

ચિત્તનું તત્ત્વસ્વરૂપ શું છે ? અશુદ્ધ ચિત્ત એ વ્યવહાર ચૈતન્ય, મિકેનિકલ ચેતન કહેવાય. અંતઃકરણમાં ચેતન, ચિત્ત એકલું જ છે. ચેતન એટલે પાવર ચેતન. આત્માની હાજરીથી જ પાવર પૂરાય છે.

## (૪.૨) ચિત્ત = જ્ઞાન + દર્શન

ચિત્ત કઈ રીતે શુદ્ધ થાય ? જ્ઞાન-દર્શન શુદ્ધ થયું, એટલે ચિત્ત શુદ્ધ થઈ ગયું.

ઓફિસમાં એક્ઝેક્ટ વસ્તુઓ દેખાય એ જ્ઞાન છે અને ઝાંખું ઝાંખું દેખાય એ દર્શન છે. ચિત્ત એટલે અરીસો જ જોઈ લો ને ! જ્ઞાન-દર્શન હંમેશાં વર્તમાનનું જ હોય.

## (૪.૩) ચિત્તશુદ્ધિની સામગ્રીઓ !

પોતાના સ્વરૂપને બદલે વિનાશી વસ્તુઓમાં વહે છે, તેથી અશુદ્ધ બને છે ચિત્ત. ને તેથી ફલિત થયો સંસાર.

અશુદ્ધ ચિત્ત શું જુએ ? આ મારા કાકા ને આ મારા બાપા ને આ મારા સસરા. જ્ઞાની પણ એવું જ બોલે, પણ તેમની શ્રદ્ધામાં તેવું ના હોય. એ તો ડ્રામેટિક બોલે.

તમામ ધર્મો, તમામ ગુરુઓ, ચિત્તની શુદ્ધિકરણના રસ્તાઓ ચીંધે છે. ચિત્તને લાંગરવાના અનેક સ્થાનો હોય. અધોગતિના માર્ગો એટલે પત્તા રમવા, સિનેમા, નાટક, વિષય. જ્યારે ઊર્ધ્વગતિના માર્ગો એટલે દેવ-દેવીઓની પૂજા, અર્ચન, પ્રક્ષાલન પણ ઝાઝું ન વળે એમાં. ધાર્મિક ગ્રંથોનું વાંચન, ચિંતન, મનન, નિદિધ્યાસન, એ છે ચિત્તશુદ્ધિના સાધનો, છતાં કષાય જરાય ખસે નહીં એમાં.

કોઈ ગાળો આપે ને આપણને કિંચિત્‌માત્ર અડે નહીં, એનો અર્થ ચિત્ત અશુદ્ધ ના થવા દીધું.

દેહની શુદ્ધિ, નદીમાં ઝબોળ ઝબોળ કરવાથી થાય. તેમ ચિત્તની શુદ્ધિ, સત્સંગમાં ઝબોળ ઝબોળ કરવાથી થાય. મેલું શું થયું છે ? મન કે ચિત્ત ? ચિત્ત માટે ચિત્તશુદ્ધિ વિના નથી છૂટકારો.

પ્રતિક્રમણ એ ઊંચામાં ઊંચું સાધન છે ચિત્તશુદ્ધિનું. અને એથી પણ ઊંચામાં ઊંચું સાધન, પ્રગટ જ્ઞાની પુરુષને સમર્પણ ને જ્ઞાનવિધિ.

ચિત્ત અશુદ્ધ છે એ સમજે કોણ ? બુદ્ધિજન્ય પ્રકાશથી અહંકાર.

જેમાં રસ તેમાં ચિત્ત સ્થિર. પૈસા ગણતી વખતે ચિત્ત સ્થિર રહે છે ને !

સંસારમાં રહીને ચિત્તશુદ્ધિના ઉપાયો શું ? પ્રામાણિકતા, નિષ્ઠા ને

પરગજુ ભાવ, અંતમાં તો જ્ઞાનીકૃપા.

જ્ઞાની પુરુષ એક ફેર આત્માનું સુખ ચખાડે, પછી ત્યાંથી ચિત્ત ખસે જ નહીં. જે ચિત્ત નિરંતર સુખની શોધમાં જ, અનાદિકાળથી ભટકતું હતું, તે નિજસુખ ચાખ્યા પછી, બીજે ક્યાંય કેમ જાય ?

ચિત્તની શુદ્ધિ વિના, નથી પ્રવેશ મોક્ષમાર્ગમાં.

શાસ્ત્રોમાંથી જાતે દવા ખોળી, દર્દ મટાડાય ? શાસ્ત્રો જડ ને વૈદું ચેતનનું કરે. એ દવાથી કષાય જાય કઈ રીતે ?

સામા પર એટેક કરવાથી, થાય ચિત્તની અશુદ્ધિ.

જાપ કરવાથી ચિત્ત સ્થિરતાને પામે ને વાંચનથી ચિત્ત શુદ્ધતાને પામે. ચોપડીમાંથી વાંચવાનું નહીં, આંખો મીંચીને અક્ષરે અક્ષર વાંચવાના.

અવળું જ્ઞાન-દર્શન તે અશુદ્ધ ચિત્ત. મન વિચારે ને ચિત્ત એ પ્રમાણે દૃશ્ય દેખાડે. બેઉ જોડે કામ કરે, કેટલીક વાર.

ચિત્ત વસ્તુના સ્વભાવને દેખાડે, બુદ્ધિ વસ્તુનું મૂલ્યાંકન કરે.

અશુધ્ધ ચિત્ત સંસારી સાધનો દેખે, શુદ્ધ ચિત્ત અધ્યાત્મ ને અધ્યાત્મના સાધનો દેખે.

તમામ વૃત્તિઓ માત્ર વંશાવળી છે, અહંકારની. ચિત્તવૃત્તિઓ પણ વંશાવળી છે, અહંકારની.

ચરણ વિધિ કે નમસ્કાર વિધિ કરતાં કરતાં ચિત્ત ભટકે તેનું શું ? એ ક્યાં જાય છે એ દેખાયું, કે ચિત્ત શુદ્ધ થયું. ચિત્ત જાય પણ જોડે 'આપણે' ના જઈએ તો પછી કશો વાંધો થાય ? ચિત્તને જોનારો શુદ્ધાત્મા. ભટકતાં ચિત્તને જોવાથી ચિત્ત શુદ્ધ થઈ જાય. યા તો પ્રતિક્રમણ કરવાથી.

મનને લાંગરવું જગત કલ્યાણની ભાવનામાં ને ચિત્તને લાંગરવું જ્ઞાની પુરુષમાં.

ચિત્તવૃત્તિનો નિરોધ નથી કરવાનો, એને શુદ્ધ કરવાની છે. જ્ઞાન પછી વૃત્તિ એની મેળે પાછી વળે. યોગીઓની ચિત્તની સાધના હોય, મનની નહીં. યૌગિક સાધનામાં જ્યોતિ દેખાય, પ્રકાશ-પ્રકાશ દેખાય, એ શું છે ? ચિત્ત ચમત્કાર. આત્માને ને એને કંઈ લેવાદેવા નથી. આત્મયોગીને એકાગ્રતાની જરૂર નથી, વ્યગ્રતાના રોગીને એકાગ્રતાની જરૂર હોય.

અક્રમ જ્ઞાન ને જ્ઞાનીની આજ્ઞાનું પાલન, ચિત્તને ભટકતું અટકાવે છે. ને જ્ઞાની ના મળે તો બીજા ઉપાયો કર્યા કરવાના. ચોખ્ખું ઘી ના મળે, તો ડાલ્ડા ઘી રોટલી પર ચોપડવું.

ચિત્તની ત્રણ ભૂમિકાઓ : એક ચિત્ત, અનેક ચિત્ત, અનંત ચિત્ત. અનંત ચિત્ત ઠેકાણા વગરનું, એ તો ઘેર જ ના આવે. ભટક ભટક જ કર્યા કરે. સ્થિરતા જ નહીં એને. આ મારાં સાસુ, આ મારાં વડસાસુ એ અનંત ચિત્ત. અનંત ચિત્ત છે તેથી તો આ સગાંવહાલાં, વસ્તુઓ યાદ રહે. વેરાયું ચિત્ત અનંત સ્થાનોમાં. અનેક ચિત્ત સ્થિરતા ખરી, તેથી તો મંદિરે ગયા. એક ચિત્ત એ તો જોડે ને જોડે જ રહે, જ્યાં દેહ ત્યાં પોતે, આઘુંપાછું થાય જ નહીં. એક ચિત્ત થાય, એટલે થઈ ગયું કામ પૂર્ણ ! દાદા સ્વપ્નમાં આવે, તે એક ચિત્ત થાય એટલે. પાછા બે ચિત્તેય થઈ જાય ને ચિત્તભ્રમેય થઈ જાય. ચિત્ત ભ્રમ થાય, એટલે પોતાનું નામેય ભૂલી જાય.

### (૪.૪) પરિણામો, ચિત્તની ગેરહાજરીનાં !

ચિત્તને ચરવાનાં ગોચરો અનેક, મિત્રો જોડે બેઠો હોય ને ચિત્ત વાઈફ જોડે વાત કરે. જાનૈયાને બેન્ડવાજાં ના સંભળાય, ધંધામાં ઉઘરાણી કરનાર દેખાય. માળા ફેરવતાં ફેરવતાં, શેઠ વિકારોમાં ખોવાયેલો હોય ! છોકરાં વાંચતી વખતે ક્રિકેટ રમવા જતાં રહે છે ને ! એકાગ્રતાથી એકવાર વાંચે, તો તે પરીક્ષામાં ભૂલાય નહીં.

બૈરી બિચારી ખૂબ મહેનત કરી, દિલોજાનથી પતિદેવ માટે રસોઈ બનાવે. ચાર કલાક ભટ્ઠી આગળ તપીને, ભાવથી થાળી સજાવીને પતિદેવને ધરે ને એ અક્કરમી ખાતી વખતે મિલમાં ગયો હોય ! સેક્રેટરી જોડે વાતો કરતો હોય ! તે બટાકાવડાં છે, ભજિયાં છે, તે જમતી વખતે ચિત્ત જમવામાં હાજર રહે છે ? ચિત્તની ગેરહાજરીમાં જમે તો, હાર્ટ એટેક ને હાર્ટ ફેઈલની લાઈન ક્લિયર થઈ જાય. આ તો વગર મોતે મરવાના જ રસ્તા ખોળ્યા ને લોકોએ.

વકીલોય જમતા હોય, ત્યારે જજ જોડે પ્લીડીંગ કરતા હોય.

શરીરમાં મોટામાં મોટી વસ્તુ છે ચિત્ત. ચિત્તને શાંત કરવાનું છે. અક્રમ વિજ્ઞાનથી ચિત્ત ઠરીઠામ બને છે.

કૃપાળુદેવ શું કહેતા, 'હે ચિત્ત, તને અમારા પણ નમસ્કાર છે !'

ચિત્ત ભગવાનમાં રહે તો સંસારમાં નિર્લેપ રહે. મહાત્માઓને દાદા

જ ચિત્તમાં રહે. 'ઉપર ભી દાદા, નીચે ભી દાદા, આગે ભી દાદા, પીછે ભી દાદા, દાયેં ભી દાદા, બાયેં ભી દાદા, જહાં મૈં દેખું, દાદા હી દાદા, દાદા કે બિના સબ હૈ આધા.' જેનું ચિત્ત 'આમ' દાદામાં તન્મયાકાર રહે, તેનું પછી ચિત્ત ક્યારેય બગડે ? ચિત્ત બીજા કોઈમાં જતું હોય તો તેને લબાડ સમજવું અને જ્ઞાની પુરુષમાં જતું હોય તો તેને પરમાત્મપદ મળવાનું.

દાદાશ્રીનો સત્સંગ સાંભળતાં જ, ચિત્ત એકાગ્ર થઈ જાય ને અંતરશાંતિ થઈ જાય. ને ચિત્ત સહેજે શુદ્ધ રહ્યા કરે.

દાદાશ્રી કહે, 'અમારું ચિત્ત તો ક્યારેય ભટકવા ના જાય. જેમ મોરલી આગળ સાપ ડોલે, તેમ ચિત્ત શુદ્ધાત્મામાં જ તન્મયાકાર રહે.'

## (૪.૫) વિશ્લેષણ, ચિત્તવૃત્તિઓ તણું !

ચિત્તને ભટકવાનું કારણ શું ? સુખ મેળવવા માટે. અનાદિ કાળથી એ જ શોધે છે. એનો અંત ક્યારે આવે ? સનાતન સુખ મળી જાય ત્યારે. આ તો ટેમ્પરરી સુખ મળે છે, કારણ કે ટેમ્પરરી વસ્તુમાંથી મેળવે છે માટે.

અક્રમ જ્ઞાન મળે એટલે પ્રથમ, સાંસારિક દુઃખનો અભાવ તરત જ થઈ જાય છે. પછી અમુક વર્ષો પછી, તો સ્વાભાવિક સુખનો સદ્ભાવ શરૂ થાય.

જે વૃત્તિ પહેલાં વિનાશી વસ્તુઓમાં બહાર ભટકતી હતી, તે હવે નિજ ઘર વળી, સ્વ સ્વભાવમાં ભળી. જેની ચિત્તવૃત્તિઓ ઘરની બહાર જ જતી નથી, દાદાનાં દર્શન સ્વપ્નામાં થાય, તેની ચિત્તવૃત્તિઓ વિશ્રામ પામે છે.

વૈકુંઠ એટલે વૃત્તિઓને કુંઠિત કરવી. કૃષ્ણ ભગવાનને ભજનારા ત્યાં સુધી પહોંચે.

ચિત્ત ફિલ્મ પાડ્યા જ કરે. જુએ ને થાય કે કેટલું સરસ છે અથવા તો કેટલું ખરાબ છે, તો ફિલ્મ પડ્યા વગર રહે નહીં. જ્યાં ગમ્યું, ત્યાં ચિત્તની ટેપ બગડે. તેથી ફોટા બહુ ના લેવા.

મંદિરમાં, દેરાસરમાં ઘંટ શા માટે વગાડે છે ? ચિત્ત એકાગ્ર થાય એ માટે. ભગવાનને આંગી, ફૂલોના શૃંગાર શા માટે કરવામાં આવે છે ? મૂર્તિનો ચિત્ત ફોટો લે એ માટે. નહીં તો બીજા ફોટાઓ ચિત્ત લીધા જ કરે.

ચિત્તવૃત્તિઓ ભટકે છે કેમ ? અજ્ઞાનતાને કારણે. બીજું બધું બંધાય પણ ચિત્તવૃત્તિઓ ના બંધાય.

## (૪.૬) શક્તિઓ, ચિત્તની !

શરીરમાં જ્યાં કંઈ પણ દુખતું હોય, ત્યાં ચિત્ત હાજર કરીએ તો તરત જ દુખાવો મટી જાય. ચિત્તનો સ્વભાવ જ છે કે, જ્યાં કંઈ પણ ઉપાધિ, દુઃખ આવી પડે, તો ત્યાં તરત જ એ હાજર થઈ જાય ને દર્દ મટાડવાની પ્રક્રિયા શરૂ થઈ જાય. ચિત્તની જોડે, મન પણ ત્યાં હોય, તો મટાડવામાં એ પણ મદદરૂપ થાય. મનના યોગીઓ, શરીરમાં પાછળ ચક્કરો ઉપર ચિત્તને મૂકે પછી મનને ત્યાં સ્થિર કરે, એટલે શ્વાસોશ્વાસ ત્યાં જાય, એકાગ્રતાની જગ્યાએ ને દર્દ મટી જાય.

રાત્રે બે મચ્છરાંય હાહાકાર મચાવે. કરડે ત્યાં ચિત્ત દોડી જાય. ચિત્તને બીજે ગોઠવી દઈએ, તો પછી ત્યાં ચિત્ત ન જાય.

જીભ કેટલી ડાહી છે ! બત્રીસ દાંત વચ્ચે રાતદા'ડો કામ કરે છે, ને લડતી-ઝઘડતી નથી. આમાં આપણે ઓર્ગેનાઈઝર વાંકા છીએ ?

ચિત્ત ખેંચાયા કરે, તેનું કારણ શું ? પૂર્વકર્મ. કર્મની શુદ્ધિની રીતિ શું ? ચિત્તની શુદ્ધિ થઈ કે, થઈ કર્મની શુદ્ધિ !

વ્યવહાર શુદ્ધિ કઈ રીતે કરવી ? દગો નથી દેવો કોઈને, તો તે થઈ ગયો વ્યવહાર શુદ્ધ.

ચિત્તથી જ ઊભાં થયાં બધાં દ્રવ્યકર્મ. ચિત્ત ઠરે એટલે પ્રગતિ થાય.

ચિત્ત ચોંટે ત્યાં નજર લાગી કહેવાય. ચિત્તને એકાગ્ર કરે તો, ચમચા ય વાંકા વળી જાય !

## (૪.૭) ઈન્ટરેસ્ટવાળી અટકણો !

જ્યાં સરસ લાગે ત્યાં ચિત્તવૃત્તિઓ તણાય. ઉદાસીનતા થાય તો તે વળી પાછી.

ચિત્ત અને વૃત્તિમાં શું ફેર ? ઘરમાં હોય તે ચિત્ત ને બહાર ભટકવા જાય તે વૃત્તિ.

તમામ શાસ્ત્રોનો સાર શું ? ચિત્તવૃત્તિઓને નિજઘેર લાવવી તે. વૃત્તિઓ પાછી ક્યારે વળે ? વસ્તુમાંથી ઈન્ટરેસ્ટ જાય ત્યારે.

સ્ત્રીનું સાડીમાં ચિત્ત ચોંટી જાય, તે ઘેર આવે તોય ખોવાયેલી રહે.

### (૪.૮) અતૃપ્ત ચિત્ત અનાદિથી, વિષય સુખથી !

વિષયમાં ચિત્ત જબરજસ્ત ચોંટી જાય છે. એક ફેરો વિષયમાં પડ્યો, કે પછી ચિત્ત ફરી ફરીને ત્યાં જ જાય. 'વિષય' ભોગવ્યા પછી ધ્યાન બરોબર રહે નહીં. વિકારમાં જે થયો નિર્વિકાર, તો વીર્ય થયું ઊર્ધ્વગામી !

દાદાશ્રી કહે, અમારા ચિત્તનું વર્લ્ડમાં કોઈ હરણ ના કરી શકે ! તેથી થયા સંપૂર્ણ સ્વતંત્ર 'અમે'.

વિષયનો આનંદ મનમાંય નથી ને ચિત્તમાંય નથી, એ ભોગવે છે અહંકાર.

ચિત્તને ડગાવે એ બધા વિષય. જ્ઞાનની બહાર જાય એ બધા વિષય. સૌથી વધારે ચિત્તની ફસામણ શેમાં ? વિષયમાં.

### (૪.૯) આત્મઐશ્વર્ય, અક્રમ થકી !

ચિત્તવૃત્તિઓ વિખેરી નાખી વિવિધ વસ્તુઓમાં ! ઘડિયાળ, દાગીના, કપડાં, સાડીઓ, ખાવામાં, વિષયમાં, કંઈ કેટલીય જગ્યાએ ખોવાય ચિતવૃત્તિઓ ! જેટલી વિખરાઈ વૃત્તિઓ, એટલું 'આપણે' ભટકવાનું. જ્ઞાન મળ્યા પછી મહાત્માઓની વિખરાયેલી ચિત્તવૃત્તિઓ, કેન્દ્રિત થાય છે આત્મામાં.

અક્રમ માર્ગ, કેવો સરળ, સહેલો ને સુંદર ! નહીં કરવાના જપ, તપ કે ત્યાગ, નહીં ઉપવાસ કે નહીં વૈરાગ્ય, વૈભવ ભોગવતાં મોક્ષ ! અહો ! અહો ! અક્રમનું ઐશ્વર્ય તો જુઓ !!!

દાદાનાં સંપૂર્ણ સ્વરૂપનાં દર્શન ક્યારે થાય ? ગુરુપૂર્ણિમા, જન્મજયંતિ અને બેસતા વર્ષના દિવસે.

વેરવાની ઈચ્છા હતી, તેથી વિખરાઈને વૃત્તિઓ ! વૃત્તિઓ વહેંચાઈ, હિમાલય ને ટેકરી વચ્ચે. વચ્ચે જે આવ્યું ત્યાં વેરાણી. ચિત્ત જેટલું વિખરાય, ઐશ્વર્ય એટલું ઘટે. ચિત્તની સંપૂર્ણ એકાગ્રતા એ પરમાત્મા.

જ્યાં જ્યાં ચિત્ત લિકેજ થાય, ત્યાં ત્યાં દાટા મારવા પડે કે નહીં ? જીવનમાં જરૂરી ને બિનજરૂરી કેટલું ? જરૂરિયાત પૂરતું જ વસાવવું. અપરિગ્રહથી વૃત્તિઓ વિખરાય ઓછી.

ચિત્ત બહુ વિખરાય તો, માણસ થઈ જાય બે ચિત્ત ! દાદાઈ અગિયારસ કરે, તેનાથી થાય એક ચિત્ત. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો ને અગિયારમું મન, આ અગિયાર રસોને નિરાહારી રાખવાના.

## (૪.૧૦) સચ્ચિદાનંદ

સચ્ચિદાનંદ એટલે શું ? સત્ + ચિત્ત + આનંદ. સત્ એટલે અવિનાશી. અશુદ્ધ જ્ઞાન + અશુદ્ધ દર્શન = અશુદ્ધ ચિત્ત. શુદ્ધ જ્ઞાન + શુદ્ધ દર્શન = શુદ્ધ ચિત્ત. શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા. ને જ્યાં અવિનાશી વસ્તુમાં જ્ઞાન-દર્શન હોય, તે શુદ્ધ ચિત્ત જ હોય, તે જ પરમાત્મા. ને ત્યાં આનંદ સિવાય, બીજું શું હોઈ શકે ? અને સનાતન વસ્તુનો આનંદેય સનાતન હોય.

# (ખંડ-૫) અહંકાર

## (૫.૧) અહંકારનું સ્વરૂપ !

અહંકારની યથાર્થ વ્યાખ્યા શું ? પોતે નથી ત્યાં માની લીધું કે હું 'આ' છું, એનું નામ અહંકાર. આરોપિતભાવ એનું નામ અહંકાર. પોતે આરોપ કરે કે 'હું ચંદુભાઈ છું', એનું નામ અહંકાર. 'હું ચંદુભાઈ છું' એ પહેલો અહંકાર, 'આનો ધણી છું' એ બીજો અહંકાર. આનો ફાધર છું, મામો છું, કાકો છું, એ બધા અહંકાર. પોતે જે છે તે કહે, તે નિર્અહંકાર. પોતે રિયલમાં શુદ્ધાત્મા છે ને 'હું શુદ્ધાત્મા છું' તે ભાન સહિત બોલે, તો તે અહંકાર ના ગણાય.

અહમ્ અને અહંકારમાં શું ફેર ? 'અહમ્ બ્રહ્માસ્મિ' કહેવાય પણ 'અહંકાર બ્રહ્માસ્મિ કહેવાય ?

અહમ્ એટલે 'હું' ! 'હું છું' એ અસ્તિત્ત્વપણું છે જ ! જે છે તે કહેવાનો રાઈટ છે, જે નથી તેને 'હું છું' કહીએ તે અહંકાર. અહંકારમાંય પોતે તો છે જ.

'હું'પણું એ અહમ્ અને હુંપણાંનો પ્રસ્તાવ કરવો, ખુલ્લો કરવો એ અહંકાર. માલિકીવાળું થયું તે માન. માનનું પ્રદર્શન કરવું એ અભિમાન. આ મારો બંગલો, આ મારી ગાડી એ અભિમાન. ગર્વ, ઘેમરાજી, તૂંડમિજાજી, મિજાજી, એ બધા પર્યાયો અહંકારના.

ગર્વ એટલે 'મેં કેવું સરસ કર્યું' કર્યાનો ગર્વ લે તે. અભિમાન ને ગર્વ એ બધું નબળો અહંકાર કહેવાય.

માનની મોટી આશા રાખે ને ત્યાં જ ભયંકર અપમાન સાંપડે, તે થાય પછી અહંકારભગ્ન. એમાંથી 'ચસકી' પણ જાય.

આપણને આવકાર ના મળે, ત્યાં લાગે તુચ્છકાર.

ક્ષત્રિયોમાં અને પુરુષમાં ક્રોધ ને માન વધારે હોય. વૈશ્યો (વણિકો) અને સ્ત્રીઓમાં કપટ અને લોભ વધારે.

અહમ્ એ માનેલું, તે પોતાપણું એ રહ્યું વર્તનમાં.

જાડા માણસમાં અહંકાર ઓછો ને પાતળા માણસમાં અહંકાર વધારે !

અહમ્ કાઢવાનો નથી, અહંકાર કાઢવાનો છે.

આઈ વિધાઉટ માય = ગોડ, આઈ વિથ માય = જીવાત્મા.

ઊંઘવાની કે જાગવાની સત્તા કોની ? ઊઠાડવા માટે એલાર્મ ને સૂવા માટે ઊંઘની ગોળીઓ, શું પુરવાર નથી કરતા કે, આપણામાં ઉઠવાની કે ઊંઘવાની સત્તા સહેજેય નથી. સંડાસ જવાની સત્તા પોતાની કેટલી ? અટકે ત્યારે, ડૉક્ટર પાસે દોડવું પડે કે નહીં ?

અહંકારનો ગુણધર્મ શું ? પોતે કંઈ જ ના કરે છતાં ખાલી માને કે, 'મેં કર્યું' ! અહંકાર સૂક્ષ્મ વસ્તુ છે, ક્રિયાઓ સ્થૂળ છે. સૂક્ષ્મ, સ્થૂળ ક્રિયા કઈ રીતે કરી શકે ?

જગત કોણ ચલાવે છે ? કોઈ નહીં, સ્વયંસંચાલિત છે.

શ્વાસ કોણ લે છે ? પોતે ? તો કોઈ શ્વાસ બંધ થવા જ દે કે ?

ભમરડો હિસાબી રકમ મુજબ ફર્યા કરે છે, ફર્યા જ કરે છે. વર્લ્ડમાં બધા જ ટી-ઓ-પી-એસ છે. દાદા કહે, અમેય ભમરડામાં. વ્યવહાર માત્ર પરસત્તામાં અને 'અમે' અમારી સ્વસત્તામાં.

આપણે કરીએ છીએ કે ઈટ હેપન્સ (બની રહ્યું છે) ?

નિર્અહંકારીઓનો સંસાર, ચલાવી લે અહંકારીઓ ! શીશુને દૂધથી માંડીને ડાયપર સુધી, જાતે કંઈ કરવું પડે છે ?

જિનમુદ્રા શું સૂચવે છે ? હાથ-પગ વાળીને ભગવાન બિરાજ્યા, કહે છે. 'કશું જ' કરવા જેવું નથી, બધું સ્વયં થઈ રહ્યું છે !

પ્રથમ પ્રગટે છે અહમ્ ને પછી શરીર બંધાય.

આત્મા ને કર્મ અનાદિથી છે. અહંકારથી બંધાય કર્મ. સકામ કે નિષ્કામ કર્મ, બન્નેથી બંધન છે. પુણ્ય ને પાપને બાંધનારો કોણ ? અહંકાર.

જ્યાં ને ત્યાં પરવશતા અનુભવાય છે ? એ પરવશતા કોણે અર્પી ? અહંકારે.

અહંકાર શું કરે ? માત્ર 'મેં કર્યું'નો ગર્વરસ લે. 'રાજા' કહે, 'આ દેશને મેં હરાવ્યો.' પણ રાજા તો પોતાના મહેલની બહાર ક્યારે નીકળેલો ? ફ્રંટ પરના સૈનિકો ને દારૂગોળાએ જ, જે કંઈ કર્યું તે કર્યું ને !

બધાં જ કર્મો કરવા છતાં એક પણ કર્મ ન બંધાય, એવીય ચાવી વીતરાગો પાસે હતી ને !

મહાભારતનું યુદ્ધ અર્જુન લડ્યો, કરોડોની હત્યા કરી છતાંય એકુંય કર્મ એને ના બંધાયું. એનું નામ કર્મ કરવા છતાં અકર્મ દશા.

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે, 'છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ, નહીં ભોક્તા તું તેહનો, એ છે ધર્મનો મર્મ !'

## (૫.૨) પ્રયાણ, અહંકારમુક્તિ તરફ !

અહંકારને ઓછો કરવાનો કે કાઢવાનો ? કાઢવાનો.

આપણે અહંકારના ને અહંકાર આપણો ? કોણ કોની માલિકી ? અહંકાર આપણો હોય તો, એને ગેટ આઉટ કરી દો ને !

અહંકાર જાય ક્યારે ? અહંકાર ખોટો છે, એવું સ્વીકાર્ય બને ત્યારે. જ્યાં કકળાટ થાય કે સમજી જવું, કે પોતાનો જ અહંકાર ખોટો છે. એટલું સમજ્યો તો તે અહંકાર જાય.

જે રસ્તે અહંકાર વધે છે, તે જ પાછા વળવાથી ઘટે છે.

અહંકારને દબાવાય ? ના. એને દબાવવા જનાર કોણ ? એય પાછો અહંકાર.

અહંકારને સોંપી દેવો, દાદા ભગવાનના સુચરણોમાં.

જપ, તપ, યોગ, ધ્યાન, ભક્તિ કરવાથી શું અહંકારનો વિલય થાય ? બધાં અહંકારને વધારનારાં છે. આમાં ભક્તિ એકલી અહંકારને ઘટાડે છે ! 'હું કોણ છું'નું ભાન થાય તો જ અહંકાર ખલાસ થાય.

બંધાયેલો જાતે કેવી રીતે છૂટી શકે ? જે મુક્ત પુરુષ છે તે જ છોડાવી શકે.

અહંકાર પોતાને થાય છે કે, મારે અહંકાર છોડવો છે ! કેવો મોટો

વિરોધાભાસ !!

મારામાં અહંકાર નથી એ કોણ કહે છે ? મારામાં અહંકાર છે એ કોણ કહે છે ? બેઉમાં અહંકાર જ છે.

અહંકાર શૂન્ય કઈ રીતે બનાય ? જે અહંકાર શૂન્ય છે તેમની પાસેથી.

મોક્ષ મેળવનાર કોણ ? અહંકાર. મોક્ષ થાય છે કોનો ? અહંકારનો. આત્મા તો મુક્ત જ છે, પરમાત્મા જ છે. અહંકારની મુક્તિ કરવાની છે.

ક્રમિક માર્ગ એટલે અહંકારનું શુદ્ધિકરણ. ઠેઠ સુધી અહંકારને શુદ્ધ જ કરવાનો. અહંકાર કરીને અહંકાર શુદ્ધ કરવાનો. જેમ સાબુનો મેલ કાઢવા ટીનોપોલ નાખીએ. અહંકાર સંપૂર્ણ શુદ્ધ થઈ જાય, એક પણ પરમાણુ અહંકારમાં ક્રોધ-માન-માયા કે લોભનું ના રહે, ત્યારે થાય સંપૂર્ણ શુદ્ધ અહંકાર. તે પછી શુદ્ધાત્મામાં શુદ્ધ અહંકાર થઈ જાય એકાકાર.

અહંકારને મમતાથી શુદ્ધ કરવાનો છે. મમતા ગઈ કે શુદ્ધ થઈ ગયો એ. જેનાં અહંકાર ને મમતા, સંપૂર્ણ ખલાસ થયાં, તેવા જ્ઞાની પુરુષની કૃપાથી જ, એ ખલાસ થાય.

જે જ્ઞાનથી અહંકાર ઓછો થાય એ વીતરાગી જ્ઞાન. જે ક્રિયાકાંડથી અહંકાર ઓછો થાય, એ ભગવાનની આજ્ઞાપૂર્વકનું કહેવાય. બાકી, લાખ અવતાર જંગલમાં પડી રહે, નાગાબાવા થઈને ફરે તોય સંસારનો મોહ છૂટે નહીં. આ અક્રમ માર્ગે સડસડાટ મોહ છૂટી જાય છે.

જે શેક્યો પાપડેય ના ભાંગી શકે, છતાં આપણા અહંકારને જે લઈ લે, તે વિરાટ પુરુષ !

## (૫.૩) અહંકારમુક્તિ પછીની શ્રેણીઓ...

અક્રમ જ્ઞાનથી બે કલાકમાં (એક કલાક જ્ઞાનવિધિ અને એક કલાક આજ્ઞાની સમજ) જ અહંકાર ઊડે છે.

પોતાના અહંકારને જે જાણે, તે 'પોતે' અહંકારથી મુક્ત જ હોય. અહંકારને જાણનારો આત્મા જ છે.

જ્ઞાનીના ચરણોમાં ચરણ વિધિ એટલે અહંકાર ઓગાળવાનો એસિડ.

આત્માનાં આવરણો નિરાવરણ વિધિ (જ્ઞાનવિધિ)થી અનાવરણ થાય.

અહંકાર ઓગળ્યા પછી શુદ્ધાત્માનું લક્ષ બેઠા પછી, મહાત્માને રહ્યો તે ડ્રામેટિક અહંકાર. ડ્રામાનો અહંકાર કોઈને વાગે ?

રાજા ભર્તૃહરિનું પાત્ર ભજવતાં અંદર તો એ જાણતો જ હોય, કે હું રાજા નથી પણ લક્ષ્મીચંદ તરગાળો છું, અને ઘેર જઈને મારે ખીચડી ખાવાની છે. નાટક પૂરું થાય એટલે રાણીને કહે કે 'હેંડ મારે ઘેર ?' એ જાણતો જ હોય ને કે, ન હોય આ મારી રાણી ! તેમ બધું કરતાં મહાત્માને અંદર નિરંતર ખ્યાલમાં જ હોય, કે 'હું ચંદુલાલ નથી, હું ધણી નથી, હું શુદ્ધાત્મા છું'.

અહંકારના બે પ્રકાર, એક નિર્જીવ ને બીજો સજીવ ! અક્રમના 'મહાત્માઓ' જીવે, નિર્જીવ અહંકારથી. કર્તાપણાનો અહંકાર જાય, પછી રહે માત્ર ભોક્તાપણાનો.

પરમ પૂજ્ય દાદાશ્રીમાં અહંકાર હોય ? 'એ. એમ. પટેલ'માં હોય, ચાર ડિગ્રી જેટલો. પણ તે નિર્જીવ અહંકાર હોય. નિર્જીવ અહંકાર શું કરે ? બૂટ પહેરે, કોટ-ટોપી પહેરે અને 'આવો આવો, મોક્ષે લઈ જઈએ' એવી ખટપટોય કરે. એટલે જ અક્રમ વિજ્ઞાની દાદાશ્રી, પંકાયા ખટપટિયા વીતરાગ નામથી. એમની કેવળ મોક્ષે તેડી જવાની જ ખટપટો.

નિર્અહંકારીનો સંસાર સાહજિક હોય. બધું ડ્રામેટિક હોય, કર્તાપણા વિનાનું કર્તાપણું.

આ સંસાર ચાલે છે તે, નિર્જીવ અહંકારથી. સજીવ અહંકાર બાંધે છે, આવતો ભવ. સંસાર આખોય ડિસ્ચાર્જ સ્વરૂપે જ છે. નિર્જીવ અહંકાર એટલે ડ્રામેટિક અહંકાર. મારા વગર ચાલે નહીં, એ થયો સજીવ અહંકાર.

જગત કેવું રૂપાળું છે ! અહંકારે કદરૂપું કરી નાખ્યું. એક અવતાર માટે સમજી જાવ કે, બધુંય ઉદયાધીન છે. અહંકાર ખાલી ખોટો ડખો કરે છે આખો વખત.

અજ્ઞાન દશામાં અહંકારથી થોડો ઘણો ફેરફાર થાય પણ જે ઈફેક્ટ આવી ગઈ હોય, તેમાં ફેરફાર ના થાય. અહંકાર ના હોય, તેને તો કશોય ફેરફાર ના થાય.

'વ્યવસ્થિતનું જ્ઞાન ક્યારે હેલ્પ કરે ? અહંકાર ના હોય ત્યારે. અહંકાર તો અવ્યવસ્થિત કરે, તેને (શુભ) ભાવનાથી બદલાવી શકાય.

અહંકાર જાય પછી પ્રકૃતિ ને વ્યવસ્થિત એક જ છે. અહંકારની ડખલ

બન્નેને જુદાં પાડે છે. નહીં તો પ્રકૃતિ વ્યવસ્થિત પ્રમાણે જ ઉકલે છે.

અહંકાર જાય પછી શેષ રહે છે, ક્રમબદ્ધ પર્યાય પ્રમાણે.

મોક્ષે જવાનો ભાવ એ શું અહંકાર છે ? હા, ભાવ હોય તો જ એ ભેગું થાય ને !

## (૫.૪) અહંકારની અવસ્થાઓ !

સાક્ષીભાવ કોણ કરે છે ? અહંકાર. પાડોશીભાવ એ જ્ઞાતા-દ્રષ્ટા ભાવ છે. સાક્ષીભાવ એ અહંકારથી છે. ક્રમિકમાં સાક્ષીભાવ છે ને અક્રમમાં જ્ઞાતા-દ્રષ્ટા ભાવ છે. અહંકાર સહિત જ્ઞાતા-દ્રષ્ટા એ છે સાક્ષીભાવ.

બધાં ધ્યાનો અહંકારથી છે. અક્રમમાં જ્ઞાતા-દ્રષ્ટાપદની પ્રાપ્તિ થાય છે.

જ્ઞાતા-દ્રષ્ટા એક સેંકડ પણ થયો, તો થઈ ગયો પરમાત્મા !!! અસંગ, નિર્લેપ બની રહે. ક્રમિકમાં પ્રકૃતિનો જાણનાર છે અહંકાર.

અહંકાર આંધળો, જુએ બુદ્ધિની આંખથી. બુદ્ધિ એ પ્રકૃતિ કહેવાય. અહંકારના કબજામાં હોય, એટલું જ પ્રકૃતિનું એ જાણી શકે. અહંકાર પ્રકૃતિને ક્યાં સુધી જાણી શકે ? નવ્વાણું સુધી.

પોતે પોતાના આધારે ચાલે, એ છે પ્રજ્ઞાશક્તિ. ચાલવું એટલે વ્યાપે, જેમ ભીંત તૂટે ને પ્રકાશ બહાર જાય એના જેવું.

જેમાં અહંકાર વધારે, ત્યાં માણસ આંધળો હોય. માનમાં, લોભમાં આંધળો થઈ જાય.

'હું જાણું છું'નો અહંકાર ભારે. જાણ્યું તો એનું નામ કહેવાય કે કષાયરૂપી ઠોકર ના વાગે.

જેટલો મહાન થવા જાય તેટલો જ પછડાય ને આત્માનો ઘાતક બને. 'હું કંઈક છું' ને 'હું કંઈ કરી શકું છું.' એ અહંકાર જ પછાડે.

જે સેન્સિટીવ હોય, તે ડખો કર્યા વિના રહે જ નહીં.

'હું કંઈક મોટો છું' પણ શેમાં છે તું ? આ આકાશને જો ! આકાશમાં તારામંડળ તો જો ! આ અસંખ્ય નિહારિકાઓ તો જો ! એમાંની એકમાં આપણી પૃથ્વી, પૃથ્વી પર તારો દેશ, દેશમાં તારું ઘર ને ઘરમાં સાડા પાંચ ફૂટનો તું !!! આખા બ્રહ્માંડની સત્તા જેને વરી છે, એવા જ્ઞાની

પુરુષને તો તું જો, કેવા બાળક જેવા છે !

## (૫.૫) અહંકારનો ભોગવટો

પુણ્ય ને પાપનો કોણ કરનાર ? સ્વર્ગમાં ને નર્કમાં કોણ જાય છે ? અહંકાર.

સુખ-દુઃખ કોને થાય છે ? અહંકારને. શાતા વેદનીય ને અશાતા વેદનીયને ભોગવનાર કોણ ? અહંકાર.

રંડાપો ને મંડાપો કોને ? અહંકારને.

વિષયો કોણ ભોગવે છે ? ઈન્દ્રિયો. ને 'અહંકાર' ખાલી અહંકાર કરે છે, કે મેં ભોગવ્યું. વિષયો સ્થૂળ છે ને અહંકાર સૂક્ષ્મ છે. સ્થૂળ, સૂક્ષ્મને કઈ રીતે ભોગવી શકે ?

અહંકાર શું કરે ? આખો દહાડો ભૂખ્યો રહે, પણ જમવાનું પૂછે તો કહે, જમીને આવ્યો છું.

'હું'-'તું'ના ભેદ કોણ કરાવે ? અહંકાર.

આનંદ છે પ્રજ્ઞાનો, પણ ભોગવે અહંકાર. મનની મસ્તી ધીમે ધીમે ઉતરતી જાય ને પ્રજ્ઞાનો આનંદ વધતો જ જાય. જ્ઞાનીની હાજરીમાં આત્માનો આનંદ થાય.

જ્ઞાનીની વાણી આવરણો ભેદી આત્માને સ્પર્શી જાય.

ભગવાન મહાવીરે પણ કાનમાંથી બરું ખેંચ્યાં ત્યારે ચીસ પાડેલી ને અશ્રુ વહેલાં, અહંકાર નહીં તેથી. અહંકારીઓ તો અહંકારે કરીને ચીસ ના પાડે, આખા બાળી મૂકે તોય, જેમ લામાઓ જીવતા બળી મરે છે ને ! જ્ઞાની વેદે, તે 'હું ન્હોય' એમ વર્તે.

ભય અહંકારને લીધે છે, નિર્અહંકારી તો નિર્ભય હોય.

જેમ લોહચુંબકથી ટાંકણી ખેંચાય, તેમ રાગથી આકર્ષણ, ખેંચાણ થાય. આકર્ષણ-વિકર્ષણ એ પરમાણુઓના ચુંબકત્વને આધીન છે. ત્યારે અજ્ઞાન દશામાં પોતે માને છે, કે મને રાગ થાય છે, મને દ્વેષ થાય છે. એમાં આત્માને કશું લેવાદેવા નથી.

કષાયોને કોનો આધાર છે ? અહંકારનો. રાગ-દ્વેષ કોને થાય છે ? અહંકારને.

દયા એ અહંકારી ગુણ છે. નિર્અહંકારીને દયા ન હોય, કરુણા હોય.

આત્માની કલ્પશક્તિને કારણે વિકલ્પ ઊભો થયો. 'હું આત્મા છું' ને બદલે, 'હું ચંદુ છું' એ વિકલ્પ. 'આ દેહ મારો છે' એ સંકલ્પ. 'હું શુદ્ધાત્મા છું' એ નિર્વિકલ્પ.

અહંકાર વિના કશું જ ત્યાગ ન કરી શકાય. ગ્રહણ-ત્યાગ ખડાં છે, અહંકારના પાયા પર. અક્રમમાં અહંકાર પહેલો ઊડે છે, એટલે ત્યાગ કરનારો રહ્યો જ નહીં ને ! અક્રમમાં ત્યાગાત્યાગ સંભવતાં નથી.

જીવો બચાવવા તેય અહંકાર છે, જીવો મારી નાખવા તેય અહંકાર છે. પહેલો પોઝિટિવ ને બીજો નેગેટિવ અહંકાર છે. નિર્અહંકારી જ્ઞાનીને 'હું મારુ છું, હું બચાઉં છું' એવું હોય જ નહીં, તેથી જ્ઞાની પુણ્ય-પાપથી પર છે.

સંયમ એ તો કષાય જાય તેનું પરિણામ છે. સંયમમાં અહંકાર ના હોય. કષાયોના સંયમને સંયમ કહેવાય, વિષયોના નહીં.

લૌકિક ઉપવાસ અહંકારથી થાય, શુદ્ધ ઉપયોગપૂર્વકનો ઉપવાસ, આખી જિંદગીમાં એક જ બસ છે. આત્મા ખાતો નથી, પીતો નથી, તેને ઉપવાસ જોડે શી લેવાદેવા ?

ઊંઘે છે દેહ ને માને હું ઊંઘ્યો તે અહંકાર.

ચિંતા એ મોટામાં મોટો અહંકાર છે. 'વ્યવસ્થિત કર્તા છે'નું જ્ઞાન હોય, ત્યાં ચિંતા હોય જ નહીં.

વાણી એ ખુલ્લો અહંકાર છે. વાણીથી અહંકાર ઊભો થયો છે ને વાણીથી અહંકાર બહાર નીકળે છે. અને આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, અહંકાર ગયા પછી બોલે છતાં મૌન ગણાય છે.

### (૫.૬) અહંકારનો વ્યવહારમાં આવિષ્કાર !

અહંકાર બે માર્ગે વાળી શકાય, સાંસારિક સુખો જોઈતાં હોય તો અહંકારને સુંદર બનાવવો અને મોક્ષે જવું હોય તો, અહંકારથી મુક્ત થવું પડે.

ગાંડો અહંકાર હેંડતાં-ચાલતાં ઉછળી પડે. અહંકાર કેવો હોવો જોઈએ ? લોકો માન્ય કરે તેવો. લોકઅમાન્ય અહંકારને ગાંડો અહંકાર

કહેવાય. ગાંડો અહંકાર સવળાને અવળું દેખાડે, સામાના દોષ દેખાડે ને પોતાને સાચો ઠરાવે.

દુનિયા જીતવાની નથી, ઘરની પાંચ-સાત ફાઈલો જીતવાની છે.

અહંકાર જાય પછી કદરૂપોય રૂપાળો દેખાય, આકર્ષણ થાય. અહંકારી રૂપાળો હોય, તોય કદરૂપો દેખાય.

અહંકાર તો ઘરમાંય ગાંડું કાઢે.

વધારે અહંકારી કોણ ? જેણે માન ના દીઠું હોય ને પછી માન મળે તે. જેણે માન જોયું ને તેને માન મળે તો અહંકારી ના હોય, એ ખાનદાન હોય.

દાદા તો નમ્ર, વિનમ્રના શિરોમણિ પુરૂષ ! કોઈ તેમને ખોટા કહે, તોય તરત જ શિરે ચઢાવે.

અહંકાર નથી, તે થઈ ગયો ભગવાન !

અહંકારને ઓગાળવો કઈ રીતે ? શુદ્ધ ઉપયોગથી અહંકાર ઓગળે.

જેટલો અહંકાર ઓછો, એટલો આત્મવિશ્વાસ વધારે. અહંકારીને આત્મવિશ્વાસ બહુ ઓછો હોય. વાણીની ટેપરેકર્ડ ઉતારી કોણે ? ગયા અવતારના અહંકારે.

પોતે અક્કલ વગરનો હોય, તે સામાને અક્કલ વગરનો કહે.

અહંકારની ઈંઢોણી ઉપર, મૂકાયો છે આ અક્કલનો કોથળો ! વેચવા જાય તો, ચાર આના ય કોઈ ના આપે.

'હું કંઈક છું' એ બિમારીના સિમ્ટમ્સ શાં ? પોતાનું ધાર્યું કરાવવું. ધાર્યું થાય એટલે માનની મીઠાશ વર્તે.

ક્યાં સુધી પતિ-પત્ની વચ્ચે લઢમબાજી ? વચ્ચે વિષય રહ્યો છે ત્યાં સુધી. પૌદ્ગલિક સુખો પાછાં 'રિપે' કરવાં પડશે અને 'રિપે' કરતી વખતે દુઃખ આપતું જાય.

એકલો બેઠો બેઠો પત્તાં રમે. શા માટે ? ટાઈમ પાસ કરવા. અલ્યા, ટાઈમ પાસ કરે છે કે તું પાસ થઈ રહ્યો છે ?

ધંધામાં અહંકાર મર્યાદિત ખપે. ધંધામાં અહંકાર વધારે, તેને ધંધો ચાલે નહીં.

કોઈ આપણી પાસે કંઈ માગે તો ? માગનારો આપણને અહંકાર વેચવા આવ્યો છે. અલ્યા, સ્કોપ ગુમાવીશ નહીં. માગે તે આપીને, ખરીદી લે એનો અહંકાર. દાદાશ્રી કહે, અમારી પાસે જ્ઞાનીપદનો આટલો બધો સામાન ક્યાંથી આવ્યો ? નાનપણથી લોકોનો અહંકાર ખરીદતા આવેલા તેથી.

અહંકાર ત્યાં અસહજતા, નિર્અહંકાર ત્યાં સહજતા.

સેવામાંય અહંકાર હોય, અહંકાર વિનાની સેવાની વાત જ ઓર.

જ્યાં કષાય સહિતની પ્રરૂપણા છે, તેનો ઉપદેશ સાંભળવા ના રહેવાય. સંતો ને ગુરુને છંછેડીએ ને ફેણ માંડે, તો ત્યાંથી ખસી જવું.

લૌકિકમાં સંતો, ભક્તો, યોગીઓને જ્ઞાની કહે. ભગવાનની ભાષામાં જ્ઞાની એટલે ? જેના ક્રોધ-માન-માયા-લોભ સંપૂર્ણ ગયા છે તે, નિર્અહંકારી થઈ ગયા છે તે.

એવા જ્ઞાનીને કૃષ્ણ ભગવાને શું કહ્યું ? જ્ઞાની એ જ મારો આત્મા છે, જ્ઞાની મને સૌથી પ્રિય છે. 'હે અર્જુન ! મારામાં ને જ્ઞાનીમાં, તું ભેદ ના ગણીશ.' શ્રીકૃષ્ણે પોતાની સમકક્ષામાં જ સીટ આપી જ્ઞાનીને.

દાદાશ્રીને જ્ઞાન થયું એટલે શું થયું ? અહંકાર સંપૂર્ણ જતો રહ્યો.

અજ્ઞાન દશામાં પોતાના અહંકારનું વર્ણન કરતાં પૂજ્ય દાદાશ્રી કહે છે, 'આખા ગુજરાતમાં કોઈનો અહંકાર ના હોય એવો અહંકાર અમારા મોટાભાઈમાં હતો.' અને એ મને કહેતા, 'તારામાં બહુ અહંકાર છે.' મેં પૂછયું, 'કેવી રીતે ?' ત્યારે તેમણે કહ્યું, 'તારામાં છૂપો અહંકાર છે' અને મેં તપાસ કરી ત્યારે એ જડ્યો, એ અહંકાર બહુ કૈડે, સહન ના થાય ! 'અંબાલાલભાઈ'ને બદલે ભૂલથી, ઉતાવળમાં, કોઈ મને 'અંબાલાલ' કહે, તો આખી રાત ઊંઘ ના આવે !!!

અહંકાર બહુ એટલે માની બહુ, તેથી લોભ ને કપટ, મમતા નામેય નહીં. નાનપણથી કોઈ ગુરુને ગાંઠ્યા નહીં, કોઈની કંઠી બંધાવી નહીં.

પહેલેથી જ મિત્રોને તે કહેતા, 'જેને કંઈ પણ અડચણ હોય તો અડધી રાતે મારી પાસે આવજો, ને મારા માટે કદીયે વિચારશો નહીં, કે આ કંઈ માગશે ! આ બે હાથ કાળા માથાના માનવી આગળ ક્યારેય લાંબા નહીં થાય !' કોઈને ત્યાંથી થાપણ પાછી લેવા જાય ને તેને મુશ્કેલીમાં જુએ તો, પોતે ઉપરથી બીજી રકમ આપીને આવે ! આ બધા

ટોપ ક્વૉલીટીના અહંકારી ગુણો કહેવાય.

ફ્રેન્ડ સર્કલ તેમને પહેલેથી જ 'સુપર હ્યુમન' કહેતા. બાબો ને બેબી મરી ગયા, તો ફ્રેન્ડ સર્કલને હોટલમાં લઈ જઈને પેંડા ખવડાવ્યા.

જ્ઞાની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ને ભવથી અપ્રતિબદ્ધ હોય ! છતાં 'ચા'થી પંચાવન વર્ષોથી બંધાયેલા ! જ્ઞાન થયા પછી તો, ન રહ્યો અહંકાર, પછી શી રીતે છોડે ? છતાંય એનું ક્યારેય ઉપરાણું ન હતું લીધું ને રાહ જોઈ, એને ખરી પડવાના સંયોગની !

જ્ઞાની ને બાળક બેઉ સરખા, જ્ઞાનીને આથમતો સૂર્ય હોય ને બાળકને ઊગતો સૂર્ય હોય. બાળકનો અહંકાર જાગૃત થવાનો બાકી છે ને જ્ઞાની અહંકાર શૂન્ય થઈ ગયા હોય !!!

## (૫.૭) વિજ્ઞાન, અહંકારના જન્મનું !

આવાગમન કોને થાય છે ? દેહને કે આત્માને ? આત્મા મોક્ષસ્વરૂપ જ છે, સિદ્ધસમ જ છે. ત્રિકાળ અબાધિત મુક્ત જ છે. દેહ તો પડ્યો કે થયો વિલીન પંચમહાભૂતમાં. માટે નથી આવાગમન દેહનું કે આત્માનું, આવાગમન તો છે અહંકારનું ! અહંકારનો આધાર ખસ્યો કે, આવાગમન અટક્યું.

અહંકાર આવ્યો કોને ? અજ્ઞાનને. અજ્ઞાન કોનું ? આત્મા એટલે જ્ઞાનસ્વરૂપ અને અહંકાર એટલે અજ્ઞાનસ્વરૂપ ! મૂળમાં છે અજ્ઞાનતા.

અજ્ઞાનતાથી કાલ્પનિક જગત દૃશ્યમાન થયું. કલ્પના કોની ? અહંકારની.

અહંકારનું સ્વરૂપ કેવું ? વિનાશી. અહંકાર આવ્યો ક્યાંથી ? ક્યાંયથી એ આવતો નથી, એ તો ઉત્પન્ન થાય છે, જડ અને ચેતનના સંયોગથી.

અજ્ઞાનનું પ્રેરણાબળ કોણ ? સંયોગોથી અજ્ઞાન ઊભું થાય છે ને સંયોગથી જ્ઞાન પણ. ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે બધું.

તમામ જ્ઞાનીઓએ, તીર્થંકરોએ આત્માને અક્રિય કહ્યો. જ્યારે આત્મા અક્રિય દેખાશે, ત્યારે થશે એ ભગવાન ! આત્મજ્ઞાનીને આત્માની અક્રિયતાની, પ્રતીતિ હોય જ.

સૂક્ષ્મતમ આત્મા સ્થૂળ ક્રિયાઓ કઈ રીતે કરી શકે ? પાણીની વરાળ થવામાં સૂર્ય કે કિરણોનું કર્તાપણું પૃથ્વી પર કેટલું ? ખરેખર ક્રિયાવર્તી શક્તિ જ છે પુદ્‌ગલની.

પ્રતિષ્ઠિત આત્માનો પ્રતિષ્ઠક કોણ ? અહંકાર. અહંકાર એ જ પ્રતિષ્ઠિત આત્મા ! એનો એ જ પ્રતિષ્ઠિત. ખડો કરે છે બીજો પ્રતિષ્ઠિત, આ 'હું છું' ને આ 'મેં કર્યું' પ્રતિષ્ઠા કરીને. અક્રમજ્ઞાન પ્રાપ્તિ પછી, પ્રતિષ્ઠક ઊડી જાય છે, એટલે નવી પ્રતિષ્ઠા બંધ ને જૂની રહી માત્ર નિકાલી. પછી રહ્યો માત્ર મડદાલ અહંકાર. વર્તે સહજભાવે માત્ર પડઘા સ્વરૂપે.

સર્વપ્રથમ અહંકાર પ્રતિષ્ઠિત ક્યાંથી થયો ? નથી ત્યાં પહેલો કે બીજો, 'ગોળ'નું મૂળ કે અંત હોય ?

જડમાં મમત્વ પૂરાણું કે થયું સંકલ્પ ચેતન ! અહંકાર નીકળી જાય એટલે ચેતનભાગ ખસી જાય. પછી રહે પાવર પૂરેલી ત્રણ બેટરીઓ, મન-વચન-કાયા તણી.

આ 'હું ચંદુ છું' એ જ અહંકાર. ચેતનના પ્રકાશથી ચૈતન્યભાવને પામેલો. એમાં ચેતન નથી જરાય, એ છે પૌદ્‌ગલિક વસ્તુ.

સૌરશક્તિથી અનેક મશીનો ચાલે, તેમાં સૂર્યની શક્તિ કેટલી લેવાય ? એમાં એનું કર્તાપણું કેટલું ?

બંધન છે પોતે પોતાના અજ્ઞાનથી. એ છૂટે સ્વરૂપજ્ઞાનથી. આત્મા જ્ઞાનસ્વરૂપ જ છે, પણ તેનું ભાન થાય તો.

અજ્ઞાની કોણ ? જ્ઞાની કોણ ? જે અજ્ઞાની છે તે જ જ્ઞાની બને છે. આત્મા તો કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. 'હું ને મારું' જે કહે છે તે અજ્ઞાની. પાવર ઊંધો પૂરાય તે અજ્ઞાન, પાવર સવળો પૂરાય તે જ્ઞાન. ઊંધો પાવર પૂરાય છે કોને ? અહંકારને.

અહંકાર જાય, જ્ઞાન પ્રગટ થાય પછી પ્રજ્ઞાશક્તિ પ્રગટ થાય છે. પ્રજ્ઞા એ આત્માની ડિરેક્ટ શક્તિ છે, જે નિરંતર મોક્ષ ભણી જ ખેંચ્યા કરે.

મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ નિરંતર ડિસ્ચાર્જ થયા કરે છે ને નિરંતર ચાર્જ થયા કરે છે. ચાર્જ કરનારો છે અહંકાર.

અહંકાર કઈ શક્તિથી કામ કરે છે ? ભ્રાંતિની શક્તિથી. ભ્રાંતિને ગવર્ન (ચાલન) કોણ કરે છે ? એનાં કર્મ.

અણસમજણને લઈને ઊભો થયો અહંકાર.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ જ છે ! વિજ્ઞાનથી અહંકાર ખડો થયો, જેમ સૂર્યની હાજરીથી લોકો કાર્યાન્વિત બને છે ને ? એમ આત્માની હાજરીથી પુદ્ગલ કાર્યાન્વિત બને.

દરિયાની હવા ને લોખંડના સંયોગથી, વિશેષ પરિણામમાં જેમ કાટ ઉત્પન્ન થાય છે, તેમ ચેતન અને જડના સંયોગથી વિશેષ પરિણામ ઊભું થાય છે. એ વિશેષ પરિણામ અન્ય કોઈ નહીં પણ એ છે અહંકાર. અહંકાર એ નથી આત્માનો ગુણ કે નથી જડનો ગુણ. બન્નેના સંયોગથી થયેલો, એ તો છે વ્યતિરેક ગુણ.

જેમ દારૂ પીધેલા શેઠને દારૂનો અમલ વર્તે ને પોતે બોલે 'હું મહારાણા પ્રતાપ છું', તેમ મોહનીયનો દારૂ બોલાવે, 'હું શુદ્ધાત્મા છું' ને બદલે 'હું ચંદુલાલ છું'.

ભૂવો કાશીને મારે ને વાગે ચંચળને (ભૂતને), પણ સોળાં રહી જાય કાશીને. તેમ અહંકારને સોળાં રહી જાય, જ્ઞાન થયા પછી.

કરાવે છે ઉદયકર્મ ને માને કે 'મેં કર્યું', એનું નામ અહંકાર. ખરેખર કોઈ જ કશું કરતું નથી, 'ઈટ હેપન્સ' (બની રહ્યું છે) !

રોંગ બિલીફથી અહંકાર ઉત્પન્ન થાય છે ને અહંકારમાંથી રોંગ બિલીફ ઉત્પન્ન થાય છે. આમાં નથી કોઈ પહેલું કે છેલ્લું. અહંકાર રોંગ બિલીફમાં રહીને રોંગ બિલીફ કરે છે.

મૂળ અહં ઉદ્ભવસ્થાને પરમાણુ નથી. વ્યવહારમાં આવેલો, કર્તા-ભોક્તાપદમાં આવેલો અહંકાર, સ્થૂળ અહંકાર એ છે પરમાણુ રૂપે.

ક્રોધ-માન-માયા-લોભ એ વ્યતિરેક ગુણ છે. ક્રોધ-માન એ અહંકાર-'હું', માયા-લોભ એ મમતા-'મારું'.

આમાં માત્ર રોંગ બિલીફ જ મૂળમાં છે. જેમ માંકડું ચણાની લ્હાયે હાથ માટલામાં નાખી આખું બંધાઈ જાય છે. ચકલી અરીસામાં 'પોતે જ છું' ની ભ્રાંતિમાં ભાન ભૂલે છે. પોપટ બીડાતાં પોયણાને પડવાની ભ્રાંતિમાં ઊડવાનું ભૂલી જાય છે ને પોયણાને પકડી ફસાય છે, તેમ આ જીવ

માત્રની ફસામણ થઈ છે. જ્ઞાની આ ભ્રાંતિની આંટી છોડાવે, પછી મુક્ત પંખીડા ઊડી ઊડી જાય.

મનુષ્યગતિમાં જ ચાર્જ અહંકાર હોય, બીજી બધી જ ગતિઓમાં ડિસ્ચાર્જ અહંકાર હોય. સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ પછી અહંકાર ડિસ્ચાર્જ સ્વરૂપે રહે છે.

સમકિત પછી સાદિસાંતના ભાંગામાં પ્રવેશે છે.

પોતે પરમાત્મા ને પુરાયો પુદ્‌ગલમાં. કરે છે વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવાઓ ને પોતે માને છે કે 'મેં કર્યું'! પોતે એક પુરાવા રૂપે જ છે. વન ઑફ ધી એવિડન્સ રૂપે જ છે, છતાં એ પોતે હૉલ એન્ડ સૉલ કર્તા માને છે, જેમ પરપોટા માને કે હું જ ધોધ છું !

અહંકારથી જ જગત ખડું થયું, અહંકારથી જ કર્મ બંધાય છે. સમકિત પછીના ડિસ્ચાર્જ અહંકારથી કર્મ છૂટે છે ને સંસાર વિરમે છે.

જાગૃતિને એક જ બાજુ ફોક્સ કરવી, એનું નામ ઉપયોગ. વિનાશી વસ્તુમાં ફોકસ કરી તે પર ઉપયોગ કહેવાય. આત્મા ભણી ફોકસ કરી એ સ્વ ઉપયોગ કહેવાય.

હવે આમાં ઉપયોગ કોનો ? અહંકારીનો ઉપયોગ હોય બધો. ત્યાંય અહંકાર જ છે.

ધ્યાતા, ધ્યાન ને ધ્યેયમાં ધ્યાતા કોણ ? 'પોતે'. 'પોતે' પહેલાં મિથ્યા દૃષ્ટિવાળો હતો. હવે સમ્યક દૃષ્ટિવાળો થયો. આમાં દૃષ્ટિ અહંકારની છે, મિથ્યા દૃષ્ટિ કે સમ્યક દૃષ્ટિ. સમ્યક દૃષ્ટિવાળો અહંકાર ધ્યાતા થયો. પછી ધ્યેય આત્મા જ બંધાય. પછી નિરંતર ધ્યાનેય આત્માનું જ રહે. એને જ કહ્યું શુકલધ્યાન. આત્મજ્ઞાન કોને થાય છે ? અહંકારને. એ અહંકારને સમ્યક્ દૃષ્ટિ થાય છે ને અંતે શુદ્ધ અહંકાર શુદ્ધાત્મા જોડે ઓગળી જાય છે, જેમ સાકરની પૂતળી પાણીમાં ઓગળે.

મૂળ આત્મા નિરંતર સ્વભાવમાં રહે છે. વિભાવમાં આવે છે એ છે વ્યવહાર આત્મા. અને વ્યવહાર આત્મા એ જ અહંકાર.

આત્મરમણતા કોણ કરે છે ? દેહ કંઈ આત્મરમણતા કરે ? સહુ સહુની રમણતામાં છે. માત્ર અહંકાર જ 'અહીં'થી 'તહીં' ને 'તહીં'થી 'અહીં' રમણતા કરે છે. પહેલાં હતી રમણતા સંસારમાં, જ્ઞાન પછી થાય છે આત્મામાં.

'હું શુદ્ધાત્મા છું'નું જ્ઞાન થાય પછી અહંકાર ખતમ થયો. કર્તાપદનો અહંકાર ઊડી જાય. ભોક્તાપદનો અહંકાર રહે છે, ડિસ્ચાર્જ સ્વરૂપે.

'હું શુદ્ધાત્મા છું' એવું શા માટે બોલ બોલ કરવાનું ? 'હું ચંદુલાલ છું' એ કહીને અવળું ચાલ્યા, હવે 'હું શુદ્ધાત્મા છું' કહીને પાછા ફરવાનું. જ્યાં સુધી એક્ઝેક્ટ શુદ્ધાત્મા થાય નહીં ત્યાં સુધી પાછા ફરવાનું રહે. 'હું શુદ્ધાત્મા છું' એ બોલનાર કોણ ? એ જ અહંકાર. 'હું ચંદુલાલ છું' બોલતો હતો તે જ આ અહંકાર !

અહંકાર અવળો ચાલે તો બનાવે શેતાન ને અહંકાર સવળો ચાલે તો બનાવે ભગવાન !

આ અહંકારને ઓળખે તો છેવટે ભગવાન બને છે, જ્ઞાનીઓ ને તીર્થંકરો જેમ બન્યા તેમ. અહંકારને ઓળખવો એટલે શું ? અહંકારને ઓળખવો એટલે આખા પુદ્ગલને ઓળખવું. હું એટલે જ આખું પુદ્ગલ. અહંકારને ઓળખનારો કોણ ? એ જ ભગવાન. અહંકાર શુદ્ધ થતો થતો અંતે સંપૂર્ણ શુદ્ધ થયે મૂળ આત્મા સંગે એકાકાર થઈ જાય છે. સંપૂર્ણ શુદ્ધ અહંકાર એ જ શુદ્ધાત્મા ને અશુદ્ધ અહંકાર એ જ જીવાત્મા. જેવી ભજના તેવી સ્વરૂપની પ્રાપ્તિ. વ્યવહારની ભજના તો તેવા વ્યવહારની પ્રાપ્તિ. છેલ્લા અવતારમાં જ વ્યવહાર અને ભજના, બે જુદાં પડે છે. ત્યારે વ્યવહાર નિકાલી છે ને નિશ્ચય કામનો છે.

અક્રમ વિજ્ઞાન આપીને પૂજ્ય દાદાશ્રીએ નિરાલંબ બનાવ્યા ! સંસારની હૂંફો ખોળતી વૃત્તિઓને વાળી, સંપૂર્ણ નિરાલંબ દશા તો જ્ઞાનીને જ વર્તે. છતાં નિરાલંબની વાટે તો ચોક્કસ ચઢાવ્યા.

દેવલોકોનેય દુર્લભ એવી સ્થિતિમાં મૂક્યા મહાત્માઓને ! દસ લાખ વર્ષે પ્રગટે એવું આ છે અપૂર્વ વિજ્ઞાન, અક્રમ વિજ્ઞાન, જે સંપૂર્ણ નિર્અહંકારપદને વરાવે, કેવળજ્ઞાનને પમાડે !!!

**જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## ખંડ : ૩ બુદ્ધિ

### [૩.૧] અબુધતા વરે જ્ઞાનીને જ !



### [૩.૨] બુદ્ધિનું સ્વરૂપ



### [૩.3] બુદ્ધિની પ્રસરેલી ડાળખીઓ

## [૩.૪] ડખા બુદ્ધિના, સમાધાન જ્ઞાનનાં !



## [૩.૫] ખપે હૃદય માર્ગ, નહીં કે બુદ્ધિમાર્ગ !

## [૩.૬] સૂઝ, કુદરતની એક અનોખી દેણ !



## [૩.૭] બુદ્ધિના આશયો



## [૩.૮] બુદ્ધિ સામે, અક્રમ વિજ્ઞાન !



## ખંડ : ૪ ચિત્ત

## [૪.૧] ચિત્તનો સ્વભાવ



## [૪.૨] ચિત્ત = જ્ઞાન + દર્શન

## [૪.૩] ચિત્ત શુદ્ધિની સામગીઓ



## [૪.૪] પરિણામો, ચિત્તની ગેરહાજરીનાં



## [૪.૫] વિશ્લેષણ, ચિત્તવૃત્તિઓ તણું !



## [૪.૬] શક્તિઓ, ચિત્તની

## [૪.૭] ઈન્ટરેસ્ટવાળી અટકણો



## [૪.૮] અતૃપ્ત ચિત્ત અનાદિથી, વિષય સુખથી !



## [૪.૯] આત્મઐશ્વર્ય, અક્રમ થકી !



## [૪.૧૦] સચ્ચિદાનંદ



# ખંડ-૫ અહંકાર

## [૫.૧] અહંકારનું સ્વરૂપ

## [૫.૨] પ્રયાણ, અહંકારમુક્તિ તરફ



## [૫.૩] અહંકારમુક્તિ પછીની શ્રેણીઓ



## [૫.૪] અહંકારની અવસ્થાઓ !



## [૫.૫] અહંકારનો ભોગવટો

**[૫.૬] અહંકારનો વ્યવહારમાં આવિષ્કાર**



**[૫.૭] વિજ્ઞાન, અહંકારના જન્મનું !**

# આપ્તવાણી

## શ્રેણી ૧૦ (ઉત્તરાર્ધ)

## ખંડ - 3

## બુદ્ધિ

## (૧)

## અબુધતા વરે જ્ઞાનીને જ !

### બુદ્ધિ કેટલી 'અમારામાં' ?

આપણે બધા આ રૂમમાં બેઠા છીએ, એમાં બુદ્ધિ કોઈને વધારે હશે ખરી ?

**પ્રશ્નકર્તા :** એ તો કેવી રીતે કહી શકાય ?

**દાદાશ્રી :** તમારામાં કેટલી બુદ્ધિ હશે ?

**પ્રશ્નકર્તા :** મને કેમ ખબર પડે ? બીજો કોઈક કહે ત્યારે ખબર પડે.

**દાદાશ્રી :** હા, પણ લોક કહેતા હશે ને, તમે બુદ્ધિશાળી છો, એમ ? એટલે બુદ્ધિ તમારામાં ખરી જ ને ?

**પ્રશ્નકર્તા :** હા, મર્યાદિત બુદ્ધિ કહી શકાય.

**દાદાશ્રી :** બુદ્ધિ વગરનો કોઈ માણસ તારી જિંદગીમાં તેં જોયેલો ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, પણ થોડીક તો બુદ્ધિ હોય જ ને ?

**દાદાશ્રી :** હા, એટલે થોડીક તો બુદ્ધિ બધાને હોય જ. તો પણ બુદ્ધિ વગરનો એકુય માણસ જોયેલો નહીં ? મારામાં કેટલી બુદ્ધિ હશે ? મારામાં બુદ્ધિ નહીં હોય એવું તમે માનો ? તમારા માન્યામાં આવે છે ? હેં ? મારામાં એક છાંટોય બુદ્ધિ નથી. એ તમને સમજાય ખરું ?

**પ્રશ્નકર્તા :** એ વાત હું નથી સ્વીકારતો.

**દાદાશ્રી :** મારામાં એક સેન્ટેય બુદ્ધિ નથી. હું એકલો જ બુદ્ધિ વગરનો માણસ છું. તમે બધા બુદ્ધિ ખોળવા આવો તો 'ભઈ, અહીં આગળ નહીં, આખી દુનિયામાં જો બુદ્ધિ ના હોય, એવો કોઈ પુરુષ ખોળો તો હું એકલો જ છું.' 'હું અબુધ છું', એવો અમે સ્વીકાર કરેલો છે.

**પ્રશ્નકર્તા :** એ આપની મહાનતા છે.

**દાદાશ્રી :** ના, મહાનતા મારે જોઈતી નથી. હું તો લઘુતમ છું. મારે મહાનતા ના જોઈએ તોય લોકો ફેંકે છે. અક્રમ વિજ્ઞાની કોનું નામ કહેવાય કે જેનામાં બુદ્ધિ સેન્ટ પરસેન્ટ (સો ટકા) ના હોય. અમારામાં એક ટકોય બુદ્ધિ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એમ કેમ કહેવાય ? એ માન્યામાં બેસે નહીં.

**દાદાશ્રી :** અમે પુસ્તકમાં ચોખ્ખું લખ્યું છે કે અમે અબુધ છીએ. તમે એવું લખી શકો ?

**પ્રશ્નકર્તા :** આબરૂનો સવાલ પેદા થાય એમાં.

**દાદાશ્રી :** હા, આબરૂનો સવાલ ! અને મારે તો આબરૂ જતી રહેલી, એટલે હું પુસ્તકમાં લખું છું કે અમે અબુધ છીએ. તમે વાંચ્યું નહીં હોય, નહીં ? વાંચ્યું નથી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નહીં તો પોતે પુસ્તકમાં લખીને આબરૂ શું કરવા

બગાડે ? મારા જેવા બુદ્ધિ વગરના માણસ કેટલા હોય દુનિયામાં ?

**પ્રશ્નકર્તા :** એવું લાગતું નથી. બધા બુદ્ધિવાળા જ હોય.

**દાદાશ્રી :** બુદ્ધિ વગરનો હોય તો પછી એને દુનિયામાંથી કાઢી મેલેને લોકો ? લોકો તો જીવવાય ના દે, નહીં ? મારામાં બુદ્ધિ નામેય નથી. તેથી તો હું ફાવી ગયો ને ! અને આ વર્લ્ડમાં એક જ માણસ અબુધ હોય, બીજા બધા બુદ્ધિશાળી. સાધુ-આચાર્યો બધા બુદ્ધિશાળી. બુદ્ધિવાળા તો છે જ ને આ લોક, ક્યાં નથી ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ વગર જ્ઞાનીનો વ્યવહાર કેમ ચાલે ?

**દાદાશ્રી :** એ જ જોવાનું છે. ફોરેનના સાયન્ટિસ્ટો આ વાત માનતા ન હતા. મેં કહ્યું, 'તમને કેવી રીતે માન્યામાં આવે આ ? તમારી સમજમાં શી રીતે બેસે આ ?' હું કહું છું કે, 'બુદ્ધિ વગરનો છું.' ત્યારે લોક કહે છે, 'ના, એવું ના બોલાય. જો જો, આવું બોલો છો ?' અલ્યા, પણ બુદ્ધિ નથી એટલે કહું છું. ત્યારે એના મનમાં એમ લાગે કે, 'બધા બુદ્ધિશાળી છે, તો દાદા એકલા બુદ્ધિ વગરના હોય કંઈ ?' અરે, પેલા બુદ્ધિશાળી છે, તેથી તો બુદ્ધુ થવા બેઠા છે !

**પ્રશ્નકર્તા :** પ્રથમ દૃષ્ટિએ વિરોધાભાસ લાગે.

**દાદાશ્રી :** હા.

## બુદ્ધિનાં બારણાં બંધ કર્યાં જ્ઞાને !

શું કારણથી લખ્યું કે, 'અમારામાં બુદ્ધિ ના હોય ?'

**પ્રશ્નકર્તા :** હા, એ સમજાતું નથી એટલે આપ શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** હું, 'મારામાં બુદ્ધિ નથી' એમ કહું છું, તો મારી પાસે બીજી કોઈ વસ્તુ હશે ને ? કંઈ અજવાળું તો હશે ને મારી પાસે ? બુદ્ધિ એક અજવાળું છે અને મારી પાસે જે અજવાળું છે, એ જુદું અજવાળું છે. અમારામાં જ્ઞાન હોય, પ્રકાશ હોય.

કોઈ કહેશે, 'તમે બુદ્ધિ વગરના છો તો આ બધું શી રીતે જાણો છો ?' અમે જ્ઞાનના પ્રકાશથી જાણીએ છીએ. તમે બુદ્ધિના પ્રકાશથી જાણો છો. બન્નેને પ્રકાશ તો છે જ, પણ પ્રકાશમાં ફેર છે. તે તમારી બુદ્ધિ છે એ ઈન્ડિરેક્ટ (પરોક્ષ) પ્રકાશ છે, જ્યારે અમારું જ્ઞાન એ ડિરેક્ટ (પ્રત્યક્ષ) પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** જે ડિરેક્ટ પ્રકાશ કહ્યો તે જ અબુધપણું ?

**દાદાશ્રી :** હા, એ જ અબુધપણું. ડિરેક્ટ પ્રકાશ ! કારણ કે પેલો પ્રકાશ અહંકારના થ્રુ (માધ્યમ દ્વારા) આવે છે, એટલે બુદ્ધિ કહેવાય છે. અને અહંકાર ખલાસ થઈ ગયો એટલે ડિરેક્ટ પ્રકાશ થઈ ગયો ! કેટલાય અવતારોથી ખોળતો'તો એ પ્રકાશ મળ્યો. પ્રકાશ મળ્યો માટે આનંદ મળ્યો. એ આનંદ પાછો સીમા રહિત આનંદ છે, અસીમ આનંદ છે, સનાતન છે.

અહંકાર ને બુદ્ધિ, બેઉ મને નથી. બુદ્ધિ હોય ત્યાં સુધી અહંકાર હોય. અને બુદ્ધિ હોય ત્યાં સુધી લિમિટેડ જ્ઞાન હોય, 'ફ્રોમ ધીસ પોઈન્ટ ટુ ધીસ પોઈન્ટ' (આ છેડેથી આ છેડા સુધી) એ લિમિટેડ (મર્યાદિત) જ્ઞાન. કશું ક્રિયાકારી ના હોય. અને મારું જ્ઞાન અનલિમિટેડ (અમર્યાદિત) છે, જે જ્ઞાન ક્રિયાકારી છે, જ્ઞાનપ્રકાશ ક્રિયાકારી છે, કેવળજ્ઞાન સ્વરૂપ છે. આખા બ્રહ્માંડની સત્તામાં પહોંચે એવું જ્ઞાન છે.

સંપૂર્ણ અબુધ હોય તો જ જ્ઞાની કહેવાય. વર્લ્ડમાં કોઈ ચીજ જાણવાની જેને બાકી ના હોય ! અને પરમાત્મા પણ જેને વશ થયેલો હોય !!

**પ્રશ્નકર્તા :** કોઈ ચીજ જાણવાની બાકી ના હોય, એ શું છે ?

**દાદાશ્રી :** એ જ્ઞાન છે, પ્રકાશ છે અને બુદ્ધિથી તો બહુ ડખો થયા કરે. (વિપરીત) બુદ્ધિથી જાણવાથી તો વઢંવઢા થાય છે, મતભેદ થાય છે બધા. પ્રકાશમાં મતભેદ ના હોય, ડખો ના હોય, કશું ના હોય. જેટલું જેટલું રિલેટિવમાં તમે વાંધો ઉઠાવશો એ બુદ્ધિવાદ. અમારે બુદ્ધિવાદ હોય નહીં. અમે રિલેટિવમાં (વ્યવહારમાં) અબુધ અને રિયલમાં (નિશ્ચયમાં) જ્ઞાની !

જ્ઞાની પુરુષ કેવા હોવા જોઈએ ? બુદ્ધિ વગરના હોવા જોઈએ. મારામાં બુદ્ધિ નથી માટે મને બધું સોલ્યુશન (સમાધાન) થઈ ગયું. બુદ્ધિ હશે ત્યાં સુધી સોલ્યુશન પૂરું નહીં થાય. એટલે બુદ્ધિ જ્યાં ના હોય ત્યાં જ્ઞાન હશે અને જ્ઞાન હશે ત્યાં બુદ્ધિ નહીં હોય, બેમાંથી એક જ હોય.

અને મારી પાસે આવે તે બુદ્ધિશાળીય થોડા થોડા અબુધ થતા જાય. જેને બુદ્ધિ વધારવી હોય તેને મારી પાસે આવ્યે પોષાય નહીં. અને મને બુદ્ધિ નથી, તેથી બાળકો છે તે ડરે નહીં મારાથી. છોકરાં ડરે નહીં, ઘૈડા ડરે નહીં, કોઈ ડરે નહીં મારાથી. અને બુદ્ધિવાળાથી સહુ કોઈ ડરે. ઘરની વાઈફેય આમ આમ ડરતી હોય. મારામાં બુદ્ધિ બહુ હતી, ત્યારે મારાથી બહુ ડરતા'તા લોકો. તે બુદ્ધિ ગઈ એટલે અમે અબુધ થયેલા ને ! પણ તમને એ કમાણી ગમતી નથી, તેને અમે શું કરીએ હવે ? કોઈને એ કમાણી ગમે છે, કોઈને ના ય ગમે. તમને અબુધની કમાણી નથી ગમતી, નહીં ?

**પ્રશ્નકર્તા :** ગમે છે. અમારી બુદ્ધિય ઓછી થઈ જશે ને ?

**દાદાશ્રી :** હા, ઓછી થશે ને ! એ બુદ્ધિ એમની કાઢી નાખવા માંડી. કારણ કે એ ભજે છે કોને ? અબુધને ભજે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની તો અબુધ જ હોય ને ?

**દાદાશ્રી :** જ્ઞાની એકલા જ અબુધ હોય. બીજા બધા સત્ પુરુષ અબુધ ના હોય. કારણ કે અક્રમ માર્ગના જ્ઞાનીનો અહંકાર શૂન્ય ઉપર હોય, બુદ્ધિ શૂન્ય ઉપર હોય.

## અબુધ - પ્રબુદ્ધ - અબુધ

**પ્રશ્નકર્તા :** તમે બુદ્ધિના સાક્ષી છો ને ?

**દાદાશ્રી :** સાક્ષી ખરા, સાક્ષી તો બધાના. પણ બુદ્ધિ જ નથી મને.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની પાર થયા છો ?

**દાદાશ્રી :** એ બરોબર છે, પાર જ થયા કહેવાય, આમ ખરી રીતે. આ તો લોકોને સમજાવવા માટે અમે અબુધ છીએ, કહીએ.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે અમે અબુધ છીએ, તો અબુધ અને પ્રબુદ્ધમાં ફેર શો ?

**દાદાશ્રી :** અબુધ તો, બે પ્રકારના અબુધ. એક તો જેને નાની ઉંમરને લઈને બુદ્ધિ ડેવલપ્ડ થઈ નથી, એ એક પ્રકારના અબુધ. અને એક સંપૂર્ણ બુદ્ધિ ડેવલપ્ડ થયા પછી જે બુદ્ધિને પોતે તાળું મારતો જાય, એ બીજા પ્રકારના અબુધ. તે બુદ્ધિ સંપૂર્ણ ટોચ ઉપર ગયા પછીના જે અબુધ છે ને, તે સાચા અબુધ. પેલું તો નાની ઉંમર હોવાથી બુદ્ધિ હજી એનામાં વ્યક્ત નથી થઈ. અમુક જ બાબતમાં વ્યક્ત થયેલી હોય. એની નેસેસિટી (જરૂરિયાત) પૂરતી જ. આપણે એને કહીએ કે હમણે દુકાન ખોટમાં જાય છે, પૈસા-બૈસા ના વાપરીશ. તો એને ખોટ જાય એટલે શું, એ કશું સમજે નહિ ને ? બુદ્ધિ જ ના પહોંચેને ? એને તો આપણે વસ્તુ ના લાવી આપીએ તો બુદ્ધિ ત્યાં પહોંચે કે આમ કેમ ? એટલે બુદ્ધિ સંપૂર્ણ ટોચ પર ગયા પછી જે ખલાસ થાય એને અબુધ કહેવાય. પ્રબુદ્ધ થયા પછી કેટલાય કાળ પછી અબુધ થઈ શકે ! પ્રબુદ્ધ થવું સહેલું છે. પ્રબુદ્ધ એટલે બુદ્ધિ એડવાન્સ (વૃદ્ધિ) થતી ચાલી. લોકોની બુદ્ધિ કરતાં સહેજે વધારે પડતી બુદ્ધિ હોય ત્યારે પ્રબુદ્ધ કહે, અને ઘણો પ્રબુદ્ધ થયા પછી એ બુદ્ધિ આથમતી ચાલે, એટલો અબુધ થાય.

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ જાગૃત એને 'પ્રબુદ્ધ' શબ્દ વપરાય ?

**દાદાશ્રી :** ના વપરાય. અહીં હિન્દુસ્તાનમાં પ્રબુદ્ધ તો બધા બહુ, જોઈએ એટલા છે. બુદ્ધિમાંથી પ્રબુદ્ધ થાય, બુદ્ધિ વધે ત્યારે. અને પ્રબુદ્ધમાંથી પછી બુદ્ધુ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપનામાં કયા પ્રકારની બુદ્ધિ ના હોય ? બુદ્ધિના પણ પ્રકારો છે ને ?

**દાદાશ્રી :** કોઈ પણ પ્રકારની બુદ્ધિ ના હોય અમારામાં. એટલે અમને તો ગાળો ભાંડે તોય અમે આશીર્વાદ આપીએ અને ફૂલ ચઢાવે તોય આશીર્વાદ આપીએ. કારણ કે મને તો એ ઓળખતો જ નથી. આ પટેલને એ ઓળખે છે, મને તો શી રીતે ઓળખે ? 'એ. એમ. પટેલ'ને ઓળખે છે, તો એ 'એ. એમ. પટેલ'ને ગાળો ભાંડે તો મારે પાડોશી તરીકે સાચવવું પડે. તે પેલાને કહું કે, 'ભઈ, શું કંઈ ખાસ કારણ ના હોય તો ગાળો ના ભાંડીશ. અને કારણ હોય તો ભાંડ. એટલે બુદ્ધિ વગરનો જે બીજો સામાન હતો એ બધો મારી પાસે છે, પણ બુદ્ધિ નથી. તમને આ વાત ગમે કે મારી પાસે બુદ્ધિ નથી ?

જ્ઞાની પુરુષ એ બધાથી મુક્ત કરાવે. પછી ભાંજગડ જ નહીં ને ! હા, એટલે સેન્ટ બુદ્ધિ ના હોય, તો ભગવાન પ્રગટ થાય, ત્યાં આપણો નિવેડો થાય. બુદ્ધિ હોય ત્યાં ભગવાન કોઈ દહાડોય પ્રગટ થાય નહીં, એવો આ દુનિયાનો નિયમ ! બુદ્ધિવાળો સ્વચ્છંદી હોય અને બુદ્ધિ વગરના ભગવાન હોય !

જ્ઞાની પુરુષ કોને કહેવાય ? જેનામાં સેન્ટ અહંકાર ના હોય. દેહના માલિક ના હોય, વાણીના માલિક ના હોય, મનના માલિક ના હોય. આવી વાત તો દુનિયામાં ક્યારેય પણ સાંભળેલી ના હોય. બાકી આ બધું શાસ્ત્રોમાં લખેલું નથી. અમારામાં બુદ્ધિ નહીં તે વાત અમારી, એક-એક શબ્દ સાંભળવા જેવો. અને તો જ એ કમ્પ્લીટ હંડ્રેડ પરસેન્ટ વાત હોય. અમારી આ વાત હજારો વર્ષ સુધી કોઈ ચેકી ના શકે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને બુદ્ધિનો શું તફાવત ?

**દાદાશ્રી :** ઓહોહો ! ધેર ઈઝ લાર્જ ડિફરન્સ (ઘણો મોટો તફાવત છે). બુદ્ધિ એ તો અહંકારી જ્ઞાન છે. આખા જગતનું બધું જ્ઞાન જાણતો હોય, પણ અહંકારી જ્ઞાન એ બુદ્ધિ અને બીજા શબ્દોમાં કહું તો ઈન્ડિરેક્ટ (પરોક્ષ) પ્રકાશ એ બુદ્ધિ. ઈગોઈઝમ વગરનું નિર્‌અહંકારી જ્ઞાન એ જ્ઞાન કહેવાય છે અને અહંકારી જ્ઞાન એ બુદ્ધિ કહેવાય છે.

આપણે લોકોને કહીએ, 'તમે અબુધ છો', તો એ ઊલટા

આપણને ગાળો ભાંડે ને મારંમાર કરે. મારામાં બુદ્ધિ રહી નથી. હું ડિરેક્ટ પ્રકાશથી જોઉં છું બધું. અત્યારે કોઈ દહાડો પુસ્તક મેં વાંચ્યુંય નથી, વીસ વર્ષ પહેલાં વાંચેલું હશે. હું તો ડિરેક્ટ (પ્રત્યક્ષ) આમ જોઈને જવાબ આપું છું બધા.

એટલે બધું પૂછાય. દરેક વસ્તુ, તમારે મગજમાં જે આવે એ બધું પૂછજો અને હું સાયંટિફિક (વૈજ્ઞાનિક) રીતે જવાબ આપવા માગું છું. કારણ કે બુદ્ધિ મારામાં બિલકુલેય નથી અને તમારામાં બુદ્ધિ, એટલે ખરી મઝા ત્યારે જ આવે. તમે બુદ્ધિથી પ્રશ્ન જેટલા પૂછાય એટલા પૂછો, હું તમને જ્ઞાનથી જવાબ આપું. તમારો આત્મા કબૂલ કરવો જ જોઈએ. અને જો તમારો આત્મા કબૂલ ન કરે તો કાં તો તમે આડાઈ કરો છો કે ગમે તેમાં પણ છો. આત્મા કબૂલ કરવો જ જોઈએ. કારણ કે હું અબુધ રીતે બોલું છું. એટલે કોઈ પણ જ્ઞાતિનો, કોઈ પણ જાતિનો, કોઈ પણ માણસ એને કબૂલ થવું જ જોઈએ. સમજણવાળો હોવો જોઈએ, બુદ્ધિમાં આવેલો હોવો જોઈએ. પછી બુદ્ધિમાંય અબુધ હોય છે. મનુષ્યો જે નીચી જ્ઞાતિના છે, એ લોકોને મારી વાત સમજણ ના પડે. એનો આત્મા કબૂલ કરે કે ના ય કરે. એને સમજણેય ના હોય એની. પણ જેને બુદ્ધિ છે એ વાતને સમજે.

**પ્રશ્નકર્તા :** સંસ્કૃતમાં એક શ્લોક છે કે રાજા તો એના રાજ્યમાં જ પૂજાય પણ જે વિદ્વાન હોય એ આખા જગતમાં બધે જ પૂજાય. અને વિદ્વાન આપના જેવા અબુધ હોય તો જ ?

**દાદાશ્રી :** હા, પણ અબુધ સિવાય તો ના બને. બુદ્ધિ તો લિમિટેશનનો પ્રકાશ છે. એટલે લિમિટવાળાનું તો ઓછી બુદ્ધિવાળા ના સ્વીકાર કરે અને એનાથી જરા કંઈ આઘાપાછા થયેલા હોય, મતભેદવાળા હોય, તે સ્વીકાર ના કરે. અહીં મતભેદ ના હોય. અહીં બધા સ્વીકાર કરે. બે વર્ષનું બાળક હોય તેય સ્વીકાર કરે. આવડું બાળક મારી જોડે રમ્યા કરે, બે વર્ષનું બાળક હોય તેય. કારણ કે અમે બાળક જેવા જ હોઈએ. બાળક છે તે અજ્ઞાનતાથી નિર્દોષ છે અને અમે જ્ઞાને કરીને

નિર્દોષ હોઈએ, બસ આટલો જ ફેર. અમે આ કિનારાના ને પેલો પેલા કિનારાનો પણ બન્ને બાળક જ કહેવાય.

## કુદરતે પીરસ્યું અક્રમ વિજ્ઞાન...

પણ આ વિજ્ઞાન બીજા કરતાં તદ્દન જુદું છે. આ વિજ્ઞાન કો'ક વખત, એની મેળે ઊભું થાય છે. આ વિજ્ઞાન કંઈ મારું બનાવેલું નથી, આ ઊભું થયેલું છે. તે અહીં જેટલાનું કામ નીકળ્યું એટલું કામ નીકળી ગયું. પણ શાસ્ત્રકારોએ સોળમા તીર્થંકરના વખતમાં, બહુ મોટું લખેલું છે કે પાંચમા આરામાં ઘણા લોકો કામ કાઢી જશે.

બહુ ઊંડું જગત છે. પુસ્તકોમાં આ જગત લખેલું જ નથી. એનું વર્ણન જ નથી. જેટલું વર્ણન થાય એટલું વર્ણન કરી ચૂક્યા આ બુદ્ધિથી. બુદ્ધિ પહોંચી ત્યાં સુધી વર્ણન કરી ચૂક્યા. બુદ્ધિથી ઉપર તો બહુ ઊંચું છે. બુદ્ધિ ખલાસ થઈ ગયેલી હોય તેને સમજણ પડે. આખા જગતમાં મારા એકલાની બુદ્ધિ ખલાસ થઈ ગયેલી છે.

જ્યારે બુદ્ધિ જતી રહેશે ત્યારે જેમ છે તેમ દેખાશે. અત્યારે તો બધું બુદ્ધિથી દેખાય છે. કંઈ પણ બુદ્ધિની શરૂઆત થાય છે ત્યારથી આ જગત ઊભું થાય છે અને બુદ્ધિના અંતે એનો નાશ થાય છે. અને જેને બુદ્ધિનો અંત આવ્યો એ મુક્ત પુરુષ !

❖ ❖ ❖

# (૨)

# બુદ્ધિનું સ્વરૂપ

## નફો-ખોટ દર્શાવવાનો ઠેકો...

**પ્રશ્નકર્તા :** એક પ્રશ્ન એ રહે છે હવે કે બુદ્ધિ એટલે શું ? કોઈ પણ વસ્તુ કે સિદ્ધાંતને જે છે તે સ્વરૂપમાં એક્સેપ્ટ (સ્વીકાર) કરવામાં અવરોધ રૂપ બને તેને બુદ્ધિ કહેવાય ?

**દાદાશ્રી :** આને ને બુદ્ધિને લેવાદેવા નથી. બુદ્ધિ એટલે શું ? નફો ને ખોટ, બે જુએ, એનું નામ બુદ્ધિ. વ્હેર ઈઝ પ્રોફિટ એન્ડ વ્હેર ઈઝ લોસ (ક્યાં નફો છે અને ક્યાં ખોટ છે) ? પેલી તો બધી અવળી સમજણ કહેવાય. કોઈ પણ વસ્તુ કે સિદ્ધાંતને જે છે તે સ્વરૂપમાં એક્સેપ્ટ કરવામાં અવરોધ કરવો એ રોંગ (ઊંધી) સમજણ કરે છે.

બુદ્ધિ તો, બસમાં બેસો તોય આમ જોઈ લે કે ક્યાં આગળ નફો ને ક્યાં આગળ ખોટ છે. જ્યાં જાવ ત્યાં નફો-તોટો બે જ દેખાડ દેખાડ કર્યા કરે અને ગૂંચવ ગૂંચવ કર્યા કરે, એનું નામ બુદ્ધિ. આ (વિપરીત) બુદ્ધિ જ બિચારાને ભટક ભટક કરાવડાવે છે. રસ્તે ચાલતાંય નફો-ખોટ જુએ.

ટ્રેનમાં ચઢે તોય આમ જોઈ લે કે નફો-ખોટ ક્યાં છે. ભીડ હોય ને, તો ભીડમાં લોકોને ધક્કા મારવાનું શીખવાડે, કે માર ધક્કો ને આગળ ખસો. આવું, બુદ્ધિ પાંસરું રહેવા જ ના દે. માણસને જંપીને બેસવા જ ના દે. 'અલ્યા, અહીં ટ્રેનમાં ક્યાં રૂપિયા છે ?' ત્યારે કહે, 'પણ જગ્યાની કિંમત છે.' જો બેસવાનું બરાબર ના મળ્યું તો ઊભો

ને ઊભો રહે. તેને જરા નીચે બેસવાનું કહે તો ના બેસે. આબરૂદારનો છોકરોને ! હું ઘણાને કહું, 'શેઠ, નીચે બેસોને જરા !' શું આબરૂદાર લોકો ! તારા મોઢા પર જો દીવેલ ફરી વળ્યું છે ! મનમાં શુંય માની બેઠો છે ! જ્યાં જઈએ ત્યાં નફો ને તોટો દેખાડે કે ના દેખાડી દે ?

**પ્રશ્નકર્તા :** દેખાડી જ દે.

**દાદાશ્રી :** હં. કોઇ ફેરો તમને લાગે છે એવું કે અહીંથી આપણે ત્યાં ગયા, પણ ફાયદો થયો નહીં. તો એ કોણે દેખાડ્યું ? બુદ્ધિ દેખાડે.

અહીં સત્સંગમાં આવેને તો આવતાંની સાથે જ જુએ કે ક્યાં આગળ સારી જગ્યા છે. મકાન વેચાતું રાખવું હોય તો લત્તો સારો ખોળ ખોળ કરે. વસ્તુ સારી લેવા ગયો હોય ત્યાં ફાયદો જુએ. દુકાને જાય તો નફો-ખોટ જોયા કરે. ઘરમાં કોઈથી તેલ ઢોળાઈ જાય, ખોટ ગઈ, તો બુદ્ધિ ત્યાં આગળ કૂદાકૂદ કરે.

આ તો બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ (વિનાશી ગોઠવણી) છે અને તેમાં સારું-ખોટું, ઊંધું-છતું તમારી બુદ્ધિ તમને દેખાડ દેખાડ કરે છે. આ ત્રીસ વર્ષ સુધી ભઈબંધ સારો હતો અને એક દહાડો કોઈએ કહ્યું, 'તમારા ભઈબંધ આવું બોલતા હતા.' તે બીજે દહાડે આપણા માટે એ ખરાબ થઈ જાય. બુદ્ધિ દેખાડે, કે 'છે આપણા લોકોને કશી કિંમત ? આપણી કિંમત પહેલાં હતી એટલી નથી હવે. અત્યારે ઓછી થઈ લાગે છે.' અલ્યા, અહીં શું કરવા નફો-ખોટ ? આના કંઈ સોદા કરવાના છે આપણે તે ? પણ બુદ્ધિનો સ્વભાવ એવો, નફો-ખોટ દેખાડે. એટલે બુદ્ધિ હંમેશાં સંસારમાં, આ નફો છે ને અહીં ખોટ છે, બે દેખાડે. બીજું કંઈ એના આગળ દેખાડવાની કોઈ લાઈન એને આવડતી નથી.

બુદ્ધિ શું કામ કરે છે ? ચોગરદમનું તમારું ક્યાં નુકસાન થાય છે, ક્યાં દુઃખ થાય છે, ક્યાં અડચણ આવે છે, સંસારની બાબતોમાં એ સાવચેત રહે છે અને સાવધાનીપૂર્વક કામ કરવા જાય છે. અને ધંધામાં કંઈ અડચણ હોય તો એનો કેમ કરીને એન્ડ (અંત) લાવવો, તે કામ કર્યા કરે. એનો ઉપાય ખોળી કાઢે, રસ્તો ખોળી આપે, બસ.

એટલે બુદ્ધિ પ્રોફિટ એન્ડ લોસ દેખાડનારી છે. તેથી આપણે એને વગોવવા જેવી નથી. એનીય જરૂર છે પણ એના ટાઈમે. પણ આપણે એને બહુ એવું કરવા જેવું નથી કે તારા વગર મારાથી જીવાશે નહીં. કારણ કે નફો-ખોટ દેખાડે, એ તો સંસારમાં ખેંચી જાય.

હવે આપણે વેપારમાં તો બધે ઉકેલ લાવી નાખવાનો છે. દુકાન કાઢી નાખવાની હોય ને, ત્યાં નફો-તોટો જોવાનો હોય ? કાઢી નાખવાની છે, ત્યાં નફો-તોટો જોવાનો ના હોય. ત્યારે બુદ્ધિ કહે છે કે નફો-તોટો તો જોવાનો !

આમ થઈ જશે તો આમ વધારે થઈ જશે, તે આમ વધારે ખોટ જશે. નફા-તોટાથી શું થાય ? બુદ્ધિ કંઈ નફો-ખોટ પૂરી કરી આપવાની છે ? ઊલટો અજંપો થાય તે જુદો. અમારે બુદ્ધિ નહીંને, તે નફો-તોટો દેખાડે નહીંને ! જ્ઞાનપ્રકાશમાં બેઉ સરખું છે. આ બુદ્ધિના પ્રકાશમાં નફો-તોટો બે જુદું દેખાય. તોય આખું જગત બુદ્ધિના પ્રકાશમાં પડેલું છે, નફા-તોટામાં !

અમે તો અબુધ થઈને બેઠેલા. કોઈ કહે, 'તમારામાં બુદ્ધિ બહુ ?' હું કહું કે, 'ના, અમે અબુધ !' બુદ્ધિ હોત તો નફો ને તોટો દેખાડત ને ? હા, એ અજ્ઞાશક્તિ હંમેશાં નફો ને તોટો બે જ દેખાડે. આટલા લેઈટ (મોડા) થાય. એ નફો ને તોટો કાઢે. કોઈ માણસે અવળે રસ્તે લીધા હોય, તો કહેશે, 'લે, અરધો માઈલ મારો નકામો ગયો !' બુદ્ધિ બધામાં નફો-તોટો જોયા કરે ને નફો ને તોટો જ્યાં સુધી દેખાડે છે ત્યાં સુધી સંસારની બહાર નીકળવા ના દે. અને અમે તો અબુધ, એટલે બીજી કશી ભાંજગડ નહીંને ! અને અમે નફાને તોટો કહ્યો ને તોટાને નફો કહ્યો, તે 'વ્યવસ્થિત' પાછું. તે બુદ્ધિવાળાનેય ફેરફાર ના થાય ને અબુધનેય ફેરફાર ના થાય. એટલે અમે અબુધ છીએ ને 'વ્યવસ્થિત' જાણીએ છીએ પાછું. 'વ્યવસ્થિત' જો અમે જાણતા ના હોતને તો અમેય અબુધ ના થઈ જાત. એટલે અમે જાણીએ કે 'વ્યવસ્થિત' છે, પછી શું ભાંજગડ ? અને આ જ્ઞાન પછી તમનેય કહ્યું કે 'વ્યવસ્થિત' છે. માટે બુદ્ધિ નહીં વાપરો. અબુધ થાઓ તોય તમારું બધું ચાલશે.

## અજ્ઞાએ આપ્યાં દ્વંદ્વો...

હવે અબુધ અને બુદ્ધિશાળીમાં ફેર શો હશે ? એવું તમને લાગે છે ? મારે નફો-નુકસાન દ્વન્દ્વ રહ્યાં નથી. દ્વન્દ્વ રહે નહીં એટલે પછી બુદ્ધિ ખલાસ થઈ જાય. નફો નહીં, નુકસાન નહીં. તમે ફૂલ ચઢાવો તોય આટલો પ્રેમ અને તમે ગાળો દો તોય આટલો પ્રેમ, તમારી જોડે. જીવમાત્ર જોડે પ્રેમ રાખવાનો હોય. ગધેડા જોડેય દોસ્તી. તમે ગધેડા જોડે દોસ્તી કરી શકો ? આ માણસો જોડે દોસ્તી કરતાં નથી આવડતી તમને, ત્યાં મતભેદ પડી જાય છે, તો ગધેડા જોડે તમને મતભેદ પડતાં કેટલી વાર લાગે ?

**પ્રશ્નકર્તા :** તેય સરખા થઈ જાય ત્યાં તો.

**દાદાશ્રી :** હા, સરખા થઈ જાય. બુદ્ધિથી તો એ દ્વન્દ્વ ઊભાં થાય. દ્વન્દ્વ જ ગમે એ બુદ્ધિ. અને આ નફો-ખોટ પોતે દ્વન્દ્વ સ્વરૂપ હોય. બુદ્ધિ દ્વન્દ્વની જનની છે અને એ છે ત્યાં સુધી બધું અંદર ચાલ્યા કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે દ્વન્દ્વ ઊભાં કરે એ બુદ્ધિ ?

**દાદાશ્રી :** હા, બધાં દ્વન્દ્વ જ ઊભાં કરે. ના હોય ત્યાંથી, શાંતિમાં બેઠા હોય ત્યાંથી ય આપણને દ્વન્દ્વ ઊભાં કરાવડાવે.

**પ્રશ્નકર્તા :** હવે દ્વન્દ્વ એને ઊભાં થાય, તો એ ઊર્ધ્વગતિએ જાય નહીં ને ?

**દાદાશ્રી :** ઊર્ધ્વગતિએ જવાની જરૂર નથી આપણે. એની મેળે જ થઈ રહ્યું છે. અજ્ઞા એ બુદ્ધિનું પ્રદર્શન છે. એ મોક્ષે જવા ના દે અને સંસારની બહાર નીકળવા જ ના દે. આમાં નફો ને આમાં ખોટ, દ્વન્દ્વ જ દેખાડે.

**પ્રશ્નકર્તા :** દ્વન્દ્વ અને દ્વન્દ્વની અંદરની ફસામણ ને ઘર્ષણ, એ તો જીવનનો સતત ભાગ છે. જ્યાં ને ત્યાં દ્વન્દ્વ તો આવીને ઊભું જ રહે છે.

**દાદાશ્રી :** એટલે દ્વન્દ્વમાં જ જગત ફસાયેલું છે ને ? અને જ્ઞાની દ્વન્દ્વાતીત હોય. એ નફાને નફો જાણે ને ખોટને ખોટ જાણે, પણ ખોટ ખોટ રૂપે અસર ના કરે, નફો નફા રૂપે અસર ના કરે. નફો-ખોટ શેમાંથી નીકળે છે ? મારામાંથી ગયાં કે બહારથી ગયાં, એ બધું જાણે.

## એ સંસારાનુગામી !

**પ્રશ્નકર્તા :** મનને, બુદ્ધિને એક કરીએ, તો જ જ્ઞાનનું દર્શન થાય કે એમ ને એમ થાય ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિની જરૂર નથી. બુદ્ધિ તો સંસારાનુગામી છે, સંસારમાં જ ભટકાવનારી છે. આ બુદ્ધિ તો માર ખવડાવી ખવડાવીને તેલ કાઢી નાખશે. બુદ્ધિ હંમેશાંય સંસારની બહાર નીકળવા જ ના દે. બુદ્ધિ એ ઇન્ડિરેક્ટ પ્રકાશ છે. એટલે ડિરેક્ટ પ્રકાશ હોય તો જ નીકળવા દે. બુદ્ધિ સંસારમાં હિતકારી છે, પણ મોક્ષે જતાં વાંધો ઊઠાવે. બુદ્ધિ તો સંસારને જ ચલાવનારી છે. સંસારમાં બુદ્ધિની જરૂર પડે છે ત્યારે ઓટોમેટિકલી (આપોઆપ) ચાલુ થઈ જાય છે. બુદ્ધિ એ સંસારાભિમુખ છે. તે સંસારની અંદર ફળ આપે પણ બહાર ના નીકળવા દે, મોક્ષે ના જવા દે. મોક્ષમાં તો જ્ઞાનપ્રકાશ જ જોઈશે. જ્ઞાન પોતે જ મોક્ષ સ્વરૂપ છે. વાત કરો બધી સત્સંગની, ખુલાસો થાય.

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટલી (ખરેખર) બુદ્ધિ શું કામ કરે છે ?

**દાદાશ્રી :** એક્ઝેક્ટલી બુદ્ધિનો જો મીનીંગ (અર્થ) જોવા જાય તો નિર્ણય આપવા સિવાય બીજું કામ જ નથી કરતી.

**પ્રશ્નકર્તા :** એટલે ડિસિઝન (નિર્ણય) બુદ્ધિ જ લે છે ?

**દાદાશ્રી :** હા, ડિસિઝન બુદ્ધિ લે છે. બે પ્રકારના ડિસિઝન, એક મોક્ષે જવાનું ડિસિઝન પ્રજ્ઞા લે છે અને સંસારનું ડિસિઝન અજ્ઞા લે છે. અજ્ઞા એટલે બુદ્ધિ. અજ્ઞા-પ્રજ્ઞાના ડિસિઝન છે આ બધાં.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ એ પરિણામને જોઈ શકે ને ?

**દાદાશ્રી :** હા, હા, પરિણામને જોઈ શકે. એ જોઈ શકે માટે બુદ્ધિ કહેવાયને ! અને નિર્ણય, નિશ્ચય લઈ શકે કે, ના, આમ જ કરવું છે. એટલે બુદ્ધિ જોઈ શકે છે. પણ બુદ્ધિ જોવા કરતાં વધારે કામ કરે છે, નિર્ણય કરે છે કે આ કરવું કે નહીં. એ 'યસ' (હા) કહે તો બધાનું કામ થાય.

એટલે બુદ્ધિ શું કામ કરે છે ? ફક્ત ડિસિઝન આપે છે કે ભાઈ, આમ કામ કરી જ નાખો. એ છેવટે જો તમારા પાપનો ઉદય હશે તો બુદ્ધિ જે ડિસિઝન આપશે ને, એ તમને નુકસાન થાય એવું આપશે અને પુણ્યનો ઉદય આવશે, તો બુદ્ધિ જે ડિસિઝન આપશે તે લાભદાયી થશે. એ ઉદય, તમારાં પુણ્ય ને પાપ ચલાવે છે. બીજું, ભગવાન કોઈ આને ચલાવનાર છે નહીં. પુણ્ય અને પાપનાં ફળ છે. જે 'વ્યવસ્થિત શક્તિ' હું કહું છું ને, તે આ ફળ અપ્યા કરે છે.

આપણા લોકો બુદ્ધિને બુદ્ધિની રીતે સમજતાં નથી અને બધું બાફે છે. જે ડિસિઝન આપે છે તે બુદ્ધિ. કોઈ માણસ, જે ડિસિઝન જલદી આપનારો હોય તો જાણવું કે આ મોટામાં મોટો બુદ્ધિશાળી છે. ગમે તેવાં સ્ટેજમાં, હમણાં લાખ કેસ હોય, તો લાખનાં તરત ડિસિઝન આપી દે તો આપણે જાણવું કે આ મોટામાં મોટો બુદ્ધિશાળી. અને તે ગૂંચાયો તો જાણવું કે બુદ્ધિ ઓછી છે કે નથી.

આપણે અહીં તો લોક શું ઝાલી પડ્યા છે કે જાતજાતની ટ્રીકો ને એ બધું આવડતું હોય ને, એને આપણા લોકો બુદ્ધિશાળી માને છે. નથી એ બુદ્ધિ ! બુદ્ધિ તો હંમેશાં નિર્ણય જ કર્યા કરે. તરત નિર્ણય લે એને બુદ્ધિશાળી કહેવાય, છતાં ટ્રીક એકુય ના આવડતી હોય. એટલે બુદ્ધિ તો આ લોકો સમજ્યા જ નથી ! એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે બુદ્ધિનું કામ શું ? ત્યારે ડિસાઈડ કરવું. ચોક્કસ ડિસિઝન લઈ લેવું. ગમે તે જાતના પ્રશ્નો ઊભા થાય, પણ ડિસિઝન લેવું તે બુદ્ધિનું કામ અને અહંકારની સહી.

## પરીક્ષણ બુદ્ધિનું ને નિરીક્ષણ 'પોતાનું' !

**પ્રશ્નકર્તા :** સારું-નરસું એનો વિવેક દેખાડે, પારખ શક્તિ હોય એ બુદ્ધિ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એટલે કંઈ આ પ્રકાશ આપે. કોઈ પણ જાતનો પ્રકાશ અને તેમાં આપણે પારખી શકીએ, તો એ બુદ્ધિ કહેવાય. અને જે આપણને ડિસાઈડ કરવાનું શીખવે, બુદ્ધિ ડિસિઝન આપે. પણ પારખ થાય તો ડિસિઝન આપેને ? પારખ્યા વગર શી રીતે ડિસિઝન આપે ? ત્યારે બુદ્ધિની આગળ પ્રકાશનું બીજું હથિયાર કોઈ હશે ખરું ?

**પ્રશ્નકર્તા :** હોય ને. આ મનુષ્ય જન્મની જો મોટામાં મોટી દેણ હોય તો આ નિરીક્ષણ શક્તિ જ છે ને ?

**દાદાશ્રી :** હા, બીજા કોઈનામાં એ નથી. પણ નિરીક્ષણમાં બુદ્ધિ નથી, પરીક્ષણમાં બુદ્ધિ છે.

પરીક્ષણને આમાં લેવાદેવા નહીં. પરીક્ષણ તો આ જગતમાં શક્તિઓ છે ને, એ પરીક્ષણ શક્તિઓ છે. આપણામાં નિરીક્ષણ શક્તિ છે. પરીક્ષણ શક્તિ તો બધે જ્યાં ને ત્યાં વપરાયા કરવાની ને પરીક્ષણમાં બુદ્ધિ વપરાયા કરે. હમણે દૂધી લેવા ગયા હોય ને, તો દૂધીને નખ માર માર કરે, પરીક્ષા કરે બીજું કશું અંદર કાપીને જોતો નથી અને પછી કહેશે, ઘૈડી છે. એવું કહે કે ના કહે ? શાથી ?

**પ્રશ્નકર્તા :** એ નિરીક્ષણ પરીક્ષણમાં પરિણમ્યું ?

**દાદાશ્રી :** ના, નિરીક્ષણ તો આમાં આવતું જ નથી. આ તો પરીક્ષણ કરે છે. ભીંડાને આમ કરીને ડીંટા તોડી કહેશે, 'ઘૈડા છે.' પરીક્ષણ કરે. નિરીક્ષણ શબ્દ બહુ ઊંચો છે.

## એ તાણે મોશનમાંથી ઈમોશનલ ભણી...

હવે હું તમારી જોડે જે વાત કરું છું ને, એ બુદ્ધિના અભાવવાળો માણસ છું અને તમે બુદ્ધિશાળી છો, બેનો મેળ શી રીતે પડે તે ?

રાત્રે તમને બુદ્ધિએ કંઈક દેખાડ્યું કે ફલાણા માણસે મારું નુકસાન કર્યું છે, એવું દેખાડ્યું કે એની સાથે તમે ઈમોશનલ (ચંચળ) થઈ જાવ. બુદ્ધિ જંપીને બેસવા ના દે. બુદ્ધિ ઈમોશનલ કરે કે ના કરે ? તમારે કોઈની જોડે લડવાનું બને કે ? તમારે લડવાનું નહીં ને કોઈ જોડે ?

**પ્રશ્નકર્તા :** ઈમોશનલ હોય તો લડવાનું થાય.

**દાદાશ્રી :** હા, ઈમોશનલ જ હોય બધું. જગત જ બધું ઈમોશનલ હોય. છંછેડે કે ઈમોશનલ થઈ જાય. મોટા મોટા આચાર્યો છે ને, એને આપણે કહીએ કે તમારામાં અક્કલ નથી. તો એ પેલા ફેણ માંડે કે ના માંડે ? ફેણ માંડે તે જોયેલી ? એ ઈમોશનલ થઈ જાય બિચારાં. મોશન (સહજ)માં રહે અને ઈમોશનલ થાય એમાં ફેર નહીં ? શું ફેર ?

**પ્રશ્નકર્તા :** ઈમોશનલમાં માણસને દુઃખ-સુખની અસર થાય.

**દાદાશ્રી :** તે બુદ્ધિ ઈમોશનલ કરે. આ જાનવરો બધા મોશનમાં રહેવાનાં, ઈમોશનલ નહીં થવાનાં. ઈમોશનલ આ મનુષ્યો જ થાય છે. આ જેમ ટ્રેઈન છે એ મોશનમાં રહે છે, તે ઈમોશનલ થાય તો શું થાય ? આમ કૂદતી કૂદતી જાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** એક્સિડન્ટ થાય.

**દાદાશ્રી :** તેમાં બેસનારાંને મઝા આવી જાય ને ? મહીં બેઠેલાં બધાં રમકડાં તૂટી જ જાય ને ? જેમ ગાડીમાં પેલાં માણસો મરી જાય એવું આ શરીરમાં નાની જીવાત પાર વગરની છે, તે આ ઈમોશનલ થવાથી શરીરમાં લાખ્ખો જીવો મહીં ખલાસ થઈ જાય છે. ઘણા દોષ બેસે. અને પછી કહેશે, 'હું અહિંસક છું. જીવડાં મારતો જ નથી. હિંસા તો મેં કરી જ નથી !' મેર ચક્કર, આખો દા'ડો હિંસા જ થયા કરે છે ! આ નર્યા જીવો જ મરી રહ્યા છે. મહીં નરી જીવાત જ ભરેલી છે. તે ઈમોશનલ થાવ ત્યારે લાખો જીવોની હિંસાની જોખમદારી તમારે માથે આવે છે અને એ જોખમદારી ભોગવ્યે જ છૂટકો. એવી જોખમદારી

છે આ. એ ઊડી જાય એવી જોખમદારી નથી આ. પણ એ તો કુદરતી રીતે જ બધાને હોય. જેમ પરણેલા માણસને જોખમદારી ભોગવવી પડે છે, એમનાથી લાખો જીવોનું નુકસાન જ થાય છે ને ? એવી આ એક જોખમદારી છે. અને તેનાં પાપ લાગે છે ને પાછી ફરજિયાત છે. એ ખબરેય નથી કે કેટલાં પાપ થઈ રહ્યાં છે. પણ તે ઘડીયે ભયંકર પાપો બાંધે છે, પણ એનું ભાન નથી. અજાણ્યે બાંધે છે પણ અજાણ્યાનાં પાપેય છોડતા નથી ને જાણેલાનાં પાપેય છોડતા નથી. અજાણ્યાનાં અજાણ્યાની રીતે ભોગવવાં પડશે અને જાણેલા જાણીને ભોગવવાં પડશે.

**પ્રશ્નકર્તા :** ઈમોશનલમાં જીવાત કેવી રીતે મરી જાય ?

**દાદાશ્રી :** જે ગાડી કૂદતી કૂદતી ચાલે ને, ઈમોશનમાં, એવી રીતે આખા શરીરમાં બધા અવયવો ધ્રૂજી ઊઠે, ઈમોશનલ થાય તે વખતે. તે કેટલાય જીવો મહીં મરી જાય છે. આમ સહજમાં એકુય જીવ ના મરે. અત્યારે કશુંય ના થાય. પેલી પાર વગરની હિંસા છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિથી ઈમોશનલપણું વધે છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ ઈમોશનલ સ્વભાવની જ છે. એનો સ્વભાવ જ ઈમોશનલ છે અને જ્ઞાન ઈમોશનલ ના કરે, મોશનમાં રાખે. તમારો ફ્રેન્ડ તમારી આગળ ચાલતો હોય ને એનાં ગજવામાંથી પૈસા પડતા હોય, તો તમે પાછળથી શું કરો, જોવામાં આવે કે તરત ? હેય, હેય, હેય, તારા ગજવામાંથી.......! અમને તો જ્ઞાન, તે જોયા કરીએ. છેટે રહીને બૂમ પાડીએ કે ભાઈ, તમારા ગજવામાંથી પૈસા પડે છે. અમે દોડીને ઝાલી ના લઈએ અને બુદ્ધિ ઈમોશનલ કરે.

જ્ઞાન શું કહે છે ? મોશનમાં રહો, ઈમોશનલ ના થાવ. બધું મોશનમાં જ શોભે. ઈમોશનલ થયું કે નકામું. ઈમોશનલ બહુ નુકસાનકર્તા છે. જે બુદ્ધિ પોતાનું નુકસાન કરે છે એ બુદ્ધિને માટે વાંધો કહું છું. જે બુદ્ધિ ઈમોશનલ કરાવે છે, મોશનમાં રહેવા દેતી નથી. મોશનમાંથી ઈમોશનલમાં લઈ જાય છે એ બુદ્ધિને માટે કહું છું.

આપણે એમને પૂછયું હોય કે, 'ક્યાં જાવ છો ?' ત્યારે કહે, 'નાટક જોવા'. ત્યારે નાટકનો અર્થ જ ન ટકે, એનું નામ નાટક. અરે, એ તો તું જાણતો હતો, તોય છે તે ત્યાં આગળ આટલો બધો ઈમોશનલ થઈ ગયો ? અને ઈમોશનલ થયો તો એને પૂછવું અંદર ખાનગીમાં જઈને કે 'હે ભર્તૃહરિ ! તમે સાચું રડતા હતા ?' ત્યારે એ કહે, 'ના ભઈ, જો અભિનય ના કરું તો મારો પગાર કાપી લે.' એટલે ચાર જણા ભાગી ગયા, તે હજુ પાછા નથી આવ્યા. બાકી, ઈમોશનલ થવા જેવું જગત જ નથી. ઈમોશનલ થઈ જવું એ આ મન-વચન-કાયાનો સ્વભાવ છે. પણ આપણે શું કરવું કે મોશનમાં રહેવું, તેમ પ્રયત્ન કરવો. આ મન-વચન-કાયાનો સ્વભાવ શું છે ? ઈમોશનલપણું. અને આપણી શું ખેંચ છે ? મોશનમાં રાખવું. એટલે નોર્માલિટી આવી જશે. અને આ તો એય ઈમોશનલ ને આપણેય ઈમોશનલ થયા, તો શું થાય પછી ? ગાડી નીચે પડતું નાખે.

રૂમમાં સાપ પેઠાનું પેલા લોકોને જ્ઞાન નથી, તેથી તેમને ઊંઘ આવે છે અને તમને સાપ પેઠાનું જ્ઞાન થયું છે, તે ક્યારે ઊંઘ આવે તમને ? સાપ નીકળ્યાનું પાછું જ્ઞાન થાય ત્યારે. આ ક્યારે પાર આવે ? સાપ નીકળે ક્યારે ને ઊંઘે ક્યારે ? એટલે આ બધું તેથી ઈમોશનલ થઈ જાય છે. એટલે આ બુદ્ધિ ઈમોશનલ કરે છે. અહમ્ નથી કરતો. અહમ્ તો બિચારો સારો છે. તે આ બુદ્ધિનાં બધાં કારસ્તાન છે. તમારે વકીલોમાં બુદ્ધિ ઓછી હોયને જરા ?

એટલે બુદ્ધિ હેરાન કરે છે બધું. ઈમોશનલ એ જ કરે છે. એ બુદ્ધિ હોય ને, એ ઉદ્વેગ લાવે. અલ્યા ભાઈ, વેગમાંથી ઉદ્વેગમાં શું કરવા લાવ્યા ?

## નીરખો 'હર પળ' મોશનમાં !

**પ્રશ્નકર્તા :** ઈમોશનલ ના થવાય એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** તમને નથી ગમતું ઈમોશનલ થવાનું ?

**પ્રશ્નકર્તા :** કોઈને ના ગમે, પણ થઈ જવાય.

**દાદાશ્રી :** કોઈને ના ગમે, નહીં ? તમારે મોશનમાં આવવાની ઈચ્છા ખરી ? હવે મોશનમાં ક્યારે રહેવાય કે બુદ્ધિ જાય ત્યારે. ત્યાં સુધી મોશનમાં રહેવાતું નથી. બુદ્ધિ ઈમોશનલ કર્યા વગર રહે નહીં, ઈમોશનલ કરે જ ને ! બુદ્ધિવાળા ઈમોશનલ હોય.

હવે તમે મારી જોડે સત્સંગમાં બેસો તો તમારી જે આ બુદ્ધિ છે ને, તે વિપરીત બુદ્ધિ છે, તે સમ્યક થાય. તમે મારી જોડે બેસો, વાત સાંભળ સાંભળ કરો તો આની આ જ બુદ્ધિ ફેરફાર થઈ જાય, સમ્યક થાય અને સમ્યક થઈ એટલે પછી ઈમોશનલ ના કરે. અને અમારામાં તો બુદ્ધિ નહી ને ! બુદ્ધિ હોય તો ઈમોશનલ કરે ને ?

અમે ઘડીવારેય ઈમોશનલ ના થઈએ. ચોવીસ કલાકમાં કોઈ ક્ષણ અમે ઈમોશનલ ના થઈએ. આ નિરંતર ચોવીસ કલાક જોડે રહે, પણ ઈમોશનલ નહીં જુએ. અમે કાયમ મોશનમાં હોઈએ. એટલે જ્યારે તમારે ફોટા લેવા હોય ને, ગમે ત્યારે, અમે સંડાસમાં બેઠાં હોય તો ફોટો એવો ને એવો જ આવે. ખાતાં હોય તોય એવો ફોટો આવે. કો'કની જોડે લડીએને તોય ફોટો એવો આવે. કારણ કે મોશનમાં હોઈએ. ઈમોશનલ બુદ્ધિ નહીં ને ! અમારી બુદ્ધિ તો ખલાસ થઈ ગયેલી.

## સેન્સિટિવ કરાવનારી નારી એ !

બુદ્ધિ એ સેન્સિટિવ (રઘવાટ) કરનારી છે. તને સેન્સિટિવ કરે છે કે નથી કરતી ? આખા જગતને સેન્સિટિવ કરે. સેન્સિટિવનેસ તેં જોયેલી ? સેન્સિટિવનેસ એટલે ?

**પ્રશ્નકર્તા :** વીકનેસ ઓફ માઈન્ડ (મનની નબળાઈ).

**દાદાશ્રી :** વીકનેસ ઓફ માઈન્ડ નથી એ. એ સેન્સની વીકનેસ છે, એ બુદ્ધિની વીકનેસ છે. એ વીકનેસ સેન્સિટિવ બનાવે. તે રઘવાયો રઘવાયો રઘવાયો થઈ જાય ને કશું ભાન ના રહે.

**પ્રશ્નકર્તા :** આ સેન્સિટિવ એ જ ઈમોશનલ ?

**દાદાશ્રી :** એ ઈમોશનલ બધું. બધા એના જ પર્યાયો છે. પણ શબ્દ જુદા છે ને, એટલે એના પર્યાયમાં થોડો ફેર હોય પણ મૂળ ત્યાં જ જાય. સ્થૂળ અર્થમાં ત્યાં જ જાય અને સેન્સિટિવ સ્વભાવ કોઈ દહાડો સ્થિર ના થવા દે. અકળામણમાં ને અકળામણમાં રાખે. મોક્ષમાં ના જવા દે અને બુદ્ધિ જેમ જેમ ઓછી થાય તેમ નિરાકુળતા આવતી જાય, અકળામણ ઓછી થતી જાય.

## એ નથી આત્માનું અંગ !

**પ્રશ્નકર્તા :** આ ખાલી સમજવા જ પૂછું છું, કે આ બુદ્ધિ ને આ બધું જે છે, એ આત્માનું જ એક અંગ નથી ?

**દાદાશ્રી :** ન હોય, આત્માનું અંગ નથી. બુદ્ધિ અને આત્મા, બે જુદી વસ્તુ છે. બુદ્ધિ હંમેશાં ઈગોઈઝમ (અહંકાર) વાળી હોય અને જ્ઞાન નિર્‌અહંકારી હોય.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ અને જ્ઞાન વચ્ચે સંવાદ ના થાય ?

**દાદાશ્રી :** જ્યાં બુદ્ધિ હોય ત્યાં જ્ઞાન હોતું જ નથી. બુદ્ધિ ને જ્ઞાનમાં કંઈ ભેદ હશે ખરો ?

**પ્રશ્નકર્તા :** ખરો. શબ્દમાં તો ફેર છે જ.

**દાદાશ્રી :** શબ્દમાં તો ફેર ઉઘાડો જ દેખાય છે. એ તો બધા સમજી ગયા. પણ આમાં મૂળ શું ભેદ હશે ? હવે બુદ્ધિ એ ઈન્ડિરેક્ટ નોલેજ (પરોક્ષ જ્ઞાન) છે, ઈન્ડિરેક્ટ લાઈટ છે અને જ્ઞાન એ આત્માનો ડિરેક્ટ લાઈટ (પ્રત્યક્ષ પ્રકાશ) છે. એટલે જગત ઈન્ડિરેક્ટ પ્રકાશથી જ જીવે છે અને અમારે ડિરેક્ટ પ્રકાશ હોય. અને તમારે જ્ઞાનનો પ્રકાશ નથી, બુદ્ધિનો પ્રકાશ છે એટલે તમને ભેદ હોય કે આ આટલું અમારું ને આ એમનું. અને તમે તમારી જગ્યામાં બરોબર બેસી ગયા હોય તોય તમે પેલાને કહેશો કે, 'ભઈ, આ જગ્યા મારી છે.' તમને સમજાયું ને ?

## ડિરેક્ટ અને ઈન્ડિરેક્ટ પ્રકાશ...

જ્ઞાનનો પ્રકાશ અને બુદ્ધિનો પ્રકાશ એમાં ફેર શું હશે ? બુદ્ધિ અને જ્ઞાન એનો ડિફરન્સ (તફાવત) હવે હું આપું. બુદ્ધિ અને જ્ઞાનનો ડિફરન્સ અત્યાર સુધી અપાયો જ નથી, કોઈ વખતેય. કોઈ શાસ્ત્રમાં, કોઈ શબ્દમાં અપાયો જ નથી. બુદ્ધિ અને જ્ઞાન જુદાં છે, એવુંય કોઈએ કહ્યું નથી. એવું છે, બુદ્ધિ અને જ્ઞાનમાં ફેર ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, ફેર.

**દાદાશ્રી :** એ ફેર તને શી રીતે સમજાય છે ? કેટલો ફેર હશે ? આમાં ડિફરન્સ કેટલો ? બુદ્ધિ બાર આની હશે ને જ્ઞાન સોળ આની હશે, ચાર આનાનો ડિફરન્સ હશે ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ તો જ્ઞાનની કક્ષાએ ન પહોંચી શકે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, કે બુદ્ધિ શું છે એ તને સમજાવું. જ્ઞાન અને બુદ્ધિ બેના સ્વભાવમાં જ ડિફરન્સ છે. જેમ સોનું અને પિત્તળ, બે જુદું હોય ને ? પિત્તળ છે તે સોના જેવું દેખાય પણ છતાં ગુણધર્મમાં ફેર હોય. બુદ્ધિની વ્યાખ્યા તેં સાંભળી જ નહીં હોય કોઈ દહાડોય ! કેટલા ભાગને બુદ્ધિ કહેવી અને કેટલા ભાગને જ્ઞાન કહેવું તેની વ્યાખ્યા આપું. જ્યાં કંઈ પણ બુદ્ધિ છે ત્યાં તમને 'ડાર્કનેસ' (અંધારું) લાગે. કારણ કે એ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિ તો ખાડામાં નાખે ?

**દાદાશ્રી :** હા, ખાડામાં નાખે. કારણ કે એ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે ને સાચો પ્રકાશ નથી. બુદ્ધિ એ પ્રકાશ છે. એ કંઈ ગપ્પું નથી. બુદ્ધિના પ્રકાશથી જ તો બધું જગત ચાલી રહ્યું છે. જ્ઞાન પ્રકાશથી જગત ચલાવવાની જરૂર હોય નહીં. બે પ્રકાશમાં ફેર છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને જ્ઞાન પ્રકાશ એ બેમાં શો ફેર છે ?

**દાદાશ્રી :** બહુ ફેર, બુદ્ધિ એ ડિરેક્ટ પ્રકાશ નથી અને જ્ઞાન પ્રકાશ એ ડિરેક્ટ પ્રકાશ છે, તો કયું સારું ?

**પ્રશ્નકર્તા :** ડિરેક્ટ સારું.

**દાદાશ્રી :** ડિરેક્ટ સારું ને ? હવે જ્ઞાનની ને બુદ્ધિની ડેફિનેશન (વ્યાખ્યા) કહીશ. વૉટ ઈઝ ધી ટ્રુ (સાચી) ડેફિનેશન ?

**પ્રશ્નકર્તા :** એની ડેફિનેશન નથી આપી શકાતી.

**દાદાશ્રી :** બુદ્ધિની વાત જવા દો, પણ એક બહારનો આપણે દાખલો સમજાવવો હોય, સિમિલી (ઉપમા), તો ઈન્ડિરેક્ટ પ્રકાશ જોયેલો તેં ? ક્યાં જોયેલો ?

**પ્રશ્નકર્તા :** આ ટ્યુબલાઈટ છે એ બધો.

**દાદાશ્રી :** ટ્યુબલાઈટ એ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે ? ના. આ ટ્યુબલાઈટ છે અને અહીં પ્રકાશ પડે છે એ ડિરેક્ટ જ છે ને !

આ સૂર્યનારાયણનું અજવાળું એક મોટો જબરજસ્ત અરીસો હોય એની ઉપર પડે, તો એ ડિરેક્ટ લાઈટ કહેવાય. અને અરીસો જરા ત્રાંસો આમ ડિગ્રીમાં રાખ્યો હોય તો એનું અજવાળું જે રસોડામાં પડે એ કેવું લાઈટ કહેવાય ? ઈન્ડિરેક્ટ લાઈટ. એય સૂર્યનું અજવાળું જ છે, પણ ઈન્ડિરેક્ટ લાઈટ છે. ડિરેક્ટ લાઈટ ન હોય એ. બને એવું ? અને એનાથી રસોડામાં કામ કરી શકાય ખરું ? આનું અજવાળું પડે એટલે રસોડામાં લાભ થાય ખરો ? કેમ ? એવી રીતે આ ઈન્ડિરેક્ટ પ્રકાશથી મનુષ્યો, બધું જગત ચાલી રહ્યું છે. હવે પ્રકાશ તો આત્માનો જ છે, પણ પેલામાં અરીસો હતો અને આમાં શું હશે ?

**પ્રશ્નકર્તા :** આત્માનો ભાવ ?

**દાદાશ્રી :** ના, આમાં ઈગોઈઝમ છે. ઈન્ડિરેક્ટ પ્રકાશ એટલે શું ? આત્માનો પ્રકાશ આમ પડે છે, તે અહંકાર થ્રુ (દ્વારા) આવે છે. આ બાજુ આત્મા, વચ્ચે અહંકાર અને અહંકાર થ્રુ જે આ બાજુનો પ્રકાશ પડે, એ બધો જ છે તે બુદ્ધિ, અને અમારે વચ્ચે અહંકાર ખલાસ થઈ ગયેલો હોય એટલે પછી આમ સીધો પ્રકાશ જ પડે, એ જ્ઞાન !

## રંગ જેવો માધ્યમનો, તેવો પ્રકાશનો !

**પ્રશ્નકર્તા :** બધામાં બુદ્ધિ વધતી-ઓછી કેમ હોય છે ? એકસરખી કેમ નથી ?

**દાદાશ્રી :** કર્મના આધારે અહંકાર હોય, કર્મના આધીન અને અહંકાર થ્રુ આ આત્માનો પ્રકાશ આવે. એટલે બુદ્ધિ અહંકારના જેવી હોય. જેવો અહંકાર એવી બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો ને કે અહંકાર અને પૂર્વકર્મ, એ બન્ને ત્યાં આગળ એક થયાં ને ?

**દાદાશ્રી :** અહંકાર એટલે પોતાની મિલકત કહેવાય. બધી કમાણી હોય ને, તે અહંકારમાં આવે. અનંત અવતારની જે કમાણી છે કે ખોટ છે, તે અહંકારની અંદર આવે. તે પેલું લાઈટ અહંકારના થ્રુ મળ્યા કરે. બહુ સારી પુણ્યૈ હોય ત્યારે બુદ્ધિ બહુ ઊંચી હોય. જીવમાત્રને ઈગોઈઝમ જુદો જુદો હોય એટલે એ પ્રકાશેય જુદો જુદો હોય. અહંકાર ગાંડો હોય તો બુદ્ધિયે ગાંડી હોય. અહંકાર ડાહ્યો હોય તો બુદ્ધિયે ડાહી હોય. જેટલી કેપેસિટી (ક્ષમતા) ઈગોઈઝમની, એટલી પ્રકાશની કેપેસિટી. જ્ઞાન તો એ ઓછું-વત્તું થાય એવી વસ્તુ નથી અને સ્વયં પ્રકાશ છે, એન્ડ (અંત) જ ના આવે એવી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર ડાહ્યો હોઈ શકે ખરો ?

**દાદાશ્રી :** ડાહ્યો એટલે બધી રીતે આમ, કોઈનેય નુકસાન ના કરે, કોઈને દુઃખ ના દે, એને આપણે ડાહ્યો જ કહીએ ને ? તે બુદ્ધિ પણ ડાહી હોય. અહંકાર જો જાડો હોય તો બુદ્ધિ જાડી હોય. અહંકાર પાતળો હોય તો બુદ્ધિ પાતળી હોય. તલવારની ધાર જેવો ઈગોઈઝમ હોય ત્યારે એવી સૂક્ષ્મ બુદ્ધિ હોય. અહંકાર લુચ્ચો હોય તો બુદ્ધિ લુચ્ચી હોય. અહંકાર ચોર હોય તો ચોર બુદ્ધિ હોય. જેવો જેવો અહંકાર એવું એની થ્રુ આવે, એટલે બધું એ પ્રમાણે અજવાળું એવું જ હોય. જેટલું ઈગોઈઝમ ચોખ્ખો, એટલો એ પ્રકાશ ચોખ્ખો. ઈગોઈઝમ જેટલો મેલો એટલો પ્રકાશ મેલો. એ વાત તમને સમજાય એવી લાગે છે, થોડીઘણી ?

**પ્રશ્નકર્તા :** અહમ્ તો મેલો જ હોય છે ને ?

**દાદાશ્રી :** હા, તે અહમ્ જેટલો એ નોર્માલિટીથી એક્સેસ (વધારે પડતો) હોય ને, એ બધો મેલ કહેવાય. એની નોર્માલિટી હોય. દરેકની બુદ્ધિ જુદી જુદી હોય છે ને ? એ અહંકારેય જુદો જુદો હોય છે. પણ જો નિર્મળ અહંકાર હોય ને તો બુદ્ધિ બહુ સુંદર હોય. અહંકાર ના હોય તો બુદ્ધિ ના હોય, તો શી રીતે ગાડું ચલાવો ? એટલે અહંકાર બધાને હોય જ. પણ કેટલાકને અહંકાર ચોખ્ખો હોય, કોઈને મેલો હોય, કોઈને ગોટાળિયો હોય. તે પ્રમાણે પેલું લાઈટ પડ્યા કરે.

## બુદ્ધિનું ડેવલપમેન્ટ, માનવનું પ્રોજેક્શન !

**પ્રશ્નકર્તા :** બર્નાડ રસેલે કહ્યું કે આ બુદ્ધિ જે છે, એ સારા માણસ પાસે એનો સારો ઉપયોગ થાય છે અને ખરાબ માણસ પાસે એનો ખરાબ ઉપયોગ થાય છે. બુદ્ધિ પોતે ન્યૂટ્રલ (તટસ્થ) છે આમાં. એટલે મુખ્ય વસ્તુ સારાપણાનું છે ?

**દાદાશ્રી :** એવું નથી. બુદ્ધિ ખરાબ છે એ માણસ જ ખરાબ છે. એટલે એના આધારે આ બુદ્ધિ નથી પણ બુદ્ધિના આધારે માણસ છે. એટલે તમારે આ બુદ્ધિ જોઈ લેવી એટલે તમે એને માટે નક્કી કરી શકો કે આ ખરાબ માણસ છે. એણે શું કહ્યું હતું ? સારા માણસના આધારે બુદ્ધિ સારી છે એમની. ના, બુદ્ધિ સારી છે માટે સારો માણસ છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ તો બધામાં તટસ્થ ભાવે રહેલી છે. એક માણસ ગુનો કરે છે અને એક માણસ સારું કાર્ય કરે છે, બુદ્ધિ બન્નેમાં સરખી જ છે, પણ નૈતિકતા ઊંચી કે નીચી છે.

**દાદાશ્રી :** એવું કશું નથી. બુદ્ધિ સરખી હોઈ શકે નહીં. આ દુનિયામાં કોઈ માણસ એવો જન્મ્યો નથી કે બુદ્ધિ સરખી હોય. બુદ્ધિ એ ઈગોઈઝમના થ્રુ આવે છે. તે જેવો ઈગોઈઝમ હોય તેવી બુદ્ધિ હોય. બુદ્ધિ વધતે-ઓછે અંશે હોય. બુદ્ધિ વધવાનું સાધન શું ? જેટલું અહિંસાત્મક વલણ એટલી બુદ્ધિ ઊંચી જાય. બાકી, બુદ્ધિ સરખી ના હોય. આ

ગાયો-ભેંસો પોતાનો વ્યવહાર કરે છે ને, તે સારો વ્યવહાર કરે છે. તે આ મનુષ્યોને એટલો વ્યવહાર આવડતો નથી. ગાયો-ભેંસોમાં જમાઈ હોય, સસરા હોય, બધુંય હોય પણ એ વ્યવહારમાં કોઈ ઝઘડા નહિ અને આમને ઝઘડા. ત્યાં ડિવોર્સ નથી લેવા પડતા ને અહીં ડિવોર્સ લેવા પડે છે. કારણ કે ભ્રમિત થયેલી બુદ્ધિ છે. એમની લિમિટેડ (સિમિત) બુદ્ધિ છે, બિચારાંની !

## અહંકારના 'મિડિયમ થ્રુ' !

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિ અને અહંકાર એ એકબીજાની સાથે સંકળાયેલા છે ?

**દાદાશ્રી :** એક જ છે. એ હોય તો આ હોય ને આ ના હોય તો એ ના હોય, તો બેઉ ઊડી જાય. એટલે એની બુદ્ધિ ઉપરથી માણસનો અહંકાર બધો ખોળી કાઢે કે અહંકાર એનો કેવો છે. એનું ડ્રોઈંગ થાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર બુદ્ધિને લઈને ઊભો હોય છે ને ?

**દાદાશ્રી :** અહંકારને લીધે બુદ્ધિ છે. અહંકાર ના હોય તો બુદ્ધિ ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ અહંકાર દૂર ના કરે એ ?

**દાદાશ્રી :** બુદ્ધિ અહંકાર ક્યારેય પણ દૂર ન કરે.

**પ્રશ્નકર્તા :** અહંકારમાં ઊંડા ઉતારે ?

**દાદાશ્રી :** હા, અહંકારમાં જ ઊંડા ઉતારે. બસ, એનો ધંધો જ એ. અહંકારમાં ઊંડા ઉતારવું એ એનો ધંધો.

**પ્રશ્નકર્તા :** પણ અહંકારને લાવનારી બુદ્ધિ છે ને ?

**દાદાશ્રી :** ના, અહંકાર ઊભો થયેલો છે, તેમાંથી બુદ્ધિ ઊભી થયેલી છે. અહંકાર ઊભો થયો ને, તે આત્માનું લાઈટ તો આમ આવતું

હતું, તેમાં અહંકાર ઊભો થયો, એટલે વચ્ચે આડ થઈ. આડમાં લાઈટ આવ્યું તેને બુદ્ધિ કહેવાય. ઈન્ડિરેક્ટ પ્રકાશમાં બધી ભૂલો થયા કરે. પણ અજવાળું ખરું-ખોટું ના કહેવાય. પણ એ અહંકાર થ્રુ કહેવાય. એનું મિડિયમ અહંકાર છે અને બુદ્ધિ હોય ત્યાં અહંકાર હોય જ.

**પ્રશ્નકર્તા :** એટલે અરીસો એ અહંકાર થયો ?

**દાદાશ્રી :** હા, અરીસો એ અહંકાર થયો.

**પ્રશ્નકર્તા :** પ્રકાશ તો, આત્માનો પ્રકાશ આવે, એ જ પ્રકાશ થયો ને ?

**દાદાશ્રી :** પ્રકાશ તો આત્માનો અરીસામાં પડ્યો અને અરીસાએ પછી પ્રકાશ ફેંક્યો. એટલે મિડિયમ થ્રુ થયું. એટલે આવરણવાળું થયું. એનો ડિરેક્ટ પ્રકાશ આવરણવાળો છે જ નહીં. આટલો પ્રકાશ લાધેને તો બહુ થઈ ગયું.

આપણે જ્ઞાન આપીએ છીએ તે આટલો (બીજ જેટલો) પ્રકાશ લાધે છે, તે શુંનું શું ય કરી નાખે છે. પ્રકાશ તો થોડો જ લાધે છે. એકદમ ના લાધે. જેટલાં પાપ ધોવાયને એટલો લાધે.

**પ્રશ્નકર્તા :** પ્રકાશ થોડો હોય પણ પછી વધતો જાયને ?

**દાદાશ્રી :** વધતો જાય. એ બીજ થયેલી હોય, પછી ત્રીજ થાય, ચોથ થાય, પૂનમ થાય, દહાડે દહાડે પછી જેવો જેવો પુરુષાર્થ. પુરુષાર્થ મંદ હોય ત્યારે પ્રકાશેય તેવો, પુરુષાર્થ તો જોઈએ ને ?

## પહેલો પરવાર્યો અહંકાર !

ડિરેક્ટ પ્રકાશનો જ્યારે ઉઘાડ થાય ને, બધું કામ થઈ ગયું. પોતે પરમાત્મા થઈ જાય. પોતે આત્માને જાણે ને, ત્યારે પોતે પરમાત્મા થઈ જાય. જ્યારે અહંકાર ખલાસ થઈ જાય ત્યારે પરમાત્મા થઈ જાય. અહંકારને લઈને તો મનુષ્ય તરીકે રહ્યો છે જીવાત્મા અને અહંકાર હોય ત્યાં સુધી આવરણ. અહંકાર ના હોય ત્યારે બુદ્ધિય ના હોય જોડે જોડે.

એ બેને સંબંધ છે. એક હોય તો બીજું હોય ને બીજું હોય તો એક હોય. અહંકારને બુદ્ધિનો સંબંધ છે. એટલે અમારે અહંકાર જતો રહ્યો. તે દહાડે બુદ્ધિ હઉ જતી રહી. અમને અહંકાર બિલકુલેય નથી. એક સેન્ટ પરસેન્ટ અમને અહંકાર નહીં હોવાથી સીધો ડિરેક્ટ પ્રકાશ મળે, એ અમારું જ્ઞાન છે.

અહંકાર હોય એટલે એ લાઈટ બુદ્ધિ સ્વરૂપે હોય છે. વચ્ચે અહંકારનું મિડિયમ જ ઓગળી ગયું હોય તો જ્ઞાન હોય, જ્ઞાન પ્રકાશ હોય. એટલે અમારે અહંકારનું મિડિયમ ઓગળી ગયેલું એટલે જ્ઞાન ડિરેક્ટ પ્રકાશ થાય. અમારો જીવતો અહંકાર, કે જે ક્રિયાકારી અહંકાર હતો તે ઓગળી ગયો. એટલે નવાં કર્મ ચાર્જ ના કરે. જૂનાં હોય તેનો એટલો અહંકાર રહ્યો, તે જૂનો ઉકેલ લાવી નાખે. એ અહંકાર નુકસાન ના કરતો હોય. એટલે સીધો ડિરેક્ટ પ્રકાશ જ પડે. એટલે બધાં શાસ્ત્રોનો ફોડ, આ જગતમાં કોઈ વસ્તુ એવી નથી કે જેના ફોડ ના આપી શકાય અને માંગો એ આપે. તમે જે માંગો ને એ બધી જ વસ્તુ આપે. પણ કર્તાભાવે નહીં, નિમિત્તભાવે. કર્તાભાવ, અમારામાં હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞાથી પણ ઉપર, એ જ્ઞાન કહેવાય. પ્રજ્ઞા તો, આ જ્ઞાન અમે આપીએ છીએ ને, એટલે પ્રજ્ઞા જ ઉત્પન્ન થાય છે આ બધાને. આ પ્રજ્ઞા જ પછી એમને ચેતવે છે. અત્યારેય એમને ચેતવે છે કોણ ? પ્રજ્ઞા જ ચેતવે છે.

## તમામ અહંકારી જ્ઞાન, એ બુદ્ધિ !

ફોરેનવાળા લોકો કહે છે, 'અમે જે ભણ્યા આ બધું સાયન્સ, એ જ્ઞાનને જ્ઞાન ના કહેવાય ?' ત્યારે મેં એને સમજણ પાડી કે તમે જે ભણ્યા છો એ જ્ઞાન બુદ્ધિમાં સમાય છે. તમે બધા જ સબ્જેક્ટ (વિષય) જાણતા હો, આખા વર્લ્ડના સબ્જેક્ટ જાણતા હો, તો એ બુદ્ધિમાં સમાશે. ત્યારે કહે, 'શું કારણ ?' ત્યારે મારે કહેવું પડે છે કે અહંકારી જ્ઞાનને જ બુદ્ધિ કહેવામાં આવે છે. અહંકારી જ્ઞાન છે જે, તેને બુદ્ધિ કહેવામાં

આવે છે. નિર્અહંકારી જ્ઞાનને જ્ઞાન કહેવામાં આવે છે. એટલે અહંકારી જ્ઞાન એ ઈન્ડિરેક્ટ પ્રકાશ થઈ ગયો. એટલે એને આખું દેખાય નહીં, 'પોતે કોણ છું ?' તે જ ના દેખાય. પોતે પોતાને દેખાય નહીં એવું અહંકારી જ્ઞાન એ બુદ્ધિ છે.

આપણા લોકોએ બુદ્ધિને માન્ય કરેલી અને બુદ્ધિને આપણા લોકો જ્ઞાન કહે છે. પણ બુદ્ધિ એ તો 'ઈન્ડિરેક્ટ નોલેજ' છે. એ અહંકારી નોલેજ છે, 'મેં આ જાણ્યું, ને આ મેં જાણ્યું,' એટલે એને બુદ્ધિ કહી.

બહાર લોકોની પાસે જ્ઞાન હશે તે અહંકારી હશે કે નિર્અહંકારી ?

**પ્રશ્નકર્તા :** અહંકારી.

**દાદાશ્રી :** એ અહંકારી જ્ઞાન એ બધી બુદ્ધિ અને એક જ સબ્જેક્ટ 'પોતે કોણ છે' એટલું જ જાણતો હોય, બીજું કશું જાણતો ના હોય, તોય પણ એ જ્ઞાનમાં સમાય. કારણ કે નિર્અહંકારી જ્ઞાન એ જ્ઞાન. જે જ્ઞાન જાણવામાં નિર્અહંકારીપણું હોય તે જ્ઞાન કહેવાય. ડિરેક્ટ જ્ઞાન ભલે થોડું હોય તોય પણ નિર્અહંકારી હોય. પછી જેમ વધતું જાય, તેની વાત જુદી છે. પછી કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** તો પછી નિર્અહંકારી થવા માટે પાછું જ્ઞાન પ્રાપ્ત કરવું પડે ને ?

**દાદાશ્રી :** આ સમજવા માટે બુદ્ધિ હેલ્પીંગ ખરી. મારી પાસેથી વાત સમજવા માટે બુદ્ધિની જરૂર ખરી, પણ વાત સમજવા પૂરતી જ. પછી એને પોતાને જવું જ પડે. એને પોતાને ખાલી કરવું પડે. કારણ આપને સમજાયું ને ? વોટ ઈઝ ધી ડિફરન્સ (તફાવત શું છે ?), જ્ઞાનમાં ને બુદ્ધિમાં ?

**પ્રશ્નકર્તા :** હા, બુદ્ધિ હોય ત્યાં સુધી જ્ઞાન ન આવે.

**દાદાશ્રી :** હા, એ વાત ખરી છે. બુદ્ધિ છે એ ખાલી કરે ત્યાર પછી એ રૂમમાં જ્ઞાન રહેવા આવે. અગર જ્ઞાન રહેવા આવે, ત્યારે બુદ્ધિ તરત પેલું ખાલી કરીને જતી રહે. એ જાણે કે હવે તો સોંપી દેવું પડશે.

## પર ને સ્વ-પર પ્રકાશક !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષને ડિરેક્ટ પ્રકાશ હોય છે અને ઈન્ડિરેક્ટ લાઈટ થોડું ઘણું હોય છે ?

**દાદાશ્રી :** ના, ઈન્ડિરેક્ટ લાઈટ બંધ જ. આવડો મોટો પ્રકાશ સીધો ડિરેક્ટ મળતો હોય, પછી પેલું ઈન્ડિરેક્ટ કોણ રાખે ? પણ તે એ સીધો પ્રકાશ ક્યારે ઉત્પન્ન થાય ? અને પેલો બુદ્ધિનો પ્રકાશ ક્યારે બંધ થાય કે જ્યારે અહંકાર ખલાસ થઈ જાય ત્યારે. અહંકારના આધારે બુદ્ધિ છે. એટલે આખા જગતની પાસે એ અહંકારની સિલક હોય જ, એ સિલક તો ખરી જ.

**પ્રશ્નકર્તા :** હવે એ સિલકના મારફતે જે પ્રકાશ આવે અને જ્ઞાની પુરુષ, સિલક વગરના થઈ ગયા એનો પ્રકાશ, એ બે પ્રકાશમાંય ફેર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** પેલો પ્રકાશ તો પ્રકાશ જ ના કહેવાય ને ? એ તો ઈન્ડિરેક્ટ પ્રકાશ. ઈન્ડિરેક્ટ પ્રકાશ એટલે પ્રકાશ જ ના કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** ઈન્ડિરેક્ટ પ્રકાશ, જે પર પ્રકાશક ગુણ છે પણ તે સ્વપ્રકાશને લીધે જ છે ને ?

**દાદાશ્રી :** એ 'લીધે' કે 'નહીં લીધે', એ જોવાનું નહીં. જે પર-પ્રકાશવાળા છે, એટલે સ્વને જોઈ શકતા નથી માટે કંડમ (નકામું). એ ગ્લોબ (બલ્બ) કાઢી નાખો. આ ઈલેક્ટ્રિસિટીમાં નહીં ચાલે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનની પરાકાષ્ટા આવી જાય એટલે બુદ્ધિની જરૂર નહીં ?

**દાદાશ્રી :** એવું છે ને, અહીં આગળ મીણબત્તી સળગતી હોય, તે ક્યાં સુધી ચાલુ રાખીએ આપણે ? કે જ્યાં સુધી લાઈટ થઈ નથી ત્યાં સુધી. અને લાઈટ થાય ત્યારે ? મીણબત્તી સળગતી રાખીએ, એ ભૂલ ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી મીણબત્તીની જરૂર નહીં. એમ અમારે છે તે અંદર ડિરેક્ટ પ્રકાશ મળેલો એટલે અમારે બુદ્ધિ ના હોય, ઈન્ડિરેક્ટ પ્રકાશ ના હોય.

**પ્રશ્નકર્તા :** આ સૂર્યનારાયણ પ્રકાશ આપે છે, એ પોતાને આપે છે કે બીજાને આપે છે ?

**દાદાશ્રી :** એ બીજા લોકોને પ્રકાશ આપે છે. અને આત્માનો પ્રકાશ તો સ્વ-પર પ્રકાશક છે, પોતાને પણ પ્રકાશિત કરે છે અને પારકાનેય પણ પ્રકાશિત કરે છે. એટલે આત્માનો પ્રકાશ બે જાતનો અને બુદ્ધિનો પ્રકાશ એક જ પ્રકારનો, પરને જ પ્રકાશિત કરે છે. આ સૂર્યનો પ્રકાશ પણ પરને પ્રકાશિત કરે છે. પોતાને પ્રકાશિત નથી કરતો. આત્મા તો પોતાને પણ પ્રકાશિત કરે અને પરને પણ પ્રકાશિત કરે.

બુદ્ધિ એ પર પ્રકાશક છે. એટલે આપણે સ્વરૂપને જોવું હોય તો ના જોવા દે. પણ બીજું દેખાડે એટલે પારકી વસ્તુને દેખાડે. પોતાની કોઈ વસ્તુને ના દેખાડે અને જ્ઞાનપ્રકાશ એટલે શું ? એ સ્વ-પર પ્રકાશક છે. એટલે પોતાને અને પરને, પરનું પણ જ્ઞાન અને પોતાનું પણ જ્ઞાન બન્નેને પ્રકાશિત કરે છે. એ સાચું જ્ઞાન એ વિજ્ઞાન કહેવાય. એ ચેતનવંતુ હોય.

ગમ્યું તમને, આ છેલ્લું ફાઈનલ ? ફર્સ્ટ એન્ડ ફાઈનલ (પહેલો અને અંતિમ), આ છેલ્લામાં છેલ્લો જવાબ અને જ્ઞાન એ ડિરેક્ટ પ્રકાશ અને સ્વ-પર પ્રકાશક છે. પોતાનેય દેખાડે અને પારકુંય દેખાય. જ્ઞેયને દેખાડે અને જ્ઞાતાનેય દેખાડે.

## એ છે સંયોગી દ્રવ્ય !

જ્ઞાન એ મૂળ દ્રવ્ય છે અને બુદ્ધિ એ સંયોગી દ્રવ્ય છે. સંયોગ ભેગો થાય, ના ય થાય અગર તો સંયોગ ખસીયે જાય. એટલે બુદ્ધિ એ સંયોગી દ્રવ્ય છે.

**પ્રશ્નકર્તા :** સંયોગના આધારે બુદ્ધિ તીવ્ર થતી જાય ?

**દાદાશ્રી :** પણ બુદ્ધિ પોતે જ સંયોગ છે. એ ભેગી થયેલી વસ્તુ છે. જ્ઞાન એ સંયોગ નથી, જ્ઞાન એ દ્રવ્ય છે અને બુદ્ધિ એ સંયોગ છે.

**પ્રશ્નકર્તા :** એટલે બધાને એક જ જાતના સંયોગ હોય, પણ એકને લાઈટ ઓછું હોય તો એના પ્રમાણમાં બુદ્ધિની તીવ્રતા ઓછી રહે, એવું ?

**દાદાશ્રી :** એ ઓછું લાઈટ તો ઓછી બુદ્ધિ હોય અને લાઈટ વધારે એટલે બુદ્ધિ વધારે. બુદ્ધિ એટલે એક પ્રકારનું લાઈટ. તે પર-પ્રકાશ, સંયોગી પ્રકાશ, એ ક્યાં સુધી રહે કે પોતે સંયોગી હોય ત્યાં સુધી. 'ચંદુભાઈ' જોડે સંયોગ હોય ત્યાં સુધી અને આત્મા જોડે સંયોગ થયો એટલે અસંયોગી કહેવાય.

બધી સંયોગી વસ્તુ છે એટલે બધી રિલેટિવ છે અને વિનાશી છે. એટલે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે. બુદ્ધિ પર-પ્રકાશ છે. રિલેટિવ પ્રકાશ છે, રિયલ પ્રકાશ નથી. જ્ઞાન એ રિયલ પ્રકાશ છે.

## બુદ્ધિના ચશ્મે અહંકાર દેખતો !

દરેકની બુદ્ધિ કંઈ ખરાબ હોતી નથી. બુદ્ધિની વિપરીતતા દરેક જગ્યાએ હોતી નથી. એવી જે બુદ્ધિ, તે તો લોકોને અજવાળું આપે, પ્રકાશ આપે, કંઈક ઠંડકેય કરે.

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિ સામાન્ય ભાવે ઠીક છે ?

**દાદાશ્રી :** એટલે બુદ્ધિ કંઈ ખોટી વસ્તુ નથી પણ એને અહંકારે કરીને પોઈઝનસ કરી નાખી છે અને જે બાબતમાં અહંકાર હોય તે બાબતમાં પ્રકાશ બિલકુલ હોય નહીં, ત્યાં આંધળો હોય. જે ખૂણામાં અહંકાર વધી ગયેલો હોયને, ત્યાં આંધળો હોય. એ અહંકાર તો, નોર્મલ અહંકાર હોય તો તે ખૂણામાં પ્રકાશ પડે.

ઈગોઈઝમ હંમેશાં આંધળો હોય. ઈગોઈઝમ દેખતો ના હોય, કોઈ દહાડોય. એને આંખ ના હોય. બુદ્ધિની આંખથી કો'ક દહાડો જુએ. બાકી, પોતાની આંખ ના હોય. આંધળાના સંગથી પાપ જ બંધાય ને ?

## અહંકાર સ્વભાવથી જ આંધળો !

અહંકારનો સ્વભાવ કેવો ? હું જે કરું છું એ જ સાચું છે. એ નક્કી માને. કારણ કે અહંકાર સ્વભાવથી જ આંધળો છે.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલેથી જ એવું માને કે હું જે કરું છું એ સાચું છે ?

**દાદાશ્રી :** પહેલેથી જ એવું માને છે. પહેલેથી જ નક્કી કરીને ચાલે છે. એટલે આ આંધળો કૂટાયા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ આંધળાની મદદે બુદ્ધિ તો હોય છે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ તો હોય ને, બુદ્ધિ પણ શું કરે તે ? બુદ્ધિ પ્રકાશ આપે, પણ આંધળો પ્રકાશનો લાભ કેટલો ઉઠાવે ?

**પ્રશ્નકર્તા :** પણ એ બુદ્ધિની મદદ લેને ? 'નોર્મલ કોર્સ'માંથી આગળ વધવા માટે બુદ્ધિની મદદ તો લે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિને લીધે અહંકારને થોડું ઝાંખું દેખાય, પણ આંધળાને લાઈટ કેટલું દેખાય ? પોતે આંધળો એટલે એના બધાં છોકરાં એવાં જ હોય ને ?

## ડિરેક્ટ પ્રકાશ, પ્રકાશે અલૌકિકતા !

જ્ઞાન એ ડિરેક્ટ લાઈટ છે, એટલે ડિરેક્ટ લાઈટ પ્રાપ્ત થાય ત્યારપછી અલૌકિક વાત સમજાય. ત્યાં સુધી અલૌકિક વાત સમજાય નહીં. એટલે અમારે ઈન્ડિરેક્ટ પ્રકાશ જુદો રહ્યો અને ડિરેક્ટ પ્રકાશ થયો. એટલે અમે જ્યાંથી બોલીએ ત્યાંથી બધું શાસ્ત્રમય જ હોય. એને પછી બીજો ફોડ પાડવાનો ના હોય.

**પ્રશ્નકર્તા :** ડિરેક્ટ જ્ઞાન છે એ કેટલું જોઈ શકે ? ક્યાં સુધીનું જોઈ શકે ?

**દાદાશ્રી :** આ ડિરેક્ટ જ્ઞાન તો જેટલો પ્રકાશ પામે, ડિરેક્ટ જ્ઞાનનું જેટલું આવરણ ખસે, એટલું કેવળજ્ઞાન સુધી પહોંચે. એટલે આખું બધું જગત જોઈ શકે, બ્રહ્માંડ જોઈ શકે. એને તો પાર જ ના આવે ને ! ડિરેક્ટ પ્રકાશ એ તો અમારા જેવા જ્ઞાનીઓને હોય. ડિરેક્ટ પ્રકાશ એટલે બધું જોઈ શકે. આ જગતમાં કોઈ ચીજ એવી નથી કે અમને ખબર ના હોય. એ ડિરેક્ટ પ્રકાશ કહેવાય. તારામાં બેઠેલા ખુદાને અમે જોઈ શકીએ છીએ ને તને તો અનુભવમાંય ના આવે. ઘોડામાં, કૂતરામાં, બધામાં દેખાય. આ તો બધા પેકીંગ છે, વેરાઈટીઝ ઓફ પેકીંગ છે.

ડિરેક્ટ પ્રકાશ પ્રાપ્ત થાય ત્યારે અલૌકિક વસ્તુ આ બધી દેખાય દુનિયામાં. અલૌકિક વસ્તુઓ બધી સનાતન છે અને લૌકિક વસ્તુઓ બધી ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે ખાલી ! લૌકિક વસ્તુઓ બધી ઈન્દ્રિયગમ્ય છે. અલૌકિક અતીન્દ્રિયગમ્ય છે. અમને અમારા જ્ઞાનથી આ બધું જગત દેખાય કે જગત કેવી રીતે ચાલી રહ્યું છે, આ બધું શું છે ?

**પ્રશ્નકર્તા :** તમે આ બધું જોઈ શકો છો ?

**દાદાશ્રી :** હા, જ્ઞાનથી બધું જોઈ શકીએ છીએ, ત્યારે જ આ વાત કરી શકાય ને ! નહીં તો વાત કરાય નહીં ને ! અને બુદ્ધિથી આ ના દેખાય. બુદ્ધિ તો બહુ વધે ને ત્યારે માણસ બુદ્ધુ થઈ જાય. અને જ્ઞાની તો પરમાત્મા થાય. જ્ઞાનમાં તો વધતું-ઓછું હોય જ નહીં ને ! જ્ઞાન એટલે પ્રકાશ છે, સ્વયં પ્રકાશ છે, કેવળજ્ઞાન સ્વરૂપી છે.

## આત્માનો પ્રકાશ ત્યાં બુદ્ધિ 'રન આઉટ' !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ વગર આપ આટલું બધું સમજાવો છો એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** બુદ્ધિ તો આટલું બધું સમજાવી શકે નહીં ને ! બુદ્ધિની

લિમિટેશન (મર્યાદા) હોય. એ લિમિટમાં જ બતાવી શકે. બુદ્ધિ લિમિટેડ હશે કે અન્‌લિમિટેડ ?

**પ્રશ્નકર્તા :** અન્‌લિમિટેડ (અમર્યાદિત).

**દાદાશ્રી :** ના, લિમિટેડ, અને મારી પાસે અન્‌લિમિટેડ પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ લિમિટેડ (મર્યાદિત) કેવી રીતે ?

**દાદાશ્રી :** આ પ્રકાશ બધો છે. બુદ્ધિ એ પ્રકાશમાં ગણાય. આ ટ્યુબલાઈટનો બધો પ્રકાશ લિમિટેડ હોય કે અન્‌લિમિટેડ ?

**પ્રશ્નકર્તા :** લિમિટેડ.

**દાદાશ્રી :** અને સૂર્યનો પ્રકાશ ?

**પ્રશ્નકર્તા :** અન્‌લિમિટેડ.

**દાદાશ્રી :** ના, એય લિમિટેડ. ઘરમાં જુઓ તો કશું નહીં દેખાય. એય લિમિટેડ અને 'અમારો' પ્રકાશ તો અન્‌લિમિટેડ છે. એ અન્‌લિમિટેડ પ્રકાશ એ જ્ઞાન કહેવાય અને લિમિટેડ પ્રકાશ એ બુદ્ધિ કહેવાય. એટલે લિમિટેડ પ્રકાશ બંધ થઈ ગયો અને અન્‌લિમિટેડ પ્રકાશ ઊભો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** અન્‌લિમિટેડ જ્ઞાનવાળાને બુદ્ધિ વગરના કહી શકાય ?

**દાદાશ્રી :** પણ જ્ઞાન હોતું જ નથી કોઈ જગ્યાએ. એક સેન્ટેય જ્ઞાન ના હોય. આ જગતમાં કોઈને એક સેન્ટ જ્ઞાન છે નહીં. બુદ્ધિ છે, બુદ્ધિ કોઈ જગ્યાએ ૮૦ ટકા છે, ૮૫ ટકા છે, ૯૦ ટકા સુધી છે પણ જ્ઞાન ના હોય. એટલે બુદ્ધિ અને જ્ઞાનમાં આટલો ફેર.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનાં લિમિટેશન્સ છે એટલે મુશ્કેલી પડે છે ?

**દાદાશ્રી :** એટલે મુશ્કેલી જ પડે. બુદ્ધિમાં લિમિટેશન છે અને બુદ્ધિથી કોઈ પણ પ્રશ્ન સોલ્વ (ઉકેલ) થાય નહીં. કારણ કે બુદ્ધિ એ

લિમિટેશનવાળી છે. બિગિનિંગ (શરૂઆત)થી એન્ડવાળી વસ્તુ છે એ અને આ જ્ઞાન એ અન્‌લિમિટેડ છે, એન્ડલેસ (અનંત) છે.

હું અન્‌લિમિટેડમાં રહું છું. મારે આ બુદ્ધિના લાઈટની શી જરૂર ? જ્યારે ઘરની લાઈટ જતી રહે છે ત્યારે લોક કેન્ડલ (મીણબત્તી) સળગાવે પણ પછી લાઈટ આવે ત્યારે કેન્ડલ રહેવા દે ખરાં ? બાકી બુદ્ધિ વગરના હોય ને, ત્યાં જ્ઞાન છે. આપણા તીર્થંકરો બુદ્ધિ વગરના હતા, અમનેય બુદ્ધિ નથી.

**પ્રશ્નકર્તા :** અરિહંત ભગવાનને બુદ્ધિ નહીં ?

**દાદાશ્રી :** એમને બુદ્ધિ ના હોય. બુદ્ધિ હોય તો ભગવાન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન હોય ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન, કેવળજ્ઞાન, એબ્સોલ્યુટ જ્ઞાન. કારણ કે બુદ્ધિ લિમિટવાળી હોય. અને એમનું અન્‌લિમિટેડ જ્ઞાન. એટલે બુદ્ધિ એમની પાસે ના હોય. લિમિટવાળી ચીજ જ એમની પાસે કોઈ હોય નહીં. મારી પાસે નથી તો એમની પાસે શી રીતે હોય ? બુદ્ધિ દરેકના ગજા પ્રમાણે લિમિટવાળી હોય, જ્ઞાન લિમિટવાળું ના હોય. આ તીર્થંકરનું જ્ઞાન છે ! આ કંઈ જેવા તેવા બાવાઓનું જ્ઞાન ન હોય !

❖ ❖ ❖

## (3)

# બુદ્ધિની પ્રસરેલી ડાળખીઓ

### વાતો, આત્મવિજ્ઞાનની અનુભૂતિની !

**પ્રશ્નકર્તા :** આઉટર (બાહ્ય, ભૌતિક) વિજ્ઞાનનો જેવી રીતે ડેફિનેટ (નિશ્ચિત) અનુભવ થાય છે, તેવી રીતે ઈનર(આંતર) વિજ્ઞાનનો પણ ડેફિનેટ અનુભવ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** ડેફિનેટ અનુભવ વગરનું વિજ્ઞાન, વિજ્ઞાન કહેવાય જ નહીં. વિજ્ઞાન એનું નામ કહેવાય કે અનુભવ સહિત જ હોય. ત્યાં સુધી જાણ્યું જ નથી કહેવાય. ત્યાં સુધી જે ચોપડીઓ બધું વાંચીએ એને (બુદ્ધિજન્ય) જ્ઞાન કહેવાય પણ વિજ્ઞાન ના કહેવાય. એ જ્ઞાન એટલે શુષ્કજ્ઞાન, ફળ આપે નહિ અને કેફ બહુ ચઢે. 'હું જાણું છું, હું જાણું છું' એનો કેફ બહુ ચઢે. આ ભમરડો જુઓ, જાણનારો આવ્યો ! કેફ ચઢે ઊલટો. અને વિજ્ઞાન તો તરત જ ફળ આપે. એ અનુભવવાળું જ હોય. વિજ્ઞાન એટલે શું ? સાકરને ગળી કહેવી એ જ્ઞાન છે અને સાકરનો સ્વાદ જાણવો, અનુભવવો એ વિજ્ઞાન છે. એટલે આ બધું અહીં આગળ વિજ્ઞાન છે, વિજ્ઞાન બુદ્ધિ બહાર હોય. વિજ્ઞાન અન્‌લિમિટેડ હોય, બુદ્ધિજન્ય જ્ઞાન એ બધું લિમિટેડ હોય.

**પ્રશ્નકર્તા :** તો અંદરના વિજ્ઞાનમાં કેવા કેવા અનુભવો હોઈ શકે ?

**દાદાશ્રી :** 'હું રાજા છું' એવો અનુભવ હોય તો રાત્રે સરસ ઊંઘ આવે, તો પરમાત્માનો અનુભવ થયો એની વાત જ શું હોય ! 'હું

રાજા છું' એટલો અનુભવ એક દહાડો થાય, તો એને કેટલો આનંદ થાય ?

**પ્રશ્નકર્તા :** સ્વપ્નમાં હોઈ શકે એ તો ?

**દાદાશ્રી :** હા, સ્વપ્નમાં બને. આ પણ બનવું જોઈએ ને ? અને સ્વપ્નું તો ઘડીમાં ટક્યું-ના ટક્યું, એટલે એ ટકાઉ નથી. કાચના વાસણ જેવું, થોડીવાર રહ્યું, ના રહ્યું. ટકાઉ હોય એ તો અને પરમાત્મપણું એટલે કાયમનું ટકાઉ, શાશ્વત !

## બુદ્ધિ, આંતર-બાહ્ય !

**પ્રશ્નકર્તા :** ભૌતિક જ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાનમાં કંઈ ફેર હશે ? શો ફેર હશે ?

**દાદાશ્રી :** ભૌતિક જ્ઞાન એ બાહ્ય બુદ્ધિ છે. બાહ્ય બુદ્ધિ ફોરેનમાં છે અને આપણે અહીં આંતરિક બુદ્ધિ છે. આંતરિક બુદ્ધિ એટલે 'કોના કરતાં હું વધારે સારો દેખાઉં, કોના કરતાં હું વધારે મોટો દેખાઉં', એ બધી આંતરિક બુદ્ધિ છે. ફોરેનવાળા લોકોને બાહ્ય બુદ્ધિ છે. એટલે આ આંખથી દેખાય એવી વસ્તુ પર મોહ થાય, કાનથી સંભળાય ત્યાં મોહ થાય. આપણે એવું તેવું, બહુ પડેલી નથી. આપણે ત્યાં આ આંતરિક બુદ્ધિ છે. પણ એ મિથ્યા બુદ્ધિ છે. કારણ કે ભૌતિક સુખને માટે જ વપરાય છે. ભૌતિક સુખને પ્રાપ્ત કરવાની તૈયારીઓ કરે છે. એ લોકો ભૌતિકમાં ફૂલ ડેવલપ્ડ (પૂર્ણ વિકસિત) છે, જ્યારે આપણા લોકો અધ્યાત્મમાં ફૂલ ડેવલપ્ડ છે.

હવે તો જૈનોય બુદ્ધિશાળી છે ને બીજા આ વૈષ્ણવોય બુદ્ધિશાળી થઈ ગયા છે. આ બહુ ભણતર-બણતર ને બધું એ થાય, ત્યાર પછી બુદ્ધિ ડેવલપ થવા માંડી. ભલે વિપરીત બુદ્ધિ થઈ છે પણ વિચારશીલ થઈ ગયા છે. પહેલાંના વખતમાં આટલા બુદ્ધિશાળી ન હતા.

## અગવડે ઘડી બુદ્ધિ આ કાળમાં !

બુદ્ધિ અત્યારે ડેવલપ્ડ થયેલી છે. ડેવલપ્ડ બુદ્ધિ બે રીતે ફળ

આપે. ડેવલપ્ડ બુદ્ધિ અવળી હોય તો અધોગતિમાં જાય અને ડેવલપ્ડ બુદ્ધિ સવળી હોય અને જો એને માર્ગમાં વાળનાર મળી આવે તો કલ્યાણ થઈ જાય. કારણ કે આ હું વાત કરું છું ને, ડેવલપ્ડ હોય તે તરત સમજી જાય, નહિ તો ના સમજે. આ ફોરેનના લોકોને બોલાવો અહીં આગળ, એક વરસ દહાડો મારી જોડે બેસે તો એક અક્ષરેય ના સમજે અને તમે એક કલાકમાં બધી વાત સમજી જાવ, હું શું કહેવા માંગું છું તે !

અને સતયુગમાં દુઃખ જ નહોતું. સતયુગમાં સુખ કેવું ? ખાવા-પીવાનું બધું મળે, કશી અડચણ નહીં. ખઈને સૂઈ જવાનું, બસ ! બુદ્ધિ તો કસોટીમાં ક્યારે આવે ? જ્યારે કંટ્રોલ હોય, બીજું હોય, ગાડીમાં ભીડ હોય, આમ હોય, તેમ હોય, ભીડમાં બુદ્ધિ કસોટીમાં આવે.

**પ્રશ્નકર્તા :** જેમ તકલીફ વધારે પડે, એમ....

**દાદાશ્રી :** હા, તકલીફ વધારે તેમ બુદ્ધિ કસોટીએ વધારે ચઢે. તકલીફથી બુદ્ધિ કસાઈ ગયેલી. નહીં તો લોક બુદ્ધિશાળીઓ ન હતા. એ ડફોળ હતા સતયુગમાંય !

**પ્રશ્નકર્તા :** તો આ સતયુગના ઋષિમુનિ થઈ ગયા એ બધા ?

**દાદાશ્રી :** એ ઋષિમુનિઓ તો બધા પુણ્યશાળી હતા, પણ બુદ્ધિ કસાયેલી નહોતી. આ તો ફક્ત તીર્થંકરો થયા એ એમની પુણ્યૈ લઈને જ આવેલા અને એ તીર્થંકર થવાના જ હતા, એટલે થયા. અને એ હંડ્રેડ પરસેન્ટ હતા પણ બીજા બધા લોકોમાં કશું ભલીવાર નહીં. બુદ્ધિ તો અત્યારે કસાયેલી છે. તે આ છોકરાઓ આટલા જે પ્રશ્નો પૂછે છે ને, તે મોટી ઉંમરનાને તે દહાડે પૂછતા નહોતા આવડતા.

બુદ્ધિ તો કોઈ કાળે આવી હતી નહીં. સતયુગમાંય આવી નહોતી. શી રીતે હોય, બળી ? બેઠા બેઠા ખાવાનું મળે. કશું ડખલ નહીં. હંમેશાં ડખલો ઊભી થાય, ત્યારે બુદ્ધિ વધે. આખો દહાડો અથડામણ વધે ત્યારે બુદ્ધિ વધે. આપણે અહીં તો ખાંડનો કંટ્રોલ આવતાં પહેલાં શી રીતે લાવવી તે બધું સમજી ગયો હોય.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે પહેલાંના વખતમાં બુદ્ધિશાળી ન હતા, તો અત્યારના જે આ બધા પુરાતન તત્ત્વવેત્તાઓ, સંશોધન કરનારા છે, એ લોકોએ એવું ખોળી કાઢ્યું છે કે બુદ્ધિશાળી બધા હતા ત્યારે પણ ?

**દાદાશ્રી :** હું તો સતયુગની વાત કરું છું, સતયુગ, ત્રેતાની. દ્વાપરમાંથી જ બુદ્ધિ કસાઈ, કસોટીએ ચઢી. તો પણ આજના જેવી ન હતી. અત્યારે આ ટોપ ઉપર બેઠેલી છે. નહીં તો હિન્દુસ્તાનમાં આત્માની વાત કરાય જ નહીં, પરસાદની વાત કરવી પડે. તે પરસાદ કરીને લાવ્યા છે, આવજો ત્યાં ધર્મમાં. નહીં તો તમારામાં પેલું કહે છે ને, લહાણી.

**પ્રશ્નકર્તા :** હા, પ્રભાવના થવાની છે, તે ટોળેટોળાં આવે.

**દાદાશ્રી :** તે બબ્બે કેળાં આપેને, તે લઈ લે. આ તો આ કાળના લોકોને આત્માસંબંધી વાત કરાય.

**પ્રશ્નકર્તા :** નહીં તો આ જગતના રચનારનો વિચાર કરવો એ પણ એક ભ્રાંતિ જ છે, એવું જ કહે છે ને ?

**દાદાશ્રી :** એ ભ્રાંતિ છે. પણ વિચાર એ તો બુદ્ધિ એને કરાવડાવે છે. કારણ કે બુદ્ધિ એટલી ડેવલપ થઈ છે. આફ્રિકાના જંગલીઓને રચનારનો કંઈ વિચાર નથી આવતો, કારણ કે બુદ્ધિ ઉત્પન્ન થઈ નથી. બુદ્ધિ વિકાસ પામી નથી, તે કશું જ નથી આવડતું. અંગ્રેજોને, એ બધા આપણા હિન્દુસ્તાનમાં આવ્યા, તેથી બુદ્ધિ વિકાસ પામી.

તે દહાડે તો યુગ એવો કે કોઈને જમાડવાની બુદ્ધિ ના થાય અને કોઈને જમવાની બુદ્ધિ ના થાય. બોલો હવે, શી દશા થાય ? જમવાની બુદ્ધિ હોય તો જમાડવાની ઈચ્છા થાય, કે આ લોકોને બોલાવીએ જમવા. પણ જમવાની બુદ્ધિ જ નહીં ત્યાં આગળ જમાડનાર કોણ ? એટલે બધું આઈડલ (નિષ્ક્રિય) પડી રહેતું હતું. અત્યારે તો જોઈએ એટલા જમાડનાર, જમનાર હશે, ત્યારે ખોટ ખરી ? તે દહાડે જમનાર

જ કોઈ નહીં. યજમાનને એ બધું ખરું, પણ તેય યજમાનની રીત, એની રીતે જ લેવાતું હોય તે જ. બીજી ડખલ નહીં નામેય. શેઠ તો અબજો રૂપિયા હોય તોય પૂતળા સરખા, કશું સમજણ-બમજણ ના પડે. જો કદી મુંબઈમાં મૂકી દીધા હોય ને, તો કેવી રીતે હવે ઘેર જવું, તે સમજણ ના હોય, કે લાવ, એક ટેક્ષી કરું. એવું તેવું ઘેર જવાનું આવડે નહીં. બુદ્ધિ જ કસોટી પર આવેલી નહીં.

**પ્રશ્નકર્તા :** જરૂર જ ના પડેલી તે વખતે ?

**દાદાશ્રી :** બુદ્ધિની જરૂર જ નહીં, તે દહાડે ! અત્યારે જરા બ્રિલિયંટ મગજના થયા. ભલે બુદ્ધિ અવળી થઈ ગઈ છે, પણ બુદ્ધિ ડેવલપ થયેલી છે. પહેલાં બુદ્ધિ ડેવલપ જ નહીં થયેલીને ! પોતાનું ગામ જ જોયેલું હોય, એમાં પચાસ વીઘાં જમીન હોય, એટલે પાડાની પેઠે ફરતો હોય અને આમ આમ કર્યા (મૂછ મરડ્યા) કરતો હોય. અને પછી જ્યારે મરડો થાય ત્યારે આપણે પૂછીએ, 'કેમ દોડતા'તા ?' મેર મૂઆ, શું જોઈને આમ આમ કરતો'તો તે ? એટલે કૂવામાંનાં દેડકાં કહ્યાં તે દહાડે. હવે એ પચાસ વીઘાંવાળાને મુંબઈમાં મોકલીએ તો મુશ્કેલીમાં મૂકાઈ જાય.

આ તો અત્યારે ગાડીઓમાં આવ-જા કરે છે, પણ પહેલાં તો મુંબઈમાં પચાસ રૂપિયાના ખર્ચમાં જવાતું હતું. પાંચ રૂપિયા ભેગા થાય નહીં અને દહાડો વળે નહીં. હવે એ પચાસ વીઘાંવાળાને મુંબઈ મોકલીએ અત્યારે, તો ત્યાં કોઈ બંગલાવાળાનું સંડાસ દેખાડીએ ને તો એની મિલકત એમાં, સંડાસમાં આવી જાય. એટલે પછી ત્યારે એનો પારો ઊતરી જાય. પણ આ ત્યાં સુધી કૂવામાંનું દેડકું છે ! જ્યાં સુધી બહાર, મુંબઈ ગયો નથી, ત્યાં સુધી પારો ઊતરે નહીં અને ઊંધું જ ચાલ્યા છે.

હવે બધા ડેવલપ થયેલા છે. હવે બુદ્ધિ છતી કરવાની જરૂર છે. તે બુદ્ધિ છતી કરનારો નીકળી આવશે. એટલે ગાડું સારું ચાલશે હવે.

**પ્રશ્નકર્તા :** અત્યારે બુદ્ધિ જે ડેવલપ થયેલી છે તે પણ વિપરીત માર્ગે ચાલી રહેલી છે.

**દાદાશ્રી :** એ વિપરીત તો વિપરીત, પણ બુદ્ધિ છે ને ! એને અમે સમ્યક કરી શકીએ. પણ જો બુદ્ધિ જ ડેવલપ્ડ ના હોય, તો શું થાય ? વિપરીત ઊંધી હશે, પણ છે બુદ્ધિને ? એટલે લોટને કેળવેલો છે આ, અને પહેલાં લોટ કેવો હતો ? ભાખરા થાય એવો. અને આ તો વેઢમી થાય એવો લોટ છે. હેય ! આમ ફર્સ્ટ કલાસ વેઢમી થાય ને મઠિયાં થાય એવો લોટ !

હવે આ બુદ્ધિ અમુક પ્રકારે સારી થાય છે. તે જ્ઞાની પાસે બેસવાથી એ બુદ્ધિ સમ્યક થાય છે. એ સમ્યક બુદ્ધિ બહુ હિતકારી હોય. જે લૌકિક બુદ્ધિ છે, લોકસંજ્ઞાથી ઊભી થયેલી બુદ્ધિ, એ બધી વિપરીત બુદ્ધિ કહેવાય છે. વિપરીત બુદ્ધિ એટલે પોતાનું અહિત કરનારી. સંસારમાં ભલે સુખી કરે, પણ મુક્તિ માટે એ અહિત કરનારી.

## વિશેષતા, વિપરીત બુદ્ધિની !

**પ્રશ્નકર્તા :** અહીંના જેટલો ભ્રષ્ટાચાર બીજે ક્યાંય નથી.

**દાદાશ્રી :** હંમેશાંય બિવેરનેસ (સાવચેત), એલર્ટનેસ (જાગૃતિ) હોયને, ત્યારે ભ્રષ્ટાચાર થાય. ફોરેનમાં અવેરનેસ (સજાગતા) ય પૂરી નથી, થોડીક અવેરનેસ છે. બાકી બિવેરનેસ, એલર્ટનેસ નથી એટલે ભ્રષ્ટાચાર હોય જ નહીં ને ત્યાં !

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ? એ ના સમજાયું.

**દાદાશ્રી :** આ નાનાં બાળકો નિર્દોષ હોય કે મોટાં ?

**પ્રશ્નકર્તા :** નાનાં.

**દાદાશ્રી :** શાથી ? એનું કોણ રક્ષણ કરે છે, તેય એ ખબર નથી રાખતો. મારે મારું રક્ષણ કરવાનું છે, તેય એ જાણતો નથી. અને મોટા હોય તે તો એણે પોતે માથે લીધું છે. એવું પેલા ફોરેનવાળા તો, ભગવાન કરે છે, ભગવાન બધું ચલાવે છે, ને... બધું એક જ વાતમાં આવી ગયું અને આપણા હિન્દુસ્તાનના લોકોએ તો પોતે માથે લીધું

છે, 'હું કરું છું.' એટલે આપણે અહીં બુદ્ધિ વધી છે. એ કઈ બુદ્ધિ વધી ? વિપરીત બુદ્ધિ. ફોરેનવાળાનીય વિપરીત બુદ્ધિ જ છે. સંસારનું જે કરે એ બુદ્ધિ બધી વિપરીત બુદ્ધિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** નવા યુગનાં ભણેલાં છોકરાંઓ પેલી ધર્મની વાતને ગ્રહણ નહીં કરે.

**દાદાશ્રી :** તેથી જ આ ભણેલાં છેને, એટલે ફેરફાર થઈ જશે. નહીં તો પેલું જરા જૂનું હોતને, તો ફેરફાર ના થાત. એ ભલું થાય અંગ્રેજોનું કે આ લોકો ખરું-ખોટું સમજતાં શીખ્યા. બુદ્ધિ વધીને, ભલે બુદ્ધિ વિપરીત થઈ, તો સમ્યક કરતાં મને આવડે છે. પણ વિપરીત ના થઈ હોત તો પછી શી રીતે સમ્યક થાત ? એટલે ઘણું સારું થયું છે.

આ મોટા મોટા શેઠિયાઓ દેખાય છે પણ સમ્યક બુદ્ધિનો છાંટોય ના મળે. આ બધી વિપરીત બુદ્ધિ ખરી, ક્યાંથી લૂંટી લઉં, ક્યાંથી ખઈ જઉં, એ બધું આવડે. સમ્યક બુદ્ધિ એટલે મારું હિતકારી થાય, એ બુદ્ધિનો છાંટો ના મળે. વિપરીત બુદ્ધિમાં (ગમે તે કરવા) તૈયાર.

**પ્રશ્નકર્તા :** સંસારમાં જે વધારે બુદ્ધિ વપરાય છે એ વધારે ઉત્પાત કરાવે છે.

**દાદાશ્રી :** એવું છે ને, બુદ્ધિ તો કામની છે, પણ એ બુદ્ધિ સમ્યક હોવી જોઈએ. આ તો વિપરીત બુદ્ધિ જ ઉપાધિ કરાવે છે.

## આત્માથી વખુટાવે એ વિપરીત બુદ્ધિ !

**પ્રશ્નકર્તા :** વિપરીત બુદ્ધિ, તે શું છે ? એ સંસારમાં માર્ગદર્શન આપે ? સંસારની મૂંઝવણમાં માર્ગદર્શન આપે ? વિપરીત બુદ્ધિનો દાખલો આપો.

**દાદાશ્રી :** વિપરીત બુદ્ધિ એટલે હમણે અહીં નગીનદાસ શેઠ હોય, તે આખા ગામની શેઠાઈ કરતા હોય, પણ રાતે થોડું પીતા હોય, તે વધારે પીવાઈ જાય પછી શું થાય ? પછી 'ઈન્ડિયાનો પ્રેસિડન્ટ છું'

એવું બોલે. આ કઈ બુદ્ધિ બોલે છે ? સંસારી બુદ્ધિ નહીં, આ સંસારમાંય વિપરીત પાછી આ. સંસારી બુદ્ધિ વિપરીત છે જ, પણ સંસારમાંય વિપરીત બુદ્ધિ આ !

**પ્રશ્નકર્તા :** વિપરીત બુદ્ધિ સંસારમાં કંઈ મદદ કરે ?

**દાદાશ્રી :** હું તમને એ બધી વાત આગળ કરું છું. વિપરીત બુદ્ધિ એટલે શું ? પેલાને ચઢ્યું અને ચઢતાં પહેલાં સંસારી બુદ્ધિ હતી. અને ચઢ્યા પછી સંસારી વિપરીત બુદ્ધિ થઈ. હા, તે 'હું પ્રેસિડન્ટ છું' કહેવા માંડ્યા એટલે આ બધા લોક કહેશે કે, 'શેઠને ચઢી છે !' એવું આ બધાને વિપરીત બુદ્ધિને લઈને દૃષ્ટિ જુદી છે, કે 'હું આનો સસરો થઉં, આનો કાકો થઉં, આનો મામો થઉં' કહેશે. જાણે કાયમના ના હોય ? આ દારૂ ચઢ્યો, તે ઘેન ઊતરે નહીં ને દહાડો વળે નહીં. તે અભાનતામાં જ ચાલી રહ્યું છે. સભાનતા જ્ઞાની પુરુષ કરી આપે તો દહાડો વળે. નહીં તો સભાનતા કરે નહીં, ત્યાં સુધી અભાનતા ચાલ્યા જ કરે છે.

નિરંતર અભાનતામાં જીવ વર્તે છે. દૃષ્ટિ જ એની પેલી ને પેલી છે. દારૂ ઊતરતાં પહેલાં તો મહીં પાછું દાળ-ભાત ને રોટલી-શાક નાખે, કે પાછો એનો દારૂ થાય. એ તો પાંચ-સાત દહાડા ઉપવાસ કરે ત્યારે દારૂ ઓછો થાય કે બંધ થઈ જાય, ત્યારે એને ખબર પડે કે 'ઓહોહો ! આ શું છે ?' ત્યારે ભાન થાય.

તેથી ભગવાને ઉપવાસ કરવાની સૂચના કરી. પણ આ કાળના જીવો ઉપવાસ કરી અને દહાડે સૂઈ જાય. અને લોકોની પર ચિડાયા કરે એનાં કરતાં આ કાળમાં ભાન વગરના લોકો, ઉપવાસ ઓછા કરે તો સારા. ઉપયોગપૂર્વક ઉપવાસ હોવા જોઈએ.

હવે સંસારી વિપરીત બુદ્ધિ સંસારમાં માર્ગદર્શન આપે ? ના. માર્ગદર્શન આપે જ નહીં. છતાં માર્ગદર્શન આપે ખરું પણ અધોગતિનું માર્ગદર્શન આપે. માર્ગદર્શન સરસ આપે, સુંવાળું લાગે પણ જાય અધોગતિમાં !

સંસારની મૂંઝવણમાં માર્ગદર્શન આપે ? એ મૂંઝવણ ઊકેલી

નાખે, પણ નીચે અધોગતિમાં લઈ જાય. અરે ભઈ, નીચે લઈ જઈને મૂંઝવણ ઉકેલો, એનાં કરતાં તો મૂંઝવણ સારી. આ તો સોની નોટ આપી દીધી ને વટાવી ખાધી અને પછી મૂંઝવણ દૂર થાય. તો જોડે જોડે સો તો ગયા જ ને. ઊલટી ઘરની મૂડી ખોઈ !

**પ્રશ્નકર્તા :** પહેલાં આપ એવું બોલ્યા છો કે વિપરીત બુદ્ધિ સંસારમાં હિતકારી છે.

**દાદાશ્રી :** હા, એટલે અમુક પ્રકારની વિપરીત બુદ્ધિ, આપણું આ જે ભણતર બધું છે ને આટલું કલ્ચર્ડ છે, એ બધુંય વિપરીત બુદ્ધિ જ કહેવાય છે. આમાં સમ્યક બુદ્ધિનો છાંટોય નથી. વિપરીત એટલે આત્માથી વિમુખ કરે, એ બધી જ વિપરીત બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** પણ સમ્યક બુદ્ધિ અને વિપરીત બુદ્ધિ, એ બેની વચ્ચેની કઈ બુદ્ધિ ?

**દાદાશ્રી :** એ બે જ બુદ્ધિઓ. વળી બીજી કઈ ?

**પ્રશ્નકર્તા :** પણ આપનું એક વાક્ય છે કે સંસારમાં હિત કરે એનું નામ વિપરીત બુદ્ધિ.

**દાદાશ્રી :** હા, પણ સંસાર મજબૂત કરે, સંસારમાં હિત કરે એ વિપરીત બુદ્ધિ. સંસારને ઉખેડી નાખે એ સમ્યક બુદ્ધિ. હમણે રિક્ષામાં બેસીને સો રૂપિયાનું પરચુરણ વેરતાં વેરતાં આવો એટલે સમ્યક બુદ્ધિ કહેવાય. કારણ કે લોભ ઓછો થઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** પણ આ મૂંઝવણોમાં સંસાર રૂડો ચલાવવા માટેની કઈ બુદ્ધિ ?

**દાદાશ્રી :** એ વિપરીત બુદ્ધિ. આત્મસન્મુખ જે ન કરે, એ બધી વિપરીત બુદ્ધિ. એ દારૂ ચઢેલો જ કહો, દૃષ્ટિ જ ફેર !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની વિશુદ્ધિની જરૂર ખરી કે બુદ્ધિની જ જરૂર નથી ?

**દાદાશ્રી :** વિશુદ્ધિ કઈ દવાથી કરશો ? એવી કઇ દવા આવે છે કે બુદ્ધિની વિશુદ્ધિ થાય છે ? એ તો જ્ઞાની પુરુષ પાસે જાય અને સાચા જ્ઞાની હોય તો આપણી બુદ્ધિ સમ્યક થાય. આ અત્યારે જે વિપરીત બુદ્ધિ છે ને, તો સમ્યક બુદ્ધિ થાય ને સમ્યક બુદ્ધિ થાય તો એ શુદ્ધિ થઈ. નહીં તો સમ્યક થાય નહીં ને બુદ્ધિ વિપરીત જ રહે.

**પ્રશ્નકર્તા :** સમ્યક બુદ્ધિ શું છે ?

**દાદાશ્રી :** સમ્યક બુદ્ધિ તો એવું છે ને, એ સંસ્કારેલી બુદ્ધિ છે. તે સંસ્કારેલી બુદ્ધિ હોતી જ નથી. જ્ઞાની પુરુષ કે અગર કોઈ સદ્‌ગુરુ હોય, તેની પાસે બેસવાથી એ બુદ્ધિ સમ્યક થાય છે. નહીં તો મિથ્યા જ બુદ્ધિ હોય છે. એટલે આ મિથ્યામાં સુખ છે એવું જ માનનારી બુદ્ધિ હોય છે.

## ભગવાન શ્રીકૃષ્ણે કહી એને વ્યભિચારિણી !

સંસારી બુદ્ધિ તો રહેવાની જ બધાને. સંસારી બુદ્ધિ ના રહેતી હોય તો તુવેરની દાળ અને કેરીનો રસ બે ભેગું કરી નાખે.

**પ્રશ્નકર્તા :** એટલે સંસારી બુદ્ધિની પણ જરૂર છે ને ?

**દાદાશ્રી :** હોય જ, હોય જ એ તો. એટલે હું કઈ બુદ્ધિને ના પાડું છું ? જે ફણગા ફૂટ્યા છે ને, જે કાર્યકારી નથી ને જાગૃતિને નુકસાન કરે છે ઊલટી. જે વગર કામની નુકસાન કરે એ બુદ્ધિ વિકલ્પી કહેવાય. એને કૃષ્ણ ભગવાને વ્યભિચારિણી બુદ્ધિ કહી. બે પ્રકારની બુદ્ધિ કહી, એક વ્યભિચારિણી અને બીજી અવ્યભિચારિણી, જે નુકસાન કરે તે વ્યભિચારિણી બુદ્ધિ કહેવાય. રાત્રે સાડા દસ વાગે ઉઘરાણીની વાત કરી, તે કંઈ કામમાં ના લાગે, હિતકારી હોય નહીં ને સવાર સુધી જાગવું પડે. ઈમોશનલ બધી વાતો ! ઉદ્‌વેગ થયા કરે એનાથી.

**પ્રશ્નકર્તા :** ગીતામાં કૃષ્ણ ભગવાને કહ્યું છે, બુદ્ધિ દ્વારા બુદ્ધિથી પર થવાનું છે.

**દાદાશ્રી :** એવું છે ને, બુદ્ધિ તો બહુ કામ કરે. એ જ્યારથી

અવ્યભિચારિણી બુદ્ધિ થાય, ત્યારથી જ માણસને સ્થિરતા ઉત્પન્ન થવા માંડે, પણ એ બુદ્ધિ એમ ને એમ ઉત્પન્ન થતી નથી. અવ્યભિચારિણી થતી જ નથી, વ્યભિચારિણી જ રહે છે.

**પ્રશ્નકર્તા :** વ્યભિચારિણી એટલે શું ?

**દાદાશ્રી :** જગતમાં અત્યારે જે ચાલે છે, તે એક તો અવ્યભિચારિણી બુદ્ધિ એ સમ્યક બુદ્ધિ હોય, જે બુદ્ધિ બધાનું સમાધાન કરે, કોઈને કિંચિત્‌માત્ર નુકસાન ન કરે અને મોક્ષ તરફ લઈ જાય. અને બીજી વ્યભિચારિણી બુદ્ધિ એટલે વિપરીત બુદ્ધિ, નિરંતર પોતાનું અહિત જ કર્યા કરે. બહારના લોકો નિરંતર પોતાનું અહિત જ કરતા હશે ખરા ? આ તો ઊઘાડી આંખે ઊંઘે છે અને નિરંતર પોતાનું અહિત જ કરી રહ્યા છે. અને એ વિપરીત બુદ્ધિને જ સમ્યક માને છે.

સંસારમાં બંધન બુદ્ધિથી જ છે. હવે એક વ્યભિચારિણી બુદ્ધિ, એનાથી બધા બંધન અને બીજી અવ્યભિચારિણી બુદ્ધિ, એનાથી મુક્તિ. ત્યારે કહે, 'અવ્યભિચારિણી બુદ્ધિ ક્યાં વેચાતી લેવા જવી ?' ત્યારે કંઈ શુક્કરવારીમાં મળે ? લોકો ઘૈડા થયા હોય ત્યારે વેચી દે શુક્કરવારીમાં, તે આપણને મળી જાય કંઈ ? શું કહો છો ? અવ્યભિચારિણી બુદ્ધિ કોનું નામ કહેવાય કે જે નિરંતર ઓબ્લાઈઝીંગ નેચર (પરોપકારી સ્વભાવ) રાખતો હોય ! નિરંતર પારકાના સુખને માટે જ જીવ્યા કરતો હોય, એની બુદ્ધિ અવ્યભિચારિણી.

અને પોતાને માટે કરતો (જીવતો) હોય તે વ્યભિચારિણી બુદ્ધિ. બુદ્ધિની વ્યાખ્યા જોઈએ કે ના જોઈએ ? તમને કેમ લાગે છે ? આ વ્યાખ્યા બરોબર છે કે અધૂરી છે ? જે પોતાને માટે કરતો (વાપરતો) હોય તે વ્યભિચારિણી બુદ્ધિ અને જે પારકા હારુ વાપરતો હોય તે અવ્યભિચારીણી બુદ્ધિ. અવ્યભિચારીણી બુદ્ધિ જે માગે એ ફળ મળે, એ જેવું ચિંતવે એવું ફળ મળે. કારણ કે એના હાથમાં અચિંત્ય ચિંતામણિ આવ્યો છે.

પણ એ તો સેકડે એંસી ટકા હોયને આવા તો ? અવ્યભિચારિણી

બુદ્ધિવાળા એંસી ટકા જ હોયને કે વધારે હોય ?

**પ્રશ્નકર્તા :** ના હોય એ તો.

**દાદાશ્રી :** સંત પુરુષ પાસે, જ્ઞાની પુરુષ પાસે સાંભળવાથી જે બુદ્ધિ સ્વચ્છ થાય છે, તે અવ્યભિચારિણી બુદ્ધિ કહેવાય. આ બધાને વિપરીત બુદ્ધિ છે. કૃષ્ણ ભગવાને કહ્યું, અવ્યભિચારિણી બુદ્ધિ જોઈશે.

**પ્રશ્નકર્તા :** એકુય માણસ ના હોય, પોતાનું હિત કરનારો ?

**દાદાશ્રી :** હોય, પણ જૂજ માણસ. પણ એનો અર્થ કશો નહીં ને ?

પહેલા ઘઉં વીણતા'તા એટલે કાંકરા એકલા જ વીણવાના, ઘઉં વીણવાના નહીં. કહેવાય ઘઉં વીણવાના પણ કાંકરા એકલા જ વીણવાના. અત્યારે તો ઘઉં વીણી લેવાના. અને આ બધા જે પોતાની જાતને માની બેઠા છે કે, 'હું કંઈક છું', એ તો કશાયમાંય નથી, ફક્ત મનમાં માની બેઠા છે.

## વિપરીતને વાળે સમ્યક્ત્વ ભણી...

આ બધી બુદ્ધિ વિપરીત કેમ કહેવાય છે ? ત્યારે કહે, કે સ્વાભાવિક બુદ્ધિ નથી એટલે. સ્વાભાવિક નથી એટલે સંસારાનુગામી છે માટે વિપરીત કહેવાય. આપણને સંસારમાં ભટકાવનારી છે. ભલે ને દેવગતિમાં ગયા પણ પાછું અહીં ગધેડા થવાનું ! એવું આ ચાર ગતિમાં ભટક ભટક ભટક ! એટલે બુદ્ધિ ભટકાવનારી છે.

ભૌતિક સુખોમાં સુખ દેખાડે, એ વિપરીત બુદ્ધિ કહેવાય અને સુખ મોક્ષમાર્ગમાં છે અગર તો આત્મામાં છે એવું જે દેખાડે એ સમ્યક બુદ્ધિ કહેવાય. વિપરીત બુદ્ધિનું જોર બહુ છે, જબરજસ્ત. એટલા માટે અમે, તમારી બુદ્ધિ સમ્યક કરવા માટે, આવા તમને પ્રશ્નોના જવાબ આપીએ અને ખુલાસા થાય તમને, બધી જાતના ખુલાસા થાય.

આ વિપરીત બુદ્ધિ છે, એને સમ્યક કરવાની છે. વિપરીત બુદ્ધિ

સમ્યક કેમ કરીને થાય ? એક જ સમ્યક બુદ્ધિવાળાને જુએ, એટલે વિપરીત બુદ્ધિવાળો જાણે કે આપણું ખોટું છે આ. એટલે ફેરવી નાખે તરત, જુએ તો. કહેવાથી, ઉપદેશથી ના ફરે, ઉપદેશથી ફરે જ નહીં. જોવાથી જ ફરે.

**પ્રશ્નકર્તા :** માણસની પાસે કદાચ સમ્યક બુદ્ધિ હોય, વિપરીત બુદ્ધિ ના હોય, એવું ના બને ?

**દાદાશ્રી :** એ સમ્યક બુદ્ધિ કેવી રીતે આવે ? સમ્યક બુદ્ધિ ક્યારે આવે ? જ્ઞાનીને ભેગો થયેલો હોવો જોઈએ અગર તો પૂર્વે સમ્યક બુદ્ધિ ઉત્પન્ન થયેલી હોય તો, નહીં તો સમ્યક બુદ્ધિ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ તો વિપરીત બુદ્ધિ ઘટે ને સમ્યક બુદ્ધિ વધે તો ?

**દાદાશ્રી :** સમ્યક બુદ્ધિ ક્યાંથી લાવે ? સમ્યક બુદ્ધિ, એ કંઈ ખાણ નથી. સમ્યક બુદ્ધિ તો પ્લેટેડ વસ્તુ છે. બુદ્ધિ ઉપર પ્લેટિંગ (ઢોળ) કરે એવું હોય છે. અને તે એનું પ્લેટિંગ જ્ઞાની પુરુષ એકલા જ કરી શકે. તમારી બુદ્ધિ અમે પ્લેટિંગ કરી નાખીએ તો સમ્યક બુદ્ધિ થાય, નહીં તો ત્યાં સુધી વિપરીત બુદ્ધિ કહેવાય.

જ્ઞાની પુરુષ પાસે બેસે, પરિચય સેવે ત્યારે એ બુદ્ધિ સમ્યક બુદ્ધિ થાય. એ બુદ્ધિ એવી સરસ ચલાવે ને મોક્ષમાં લઈ જાય, એવા વિચારોવાળી થાય. એ બુદ્ધિ કામ લાગે. ત્યાં સુધી તો આ વિપરીત બુદ્ધિ. કશું ભાન નથી, એક કિંચિત્‌માત્ર ભાન નથી જીવને. ભટક ભટક કરવાનો શું હેતુ ? શેને માટે જન્મે છે ? જીવન શું છે ? શેને માટે ખઉં છું, પીવું છું ? કશું ભાન નથી. એમ ને એમ ઉઘાડી આંખે જગત ઊંઘે છે. એમ કેમ પોષાય ? હિન્દુસ્તાનમાં જન્મ્યા અને ઉઘાડી આંખે ઊંઘીએ એ કેમ પોષાય ?

એકાદ પ્રશ્ન પૂછવાનો વાંધો નહીં, કે આવા સંજોગો આવે તો અમારે શું કરવું એવું બધું અહીં પૂછી શકાય. તો હું તેનો ખુલાસો આપું. આ જ્ઞાન ના હોય તો સમ્યક બુદ્ધિથીય ઊકેલ આવે, પણ સાંભળ્યું હોય

તો. તે વખતે મારા શબ્દો હાજર થાય. કારણ કે અમારું વચનબળ હોય એટલે શબ્દો હાજર થાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો વિપર્યાસ કહે છે તે શું છે ?

**દાદાશ્રી :** વિપર્યાસ એ બુદ્ધિનો નથી. આ બધું ચિત્તને અનુસરીને છે. જ્ઞાન ને દર્શન, બેઉ ભેગું છે તે ચિત્ત. પણ શાસ્ત્રકારો આમ જ, વિપરીત બુદ્ધિ ને એ બધું બોલ્યા છે ને, તે આમાં બહુ ઊંડા ઊતરવા જેવું નથી. પાછા લોકોના વિચાર ફરી જાય. આ તો જ્ઞાન સ્વરૂપની વાત કરું છું. જેમ છે તેમ, તે તો જગતમાં બહાર પડાય જ નહીં. કારણ કે જગત સમજી ના શકે આ બધી વસ્તુઓ.

## વીતરાગ બોધ હૃદયગત કઈ ગમે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ બુદ્ધિ તો બધું બગાડતી જ હશે કે કંઈક સારું કરતી હશે ?

**દાદાશ્રી :** બધું જ બગાડે, કંઈ પણ વસ્તુ સુધારે નહીં. જ્યાં સુધી મિથ્યાત્વ છે ત્યાં સુધી બુદ્ધિ મિથ્યાત્વી છે, મિથ્યા બુદ્ધિ છે. ત્યાં બધું જ બગડે. એટલે મોક્ષ સંબંધી બગડે. સંસારમાં સુધારો કરે વખતે, પણ મોક્ષના સંબંધી બધું જ બગાડે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની આગળ મિથ્યા જ લાગે ને ? બુદ્ધિની આગળ સમ્યક ના લાગે ?

**દાદાશ્રી :** લાગે ને, પણ એ તો જ્ઞાની પુરુષની પાસે એક કલાક જ બેસે અને સત્સંગ સાંભળે ત્યારે એને એકદમ સીધું જ્ઞાન થાય નહીં, પણ એની અનાદિકાળની જે વિપરીત બુદ્ધિ હતી, તે સમ્યક બુદ્ધિ થવા માંડે. જેટલા પ્રમાણમાં સમ્યક થઈ ત્યારે એ સમ્યક દર્શનની વાત સમજવા માટે તૈયાર થાય. સમ્યક જ્ઞાનની વાત, સમ્યક ચારિત્રની વાત સમજવા માટે તૈયાર થાય.

**પ્રશ્નકર્તા :** વીતરાગ બોધ બુદ્ધિથી સમજાય પરંતુ હૃદયગત થવા માટે શો ઉપાય ?

**દાદાશ્રી :** પહેલાં બુદ્ધિ છે તે સમ્યક બુદ્ધિ જોઈએ. આ તો વિપરીત બુદ્ધિ છે. અને વિપરીત બુદ્ધિથી જે વીતરાગ બોધ સમજાયેલો એ કોઈ દહાડો ફળ આપે નહીં. બુદ્ધિ સમ્યક જોઈએ. સમ્યક બુદ્ધિ સંતોની ભક્તિથી, સેવાથી ઉત્પન્ન થાય અને સંસારનાં સંગથી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થાય. એ વિપરીત બુદ્ધિથી વીતરાગ બોધ ક્યારેય પણ સમજાય નહીં અને હૃદયગત થાય નહીં.

જ્યાં સુધી નિજછંદ પરિણામી બુદ્ધિ છે, ત્યાં સુધી એ વિપરીત બુદ્ધિ છે. એ સમ્યક થાય નહીં, ત્યાં સુધી એ વિપરીતતા જ ભજ્યા કરે. સમ્યક બુદ્ધિ સાચા-ખોટાની લડાઈ ના કરે. સાચા-ખોટાની લડાઈ, થતી હોય તો કો'ક કહેશે, 'ભઈ, બેમાંથી કોણ સમ્યક બુદ્ધિવાળો ?' બેમાંથી જે લડાઈને છોડી દે એ સમ્યક બુદ્ધિવાળો. સમ્યક બુદ્ધિ કેવી હોય ? મત ના હોય, ગચ્છ ના હોય, જુદાઈ ના હોય, બીજી કોઈ ભાંજગડ ના હોય અને ગચ્છ-મતવાળી બુદ્ધિ, મિથ્યા બુદ્ધિ કહેવાય. આ અમારું ને આ એનું !

**પ્રશ્નકર્તા :** જો સામેવાળો સમ્યક બુદ્ધિથી વાત કરે તો બીજો બીજી બુદ્ધિથી વાત કરે. એટલે મતભેદ તો થવાના ને ?

**દાદાશ્રી :** ના, પણ સમ્યક બુદ્ધિવાળા માણસો કેટલા હશે ?

**પ્રશ્નકર્તા :** નહીંવત.

**દાદાશ્રી :** શાસ્ત્રોનો સંગ હોય, સંત પુરુષનો સંગ હોય અને પરિગ્રહ ખલાસ થવા આવ્યા હોય, તે માણસને સમ્યક બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

બુદ્ધિ પાછી મતાભિગ્રહવાળી. અભિગ્રહ શાનો ? મતનો. આત્માનો અભિગ્રહ કરવાને બદલે મતનો અભિગ્રહ કર્યો. ક્યારે, કયે ગામ પહોંચે ? લાખ અવતાર થાય તોય કશું વળે નહીં. અંતરશાંતિ થાય નહીં. અંતરદાહ બળતો બંધ ના થાય. અને જ્ઞાની પુરુષની પાસે તો અંતરદાહ કાયમનો મટી જ જાય. અંતરદાહ જ ના સળગે.

## ફૂંકાયું દેવાળું, સમ્યક બુદ્ધિનું !

તે દહાડે સમ્યક બુદ્ધિ ઉત્પન્ન થતી'તી. એ ઉત્પન્ન થનારી વસ્તુ છે. કસોટી પરથી લાવવાની નહીં.

**પ્રશ્નકર્તા :** સમ્યક બુદ્ધિ કસોટીથી વધે નહીં ?

**દાદાશ્રી :** ના. એ સમ્યક બુદ્ધિ શું કરે કે, કોઈ બે લડતા હોય, તેને કહેશે, 'ભઈ, ઊભા રહો. શું છે અલ્યા ?' ઝઘડો છે. ત્યારે કહે, 'બપોરે ઘેર આવજો.' તે ઘેર બોલાવે, શેઠ બેઉ જણને બેસાડે અને પૂછી લે. પેલો કહેશે, 'મેં દોઢસો રૂપિયા એને આપ્યા છે, તે આપતાં નથી.' એટલે શેઠ પેલાને કહે, 'કેમ ભઈ, તું આપતો નથી ?' ત્યારે પેલો કહે, 'શેઠ, હમણે સગવડ નથી.' એટલે શેઠ પછી શું કરે કે ભઈ, 'તું પચ્ચીસ-પચ્ચીસ રૂપિયા હપ્તા કરીને આપજે. છ હપ્તામાં.' ત્યારે કહે, 'એ પહેલો હપ્તો છે નહીં.' ત્યારે કહે, 'પહેલો હપ્તો હું તને આપું છું. પછી તું કરી લેજે બધો.' અને બેઉને જમાડે પાછા, પોતાની જોડે. અને સમાધાન કરીને બેઉને કહેશે, 'મિત્રની પેઠ રહેજો હવે અને ઉકેલ લાવી નાખજો.' એવું તેવું સમ્યક બુદ્ધિ બહુ સારું કરી આપે.

**પ્રશ્નકર્તા :** પણ મહત્વનું તો એ જ આવ્યું ને ? પરિણામ કેટલાં બધાં ચોખ્ખાં કરી નાખ્યાં ?

**દાદાશ્રી :** ચોખ્ખાં કરી નાખ્યાં. તેને બદલે અત્યારે લોક કેવા છે ?

**પ્રશ્નકર્તા :** બન્નેમાંથી ખાઈ લે.

**દાદાશ્રી :** એટલે આમાં દોષ નથી. એ કર્મના બાંધેલા જ છે ને ? પણ આનાં ફળ તો ભોગવવાં જ પડશેને, બધાં ? આવું શોભે આપણને ? આપણે ત્યાં શેઠિયાઓ શું કરતા'તા ?

એને શ્રેષ્ઠી કહેવાતા હતા, તેનું અપભ્રંશ થયું ને શેઠ કહેવાયા. તે અત્યારે તો માતર-બાતર બધું જતું રહ્યું. શેઠની ઉપરથી માતર જતું રહે તો રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** શઠ.

**દાદાશ્રી :** ના બોલવું એવું. એ બોલ્યામાં શું ફાયદો ? ગંદવાડો દેખાય છે ઊલટો. તે આપણાને આપણા જ ને ? કોને કહેવા જઈએ હવે ? આ તો માંહ્યોમાંહ્ય વાત કરીએ તો ચાલે, નહીં તો વાત કંઈ કરાય નહીં ને ? ફોરેનવાળા જોડે એવું કહેવાય કે અમારા લોકો આવા છે ?

સમ્યક બુદ્ધિનું દેવાળું નીકળ્યું છે. કો'ક કશુંક કહે તો તે પહેલાં તો મહીં ફેરફાર થઈ જાય. કો'ક કહે કે ચંદુભાઈમાં અક્કલ ઓછી છે, તો અસર થઈ જાય. જ્યાં અસર થાય ત્યાં સમ્યક બુદ્ધિ છે જ નહીં. સમ્યક બુદ્ધિનું દેવાળું છે. વ્યવહાર એડજસ્ટ કરે ને પોતે ખોટ ના ખાય એનું નામ સમ્યક બુદ્ધિ. નવી ખોટ ખાઈએ નહીં ને જૂની ખોટ વસૂલ કરીએ.

## ત્યારે પ્રગટે સમ્યક બુદ્ધિ !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિથી દુઃખી થઈ જવાય ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ સુખેય આપે ને દુઃખેય આપે ને !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિએ જ દુઃખી કર્યા હોય. કદાચ અતિબુદ્ધિ હશે ?

**દાદાશ્રી :** અતિબુદ્ધિ ! ઓહો ! અતિ થઈ ગયું હશે ? તે નાશ કરવાનું રહેવા દો. આપણે કહીએ કે સપ્રમાણ કરી આપો. નોર્મલ કરી આપો.

**પ્રશ્નકર્તા :** અતિબુદ્ધિને સંપૂર્ણ પ્રજ્ઞામાં ફેરવી આપો.

**દાદાશ્રી :** એવું કરવું છે ? પછી તો ભગવાન જ થઈ ગયો ને ? ભગવાન થઈને તમે શું કરશો ? બૈરી-છોકરાં પછી શું કરશે ?

**પ્રશ્નકર્તા :** આખા જગતમાં પ્રપંચ હોય અને છતાં પોતાની તરફ જે બુદ્ધિ સ્થિર કરવી, એ કંઈક સમજણ માગે ને ?

**દાદાશ્રી :** તો એ જ સમજણની જરૂર છે. નાનો બાબો હોય,

એને આ પોઈઝનની શીશીમાંથી ગોળી લઈશ તો મરી જવાશે, એવું એની સમજણમાં ફીટ થઈ જાય તો વર્તનમાં એની મેળે આવે જ. અને આમ માર માર કરીએ તો ક્યારે વર્તનમાં આવે ? માટે સમજણમાં લાવો. નહીં તો દારૂ-માંસાહાર તો ક્યારે છૂટે ? એ તો છૂટતા હશે કોઈનાથી ? અને જો આપણે ત્યાં સહેજ વાતમાં ઊડી જાય છે !

**પ્રશ્નકર્તા :** તમે અમને જ્ઞાન આપ્યું, ત્યારથી અમારી બુદ્ધિ સમ્યક થવા માંડી ?

**દાદાશ્રી :** અમારી પાસે સત્સંગમાં બેસો, એટલો વખત તમારી બુદ્ધિ સમ્યક થાય અને આ બીજા બધા તમારા જે હોય, ત્યાં બેસો તો વિપરીત થાય. વિપરીત એટલે પજવે. જે પજવે નહીં એ વિપરીત બુદ્ધિ નહીં. પજવે ખરી કોઈ વખત ? અને અમારી જોડે બુદ્ધિ ગીલેટ થઈ ગયા પછી નહીં પજવે.

**પ્રશ્નકર્તા :** તમારી હાજરીમાં બુદ્ધિ સમ્યક રહે, પ્રયત્ન કર્યા વગર, પછી અમે અમારા વ્યવહારમાં જઈએ ત્યારે વિપરીત બુદ્ધિ ન રહે અને સમ્યક બુદ્ધિ રહે, એના માટેનો અમારો પુરુષાર્થ કયો ?

**દાદાશ્રી :** અહીં તમારે બુદ્ધિ સમ્યક કરાવી જવાની. તમારાથી જાતે નહીં થાય.

**પ્રશ્નકર્તા :** અહીં આવીને બેસવાથી બુદ્ધિ સમ્યક ઓટોમેટિક થઈ જાય ?

**દાદાશ્રી :** વાતચીત પૂછો એટલે સમ્યક થતી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે જેમ જેમ ગેડ બેસતી જાય, તેમ તેમ સમ્યક થતી જાય ?

**દાદાશ્રી :** હા, તેમ તેમ સમ્યક થતી જાય. પછી તમારે બુદ્ધિ જ નહીં રહે. બુદ્ધિનો અભાવ થવો એ તો ઘણો ટાઈમ લાગશે, પણ આ તો પહેલું સમ્યક તો થતી જાય.

**પ્રશ્નકર્તા :** અમારે એક બાજુ બુદ્ધિ સમ્યક થતી જાય છે, એક બાજુ અમારી વિપરીત બુદ્ધિ ઓછી થતી જાય છે અને એક બાજુ અમારી પાસે પ્રજ્ઞા છે. આ ત્રણેય વસ્તુઓ સાથે જ ચાલે છે ?

**દાદાશ્રી :** બધું સાથે ચાલે છે. અહીં બેઠા વાતચીત થઈ ને સત્સંગ થયો એટલે સમ્યક બુદ્ધિ થઈ. જે વિપરીત બુદ્ધિ હતી તે જ ટર્ન લે અને એ સમ્યક થાય. સમ્યક થઈ એ જ બુદ્ધિ મોક્ષે લઈ જવામાં હેલ્પ કરે, ઠેઠ સુધી !

## અજ્ઞાન પણ છે તો જ્ઞાન જ !

**પ્રશ્નકર્તા :** આપના જ્ઞાન લીધા પછી જ્ઞાનની જાગૃતિ ઉત્પન્ન થાય. તે પછી તેને ખબર પડે કે પોતાના અજ્ઞાનનું સ્વરૂપ શું હતું ? જેવું અજ્ઞાન હતું એવું અજ્ઞાનનું સ્વરૂપ, એને આ જ્ઞાનની જાગૃતિ પછી સ્પષ્ટ થાય ?

**દાદાશ્રી :** બન્ને બિલકુલ સ્પષ્ટ દેખાય. ચોખ્ખે ચોખ્ખું, અસ્પષ્ટ નહીં. એ ભાગેય સ્પષ્ટ દેખાય અને આજનું આ ય સ્પષ્ટ દેખાય.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનનો જ્ઞાનમાં વિલય થઈ ગયો, એવું નથી ને ?

**દાદાશ્રી :** કોઈ દહાડો થાય નહીં. જ્ઞાનમાં અજ્ઞાનનો વિલય થઈ શકે જ નહીં. અજ્ઞાનનો અજ્ઞાનમાં થાય, જ્ઞાનનો જ્ઞાનમાં થાય. જો કે અજ્ઞાન એ બીજી વસ્તુ નથી, બહારની ચીજ નથી. અજ્ઞાન એક પ્રકારનું જ્ઞાન જ છે. વિલય થઈ જાય તો આખો સંસાર જ બંધ થઈ જાય, ખલાસ થઈ જાય.

એટલે આ અજ્ઞાન કયું ? આ સંસારી જ્ઞાન છે, એ બધું અજ્ઞાન છે. બુદ્ધિથી જે ઊભું થયેલું એને અજ્ઞાન કહેવામાં આવે છે. સંસારને માટે એ જ્ઞાન છે પણ મોક્ષે જવું હોય તેને માટે અજ્ઞાન છે. આ એક પ્રકારનું જ્ઞાન છે, વિશેષ જ્ઞાન છે.

વિપરીત જ્ઞાનને આપણે 'અજ્ઞાન' કહીએ છીએ અને સમ્યક

જ્ઞાનને આપણે 'જ્ઞાન' કહીએ છીએ. અવ્યભિચારિણી બુદ્ધિ એ જ્ઞાન તરફ લઈ જાય છે ને વ્યભિચારિણી બુદ્ધિ એ સંસારમાં લઈ જાય છે. પણ બન્નેય છે તો જ્ઞાન જ. પણ આ અપેક્ષાએ એને અજ્ઞાન કહ્યું છે, મોક્ષે જવું હોય તેની અપેક્ષાએ. એટલે બે જુદાં છે, એ એક થાય નહીં ક્યારેય પણ. એક થઈ જતાં હોય તો તો સંસારની મર્યાદા ના રહે, મર્યાદા તૂટી જાય પછી.

**પ્રશ્નકર્તા :** એટલા માટે એ ડિમાર્કેશન (ભેદરેખા) રાખવું જોઈએ.

**દાદાશ્રી :** હા, ડિમાર્કેશન રાખવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ અજ્ઞાનના જ્ઞાનને પણ જાગૃતિ જાણે છે ? એટલે કે જ્ઞાની બન્નેના દ્રષ્ટા બને છે, અજ્ઞાનના જ્ઞાનના અને જ્ઞાનના જ્ઞાનના ?

**દાદાશ્રી :** બન્નેને જાણે. સ્વ-પર પ્રકાશક છે પોતે. એટલે સ્વ એટલે જ્ઞાનને જાણે અને પર એટલે અજ્ઞાનને જાણે, એટલે એમાં કશું ખામી નથી રહેતી. અને બુદ્ધિ, અજ્ઞાન-પરને એકલાને જ પ્રકાશ કરે, એ સ્વને પ્રકાશ ના કરે. એટલે સંસારીઓને માટે એ વસ્તુ ખોટી નથી. સંસારીઓને માટે એ મુખ્ય વસ્તુ છે. આપણે ફોરેનવાળાને એવું ન કહી શકીએ કે આ બધું અજ્ઞાન છે. આપણે એવું બોલવું એ જોખમ છે. એ સાપેક્ષ શબ્દ છે. એટલે ફોરેનવાળાને કહીએ કે, 'ભઈ, આ જ્ઞાન જ છે.' કારણ કે એમને જે જ્ઞાન જોઈતું હતું, સંસારી જ્ઞાન, તે એમની પાસે છે અને બુદ્ધિથી એ જ જાણવું જોઈએ. એમને મોક્ષે જવાની ભાવના છે જ નહીં. આ તો અહીંવાળાને મોક્ષની ભાવના છે. તેને માટે આ શબ્દ જુદા પાડ્યા.

## વધે બળાપો, બુદ્ધિ વધે જેમ !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ તો બહુ માર ખવડાવે.

**દાદાશ્રી :** મારેય બહુ ખવડાવે. કારણ કે જેટલી બુદ્ધિ વધી એટલી બળતરા વધી. બુદ્ધિ વધે તેમ બળાપો વધતો જાય. બુદ્ધિ હંમેશાં બળાપો લઈને જ આવે. અને આ ત્રાજવું હોય ને, એના એક બાજુ બુદ્ધિ મૂકો ને બુદ્ધિ જેમ વધતી જાય તેમ બીજી બાજુ બળાપો વધતો

જાય. એટલે આ ત્રાજવામાં પાંચ રતલ બુદ્ધિ વધી તો પેલી બાજુ પાંચ રતલ બળાપો વધે. આ ત્રાજવામાં જેટલી બુદ્ધિ, એનું કાઉન્ટર વેઈટ બળાપો હોય. અને એ બળાપો ઉત્પન્ન થયો પછી બુદ્ધિ ટોપ ઉપર વધે પછી બળાપો ટોપ ઉપર જાય. અને પછી છેવટે બુદ્ધિ રહિત થવાનું છે.

ને નાનાં છોકરાંને બુદ્ધિ છે ? નાનાં બાળકોને ? ત્યારે એમને બળાપો હોય છે ? ના. આ તો ગ્લાસ સેટ તૂટી જાયને તો માબાપનો જીવ બળી જતો હોય અને છોકરો ખિલખિલાટ કરી મૂકે. કારણ કે બુદ્ધિ ઓછી એટલી બળતરા ઓછી. અને નાના છોકરાંને બુદ્ધિ ના હોય ત્યાં સુધી એને બળાપો ના હોય. એ મોટો થયો, જેટલી સમજણ આવી, જેટલી બુદ્ધિ આવે, તેટલો બળાપો શરૂ થાય. અને ઘરડો તો બુદ્ધિ વધારે ને, એ તો આખો દહાડો બળાપો જ કર્યા કરતો હોય. જેટલી બુદ્ધિ ઓછી એટલો બળાપો ઓછો. બળાપાને લઈને, એ બળાપા વગરની જગ્યા કઈ હશે એ શોધખોળ કરે છે. નહીં તો આ સંસારમાંથી નીકળે નહીં, કોઈ નીકળે નહીં. અહીંયાં આ ઘડી જો બળાપો ના હોત ને....

**પ્રશ્નકર્તા :** તો સંસારમાંથી કોઈ નીકળત નહીં !

**દાદાશ્રી :** હા, નીકળે જ નહીં. કહેશે, 'અહીં બહુ સારું છે, બા. અમારે મોક્ષ શું કરવો છે ?' પણ આ તો જેટલી બુદ્ધિ વધી એટલો બળાપો વધે જ, અવશ્ય વધે. બળાપો એટલે ભઠ્ઠી.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિમાંથી સદ્‌બુદ્ધિ જન્મે ખરી ?

**દાદાશ્રી :** બળતરા ઉત્પન્ન થાય એટલે આ સંસાર તકલાદી છે, એવું ખબર પડી જાય, કે આ સુખ બધા તકલાદી છે. બળતરા ઊભી થાય એટલે સંસારમાં જુએ કે સુખ ક્યાં છે ? કયું સુખ વધારે સારું ? બધું તકલાદી જેવું લાગે. એટલે સાચું સુખ ક્યાં છે તે તપાસ કરવા જાય. અને સાચું સુખ પોતાના આત્મામાં છે એવું ભાન થાય એટલે આત્મા તરફ દોરાય. પછી (વ્યવહાર) આત્મા શુદ્ધ થવા માંડે, આટલી બધી ગરમી હોય, આટલો બધો તાપ હોય, ત્યારે આત્મા શુદ્ધ થાય. એટલે બળાપાની ખાસ જરૂર. અને બુદ્ધિ વગર બળાપો થાય નહીં.

એટલે બળતરાવાળાને તો બળતરા વધી એટલે પછી કઈ બાજુ ક્યાં ક્યાં બળતરા ના થાય એ ખોળે પાછું, સેફસાઈડ ખોળે. એ સેફસાઈડમાં મોક્ષ રહેલો છે, સર્વ દુઃખોથી મુક્તિ.

## બુદ્ધિની જરૂર ખરી ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની રિલેટિવની બાબતમાં, આ બધા વ્યવહારમાં જરૂર છે ?

**દાદાશ્રી :** હા, એમાં જરૂર છે. જ્યાં નફો-ખોટ છે, જ્યાં દ્વન્દ્વ છે, ત્યાં બુદ્ધિની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારમાં થોડી તો બુદ્ધિ જોઈએ ને ?

**દાદાશ્રી :** એ તો હોય જ, એની મેળે. કર્મની જોડે, એની મેળે જોડે જ રહે. આ તો વધારે પડતી બુદ્ધિ, એકસ્ટ્રા બુદ્ધિ, બેન્કમાં જમે કરાવેલી.

એટલે હંમેશાં સંસારમાં બુદ્ધિની જરૂર ખરી, પણ પછી આગળ મોક્ષે જતાં એ હિતકારી રહેતી નથી. અને જ્યાં સુધી બુદ્ધિની જરૂર ત્યાં સુધી અહંકારનીય જરૂર. હા, અહંકારેય તોડી નાખે તો વેશ થઈ પડે. અને અહંકારની જરૂર એટલે મનની જરૂર. લોકો મનને ફ્રેક્ચર કરે છે, તે પછી શું થાય છે ?

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે જ્ઞાનનું પાત્ર બુદ્ધિ ગણાય છે.

**દાદાશ્રી :** ના, બુદ્ધિના પાત્રમાં કશું ના રહે.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન એ બુદ્ધિનો વિષય નહીં ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ ભૌતિક વસ્તુ છે. બુદ્ધિ નાશ થઈ જાય, વિનાશ થઈ જાય. જ્ઞાન વિનાશી નથી.

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિકતા અને બુદ્ધિ એને કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** આમ કશો સંબંધ નહીં. ફક્ત આધ્યાત્મિક સમજવું હોય તો સમજવા માટે, આપણને બુદ્ધિ સાધન તરીકે કામ લાગે.

આધ્યાત્મિકમાં સ્થિર કરે, એ સ્થિરતાનો માર્ગ છે અને આ બુદ્ધિ તો ચંચળ કરે, તે આ ને સ્થિરતા બે વિરોધાભાસ કહેવાય. બે સાથે બેસી શકે નહીં. બુદ્ધિ તો દરેક માણસને ઈમોશનલ કરનારી જ છે.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન વિકસાવવા માટે બુદ્ધિની થોડીક જરૂર ખરી કે નહીં ?

**દાદાશ્રી :** જ્ઞાન વિકસાવવા બુદ્ધિની જરૂર, ખાસ જરૂર. બુદ્ધિ વગર તો જ્ઞાન આગળ શી રીતે વિકસે ? જ્ઞાન બે પ્રકારના, એક વિનાશી જ્ઞાન અને એક અવિનાશી જ્ઞાન. અવિનાશી જ્ઞાનને 'વિજ્ઞાન' કહ્યું અને વિનાશી જ્ઞાનને 'જ્ઞાન' કહ્યું. એટલે બુદ્ધિથી વિનાશી જ્ઞાન ઉત્પન્ન થાય અને ભક્તિયે વિનાશી થાય. પણ આગળ વધારે, એમ કરતાં કરતાં છેવટે એ વિજ્ઞાન સુધી પહોંચાડે અને વિજ્ઞાન અવિનાશી છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાનીના જે વચનો છે, એ વચનોને સમજવા માટે આ બુદ્ધિ જે છે તે અંતરાય કરે કે મદદ કરે ?

**દાદાશ્રી :** બુદ્ધિ તો સમજે ખરી, પણ એનો આપણે શું ઉપયોગ કરવાનો તે આપણે જોવાનું. પ્રકાશ તો હંમેશાં સમજી શકે. બુદ્ધિ એક પ્રકાશ છે. એ તો આટલી બધી વાતો હું બોલું છું. તે બુદ્ધિનો પ્રકાશ છે તો સમજી શકે. આટલા બધાં પુસ્તકો વાંચવાનાં, તો શું બુદ્ધિ વગરના લોક છે ? પ્રકાશ તો બધો છે, પણ એ પ્રકાશ શું કામનો ? ઊંધું જ સમજાય.

બુદ્ધિ છે તે મોક્ષની વાત બધી સમજવા દે ખરી. બુદ્ધિ જો સમજવા ના દેતી હોય તો કોઈનું કામ જ ના થાય. જ્ઞાનની વાત બુદ્ધિ સમજી શકતી ના હોત તો કોઈનું કામ જ ના થાય. પણ બુદ્ધિ સમજી શકે છે અને એનાથી એડોપ્ટ (સ્વીકાર) થઈ શકે છે. ફીલોસોફી બુદ્ધિ વધારી આપે છે પણ એ ખોટી નથી. એ બુદ્ધિથી આપણાં જ્ઞાનની વાત સમજી શકાશે. એનાથી ગ્રાસ્પીંગ (ગ્રહણ) થાય, નહીં તો જ્ઞાનની વાત ગ્રાસ્પીંગ ન થઈ શકે.

સંસારની બહાર નીકળવા દે નહીં, એનું નામ બુદ્ધિ. સંસારને બહુ સરળ બનાવે, હેલ્પ કરે, બુદ્ધિ મોક્ષની બધીય વાત સમજવામાં શૂરી, પણ મોક્ષે જવાની વાત કરે, ત્યાં વાંધો આવે.

આ વિજ્ઞાન છે. આ સમજવા માટે એમની પાસે આ બુદ્ધિનું સાધન હતું. તેથી બધાય સીધા સમજ્યા, નહિ તો સમજેય શી રીતે ? નહીં તો સમજણ પડે ? શું કહેવા માંગીએ છીએ એ જ સમજણ ના પડે. એ તો તીક્ષ્ણ ધાર જેવી બુદ્ધિ હોય ત્યારે સમજ પડે, નહિ તો સમજણ જ ના પડે. એ તો બુઠ્ઠી છરીથી કંઈ દૂધી કપાય ?

**પ્રશ્નકર્તા :** બુઠ્ઠી છરીથી ના કપાય, દૂધી તો.

**દાદાશ્રી :** પણ જગતને માટે જરૂર છે બુદ્ધિની, આ તો આપણા માટે, સ્પેશ્યલી ફોર અસ (ખાસ આપણા માટે), આ એક જ કોર્નર માટે ૩૫૦ થી ૩૬૦ ડિગ્રીવાળાને માટે જ છે. ૩૫૦ ડિગ્રી સુધી બધાને બુદ્ધિની જરૂર છે. બુદ્ધિથી જ આ જગત ઊભું રહ્યું છે, ટક્યું છે ને ટકશે. ટકશે હઉ એનાથી. લાખો અવતાર કર્યા બુદ્ધિથી.

## એ સમજાય સંજ્ઞા થકી !

**પ્રશ્નકર્તા :** એ વાત બીજાને બુદ્ધિથી સમજાવી શકાય નહીં ?

**દાદાશ્રી :** એ સમજાવી શકવાનું, એ તો એવું છે ને, કેટલીક વાત સમજાવી શકાય. કેટલીક પૂરી ના સમજાવી શકાય, સામાને પહોંચે નહીં ને બધી વાત. એ બુદ્ધિગમ્ય વિષય નથી, માટે પહોંચે નહીં. એટલે એના જેવી સંજ્ઞા આપીને સમજાવવી પડે.

**પ્રશ્નકર્તા :** આપ જે આત્માની વાત કરો છો, એને બુદ્ધિ, મન કે વાણી પહોંચી શકતાં નથી. હવે એ સમજાવો કે બુદ્ધિ, મન કે વાણી કેમ ન પહોંચી શકે ?

**દાદાશ્રી :** મન પણ પહોંચી ના શકે અને વાણી ય પહોંચી ના શકે, બુદ્ધિ ય ના પહોંચી શકે. કોઈ પહોંચી ના શકે.

**પ્રશ્નકર્તા :** છતાં આપણે એની જ વાત કરીએ છીએ.

**દાદાશ્રી :** કોઈ પહોંચી શકતું નથી છતાં આપણે એની જ વાત કરીએ છીએ. પણ એની વાતમાં સંજ્ઞાથી સમજાવીએ છીએ. સંજ્ઞાથી સમજી તો જાય. આમ અમે જે કહેવા માગીએ તે તમે તમારી ભાષામાં સમજી જાવ, બીજા ના સમજે.

એ કેવી રીતે ? એક મૂંગો છે તે 'આમ' કરે, તે બીજો મૂંગો 'એમ' કરે, એટલે બેઉ સ્ટેશન પર પહોંચી જાય. પણ લોકોને સમજણ ના પડે એવી આ સંજ્ઞા છે.

## બુદ્ધિ, શ્રદ્ધાને ન આંબે...

**પ્રશ્નકર્તા :** જ્યારે શ્રદ્ધા આવે છે ત્યારે એ શ્રદ્ધા લાવનાર એ બુદ્ધિ જ છે ને ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ નહીં. બુદ્ધિ તો કોઈનેય બેસવા જ ના દે. શ્રદ્ધા તો અહંકાર જ લાવે છે બિચારો. હા, એને સુખ જોઈએ છે ને ? બુદ્ધિ તો એમ ફસાવે કે 'રહેવા દેને, આમાં'. તે પેલો બેસે. બુદ્ધિ તો સંસારમાં સુખ આપવામાં હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ સાધન રૂપે આપણને ઉપર લઈ જવામાં મદદ ન કરે ?

**દાદાશ્રી :** કોઈ જાતની હેલ્પ નહીં. ફક્ત બુદ્ધિ અહીં તમને સમજવામાં હેલ્પ કરશે. જ્ઞાની પુરુષની પાસે સમજવામાં તમારી પાસે બીજું કોઈ સાધન નથી. અજ્ઞાન છે ને, ત્યાં સુધી બુદ્ધિ હેલ્પ કરશે સમજવામાં.

**પ્રશ્નકર્તા :** એ ક્યારે સમજાય, જ્ઞાની પુરુષ આગળ જો તમારી પરાપૂર્વની યોગ્યતા અંદર થોડીક થઈ હોય, તો જ સમજાય. નહીં તો આ જ બુદ્ધિ પાછી આડી આવે.

**દાદાશ્રી :** નહીં તો એ બુદ્ધિ આડી આવે ! જ્ઞાની પુરુષની વાણી

હોય તે બુદ્ધિ એને સમજી શકે છે કે, આ સારી વાત છે ને આ ખોટી બાકી, બીજું કશું જ ના સમજી શકે.

**પ્રશ્નકર્તા :** એટલે જાગૃતિ એક પઝલ થઈ ગઇ. જાગૃતિ મોક્ષમાર્ગે પણ લઇ જાય અને અંતરાય પણ કરે ?

**દાદાશ્રી :** એવું છે ને, આ હિન્દુસ્તાનના લોકોને કેમ બળતરા બહુ છે ને ચિંતા બહુ છે ? આ ઉપાધિ બહુ છે ને જાતજાતના નખરાં કરે, અવળા ધંધા કરે છે, ઊંધા ધંધા કરે છે, આ બધું આવું કેમ છે ? ત્યારે કહે, જાગૃતિને લીધે. બહુ જાગૃતિ છે ને ! બહુ જાગૃતિવાળાને ભય કેટલા પ્રકારના લાગે ? ચિંતાઓ કેટલા પ્રકારની થાય ? અને ફોરેનવાળાને તો કોઈ જાગૃતિ જ નથી ને, એ તો વિષયોના જ સુખની મહીં પડેલી છે. જે દહાડે અમેરિકામાં માખણ ના મળ્યું તો આખું અમેરિકા હો હો કરી મેલે !

અને આપણા લોકોને તો વિષયની કશી પડેલી નથી. મારી મિલકત, મારો બંગલો, મારી મોટરો, આમ મોટરમાં બેઠો હોય ને, તો આમ જોયા કરે. ઓળખાણવાળાને, સગાંવહાલાંને જો જો કરે. ત્યાં ચક્કર પાંસરો ના રહે.

## સાહજિકતા, પૂર્વ ને પશ્ચિમની !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ હોય એને જલદી મોક્ષ મળે કે સાહજિક હોય એને ?

**દાદાશ્રી :** એવું છે ને, સાહજિકમાંથી જાગૃત તો થવું જ પડશે ને ? જાગૃત થયા પછી સાહજિક થવાનું છે. આ સાહજિક, જાગૃત થતાં પહેલાંનું છે. અને તે કેવી સાહજિકતા જોઈએ ? ફોરેનવાળા હોય છે ને એવું જ. આ ફોરેનવાળા સાહજિક કહેવાય. આપણી ગાયો-ભેંસો જેટલી સાહજિક છે ને, એટલા જ એ સાહજિક કહેવાય. થોડાક વિકલ્પો ખરા. ગાયો-ભેંસોને જેટલી સાહજિકતા છે, તેના કરતાં થોડોક જ વિકલ્પ આમનામાં કે હું વિલિયમ છું, આ મારી વાઈફ છે, એવું બધું

જરાક ખરું. બાકી બધું સાહજિક. એને છે તે અઢાર વર્ષનો બાબો થયો એટલે એ જુદો ને મા-બાપ જુદાં પડી જાય.

એવા સાહજિક લોકો મને ભેગા થઈ જાય છે. તેય પાછું એવું બન્યું હતું કે એક અમેરિકાની બેન હતી, પ્રેસીલા, સહજ આવી ગઈ હતી. તે લેક્ચરર હતી, તે હિન્દુસ્તાનમાં આવેલી. હિન્દુસ્તાનમાં આવ્યા પછી બધે ફરી અને કોઈકે એને અહીં દેખાડ્યું, તે અહીંયાં આવી. પછી મને કહે છે કે મહાવીરની પાસે જેમ ચંદનબાળાં રહ્યાં હતાં, તેવી રીતે તમે મને ચંદનબાળા તરીકે રાખો. હું બ્રહ્મચર્યવ્રત લેવા તૈયાર છું. ત્યારે મેં કહ્યું કે 'બેન, શક્ય નથી આ વસ્તુ અને તારી જિંદગી બગાડશે !' કારણ કે ઈવોલ્યુશન (વિકાસ) નથી એનું. એ હોવું જોઈએ કે નહીં ? આવડું નાનું ઝાડ જો કેરી આપતું હોય તો બધું શક્ય જ બની જાય ને ? એનું પ્રમાણ હોવું જોઈએ, બધો હિસાબ હોવો જોઈએ.

પછી એ બઈ કહે છે કે, 'તમે મને ક્યાંક તેડી જાવ.' તે પછી અમે એને તીર્થંકર ભગવાનનાં દર્શને તેડી ગયા. પછી મેં 'નમો અરિહંતાણં' બોલાવ્યું. તે આવા જ શબ્દો બોલે, બોલવા-કરવાનું બધુંય, દર્શન કરે. પણ હું જાણું કે આમાં કશો લાભ નહીં, બિચારીનો ટાઈમ નકામો જાય. મેં કહ્યું, 'તને અહીં શું વિશેષ લાભ લાગે છે ? તે તું અહીં બેસી રહી છું ?' ત્યારે કહે કે, 'બધે મહાત્માઓ જોયા પણ અહીં જે બેઠા છે ને, એમના બધાનાં મોઢા ઉપર સુખ લાગે છે અને બીજે બધે આવા સુખવાળા નથી દેખાતા. આ તો નિરાંતવાળા હોય એવા દેખાય.' મેં કહ્યું કે 'આ પરીક્ષા તારી સાચી છે પણ તને હેલ્પ કરશે નહીં. અને તું આ દર્શન કરું છું તેય તને હેલ્પ કરશે નહીં. માટે તું આ પુસ્તક લઈ જા. વંચાય તો વાંચજે.' અને પાછા જવાની મેં એને સમજ પાડી દીધી. મેં કહ્યું કે, 'આ દેશમાં ફસાઈશ પણ નહીં. તમે તમારી લાઈનમાં જ આગળ વધો.'

એટલે કામ થાય નહીં, એમાં કશું વળે નહીં. પછી કહે છે, 'આ મારે અમેરિકા લઈ જઈને બધાને દેખાડવું છે.' મેં કહ્યું કે 'કશું વળશે નહીં.' એક ફક્ત સાયન્ટિસ્ટો એકલા જ મારી વાત સાંભળી શકશે અને

કંઈક સમજી શકશે. બાકી, સાયન્ટિસ્ટોય ના સમજી શકે.

**પ્રશ્નકર્તા :** પણ સૂરજ ઊગ્યો છે, એને છાબડું ઢાંકવાથી કંઈ એ છૂપું રહેવાનું નથી.

**દાદાશ્રી :** એ છૂપું રહેવાનું નથી. એનો પ્રકાશ મળવાનો છે.

**પ્રશ્નકર્તા :** તો જગતને આ પ્રકાશ કેમ ન મળે ?

**દાદાશ્રી :** એમના રોડે જે અટક્યા છે, તે બધાંને મળશે ને ! તે લોકો આગળનો રોડ ક્લીયર કરશે. પણ એમને જ્યાં અટક્યા છે ત્યાં મળશે ને તમારું જ્યાંથી અટક્યા છો, ત્યાંથી આગળનું તમને મળશે. એટલે દરેકના રસ્તા જુદા છે.

**પ્રશ્નકર્તા :** એમાં 'પ્લેટો' એમ કહે છે કે અમે જ્યાં સુધી બુદ્ધિથી સમજી શકીએ, વિચારી શકીએ, કલ્પના કરી શકીએ, એ અમારું તત્વજ્ઞાન .અને વિવેકાનંદ રાજયોગમાં એમ કહે છે કે, આ બધું પૂરું થાય અને પછી જે ભૂમિકામાં એન્ટર (આવો) થાવ, એ તત્ત્વજ્ઞાન હિન્દુસ્તાનનું.

**દાદાશ્રી :** હા, તે હિન્દુસ્તાનનું, બરોબર, ખરું કહે છે. પેલા લોકોનું સાહજિક છે અને આપણે અહીં વિકલ્પી છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ત્યાંનું એનું કન્કલુઝન (તારણ) મૂકે છે કે પથ્થર અને પરમાત્મા, એમાં શું ફેર ? પથ્થર કંઈ કરી શકતો નથી અને પરમાત્મા કશું કરવા માંગતો નથી. એટલે અમે બધાં પથ્થર જ છીએ ને, અને એ જ મુશ્કેલી છે.

**દાદાશ્રી :** પેલા લોકો જે છે, એમની જે બુદ્ધિ છે ને, તે બાહ્ય બુદ્ધિ છે અને આપણી આંતરિક બુદ્ધિ છે. એટલે આપણા લોકોને પથ્થર કહેવાતા નથી. આપણા લોકોને જો કદી 'આ' વાત કરીએને, તો તરત પહોંચી જશે. અને એમના પ્રમુખ છે, તે બે વર્ષ અહીં બેસી રહેશે, તો હું જે કહેવા માગું છું, એ વાતમાં એકુય અક્ષર પહોંચશે નહીં. એ બેનને મહિના સુધી મેં સમજાય સમજાય કરી પણ વાત પહોંચે નહીં. એટલે મેં લેવલ જોઈ લીધું, કે આનું ઈવોલ્યુશન આટલે સુધીનું છે.

**પ્રશ્નકર્તા :** એટલે હું શું કહું છું કે અમેરિકામાં કેમ ભૂખ લાગી છે ? અહીંયાં માણસ ભૂખ્યો રહી અને એમાં અભિમાન રહે, પણ 'ન મળે નારી ત્યારે સહેજે બાવા બ્રહ્મચારી' એ ટાઈપ છે. જ્યારે ત્યાં એ લોકો ધરાઈ ગયા છે, એણે સંપત્તિ જોઈ લીધી, બધું એશઆરામ કરી લીધો, હવે એને ભૂખ લાગી છે.

**દાદાશ્રી :** ભૌતિક સુખો એ દુઃખ છે, એ અનુભવ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** અને રસ્તો ક્યાંય દેખાતો નથી.

**દાદાશ્રી :** હવે રસ્તો દેખાતો નથી, એટલે હીપ્પી થઈ જવા માંડ્યા.

એમને મોક્ષનો માર્ગ દેખાડવાની જરૂર નથી. એમને એમનો માર્ગ બતાડવાની જરૂર છે. એમને આગળનું માર્ગદર્શન મળે ને, તો બહુ સુંદર આગળ કામ કરે એવા છે. કારણ કે બાહ્ય બુદ્ધિવાળા છે ને બાહ્ય વર્તનવાળા છે.

ફોરેનમાં તો ચોરી કરનારો ચોરી જ કર્યા કરે, બદમાશી કરનારો બદમાશી કરે અને નોબલ હોય એ નોબિલીટી જ કર્યા કરે. આપણે અહીં તો નોબલ એ ચોરી કરે અને ચોરેય નોબિલીટી કરે. એટલે આ તો દેશ જ અજાયબ છે ને ! અને આ દેશનું જે બધું છે ને, તેને ઈન્ડિયન પઝલ (કોયડો) કહેવામાં આવે છે. જે કોઈથી પઝલ સોલ્વ (ઉકેલ) ના થાય. ફોરેનવાળા કહેશે, 'આ કઈ જાતનું ?' બુદ્ધિ લડી લડીને થાકે પણ એને જડે નહીં. કાકાનો છોકરો એમ કહે, 'મારે સાહેબ આવવાના છે. ગાડી અપાય એવી નથી.' શાથી ? ત્રણ ગેલન પેટ્રોલ જાય ને પેટ્રોલના પૈસા લેવાય નહીં મારાથી, તે ગોઠવણી કરીને બોલે !

ફોરેનવાળાને કઈ બળતરા છે ? બળતરા જ ના થતી હોય તો પછી સાચું સુખ ખોળે શું કરવા તે ? એમને તો બ્રેડ ને બટર. સાઠ વર્ષનો હોય અને એરપોર્ટમાં ગયો હોય તોય મહીં આમ ફરતો હોય. કારણ કે બળતરા જ નહીં ને ? સાહજિક પ્રજા કહેવાય !

## સાહજિકતા, ત્યાં મહીં ઠંડક !

ઈશ્વરે આ બધું બનાવ્યું છે, એવું સ્વીકાર નથી કરતા. 'હું જ કર્તા છું' અને 'મારાં કર્મ મારે ભોગવવા પડશે' એવું ભાન થાય છે એનું નામ જ પુનર્જન્મ. અને ફોરેનવાળા તો એવું જાણતા નથી. એ તો કહેશે, 'ભગવાને આપણને જન્મ આપ્યો છે.' ત્યારે કોઈ કહે, 'આ ગરીબને ત્યાં કેમ જન્મ્યો ને આ શ્રીમંતને ત્યાં કેમ જન્મ્યો ?' ત્યારે એ લોકો કહે છે, 'ભગવાનની એવી ઈચ્છા' અને આપણા હિન્દુસ્તાનના લોકો એકલા જ આ પુનર્જન્મને સમજ્યા છે. એટલે અધ્યાત્મ તરફ વળેલા છે. અને આમાં અધ્યાત્મમાં ના વળ્યા તો બળતરા પાર વગરની, કારણ કે જેટલી આંતરિક બુદ્ધિ વધે તેમ બળાપો વધતો જાય.

હવે એ જ્યારે બધી જ જગ્યાએ, આખી દુનિયામાં ફરી ફરીને આવે છે, ત્યારે છેલ્લે હિન્દુસ્તાનમાં આવ્યા પછી, ક્રોધ-માન-માયા-લોભ, ફુલ્લી ડેવલપ થઈ ગયેલાં હોય છે. હિન્દુસ્તાનમાં જે ક્રોધ-માન-માયા-લોભ છે, એવા આખી દુનિયામાં કોઈ જગ્યાએ જડે નહીં અને આ લોકોને જે બળતરા છે, એવી બળતરા પણ દુનિયામાં ખોળવા જાય તો જડે નહીં. કારણ કે જેટલું બુદ્ધિનું જોર, જેટલો બુદ્ધિનો વિકાસ થયો અને એના પ્રમાણમાં બળાપો થવો જ જોઈએ. એ કાઉન્ટર વેઈટ છે. એટલે એ કહે છે કે, 'બળ્યું, આમાં શું સુખ છે ?' આ બંગલા-મોટર બધું છે પણ આ કાયમ બળાપો ય છે. માટે સુખ બીજી જગ્યાએ હોવું જોઈએ. પછી એની કલ્પના બીજી જગ્યાએ સુખ ખોળતી થઈ કે મુક્તિમાં સુખ છે, અપરિગ્રહમાં સુખ છે, એવું એને પછી ભાન થાય છે. બાકી, ફોરેનવાળાને તો અપરિગ્રહ શબ્દ કામનો જ નહીં. એમને અપરિગ્રહ, બ્રહ્મચર્ય અને અહિંસા એ ત્રણ શબ્દ કામના જ નહીં. એ લોકો ફક્ત જૂઠ અને ચોરી, એમાં વિરુદ્ધ હોય એવું એ લોકોનું ડેવલપમેન્ટ છે. અને ફોરેનવાળાને એવું તેવું ના હોય બિચારાને. આ તો બહુ જાગૃત લોકો, તેથી દુઃખી છે ને આ બધા. આપણે અહીંયાં બીજું કશું દુઃખ નથી. એ જાગૃતિ બુદ્ધિમાં છે.

મેં એવી જાગૃતિનો લેમ્પ જ મેલ્યો, તે કશું દુઃખ જ નથી મને. તે બુદ્ધિનો લેમ્પ જ ઊડાડી મેલ્યો, અબુધ થઈને બેઠો. કશું ભાંજગડ જ નહીં ને હવે. ડિરેક્ટ લાઈટ પાર વગરનું છે !

**પ્રશ્નકર્તા :** આ જાનવર છે, એને આપણા કરતાં વહેલો મોક્ષ થાય એવું ખરું ?

**દાદાશ્રી :** એને ક્યાંથી મોક્ષ હોય બિચારાને ? એ બધા મનુષ્યમાં, જાગૃતિમાં આવ્યા પછી, સંપૂર્ણ જાગૃતિ થયા પછી એને ચિંતાઓ-ઉપાધિઓ થશે. ત્યાર પછી બંગલા હોય, ગાડીઓ હોય, તોય મનમાં એ નક્કી કરશે કે 'બળ્યું, અહીં કંઈ સુખ નથી.' જાગૃતિ ટોચ ઉપર હોય છતાં અહીં આમાં સુખ નહીં લાગે. ત્યારે એ નક્કી કરશે કે હવે મોક્ષે જવું છે, એવું એને ખાતરી થઈ જાય, ત્યારે એ મોક્ષની ભાંજગડ કરે. એટલે આ આપણા હિન્દુસ્તાનના લોકોને જ સમજણ પાડું કે ભઈ, આમાં સુખ નથી.

આ પલ્લામાં જેટલી બુદ્ધિ હોય, જેટલી બુદ્ધિ વધે, બુદ્ધિ પાંચ રતલ હતી, તે ત્રીસમે વર્ષે ત્રીસ રતલ થાય ત્યારે આ બાજુ બળતરા પાંચ રતલ હતી, તેને બદલે ત્રીસ રતલ બળતરા શરૂ થઈ જાય. જેટલી બુદ્ધિ વધતી જાય તેમ બળાપો વધતો જાય.

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિ વધારવી નહીં ? કઢાપો ઓછો કરવા માટે, બુદ્ધિ ના વધે તો કઢાપો ના વધે ?

**દાદાશ્રી :** પણ તમે આ કાંટો સમજ્યા ? આ બાજુ જેમ જેમ બુદ્ધિ વધતી જાય, તેમ તેમ બળાપો વધતો જાય.

**પ્રશ્નકર્તા :** પણ કઢાપો ન વધારવા માટે બુદ્ધિ ન વધારીએ તો સારું ને ?

**દાદાશ્રી :** ના, એમાં કશો દહાડો વળે નહીં ને ! એ તો બુદ્ધિ વધ્યા કરવાની ને બળાપો થયા કરવાનો. એમાં ચાલે એવું નથી હપુચું.

## અમેય ભોગવેલી બળતરા, અહંકારની !

હું જોઈ ગયો કે બુદ્ધિ વધતી ગઈ તેમ તેમ બળતરા વધતી ગઈ. આ મારી વાત કરું છું બધી.

**પ્રશ્નકર્તા :** તમને શેની બળતરા થતી હતી ?

**દાદાશ્રી :** બધી બહુ પાર વગરની બળતરા, અહંકારની. અંબાલાલભાઈ કહે, આવા છ અક્ષર કોઈને બોલતા ન ફાવે, તો 'અંબાલાલ' બોલી જાય તો એનો કોઈ ગુનો છે ? પણ મને રાતે ઊંઘ ના આવે. એ શું સમજે છે એના મનમાં ? લો હવે ! મોટું રાજ ના મળે, ગાદી ના મળે ! પણ ઊંઘ ન હતી આવતી. એટલે પછી હું બળતરાનું પડીકું વાળી, પછી મંતર બોલ્યો અને બે ઓશીકાં હતાં, તેની વચ્ચે મૂકી દીધું ને સૂઈ ગયો ત્યારે ઊંઘ આવી. સવારના એ પડીકું હતું તે વિશ્વામિત્રી નદી હતી ત્યાં નાખી આવ્યો. એ આમતેમ કરીને દહાડા કાઢેલા.

પહેલેથી મમતા જ નહીં, અહંકાર એકલો જ, ગાંડો, બિલકુલ ગાંડો અહંકાર.

**પ્રશ્નકર્તા :** ગાંડો કેમ કહો છો ?

**દાદાશ્રી :** મિલવાળા હિસાબમાં ના આવે. મિલવાળો બોલાવવા આવે તોય મનમાં હિસાબમાં ના આવે. 'બેસો થોડીવાર, ઉતાવળ ના કરશો.' એ ગાંડો જ ને ? બાકી, મજૂર જોડે સારું રાખે. હા, અહીંના દુનિયાના મોટા માણસો હોય, એમને પછાડે જરા, પણ નાના માણસોને આમ સારું રાખે. એટલે હાથ નીચેવાળા જોડે સારું રાખેલું. ઉપરીને ઠોકેલા. હા, ઉપરી ગમે નહીં. એટલે 'ભગવાન ઉપરી છે' એવું જાણ્યું, ત્યારે જ મહીં કંટાળો આવ્યો કે આ ઉપરી વળી પાછો આવ્યો ? આના કરતાં હીરાબા શું ખોટા, એ ઉપરી ? એ શોધખોળ કરી, કોઈ ઉપરી છે નહીં. નકામી આ ઉપાધિ છે.

જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી અવેરનેસ, બિવેરનેસ અને એલર્ટનેસ

આવે, ને બુદ્ધિથી આગળનું જ્ઞાન મળ્યું, ત્યારે એક્ઝેક્ટનેસ (યથાર્થતા)માં આવી ગયા. જ્યાંથી જુઓ ત્યાંથી એક્ઝેક્ટનેસ. એલર્ટનેસમાં એક ડિગ્રીથી જુએ અને એક્ઝેક્ટનેસમાં સેન્ટરમાં આવી ગયો.

**પ્રશ્નકર્તા :** તો પણ બુદ્ધિની અંદર કોઈ સારી વસ્તુ ખરી ? બુદ્ધિમાં કોઈ સદ્ગુણ ખરો ?

**દાદાશ્રી :** બુદ્ધિમાં સદ્ગુણ એટલો જ કે સંસારમાં હેલ્પ (મદદ) કરે અને સારું કર્મ કરવા માટે મદદ કરે. સારું એટલે શુભ કર્મ કરવા. અહંકાર પણ શુભ હોય તો એને હેલ્પ કરે, બહુ હેલ્પ કરે. અશુભમાંથી કઢાવડાવે આપણને.

**પ્રશ્નકર્તા :** શુભાશુભ કરે. શુભ અને અશુભમાં જ પડી રહેલો હોય.

**દાદાશ્રી :** હા, બસ, શુભાશુભમાં. અશુભમાંથી શુભમાં આવવું એને ધરમ માને. જેને દ્વન્દ્વાતીત થવું છે, જેને ફીયરલેસ (ભયમુક્ત) થવું છે, તેને જ્ઞાનની જરૂર છે. હજુ ફેક્ટની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત બુદ્ધિ વ્યવહારમાં સમાધાન પણ કરાવી આપે છે.

**દાદાશ્રી :** બધી રીતે સમાધાન કરી આપે. સંસારમાં બધું સમાધાન કરી આપે પણ મોક્ષને માટે સમાધાન ના આપે. સંસારમાં બધી રીતે હેલ્પીંગ !

## મહીંથી દેખાડે...

**પ્રશ્નકર્તા :** કોઈ અભણ હોય કે ખૂબ ભણેલો હોય, એ કંઈ ખોટું કરતો હોય પણ એને અંદરથી ખબર પડતી હોય છે કે આ ખોટું થાય છે. એટલે આપણામાં એક એવી વસ્તુ છે કે જે આપણને સદાય કહે છે કે આ ખોટું થાય છે. તો એ સાચી વાત છે ?

**દાદાશ્રી :** બરોબર છે, સાચી વાત છે. ત્યાં બુદ્ધિ કસોટી કરે છે.

જો અવળું થવાનું હોય તો બુદ્ધિ અવળું દેખાડે, સવળું થવાનું હોય તો સવળું દેખાડે.

**પ્રશ્નકર્તા :** તો બધું અવળું દેખાડે એવાને દૂર કરવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એમ ના થાય એ દૂર. એમને શક્તિ નથી. એ અવળું દેખાડે, ત્યાં ઢસેડીને લઈ જાય, જાત જાતના પુરાવા આપણને આપે. એક વાર તો આ અવળું દેખાડે છે. એટલી દૃષ્ટિ જ પહોંચવી અઘરી છે. પેલાને તો જેવી બુદ્ધિ ફરે એમ એમ ફર્યા કરે. પણ જે હાઈ લેવલ પર ગયેલા છે, તેને દૃષ્ટિ પહોંચે કે આ અવળું દેખાડે છે. એટલે એના પરથી હિસાબ કાઢે, મારું ઊંધું થવાનું છે. આના પરથી ભવિષ્ય કાઢે કે મારું ઊંધું થવાનું છે. 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ', કેવું સરસ લખ્યું છે ને ?

અને તે બુદ્ધિ પાછી આપણી સત્તામાં હોતી નથી. તે કર્મો અનુસારિણી છે. તમારા કર્મના ઉદય પ્રમાણે થયા કરે. ઘણી વાર બુદ્ધિ ચકચકિત થાય, ઘણી વાર બુદ્ધિ બગડી જાય. બુદ્ધિ બગડી જાય એટલે જાણવું કે આ બગડવાનો વખત આવ્યો છે. ત્યારે બુદ્ધિ સુધરે ત્યાં સુધી એક ડોલર નહીં હોય તોય વાંધો નથી, પણ સારો કાળ આવવાનો છે. પણ બુદ્ધિ ચોખ્ખી હોવી જોઈએ.

'બુદ્ધિનાશો વિનશ્યતિ.' હવે બુદ્ધિ બગડી ત્યારથી સમજી જવાનું કે ભૂકો કરી નાખશે. અમે સુધારવા માગીએ છીએ બધું. કુદરત એવું નહીં કરે ને. ભૂકો કાઢીને પછી એક્ઝેક્ટ હોવું જોઈએ, તેવું લાવશે.

## બુદ્ધિનો અભાવ ત્યાં વીતરાગ ભાવ !

જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી સંસાર છે. અને ત્યાં સુધી રાગ-દ્વેષ છે જ. બુદ્ધિ હોય ત્યાં રાગ-દ્વેષ હોય જ.

**પ્રશ્નકર્તા :** જો રાગ-દ્વેષ એમ ચાલ્યા જ કરે તો માણસને મુક્તિનો કોઈ પ્રસંગ બને જ નહીં ?

**દાદાશ્રી :** મુક્તિની આશા જ ક્યાં રાખવી ? એ તો જ્યારે વીતરાગ થાય ત્યારે મુક્તિ થાય. પણ એ વીતરાગને મળે તો વીતરાગ થાય. વીતરાગ બીજ મળતું નથી, કોઈ વખત.

**પ્રશ્નકર્તા :** આ કાળમાં વીતરાગ ભાવ કેળવવો એ તો બહુ મોટી વાત છે.

**દાદાશ્રી :** વીતરાગ ભાવ શી રીતે આવે તે ? વીતરાગ ભાવ એટલે શું ? સ્વપ્રકાશભાવ ! સ્વપ્રકાશભાવ એટલે બુદ્ધિનો અભાવ, એટલે જો બુદ્ધિનો અભાવ થયો તો વીતરાગ ભાવ થયો, નહીં તો વીતરાગ ભાવ તો આવે જ નહીં ને ? એટલે ત્યાં સુધી વીતરાગભાવ તો કોઈને હોય જ નહીં ને ? વીતરાગ ભાવ થઈ ગયો એટલે થઈ રહ્યું અને એ તો છેલ્લામાં છેલ્લું પદ !

અહંકાર હોય ત્યાં સુધી બુદ્ધિ ઊભી રહે. અને બુદ્ધિ હોય ત્યાં સુધી બધો ડખો, ત્યાં વીતરાગ ભાવ ના રહે. બુદ્ધિ હોય તો જોખમેય ખરું. ક્યારે બુદ્ધિ એને પછાડી મારે કોઈ ફેરો, એ કહેવાય નહીં.

બુદ્ધિ એમાં પ્રકાશ મારી દે કોઈક ફેરો. અમે સમજી જઈએ કે આની બુદ્ધિ ગુલાંટ મારે છે. તે ઘડીએ અમે ચૂપ રહીએ. નહીં તો પછી વધારે જક્કે ચઢે. વધારે જક્કે ચઢે તેમ વધારે અંધારામાં પેસે, તેમ વધારે અવિનય કરતો જાય. એના કરતાં થોડા વિનયમાં પતાવી દઈએ. અવિનય થાય તોય એને સમજીએ કે અત્યારે લપસ્યો છે. તે બિચારો હમણે પડી જશે. બુદ્ધિવાળાને છંછેડીએ તો શું થાય ? વધારે બુદ્ધિ ફેલાવે, અવળે રસ્તે ચઢે.

બુદ્ધિની ભૂખ એવી છે કે કોઈ દહાડો મટે નહીં. એ તો એન્ડવાળું જોઈએ. જગત આખું બુદ્ધિજન્ય જ્ઞાનમાં છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની આગળ જવું જોઈએ.

**દાદાશ્રી :** બુદ્ધિની આગળ પેટ ફોડ્યા વગર છૂટકો જ નથી. ત્યાં સુધી મોક્ષ જ નહીં થાય.

બુદ્ધિ છે તે સંસારની રમણતા કરાવડાવે. બુદ્ધિનો સ્વભાવ સંસારની રમણતા કરાવવાનો છે. પકડી રાખે, રમણતા પણ એ જ કરાવડાવે. આ રમણતા ભૂલે ત્યારે પેલી રમણતા થાય. સંસારની રમણતા ઓછી થાય છે એટલે ચિંતા-ઉપાધિ થતી નથી. જગતે એ રમણતા જોયેલી જ નહીંને ! આત્માની રમણતા જોયેલી જ નહીં, એક વાળ પૂરતીય જોયેલી નહીં.

## જપની નહિ, જરૂર જ્ઞાનની !

**પ્રશ્નકર્તા :** ગીતામાં એમ કેમ કહ્યું છે તારું મન, બુદ્ધિ તરફથી વાળ અને મારામાં જો તો હું તને દેખાઈશ.

**દાદાશ્રી :** ખરું કહે છે એ. એ તદ્દન સત્ય વાક્ય છે. આ બુદ્ધિને છોડી દે મન, અને જો એના તરફ વાળે એટલે આત્મા તરફ વાળે તો કૃષ્ણ ભગવાન દેખાય. કૃષ્ણ ભગવાને ખરી વાત લખી છે. લોકોને સમજણ ફેર જ છે. સમજણ ફેર થાય ત્યારે ઊંધું થાય. ચોપડવાની પી જાય. અને પછી કહેશે, 'મને આમ થયું.' બુદ્ધિથી છેટો થા, એમ કહે છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને છોડીને મન આત્મા તરફ ઢળે.

**દાદાશ્રી :** બસ, એ ઢળ્યું તો કલ્યાણ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એ ઢળવા માટે શું જપયજ્ઞ એ જરૂરી છે ?

**દાદાશ્રી :** ના, જપયજ્ઞની જરૂર નથી. પહેલામાં પહેલી જરૂર તો જ્ઞાનની છે, કે આત્મા એ શું વસ્તુ છે. આત્મજ્ઞાનની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** અને જો જ્ઞાનની જરૂર છે, તો બુદ્ધિ વગર જ્ઞાન મળે ?

**દાદાશ્રી :** બુદ્ધિની જરૂર જ નથી જ્ઞાનમાં.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** જ્ઞાન તો જ્ઞાની પાસેથી મળે, જ્ઞાનીની કૃપાથી જ પ્રાપ્ત થાય. બુદ્ધિ તો સંસાર અનુગામી છે. એટલે સંસારમાં જ ભટકાવનારી છે. (રિલેટિવ) જ્ઞાનનું ઉત્પાદન શું ? ત્યારે કહે, બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિમાંથી જ્ઞાન આવે છે ?

**દાદાશ્રી :** ના, જ્ઞાનનું ઉત્પાદન બુદ્ધિ ! જ્ઞાનમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. તમે જે જ્ઞાન જાણો ને તેમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય. અને વિજ્ઞાન જાણવાથી (રિયલ) જ્ઞાન ઉત્પન્ન થાય કે એ સ્વ-પર પ્રકાશિત જ્ઞાન ઉત્પન્ન થાય. વિજ્ઞાનમાં કશું કરવાનું ના હોય, બુદ્ધિમાં કરવાનું હોય.

## એ કાર્ય છે, બુદ્ધિનું !

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે બુદ્ધિ હા પાડે છે ત્યારે આત્મા ના પડે છે ને ઘણી વખત આત્મા હા પાડે છે ત્યારે બુદ્ધિ ના પાડે છે, તો એમાં કોણ પ્રથમ જવાબ આપે છે ?

**દાદાશ્રી :** આત્મા તો એમાં ઊભો રહેતો જ નથી. આ બધા સંચાલનમાં આત્મા ઊભો રહેતો નથી.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મન કહે છે કે આ નહીં કરો, ત્યારે એ આત્મા રોકે છે ?

**દાદાશ્રી :** ના, આત્મા ના રોકે. એ તો બુદ્ધિ રોકે છે. અને બુદ્ધિ રોકે એટલે પછી છેવટે અહંકારને માથે આવે. અહંકાર રોકનારો ! આમાં આત્માને કશું લેવાદેવા નથી. આત્મા તો, જેની આજુબાજુ સંચારબંધી છે. હા, એટલે એ આવું રોકે-કરે નહીં.

**પ્રશ્નકર્તા :** જ્યારે આત્મા સાચો માર્ગ બતાવે ત્યારે આપણને એમ કહે કે આ રસ્તે નહીં જતા ?

**દાદાશ્રી :** આત્મા માર્ગ જ ના બતાવે. એ બુદ્ધિ બતાવે, એટલે અહંકાર ઉપર જાય. એનો માલિક કોણ ? અહંકાર. એટલે આ સાચું-ખોટું બેઉ બુદ્ધિ જ બતાવે. જેટલું એને વ્યવહારિક જ્ઞાન હોય એટલો માર્ગ બતાવે એ.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે બુદ્ધિ એમ કહે છે કે આ તું કર અને કેટલીક વખતે મન કહે છે કે તું આ ના કરીશ, તે વખતે મારે કોનું માનવું ?

**દાદાશ્રી :** મન એવું કહેતું જ નથી કે આ ના કરીશ. બધું બુદ્ધિનું જ છે આ.

**પ્રશ્નકર્તા :** તો સાચો રસ્તો બતાવનાર કોણ ? સાચું કોનું માનવું ?

**દાદાશ્રી :** એ તો બુદ્ધિનું જ માને છે, બીજા કોનું માને ? બુદ્ધિનું માનતા આવ્યા છે ને ? આખું જગતેય બુદ્ધિનું ડિસિઝન સ્વીકારે છે. બાવા-બાવલી, સાધુ-સંન્યાસીઓ બધાય બુદ્ધિનું ડિસિઝન જ સ્વીકારે છે. બુદ્ધિનું જ માને છે એ પછી.

## એમાં નથી કાર્ય, બુદ્ધિનું !

**પ્રશ્નકર્તા :** આત્મા એ છે શું ?

**દાદાશ્રી :** આત્મા ચેતન છે.

**પ્રશ્નકર્તા :** એ સમજવા મગજ કામ નથી કરતું.

**દાદાશ્રી :** મગજ કામ ના કરે. બુદ્ધિથી ના સમજાય એવી વાત છે. જ્ઞાનથી સમજાય, બુદ્ધિથી ના સમજાય. મગજમાં બુદ્ધિ હોય ને ? આત્મા તો જ્ઞાન સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** આત્માને આ પુદ્ગલનું વળગણ કેવી રીતે લાગ્યું ?

**દાદાશ્રી :** વળગણ લાગ્યું નથી. આ લોકોને ભ્રાંતિ છે કે મને વળગણ લાગ્યું. એવું કશું બન્યું જ નથી. આ તો લોકોને બુદ્ધિથી એમ લાગ્યું કે મને વળગ્યું. ત્યારે કહે, વળગ્યું. જેવો કલ્પે એવો આત્મા થઈ જાય. તમને એમ લાગ્યું કે મને વળગ્યું નથી, હું છૂટો છું, તો તેવો થઈ જાય. પણ એક વાર આત્મા જાણવો જોઈએ. જાણ્યા વગર છૂટો ના થાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિમાં આત્માનું દ્રવીકરણ થાય છે ?

**દાદાશ્રી :** બુદ્ધિમાં આત્માનું દ્રવીકરણ થતું નથી. ક્યાં બુદ્ધિ ને ક્યાં આત્મા ?

આ તો એક (વિકલ્પ)માંથી અનંત થયેલું છે અને અનંતમાંથી

એક થઈ જાય એવું છે. પણ આમાં બુદ્ધિ વાપરવા ગયો તો અનંતમાં જ ફસાઈ જાય. આનો પાર નથી આવે એવો. એટલે દાદાના કહ્યા પ્રમાણે ચાલો, તો કપોળકલ્પિત ઊડી જાય !

આત્માને સ્વરૂપે કરીને જાણવો જોઈએ કે શું સ્વરૂપ છે આત્માનું ?

**પ્રશ્નકર્તા :** શબ્દે શબ્દના અર્થ છૂટા પાડીને વાત કરું છું, સ્વરૂપનો અર્થ જુદો પડે છે. સ્વ અને રૂપ, એના અર્થ સમજવાના, એમ ?

**દાદાશ્રી :** ત્યાં આવા શબ્દોના અર્થ કરીએ, એમાં કંઈ વળે નહીં. શબ્દો ત્યાં છે નહીં ! એ શબ્દોનો અર્થ જે કરે છે ને, આ જે સ્વરૂપને, બીજા બધા જે આત્માના અર્થ જુદા પાડે છે ને, એ બધા વિભંગીઓએ કરેલા છે. આ વિભંગીઓએ એકાંતમાં બેઠા બેઠા આવાં વિવરણ કર કર કર્યાં છે. એ બધો બુદ્ધિનો પ્રકાશ છે ને વાત બધી ખોટી છે એમાં ! સ્વરૂપ એટલે સ્વ જુદો, એનો અર્થ શું થયો ? પછી રૂપ જુદું, એનો અર્થ શું થયો ? એ બધી ખોટી ભાંજગડ છે. અને એનો ફાયદો શું છે તે ? આ બધા શબ્દોનો અર્થ કરવા જેવો નથી, શબ્દો તો ખાલી સંજ્ઞા છે, સમજવા માટે.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ સ્વરૂપને શોધવામાં બુદ્ધિ આડી આવ્યા કરે છે.

**દાદાશ્રી :** હા, બુદ્ધિ આડી આવે. બુદ્ધિ આડી આવ્યા વગર રહે નહીં. કારણ કે બુદ્ધિ સંસારને હેલ્પીંગ છે. ભૌતિક સુખના માટે હેલ્પીંગ છે અને સનાતન સુખ એને પોતાને પસંદ નથી. કારણ કે સનાતન સુખ થાય તો પોતાનું મરણ થાય છે. પોતાનું મરણ થાય છે એટલે પોતે એ તરફ જવા નથી દેતી. એનું જીવન ક્યાં સુધી છે ? આ ભૌતિક સુખો છે ત્યાં સુધી એનો રોફ છે, જીવન છે બધું. અને ત્યાં સનાતન સુખમાં પેઠો એટલે ઊડી જાય, એને જવું જ પડે.

**પ્રશ્નકર્તા :** રાઈટ બિલીફમાં પ્રકૃતિ જવા દેતી નથી.

**દાદાશ્રી :** ના જવા દે. કારણ કે પ્રકૃતિમાં બુદ્ધિ આવે અને બુદ્ધિ એવી છે કે એ સંસારની બહાર જવા ના દે. મોક્ષની વાત આવી એટલે

બુદ્ધિ આપણને 'આમાં શું લાભ છે, ખરો લાભ તો પેલો છે' એમ નફો-નુકસાન દેખાડે. જ્યારે પ્રજ્ઞા ઉત્પન્ન થાય ત્યારે ઉકેલ આવે. ત્યાં સુધી બુદ્ધિ તો એને ભટકાય ભટકાય કર્યા કરે ને તેલ કાઢી નાખે. બુદ્ધિથી તો કોઈ માણસની, એક વાર તો દૃષ્ટિ જ ના બદલાય. બુદ્ધિ કોઈ દહાડો દૃષ્ટિ બદલવા જ ના દે.

જો સંસાર માર્ગમાં ડેવલપ્ડ થવું હોય તો બુદ્ધિ માર્ગમાં જાઓ ને મોક્ષ માર્ગમાં જવું હોય તો અબુધ માર્ગમાં જાઓ. અમે અબુધ છીએ. અમારામાં જરાય બુદ્ધિ ના હોય. તેથી તો અમારે ને નાનાં છોકરાંને પોષાય ને ? ઘૈડા માજીઓ જોડે અમારે પોષાય શી રીતે ?

હિન્દુસ્તાનના લોકોને મારી વાત માન્યામાં આવે ? ના આવે. બહાર જો આ વાત કરો તો 'ગાંડો' કહે. મેન્ટલ માણસ છે આ બોલનારો, એવું કહે. તે બુદ્ધિને હું ઉડાડી દઉં છું. હું શેને માટે ઉડાડી દઉં છું ? સંસારમાં તો જરૂરિયાત જ છે. જો તમારે પૂર્ણ પુરુષ થવું હોય તો જરૂરિયાત નથી. એટલે તમારે સમજી રાખવાનું. અને જરૂર નથી તો તમે નાખી આવો તોય જાય એવી નથી. પણ બહાર જઈને વાત કરો, કે બુદ્ધિ મિથ્યા છે, તો લોક મને 'મેન્ટલ' કહે. તે મને તો વાંધો નથી પણ તમને નુકસાન થશે. 'મેન્ટલ' એટલે શું ? તમે મને 'મેન્ટલ' લખ્યું તો મારે વાંધો નથી. મને તો બે ગાળો ભાંડી જશે કે બે ધોલો મારી જશે, તો મને તો મારી શકવાના નથી. આ અંબાલાલ પટેલને મારશે ને ! મને તો ઓળખતો જ નથી ને બિચારો !

## સ્વચ્છંદ કરાવે 'ઈ' !

એવું છે ને, બુદ્ધિ સંસારમાં ભલે રહી પણ આમાં બહુ પડે નહીં. બુદ્ધિ હંમેશાં સ્વચ્છંદ કરાવડાવે, આ તો પોતાનું ડહાપણ કરીને પોઈઝન નાખે છે. દુનિયામાં લોકોની પાસે પોતાનાં ડહાપણ જેવું હશે ?

**પ્રશ્નકર્તા :** હા, બુદ્ધિ વડે હોય છે ખરું.

**દાદાશ્રી :** એ સ્વચ્છંદ જ કરે, બીજું શું કરે ત્યારે ? કારણ કે બુદ્ધિ લિમિટવાળી છે. ધંધો જ માંડે, કલ્પનાઓ, કલ્પનાઓ, કલ્પનાઓ

કરીને થાકે પછી. અને બુદ્ધિ જો બહુ ફસાઈ જાય તો પછી એબ્નોર્મલ થઈ જાય. તો પછી એ ધર્મમાં કામ લાગે નહીં. કારણ કે હું એનો દાખલો આપું છું કે આ બ્રીક (ઈંટ) હોય છે ને ? તો 'વેલ બર્ન્ટ બ્રીક્સ' (પાકી) હોય તે જ લોકો લે. 'ઓવર બર્ન્ટ બ્રીક્સ' (ખેંગાર) કોઈ લે નહીં અને 'અંડર બર્ન્ટ બ્રીક્સ'(કાચી) હોય, તોય લોકો કહે છે કે, 'ભઈ, આ અમારે ચાલે નહીં.' છતાંય પણ કોઈ માણસ એમ કહે કે, 'ભઈ, હું ભઠ્ઠીમાં શેકી લઈશ,' તો એને ફરી કોઈ રૂપ કોઈ આવે. પણ 'ઓવર બર્ન્ટ થયેલી બ્રીક્સ' કશા કામમાં લાગે નહીં. એવું આ બુદ્ધિમાં બહુ ઓવર બર્ન્ટ થઈ ગયેલું હોય, તે કામ લાગે નહીં.

આ દરેક વસ્તુની ત્રણ સ્થિતિ હોય; અંડર બર્ન્ટ, વેલ બર્ન્ટ અને ઓવર બર્ન્ટ. એ સ્થિતિ દરેક જગ્યાએ હોય જ ! ઓવર બર્ન્ટને આપણા લોકો શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ખેંગાર.

**દાદાશ્રી :** ખેંગાર તો આપણે ઈંટને કહીએ છીએ. અને વધુ બુદ્ધિશાળી હોય તે આ હું વાત કરું છું ને, તે સાંભળે જ નહીં. કારણ કે ઓવરવાઈઝ (દોઢ ડાહ્યો) થઈ ગયેલો હોય ! એ 'ડીફોર્મ' (બેડોળ) થઈ ગયેલો હોય. ખેંગાર હંમેશાં 'ડીફોર્મ' થયેલો હોય. બહાર ચકચકતો દેખાય, એવું આય બહાર સુંદર દેખાય પણ 'ડીફોર્મ' થઈ ગયેલો હોય.

## ન મપાય બુદ્ધિથી કદી જ્ઞાની !

બાકી, મનથી માપ કાઢી શકો નહીં. મનનું આમાં કામ જ નહીં. અમારામાં બુદ્ધિ નહીં ને, તે બુદ્ધિથી માપવા જાવ તો ચાલે નહીં. બુદ્ધિ હોતી જ નથી. બુદ્ધિ ક્યાંથી લાવે ? (સવળી) બુદ્ધિવાળો તો કેટલો ડહાપણવાળો હોય ? એની વાત કેવી હોય !

મુંબઈ શહેરમાં બધા બુદ્ધિવાળાઓ આવેને, મેં કહ્યું કે, 'બુદ્ધિવાળાને તો, એને ઘેર મતભેદ ના થાય, પાડોશમાં મતભેદ ના થાય, ક્રોધ-માન-માયા-લોભ ઓછાં થઈ ગયેલાં હોય, બહુ શાંતિમાં હોય. આ તો બુદ્ધિ

જ ક્યાં છે ? આ તો બધા રઝળપાટવાળા લોકો !' (સવળી) બુદ્ધિ તો બહુ રક્ષણ આપનારી વસ્તુ છે. આ જ્ઞાન પછી સેકન્ડ નંબર બુદ્ધિ છે. જ્ઞાન ફૂલ (સંપૂર્ણ) પ્રકાશ આપે ને બુદ્ધિ તો નાઈન્ટી નાઈન સુધી લઈ જઈ શકે એમ છે. આવી બુદ્ધિ ક્યાંથી લાવે તે ?

**પ્રશ્નકર્તા :** આ તો બુદ્ધિ બોલાવે છે આવું ?

**દાદાશ્રી :** બુદ્ધિ હોત તો આવું બોલે જ નહીં ને ! બુદ્ધિવાળો તો આવું બોલતો હશે ? બુદ્ધિવાળો તો હિસાબ કાઢી શકે. સમજાય એવી વાત છે. પણ કોઈને ના સમજણ પડે, તો એ જુદી લાગે.

અને જો આવા જ્ઞાનીની બુદ્ધિ માપવા જઈશ ને, તો તારી બુદ્ધિ મપાઈ જશે. તીર્થંકરો અને જ્ઞાનીની બુદ્ધિને માપીશ નહીં. કારણ કે એવી તારી બુદ્ધિ છે નહીં. તને તો ઘરમાંય નિર્ણય કરતાં નથી આવડતું. બૈરી જોડે ઝઘડો થયો ને, તો નિકાલ કરતાં ના આવડે અને જ્ઞાનીની બુદ્ધિ જોવા જાય. એવું બને કે ના બને ?

એક કલાક જો આ વાત સાંભળોને, તો એની શું કિંમત છે ? એ કિંમત કોઈ આંકી શકે એવી નથી, એટલી કલાકની કિંમત છે. એ કિંમત સમજાવી મુશ્કેલ છે. બુદ્ધિ બહારની વાત છે. આ સંજોગ જ બાઝવો મુશ્કેલ છે.

અમે તમને કહી દઈએ કે આ વિજ્ઞાન તમારી બુદ્ધિની બહાર છે. પણ હકીકતમાં જગત આખું વિજ્ઞાન જ છે. આપણા લોકો હજુ તો બુદ્ધિની બહાર જ નથી નીકળ્યા.

## ભેદ પાડે એ બુદ્ધિ !

જેને છૂટવું હોય, એને બંધાવાના સાધન મળી આવે ને તોય એને ઊડાડી દે, પણ છોડાવી જ દે ! બંધન ગમતું નથી, નહીં ?

**પ્રશ્નકર્તા :** જેમણે બાંધી રાખ્યા હોય એનું શું ?

**દાદાશ્રી :** કોણે બાંધી રાખ્યા છે ?

**પ્રશ્નકર્તા :** ભગવાને.

**દાદાશ્રી :** ભગવાન શું કરવા બાંધે ? ભગવાન બાંધે નહીં. ભગવાન બંધાયેલા હોય તો બાંધે. જે મુક્ત પુરુષ બીજાને બાંધે, ત્યારે એ મુક્ત જ ના કહેવાય ને ? ભગવાન બાંધે નહીં આ ! આ તો જેલરોએ બાંધ્યો છે !!! ભગવાન આવો ધંધો ના કરે. એ જેલરો છે ને, એ પોતેય કેદી છે. એ જેલરોય કેદી છે, બધાય કેદી છે !

**પ્રશ્નકર્તા :** બધાય કેદી ત્યારે છૂટો કોણ ? જ્ઞાની એકલા ?

**દાદાશ્રી :** હા, જ્ઞાની એકલા જ છૂટા, બાકી કોઈ નહીં. જ્ઞાની અને જ્ઞાનીના ફોલોઅર્સ એ છૂટા ! એટલે જે બંધાયેલો હોય ને તે જ બાંધે, છૂટ્ટો કોઈને બાંધે નહીં. ભગવાન દુખિયા નથી, તે દુઃખ આપે કોઈને ! એ તો એમ જ કહે કે ના, 'હું ચંદુભાઈ નહીં, હું તો શુદ્ધાત્મા !' ત્યારે ભગવાન કહે, 'આવી જાવ, આપણે એક જ છીએ, અભેદ છીએ.' તમે જ્યાં સુધી ભેદ પાડો કે ના, 'હું ચંદુભાઈ છું', ત્યાં સુધી એ કહેશે, કે ત્યારે, 'તમે એમ ને અમે આમ !' શું કહેવા માંગે છે ? તમારી ભેદબુદ્ધિ જ તમને બાંધે છે. કોણ બાંધે છે ? એ તમને સમજાયું ? તમારામાં ભેદબુદ્ધિ છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો એ બાંધે છે. એ બુદ્ધિ વ્યભિચારિણી બુદ્ધિ કહેવાય છે. એ જ્ઞાની પુરુષ કાઢી નાખે એટલે પછી છૂટું થઈ ગયું. બુદ્ધિથી ભેદ પાડ્યા કારણ કે બધું સરખું એમને. બધાય રસ સરખા. બધી વાત સરખી. આ તો આપણે કે આ સારું છે ને આ ખરાબ છે. સારામાંય એક મત નથી, બળ્યો. તમે કહો કે શીખંડ બહુ સારો, ત્યારે પેલો કહે, 'ના, દૂધપાક બહુ સારો.' પેલો કહેશે કે મને શીખંડ ભાવતો નથી. પેલો કહેશે, 'મને દૂધપાક નથી ભાવતો.' જો સારું હોત ને, સારી વસ્તુ બધા જ એક્સેપ્ટ કરતા હોય, તો આપણે કહીએ કે ભઈ, સારી જેવી વસ્તુ હોવી જોઈએ. પણ બધા મતભેદ છે. એટલે સારું-ખોટું કલ્પિત વસ્તુ છે. સાચી વસ્તુ નથી. કલ્પિત, તે કલ્પના સહુ સહુની !

બુદ્ધિ ભેદ પાડે. બૈરી અને ધણી પાડોશી જોડે લડે, ત્યારે બહાર નીકળીને આપણે જોઈએ, ફોટો પાડીએ તો બેઉ જણ શું કરતા હોય, પેલા પાડોશીને કે તમે આવા છો. પેલાં બેઉ જણ કહેશે, 'તમે આવા છો ?' આપણને લાગે કે આ બેઉ સાથે કંપની સારી છે. હસબંડ ને વાઈફ બેઉ છે તે 'અમે' કહે, તે ઘડીએ. ફોરેનવાળા 'વી આર' (અમે) કહે છે ને ? એટલે આપણે જાણીએ કે ઓહોહો ! આટલી બધી એકતા, આ બધા એક જ છે, એ રીતે રહે છે ! ઈન્ડિયાના સંસ્કાર ! અને પછી ત્યાં આગળ કોઈ એક દહાડો એને ઘેર રહ્યા હોય, તો ત્યાં શું થાય ? 'મારી બેગને તું અડી જ કેમ ?' અહીં મારી-તારી થઈ ગઈ. એટલે આપણે સમજીએ કે આ તો બરકત વગરનો છે. એ બુદ્ધિ ભેદ પાડે. બુદ્ધિ ના હોય તેને ભાંજગડ જ નહીં ! આ તો બુદ્ધિવાળો કહેશે, 'મારી બેગમાં સાડી મૂકી જ કેમ ?' અક્કલનો કોથળો ! મૂઆ, સાડી મૂકી એમાં શું ખોટું છે તે ? એના કરતાં કહીએ, 'આમાં સાડી અહીં મૂકી, સારું થયું.' એવું બોલને, તો એને સારું લાગે ને, બીબીને ! બીબીને સારું ના લાગે ?

**પ્રશ્નકર્તા :** લાગે.

**દાદાશ્રી :** આ તો મારી બેગમાં તેં તારી સાડી મૂકી જ કેમ ? એટલે બઈ કહેશે, 'કોઈ દહાડો એની બેગમાં હાથ ઘાલીએ તો આવું ને આવું ગોટાળા વાળે છે. બળ્યું, આ ધણી ખોળવામાં મારી ભૂલચૂક થઈ લાગે છે. આવો ધણી ક્યાંથી મળ્યો ?' પણ હવે શું કરે, ખીલે બંધાયું ? ત્યાંની, ફોરેનની હોય તો જતી રહે, મેરી હોય તો જતી રહે બીજે દહાડે. પણ અહીં ઈન્ડિયન, શી રીતે જતી રહે, ખીલે બંધાયેલી ?

આ જગતમાં તો કોઈ પોતાનું છે નહીં. આ જે દેખાય છે, એ ખાલી વ્યવહાર પૂરતું જ છે. વ્યવહાર એટલે ક્યારે, કઈ મિનિટે પડી જશે એ કહેવાય નહીં. પોતાના આત્મા સિવાય કોઈ પોતાનું થાય નહીં. બાકી કોઈ સગોવહાલો, પોતાનો થાય નહીં. એટલે અહીં તો આ આટલું પોતાનું કરી લો. સબ સબકી સમાલો ને મૈં મેરી ફોડતા હૂં એ રાખવા જેવું છે. કોઈ પોતાનું થાય જ નહીં એવો આ સંસાર આખો

દગો જ છે. સામો માણસ એ એનું ફોડશે ને આપણે આપણું ફોડો. કશું લેવાય નથી ને દેવાય નથી. નથી સગો, નથી કશું ! આ તો બધી ભ્રાંતિ છે !! એક ઝાડ ઉપર આ બધાં પંખીઓ આવીને બેસે છે ને ? એ સગાં દેખાય, પણ એ જાનવરોને પેલી બુદ્ધિ નથી એટલે સગાઈ નથી કરતા. જ્યારે આપણા લોકો તો પૈણે છે ને સાસુ થાય છે, જમાઈ થાય છે ! બસ, તોફાન તોફાન ચાલ્યાં છે !!

## એ બેનો સહિયારો વેપાર...

સ્વાર્થી તો બહુ પાકા હોય !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ છે, તે સ્વાર્થ બતાવે છે ?

**દાદાશ્રી :** સ્વાર્થ બતાવે એને બુદ્ધિ ના કહેવાય. પણ એને વિપરીત બુદ્ધિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ભેદ પણ બુદ્ધિ જ કરાવે છે ને ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિ જ કરાવે ને તે વિપરીત બુદ્ધિ જ. બુદ્ધિ જ આ બધું કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** મારે તો બુદ્ધિ કામ જ નથી કરતી ને !

**દાદાશ્રી :** બહુ સારું. ના કામ કરતી હોય તો સારું. અમારે પણ ક્યાં કામ કરે છે ? મારે બુદ્ધિ જરાય કામ કરતી નથી.

બુદ્ધિથી 'હું' ને 'તું' ભેદ પડી ગયા. જ્ઞાનથી એક જ છે બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્રતીતિ થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** એ પ્રતીતિ આવે ને, તો જ કામ થઈ જાય કે આ બુદ્ધિથી જુદા પડ્યા છીએ અને જ્ઞાનથી એક જ થઈ જાય. જ્ઞાન પ્રકાશ એક જ છે, એક જ પ્રકારનો. બુદ્ધિથી ભેદ પડ્યા છે. અને 'હું છું' ત્યાં સુધી બુદ્ધિ છે. અહંકાર છે ત્યાં સુધી બુદ્ધિ ઊભી રહી છે અને બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર ઊભો રહે. બેઉનો સહિયારો વેપાર છે.

## ન જુદાઈ જગતમાં કોઈથી !

'વિપરીત બુદ્ધિની શંકા, તે સુણતા ગૈબી જાદુથી,
છતાં અમને નથી દંડ્યા, ન કરીયા ભેદ 'હું' 'તું' થી.'

અમારી પર શંકા કરી જાતજાતની તોય પણ અમે 'તું આવો છે, તું આવો છે' એવું નથી બોલ્યા. 'હું' ને 'તું'ના ભેદ નથી પાડ્યા. આપણે ત્યાં 'હું'-'તું'નો વિચાર જ નથી હોતો ને, તેથી એ લખે છે. એને અનુભવમાં આવ્યું ત્યારે જ લખે ને ?

આખી દુનિયા જોડે મારે સહેજ પણ જુદાઈ નથી, ગધેડા જોડેય નથી. એમને જુદાઈ છે મારી જોડે. કારણ કે એમાં એમનો પોતાનો દોષ નથી. એમની ભેદબુદ્ધિ છે. બુદ્ધિ ભેદ કરાવે છે. ને મારે તો આત્મા જોડે જ વ્યવહાર છે. આ આની જોડે વ્યવહાર જ નથી. તમે કરોડ રૂપિયાના માલિક હો, તો મારે શું કામ છે ? મારે તો તમારી મહીં આત્મા છે એટલું જ જોવાનું. કરોડવાળાને કરોડનો બોજો, અબજવાળાને અબજનો બોજો. એ એની મેળે બોજો ઊંચકીને ફરે, જેટલાં શીંગડાં ભારે હોય એટલાં બોજા જ છે ને બધા ?

**પ્રશ્નકર્તા :** એ તો આપે કહ્યું એમ, બુદ્ધિનો પરિપાક છે.

**દાદાશ્રી :** હા, બુદ્ધિનો પરિપાક છે. બુદ્ધિથી સરહદો આંતરી દીધી. બધી સરહદો, બધા જ આકાશની, પાણીની, આ ફલાણું ને આ અમારું એ બુદ્ધિથી સરહદો આંતરી દીધી.

**પ્રશ્નકર્તા :** જનરલી બુદ્ધિ વધારે હોય ત્યાં સરળતા ઓછી હોય છે અને સરળતા ઓછી હોય ત્યાં ભાગલા વધુ હોય.

**દાદાશ્રી :** સરળતા ખલાસ કરી નાખે, બુદ્ધિ વધારે હોય તો. આ મારામાં પહેલેથી બુદ્ધિ ઓછી હતી. તે બહુ સારો ફાવ્યો. સરળ બહુ હતો પહેલેથી. મને તો જ્ઞાન થયાને ૨૬ વર્ષ થયાં. આ ૭૬મું વર્ષ બેઠું, તે ૨૬ વર્ષથી જ્ઞાન છે. જ્ઞાન પછી અભેદ દશા વર્તે. આ ભેદ કોણ કરાવડાવે છે ? બુદ્ધિ ! આ મારું અને આ તમારું !

## સોળાં, બુદ્ધિની ચાબુકનાં !

સંસારમાં જો સુખ જોઈતું હોય તો દરેક જીવોને તમે સુખ આપો અને દુઃખ જોઈતું હોય તો દુઃખ આપો. જે આપો એ તમને મળશે.

**પ્રશ્નકર્તા :** બિલકુલ એકદમ સરળ અને સાચી વાત છે.

**દાદાશ્રી :** આટલો જ શબ્દ જો, આટલી જ સમજણ લઈને કામ કરે ને, તો બહુ થઈ ગયું. પછી શાસ્ત્રો વાંચવાની જરૂર નથી.

બધાને સુખ આપો છેવટે. હા, પૈસાથી ના અપાય તો ધક્કો ખાઈને આપો, સલાહ આપીને આપો. પણ સલાહમાંય તમારો સ્વાર્થ ના હોવો જોઈએ. તમારી બુદ્ધિ વધી તે લોકોને સલાહ આપવામાં જાય તો પેલા લોકોનું બહુ કામ કાઢી નાખે.

પણ લોકોએ તો આ બુદ્ધિનો દુરુપયોગ કર્યો. બુદ્ધિથી ગોળીબાર કર્યા આ લોકોએ. ઓછી બુદ્ધિવાળાને ગોળીઓ મારી. વધારે બુદ્ધિશાળીઓએ ઓછા બુદ્ધિવાળાને ગોળીબાર કર્યા. એને ભગવાને આર્તધ્યાન નથી કહ્યું, અપધ્યાન કહ્યું છે. વધુ બુદ્ધિશાળીએ ઓછા બુદ્ધિશાળીનો લાભ ઊઠાવ્યો, એટલે ગોળી મારી એને. બુદ્ધિથી મારવાનું તો કોઈ કાળમાં હતું જ નહીં. આ કાળમાં જ નવું લફરું ઊભું થયું આ.

અને બુદ્ધિ હોય તો મારે ને ? ત્યારે બુદ્ધિ તો કોને હોય ? એક, જે આ જીવોની જે ઘાત ના કરતા હોય ને, અહિંસા ધર્મ પાળતો હોય, છ કાય જીવની હિંસા ના કરતા હોય, એમને બુદ્ધિ વધે, કો'ક કંદમૂળ ના ખાતા હોય તેને બુદ્ધિ વધે. પછી ભગવાનની મૂર્તિના દર્શન કરે તેને બુદ્ધિ વધે. અને આ બુદ્ધિ વધી તેનો લાભ આ થયો (!) શો લાભ થયો ?

**પ્રશ્નકર્તા :** વ્યવહાર ખરાબ કર્યો.

**દાદાશ્રી :** અહિંસા પાળી એને લઈને એની જાગૃતિ, એની બુદ્ધિ બહુ સ્વચ્છ રહે છે. આ બુદ્ધિ શેના આધીન છે કે તમે કેટલા અહિંસક છો, તેના આધીન છે. હવે તે બુદ્ધિ સ્વચ્છ રહે છે, તેનાથી એ લોકોએ

શું કર્યું કે સ્વચ્છ બુદ્ધિનો જે સદુપયોગ થતો હતો. તે અત્યારે એ બુદ્ધિથી ઊલટું ઓછી બુદ્ધિવાળાને લૂંટી લીધા. કારણ કે બુદ્ધિ વધી એટલે એનાથી ઓછી બુદ્ધિવાળા હોય તેને આમથી આમ કરીને, જાળમાં લઈને મૂકી દીધા.

એટલે મેં પુસ્તકમાં લખ્યું છે કે આ નવી જાતની જીવાત નીકળી છે, માટે ચેતજો. કારણ કે કોઈ કાળમાં આવી બુદ્ધિથી લૂંટ ચલાવી નહોતી. બુદ્ધિ એટલે પ્રકાશ, સામો માણસ દુઃખી થતો હોય તો એને પ્રકાશ આપવો, સમજણ પાડીએ, એને માટે પૈસા ના પડે. આ તો બુદ્ધિથી પૈસા પડાવ્યા. પહેલાં સારો કાળ હતો ત્યારે પોતાની વધારે બુદ્ધિથી બધાને હેલ્પ કરતા'તા, પ્રકાશ આપતા હતા.

અત્યારે તો ભગવાનના ફોલોઅર્સ (અનુયાયી) જ બુદ્ધિથી મારી રહ્યા છે બધાને. અને બુદ્ધિથી મારે તે ભગવાનના સાચા ફોલોઅર્સ નહીં. બુદ્ધિ એ પ્રકાશ છે. એ બીજાને ફ્રી ઑફ કૉસ્ટ (વિના મૂલ્યે) આપવાની છે. એ બુદ્ધિથી જ મારે છે. એવું સાંભળવામાં આવ્યું છે, બુદ્ધિથી મારે એવું ? વધારે બુદ્ધિવાળો ઓછી બુદ્ધિવાળાનો લાભ ઊઠાવી લે, એવું જાણો છો તમે ?

**પ્રશ્નકર્તા :** હકીકત છે. પહેલેથી ચાલે છે, અનાદિકાળથી ચાલે છે.

**દાદાશ્રી :** ભગવાનના વખતમાં ન હતું આ. આ પચ્ચીસસો વર્ષમાં જ આ બધું થયું. બુદ્ધિથી મારે, એના કરતાં તલવારથી માર્યો હોત તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** જેની પાસે જે હોય એનાથી મારે. બુદ્ધિ હોય તો બુદ્ધિથી મારે.

**દાદાશ્રી :** નહીં, તલવારથી મારે તો ભગવાન કહે છે કે એનો કો'ક દહાડો નિકાલ થશે અને બુદ્ધિનો મારેલો તો એનો નિકાલ જ નથી. કારણ કે હથિયારનો દુરુપયોગ કર્યો. તલવાર તો મારવા માટેનું હથિયાર છે અને આ બુદ્ધિ પ્રકાશ આપવા માટે છે. તેને બદલે

પ્રકાશનો દુરુપયોગ કર્યો, ભયંકર દુરુપયોગ કર્યો. દુરુપયોગ કરતા હશે આ જમાનામાં કોઈ ? બુદ્ધિથી દુરુપયોગ કરતા હશે ખરા કોઈ ?

**પ્રશ્નકર્તા :** કરતા હશે.

**દાદાશ્રી :** ઓછી બુદ્ધિવાળાનો લાભ ઊઠાવી લે કે ના ઊઠાવે ? આ વેપારીઓ શેનો લાભ ઉઠાવે ? જે ભોળો હોય તેનો ? જે કાટ હોય તેનો લાભ ઊઠાવે કે ભોળાનો ઊઠાવે ? બધા ભોળાનો લાભ ઊઠાવે.

## બુદ્ધિનો આર.ડી.એક્સ. !

આમ છે તે જીવડાં ના મારે, ત્યારે બુદ્ધિથી મારે છે. એ શેના જેવું છે. એનો દાખલો આપું કે, આપણે રસ્તામાં જતાં હોઈએ અને રસ્તો કાદવકીચડવાળો હોય, ત્યાં આપણી પાસે એક પેલું કેન્ડલ હોય, ખૂબ લાઈટ આપે એવું હોય ને, હવે બીજા લોકો બિચારા ફાનસ લઈને આવે તેને રસ્તો બરોબર દેખાતો ના હોય, તો આપણે એ લોકોને કહીએ કે ભઈ આવો અહીં આગળ હું ઊભો રહું છું. ઊભા રહીને એમને રસ્તો દેખાડવો. આપણું વધારે અજવાળાવાળું છે, માટે એમને અજવાળું ધરવું, એ આપણી ફરજ છે. હવે આ છે તે વધુ બુદ્ધિ, તે વધુ અજવાળું છે આપણી પાસે ને પેલા પાસે ઓછું અજવાળું છે, એ બિચારા આમ ખાડામાં પડે ને, એટલે આપણે એમને શું કરવું જોઈએ તરત ? આવી રીતે ના કરશો, આમ કરજો ભાઈ ! તેને બદલે બુદ્ધિથી લૂંટ્યું.

બુદ્ધિથી મારે એ તમને સમજાયું ? વધારે બુદ્ધિવાળા, ઓછી બુદ્ધિવાળાને મારી-ઠોકીને પાડી દે. આ બોસ જરા વધારે બુદ્ધિશાળી હોય ને, તો નીચેવાળાને, કામ કરતો હોય તોય ટૈડકાય ટૈડકાય કરે. અલ્યા, કામ કરે છે, તોય શું કરવા ટૈડકાવે છે ? અને એની વાઈફ હોય, તેની જોડે 'ભાઈસા'બ, ભાઈસા'બ' કર્યા કરે. કારણ કે બુદ્ધિથી મારવાનું. હવે પેલો બુદ્ધિથી લઈને મારવા જાયને તો બઈ ડફણું મારે, એટલે પછી ત્યાં બુદ્ધિ ચાલે નહીં. ડફણા આગળ બુદ્ધિ ચાલે નહીં. જ્યાં ડફણું દેખેને, ત્યાં બુદ્ધિ બંધ થઈ જાય.

ગરીબને તો આપણે સલાહ આપવી જોઈએ, શાંતિ આપવી જોઈએ. અને આપણા વધુ લાઈટના (સલાહના) પૈસા ના લેવા જોઈએ. આ તો બુદ્ધિ વધારે છે. એટલે અબુધની પાસે પંપ મરાવી લે અને બુદ્ધિ વધારે તો ભેળસેળ કરતાં આવડેને ? આ સોનું ભેળસેળવાળું કરતાં કોણે શીખવાડ્યું હશે ? ત્યારે કહે, હિન્દુસ્તાનના સોનીએ. બહાર ફોરેનમાં ભેળસેળ સોનું હોતું જ નથી. આ તો હિન્દુસ્તાનના સોની ! આ બધી શોધખોળ ઈન્ડિયનોની છે.

અને કેવું ભેળસેળ કરે છે ?

એક શેઠે ઘઉંનું એક વેગન ઉતાર્યું'તું. તે ગુણો બારોબાર સીધી ગોડાઉનમાં ગઈ. અને એક વેગન રેતીનું ઉતાર્યું'તું. તે રેતી ને ઘઉં બેઉ ભેળસેળ કરીને, ફરી ગુણો ભરી લીધી. રેતી બહારથી વેચાતી લાવ્યા ! ક્યારે આ લોકોનું કલ્યાણ થશે ? ત્યારે કહે છે, 'ભૂલ કોની ? આ વેગન લાવનારાની ભૂલ છે ? રેતી લાવનારાની ભૂલ ?' ત્યારે કહે, 'ના, ભોગવે તેની ભૂલ.' અત્યારે તો એમને ત્રણ ગણા પૈસા મળી ગયા. એ ફરી ભોગવશે ત્યારે એની ભૂલ. પણ અત્યારે તો આ ભોગવે તેની ભૂલ.

એટલે આ લોકો માટે પહેલી, બીજી અને ત્રીજી નર્ક ખુલ્લી થઈ ગયેલી છે. અને ત્યાં જગ્યા પુષ્કળ છે, અનામત છે, રિઝર્વ્ડ છે ! બુદ્ધિથી માર માર કર્યું ને, તે નવી પ્રકારનું નર્કગતિમાં જવાનું થયું આ. પહેલાં બુદ્ધિથી મારતા નહોતા, કહીને મારતા'તા કે હું મારીશ તમને. આ તો બુદ્ધિથી મારે છે ને અહિંસક કહેવડાવે છે.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિનું તો આપણા હિન્દુસ્તાનના લોકોએ નવું વિજ્ઞાન શોધી કાઢ્યું છે મારવાનું ?

**દાદાશ્રી :** નવું જ વિજ્ઞાન (!) અને તે આ કાળમાં જ. કોઈ કાળમાં એવું ન્હોતું. તે આ કાળમાં અને આ વિપરીત સંજોગો ભેગા થયા છે, પચ્ચીસસો વર્ષમાં. એટલે એમાંથી સૂઝ ના પડી. આમેય સૂઝ ના પડી ને આમેય સૂઝ ના પડી. ત્યારે જે છે એ આપણો માલ, જે થશે તે ખરું, કહે છે.

**પ્રશ્નકર્તા :** આપણા પુણ્ય કાચાં પડી ગયાં લાગે છે ?

**દાદાશ્રી :** બહુ મોટાં કાચાં પડી ગયાં. તેથી તે આ શાસ્ત્રકારોએ લખ્યું, 'કેટલા જણ નર્કે જવાનાં છે ?' ત્યારે કહે, 'નવ નવડા ગણી લેજો.' હવે એટલી તો વસ્તીય નથી આપણે ત્યાં. ત્યારે કેટલા કાળ સુધી આવું ને આવું ચાલ્યા કરે, ત્યારે એ નવ નવડા પૂરા થાય.

## આ કાળમાં જ, ભેળસેળનો મેળ ?

આ જગત એવી જ જાતનું છે. બહુ જ ન્યાયમાં ચાલે છે. કશું ભૂલચૂક કરશો નહીં. બધી જવાબદારી તમારી છે. ભગવાન વચ્ચે આવતા નથી. સમજીને કરશો તો સમજીને, અણસમજણથી કરશો તો અણસમજણથી !

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો કે જેનામાં સમજ છે કે બુદ્ધિ છે અને એનાથી ખોટું કામ થાય તો ?

**દાદાશ્રી :** વધારે ભોગવવું પડે.

**પ્રશ્નકર્તા :** વધારે ભોગવવાની જવાબદારી આવે ?

**દાદાશ્રી :** જવાબદારી આવે જ ને !

**પ્રશ્નકર્તા :** અણસમજણમાં જે થયું હોય તે જુદી વાત છે, પણ સમજણ હોવા છતાં કરે તો બહુ જવાબદારી.

**દાદાશ્રી :** તેથી અમે કહ્યું કે, આ બુદ્ધિથી મારશો તો, વધારે બુદ્ધિથી ઓછી બુદ્ધિવાળાનો લાભ ઉઠાવશો તો એ આઠમી નર્ક આવવાની છે. નર્કો સાત જ હતી પણ નવી જ જાતનું ભોગવવાનું થયું. કારણ કે કોઈ દહાડો બુદ્ધિથી દુરુપયોગ કરેલો જ નહીં. બુદ્ધિનો દુરુપયોગ જો કોઈ કાળમાં થયો હોય તો તે આ કાળમાં. એટલે આ જ અમારે પુસ્તકમાં લખવું પડ્યું કે આઠમી નર્ક આવશે.

હવે ચેતવે છે ને શેઠિયાઓ સાંભળે છે બધા, કે નવી નર્ક કરવામાં આવી છે ! માટે હવે બુદ્ધિથી ના મારશો. આટલું અમારું વાક્ય

સાંભળીને જો કદી વરસ દહાડો ચરી પાળે ને, તો એનું આ અટકી જાય બધું.

બુદ્ધિ હોય તો બુદ્ધિથી મારે ને ? બુદ્ધિ નથી, તે બુદ્ધિથી કઈ રીતે મારવાના છે ? અને ફોરેનવાળા બધા સાહજિક હોય. એટલે એમને બુદ્ધિ હોય છતાં મારે નહીં. આવું આવડે જ નહીં. એમને આ દિશા ભણી વિચાર જ ના જાય. આ 'આડજંતર' તો આ લોકોને જ આવડે.

## છતાંય મોક્ષના અધિકારી !

**પ્રશ્નકર્તા :** સાહેબ, હું વાણિયો એટલે કપટી તો ખરો કે નહિ ?

**દાદાશ્રી :** કપટ તો બધેય હોય. કપટ તો જેટલી બુદ્ધિ વધે ને, એ બુદ્ધિ અવળી વપરાય એનું નામ કપટ. અને બુદ્ધિ સવળી વપરાય તો કામ કાઢી નાખે. કપટ એ બુદ્ધિ વધ્યાનું હથિયાર છે. અબુધ માણસોને કપટ કરવું હોય તો આવડે નહિ.

જ્યાં બુદ્ધિ ઊંધી વાપરે છે ત્યાં બધે જ પાપ બંધાય છે. એટલે અમે આ કહેવા ફરીએ છીએ કે ભઈ, કંઈક ઠેકાણે આવો. આપણું પોતાનું બગાડી રહ્યા છીએ. એ પારકાનું નથી બગાડી રહ્યા. એટલે એ સમજવા માટે કહીએ છીએ.

છતાંય મોક્ષે જાય એવી પ્રજા છે, આ હિન્દુસ્તાનની ! આપણું બીજ કેવું છે ? મોક્ષે જાય એવું બીજ છે, જો જ્ઞાની પુરુષ મળી જાય તો. જો વાળનાર શક્તિ હોય ને તો શક્તિ જબરજસ્ત ! એવુંય છે. આ બુદ્ધિનું તમને સમજાયું ને ? કંઈ જેવું તેવું કહેવાય ? આ હથિયાર તો ગમે જ નહીં કોઈને. આ હથિયાર લોકોને નુકસાન કરવા માટે ઊગેલું છે, એવું નથી.

❖ ❖ ❖

## (૪)

# ડખા બુદ્ધિના, સમાધાન જ્ઞાનનાં !

### હેઠાં મેલ્યાં હથિયાર 'હીઝ હાયનેસે' !

**પ્રશ્નકર્તા :** કોઈ આપણી ઉપર બુદ્ધિથી ગોળીબાર કરતો હોય અને આપણને તકલીફમાં મૂક્તો હોય તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** એવું છે ને, જો મોક્ષ જોઈતો હોય તો જોયા કરવાનું અને જો સંસાર જોઈતો હોય, ભટકવું હોય તો ગોળી મારવી આપણે.

**પ્રશ્નકર્તા :** એના જેટલી બુદ્ધિ આપણામાં ના હોય તો ?

**દાદાશ્રી :** બુદ્ધિ હોય તોય મોક્ષ જોઈતો હોય તો એણે ગોળી મારવાની શી જરૂર ? અને સંસાર જોઈતો હોય તો ગોળી માર માર કરો. શું જોઈએ છે તમારે ?

**પ્રશ્નકર્તા :** મોક્ષ જોઈએ છે, પણ...

**દાદાશ્રી :** ભટકવાનું ગમે છે કે આ ગમે છે ?

**પ્રશ્નકર્તા :** મોક્ષ જોઈએ છે પણ સામેવાળો આપણી ઉપર ગોળીબાર ના કરે એવી ઈચ્છા ખરી.

**દાદાશ્રી :** ના, એ તો ઈચ્છા ચાલે નહિ. ગોળીબાર કરવા દેવો. આ ગોળીબાર કરેલા છે તેનું ફળ આવેલું છે. આ ગપ્પું નથી. માટે લઈ લો અને જમે કરી દો !

**પ્રશ્નકર્તા :** એટલે શાંત રહેવાનું આમ ?

**દાદાશ્રી :** આ જગત ગપ્પું નથી. એટલે જો ખાતાં બિડાઈ જશે તો મોક્ષ નક્કી થશે. નહીં તો તમે સામાને ગાળો આપી આવ્યા તે પાછી લેતી વખતે તમે કચકચ કરો છો તે ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આમાંથી બચવાનો પ્રયત્ન નહીં કરવો ?

**દાદાશ્રી :** પછી કંઈ ના થાય, એની જવાબદારી લઉં છું.

**પ્રશ્નકર્તા :** એટલે સામો ગોળીબાર કરે તો આપણે બચવાનો પ્રયત્ન નહીં કરવાનો, એનો અર્થ એ થાય ?

**દાદાશ્રી :** પ્રયત્ન તો, જો થાય તો કરવા અને નુકસાન નહીં કરવાનું. તમારે છે તે એના માટે અવળા વિચાર નહીં કરવાના. એ ગોળીબાર કરે તોય તમે ગોળીબાર બંધ કરી દો. સામો ગોળીબાર કરે તેથી આત્મા મરે નહિ.

**પ્રશ્નકર્તા :** હા, પણ આપણને તકલીફ થાય ને ?

**દાદાશ્રી :** તકલીફ ના કરવી હોય તો આપણે સંસારમાં ભટકવાનું રાખો. શું ખોટું છે આ સંસારમાં ? આપણે તકલીફ કરી આવ્યા હોય તે પાછી આવે તો એમાં ગુનો શો ? માટે તરત સ્વીકારી લો. આ હસતા મોઢે સ્વીકારી લો કે, 'બહુ સારું થજો ભાઈ એનું !' બુદ્ધિથી ગોળી મારી, નહિ તો પેલી ગોળી મારે તો દેહ છૂટી જાય ને બુદ્ધિથી ગોળી મારી તે તો સારું કર્યું છે, જીવતા રહ્યા ને ! અને ભટકવું હોય તોય રસ્તો છે. તમે મારો સામી બે ! ભટકવાનું ગજું હોય અને ભટકવાની ટેવ પડેલી હોય, તો નિરાંતે એક ફેરો મારી આવો જોઈએ. પછી ફરી છોડાવનાર નહીં મળે. આ તો અહીં છોડાવનાર મળે છે, ત્યારે આવી કચકચ થયા કરે છે ? બુદ્ધિથી ગોળીબાર કરે તેને આશીર્વાદ આપ્યા કરવા નિરાંતે મહીંથી, 'સારું થજો તારું, તેં અમને કર્મમાંથી છોડાવ્યા !' ના ગમતું હોય એણે બે ગોળીબાર કરવાના. બેમાંથી એક કરો.

**પ્રશ્નકર્તા :** પણ આપણામાં શક્તિ હોય તો બે ગોળીબાર કરીએ ને ?

**દાદાશ્રી :** એના કરતાં સીધેસીધું મૂકી દો ને ત્યારે છાનામાના. શક્તિ નથી અને વાઘની ભૂલ કાઢવી છે ? ભલભલા શક્તિવાળાએ છોડી દીધું ને ! અમે આખી જિંદગીમાં હથિયાર જ ઝાલ્યું નથી. હથિયાર બધાં નીચે મૂકીને બેઠો છું, ક્ષત્રિય થઈને ! સામો હથિયાર મારે તોય પણ મેં એ ઝાલ્યું નથી ! જો છૂટા થવું હોય તો હથિયાર મૂકી દો ! નહીં તો ઝાલો હથિયાર ને આવી જાવ !

## બંધ કરો બારણાં, બુદ્ધિનાં !

જેટલું મૌન પકડશો એટલી બુદ્ધિ બંધ થશે. બુદ્ધિ બંધ થશે એટલે મૌન થાય. એટલે આ જે વાણી બોલાવ બોલાવ કરે છે, તે બુદ્ધિ બોલાવ બોલાવ કરે છે. બુદ્ધિ અને અહંકાર બે ભેગા થઈને વાણી બોલાવ બોલાવ કરે છે. અને મૌન થશે ત્યાર પછી બધું પાછું ફરશે.

બુદ્ધિનાં બારણાં બંધ થાય ત્યારે મોક્ષની તૈયારી થાય. બુદ્ધિને લઈને સંસાર છે. જેને બુદ્ધિ નથી એનો સંસાર વિલય થયા કરે છે. આ જનાવરો-બનાવરોને બુદ્ધિ નહિ, અહંકાર ખરો. બુદ્ધિ નહીં એટલે અહંકાર વિલય થયા કરે, નિરંતર વિલય જ થયા કરે. નર્કગતિના જીવોને વિલય થયા કરે, જાનવરોને વિલય થયા કરે, દેવલોકોને વિલય થયા કરે, બુદ્ધિ નહીં ને ! આ બુદ્ધિના ડખાવાળા લોકો, પુણ્યશાળી લોકો (!)

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો બહુ ડખો રહ્યા કરે, કે આમ થઈ જશે, તેમ થઈ જશે. આ બુદ્ધિના ડખા પણ આખો દિવસ બહુ ચાલ્યા કરે.

**દાદાશ્રી :** હા, 'શું થઈ જશે ?' આપણે કહીએ. આ કારખાનું એમનું એમ ચાલ્યા કરે છે. ખોટો જતી નથી, ભાઈઓ બધા જીવતા છે અને શું થઈ જશે ? કશું જ થવાનું નથી, કહીએ.

**પ્રશ્નકર્તા :** એ વાત કરેક્ટ છે દાદા, છતાં બુદ્ધિ પોતાનું ઊભું કરી નાખે છે. આટલા નાનાને આવડું મોટું કરી બતાવે છે.

**દાદાશ્રી :** હા, એ ઊભું કરી નાખે તો પછી આપણે એને શું કરવું ? બુદ્ધિની ભઈબંધી કરવી ?

**પ્રશ્નકર્તા :** ઉડાડી મૂકવી એને.

**દાદાશ્રી :** હા, ઉડાડી મૂકવી. 'આવો જવાન માણસ તું !'

મંદી આવશે ત્યારે, 'શું થશે ? શું થશે ?' 'અલ્યા, શું થશે ?' દુનિયા એવી ને એવી રહી છે. શું થઈ જવાનું છે ? આપણે જીવતા ને જીવતા રહીએ છીએ. આ સ્ટીમર ત્યાંથી ઈંગ્લેન્ડથી નીકળે, તે અહીં સુધી સાજી આવે અને રસ્તામાં ત્રણ વખત હાલી તો 'શું થશે ? શું થશે ?' અલ્યા, મૂઆ, હમણે જશે એ તો ! ખાઈ-પીને, નાસ્તા કરીને ભગવાનનું નામ દે, ક્રાઈસ્ટનું નામ દો. સ્ટીમર મહીં ડૂબી જાય કે ના જાય ? હવે તે વખતે શું થશે ? શું થશે ? શું થશે ? તે કોણ શીખવાડે છે ? આ બુદ્ધિ અકળાવે છે. બુદ્ધિ હેરાન કર્યા કરે છે. 'શું થઈ જશે ? શું થઈ જશે ?' અરે, શું થઈ જવાનું છે ? કાં તો ડૂબી જવાનું છે કાં તો તરવાનું છે. બેમાંથી એક થવાનું છે. માટે ભગવાનનું નામ દે ને છાનોમાનો. બેથી ત્રીજું કંઈ થાય કશું ? અને મહીં ડૂબી તો જવાની. એ તો કો'ક જ ફેરો ડૂબે.

## બુદ્ધિ નેગેટિવ, પોઝિટિવ આત્મા !

આત્મા પોઝિટિવ છે અને બુદ્ધિ નેગેટિવ છે. વિચારો કરાવડાવે, આમ નથી થવા દેતું ને આમ થવા દેતું નથી. નથી થવા દેતું એને જોવાનું નથી, શું થવા દે છે એ જોવાનું છે. તો બહુ રીતે મહીં, ચોગરદમની મદદ કર્યા કરે.

એટલે બુદ્ધિ તો આપણો ટાઈમ બગાડે ને આપણને આનંદ ઉત્પન્ન થવા ના દે. અને 'મારું કશું જ અધૂરું નથી', આમ કહેવું, 'ધન્ય છે આ દિવસ !' શ્રીમદ્ રાજચંદ્રને એક 'સમકિત પ્રકાશ્યું' તેમાં તે કહે છે, 'ધન્ય રે દિવસ આ અહો !'

એટલે આપણે ત્યાં નેગેટિવ વાતો ના હોય, બધી પોઝિટિવ વાતો હોય. નેગેટિવ તો સંસારી વાતો, ટાઈમ બગાડે. ગૂંચવે અને સુખ ના આવવા દે.

## 'એ' કરાવે શંકા !

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત શક્તિ' બધાને બુદ્ધિ આપે છે ?

**દાદાશ્રી :** ના. બુદ્ધિ તો કર્માનુસારિણી છે. તમારું કર્મ છે ને, તે આધારે પ્રકાશ હોય અને પ્રકાશના આધારે તમે સુખ ભોગવો અને દુઃખ પણ ભોગવો. પ્રકાશ ના હોય તો તમે સુખ-દુઃખ પણ ના ભોગવી શકો.

આ રૂમમાં બધા બેઠા છે અને પેણે આગળથી આવડો એક સાપ પેસી ગયો. અને રૂમમાં લાઈટ બિલકુલ ડીમ (ઝાંખી) જેવી હોય. અને પેલાને એમ લાગ્યું કે આ સાપ પેસે છે. બે જણે જોયું. હવે રાતે ત્યાં સૂઈ રહેવાનું. બહાર તો વરસાદ પડે છે પાર વગરનો, તે બૂમાબૂમ કર્યે વળે નહીં. એટલે મૂંઝાયને બધું. બીજા બધા આખી રાત સૂઈ જાય. પેલા બે જણા સૂઈ જાય ? કારણ કે આ પેસી ગયાનું એને જ્ઞાન થયું. હવે નીકળવાનું જ્ઞાન થાય ત્યારે છૂટો થાય. જેને જ્ઞાન નથી તેને શું દુઃખ છે ? સુખેય ના હોય ને ? બુદ્ધિવાળા તો સુખ ભોગવે. સમજણથી સુખ ભોગવે.

કોઈને છોકરો ના હોય અને ગર્ભ રહ્યો હોય પેટમાં, તે રોજ રોજ ડૉક્ટર પાસે જઈને, 'સાહેબ, જીવતું છે કે મરેલું,' મને કહો. રોજ શંકા એને ઉત્પન્ન થાય, નવ મહિના સુધી. આજનું જગત એટલું બધું શંકાશીલ થઈ ગયું છે. તેના આ દુઃખ છે ને ! શંકાશીલ ! આમ થઈ જશે કે શું થઈ જશે, તેમ થઈ જશે કે શું થઈ જશે ? મને હઉ કહે ને કે, મહીં હાડકું સંધાયું કે નહીં, તેનો ફોટો પડાવતા રહેજો ! અરે મૂઆ, એનો ફોટો લેવાની જરૂર શું છે તે ? તે વખતે આપણે જરૂર હોય તો પૂરું થયા પછી લઈએ, એ વાત જુદી છે. હાડકું સંધાઈ ગયા પછી, એની હવે શંકા શું ? એને માટેય શંકા ? પણ આખો દહાડો બુદ્ધિથી ખેડ-ખેડ, ઘસ-ઘસ કરે છે અને ધાર ઝીણી કરી નાખે છે. પછી બુદ્ધુ જેવા થઈ જાય છે.

## 'એને' ગમે તે રીતે ભગાડો...

અમારે બુદ્ધિ કામ નથી કરતી. બુદ્ધિ કામ કરે તે ઘડીએ મન

કચકચ કર્યા કરે. બુદ્ધિએ જે ઘડીએ કામ કર્યું કે કચકચ ચાલુ થઈ જાય એને, કકળાટ શું કામ કરે છે, આપણે ના કહીએ ? વળી તું તો સાસુની સાસુ છે, આપણે ક્યાં સુધી મેળ રાખ્યા કરીએ ?

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ વગર તો ચાલે નહીંને ?

**દાદાશ્રી :** એવું છે ને, કાં તો આ લાઈટ હોય તો ચાલે ને આ લાઈટ ના હોય તો પેલું અજવાળું જોઈએ. દીવો જોઈએ કે ના જોઈએ ? ત્યારે બુદ્ધિ એ દીવા જેવું છે. અમે જ્ઞાન આપ્યું છે, તો આવું જો સળગેલું હોય તો પેલાની જરૂર નથી અને આ ના હોય તો પેલાની જરૂર છે. બે દીવા કોણ રાખી મેલે ? અત્યારે કોઈ મીણબત્તી સળગતી હોય તો અહીં આગળ પેલું તરત હોલવી નાખે ને ? અને ના હોલવી નાખે તો પેલો શું કહે ? અલ્યા, પેણે મીણબત્તી જોતો નથી, આને હોલવી નાખને, એવું કહે કે ના કહે ?

જેમ 'વેલકમ' કહેવાથી આ બુદ્ધિ રાજીખુશીથી આવે છે તેમ 'રાંડ' કહેવાથી એ તો ચીડ ચડાવીને જતી રહે. એનો વાંધો નથી આપણને.

અબુધ થવામાં ફાયદો છે. આ લાઈટ ને પેલું લાઈટ, બે લાઈટ સાથે ના રખાય. જો આ ના હોય તો પેલું લાઈટ કામનું.

આપણને સવારના પહોરમાં ચાનું કંઈ ઠેકાણું ના પડતું હોય ત્યાં કો'કે અરધો કપ આપ્યો, ત્યાં બુદ્ધિ ઊભી થાય કે, 'અરધા કપમાં શું પીવાનું ? આમ છે તેમ છે', ત્યારે આપણે કહીએ કે, 'રાંડ, આટલી ચા પીવા દે ને મને. આટલીય જંપીને પીવા નથી દેતી ? કઈ જાતની આ છે.' અરે, મહાપરાણે અરધો કપ પીવા મળ્યો છે, તે કંઈ ગળે તો ઉતરવા દે. એ જંપીને પીવા દે તો કેવું સરસ લાગે ? અરધો કપ તો અરધો કપ, જેટલો પીધો એટલો તો દિમાગ ઠેકાણે આવે ને ? પણ તે ય ના, મોઢે લગાડતા પહેલાં જ અપશુકન કરે. હપૂચો ના પીધો હોય એના કરતાં અરધો મળે તો દિમાગ પાંસરું ના થાય ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ દેખાડે આ અરધો કપ, પછી આવું જે ટકટક કરે ને, તે મન કરે ?

**દાદાશ્રી :** બુદ્ધિ સળવળી, કે મનને સળવળાટ મળી ગયો. પછી મન કચકચ કરે, અરે મૂઆ, આવી સરસ ચા છે ! દૂધ-ખાંડ જુદાં છે, ચા જુદી છે, ચા કિંમતી છે પણ પેલું પીવે નહીં અને દિમાગ બગાડી નાખે. પહેલેથી જ અપશુકન બોલે, હંઅ..., અરધા કપમાં શું પીવાનું ? મેરગાંડિયા, અપશુકન કર્યાં ! તે ઘડીએ આપણે ફરી વળીએ ને, લાકડી લઈને ! પહેલાં એવું થતું'તું ને ?

**પ્રશ્નકર્તા :** આવું જ થતું.

**દાદાશ્રી :** અમારે એવું ના હોય. અમારે તો અરધો આવે તો કહીએ, 'ચાલ બા, વ્યવસ્થિત છે ને. અરધો તો મળ્યો ને ?' કચકચ કરે તો આપણે એને કહેવામાં શું જાય છે ? એને 'રાંડ' કહીએ તો વાંધો નહીં. એ ક્યાં દાવો માંડવા જવાની હતી ? પણ રાંડ કહીએ ને, એટલે સમજે કે આપણું અપમાન કરે છે. આપણો હવે રોફ પડતો નથી. પહેલા તો આવી બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે 'આવો, વેલકમ', વેલકમનાં બોર્ડ મારી રાખ્યાં હોય.

## ટાઈમિંગ, બુદ્ધિના ડખાના !

એટલું બધું લશ્કર બેસી ગયું છે મહીં.

**પ્રશ્નકર્તા :** વિપરીત બુદ્ધિ જે પેસી ગઈ છે ને, એ નેગેટિવ થોટ્સ (વિચાર) પણ લાવે છે અને ઈમોશનલ પણ કરાવી દે છે.

**દાદાશ્રી :** હા, તેથી અમે કહીએ છીએ ને, 'બેસ બા, બેસ. તું અમને સલાહ ના આપીશ. તારી સલાહ માનીને સંસારમાં બાવા બનાવ્યા. સંસારમાંય જંપીને બેસવા ના દીધા.'

**પ્રશ્નકર્તા :** હજી વિપરીત બુદ્ધિનો ડખો કેમ ચાલ્યા કરે છે ?

**દાદાશ્રી :** એ ચાલ્યા જ કરે ને, જ્યાં સુધી એની સત્તા છે ત્યાં સુધી.

મહીં 'દાદાને ત્યાં હેંડો' કહે, એટલે એમને ઓળખીએ કે ના ઓળખીએ કે આ કોણ છે ? એને પરાયો કહેવાય ? ના. એ પોતાના છે અને બીજા ય છે, મહીં. જાતજાતની સલાહ આપે ત્યાં આપણે તૈયાર રહેવું કે આ કોણ આવ્યું ? આ કોની સલાહ, એ ઓળખી જઈએ ને ?

**પ્રશ્નકર્તા :** મારા પોતાના પ્રોબ્લેમ જરા જુદી જાતના છે. બુદ્ધિ એક વસ્તુ બતાવતી હોય, કે ધંધો આમ ખરાબે ચઢ્યો છે, આમ કરો, નહીં તો આમ થઈ જશે. એટલે તે વખતે મારી પાસે બે ઓલ્ટરનેટ છે, કાં તો બુદ્ધિએ બતાવ્યું એ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવો અથવા તો આ બુદ્ધિનો ડખો છે કરીને મારે બેસી જવું, તો આમાં સમજ કેવી રીતે પડે કે આ ડખો છે કે સાચું કયું છે ?

**દાદાશ્રી :** આપણે એમ નક્કી કરીએ કે બારથી બે વાગ્યા સુધી મારે આરામ કરવો છે. આરામ કર્યા પછી મારે બહાર જવાનું છે. તે બે વાગ્યાની અંદર જે બુદ્ધિ આવે, એક વાગ્યે આવવા માંડી. તો આપણે ના સમજીએ કે આ વગર કામની અહીં આગળ ડખો કરે છે. માટે ટાઈમ નક્કી કર્યો છે ને અત્યારે વચ્ચે આવી, એ ખોટી બુદ્ધિ.

પછી બે વાગે ટાઈમ થયા પછી આવે તો પછી આપણે પૂછવું કે, 'તમે સાચાં છો કે ખોટાં ? સાચાં હોય તો મને ફળ દેખાડો.' ફળ દેખાડે એ સાચી અને નકામી કચકચ કરે એ ખોટી. વગર કામની હેરાન કર્યા કરે. અને કામ તો થવાનું જ છે. ટાઈમે અવશ્ય થવાનું. બધી ચીજ થઈ જ જવાની. તમારે બોલાવવા નહીં જવું પડે કે, 'હેંડો બેન !' એની મેળે જ આવીને ઊભી રહેશે. તમારે વઢવાડ થઈ હશે તો આમ ખેંચીને આવશે. પણ આવ્યા વગર રહે નહીં. કારણ કે એમાં સહી કર્યા વગર કાર્ય નહીં થાય.

## એને કહ્યો વ્યવહાર પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને પ્રજ્ઞામાં અમે જો પૂરેપૂરા ના રહીએ તો વ્યવહારમાં તો અમે બુદ્ધિથી જ કામ કરીએ છીએ ને ?

**દાદાશ્રી :** તે વ્યવહારમાં તમે બુદ્ધિથી કામ કરો છો, એટલું કહેવા પૂરતું જ છે. બાકી, બુદ્ધિ એનો વ્યવહાર કરી જ લે છે. હું કહું છું ને, મારે બુદ્ધિ નથી. મારે બુદ્ધિનો અભાવ છે એમ કહું છું, તોય વ્યવહારમાં (ડિસ્ચાર્જ) બુદ્ધિ એનું કામ કર્યે જ જાય છે. આ શાક ચડેલું છે, આ નથી ચડેલું, એવું કામ કર્યે જ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ઉપયોગ પૂરતી જ બુદ્ધિ વાપરવી ?

**દાદાશ્રી :** ના, એની મેળે બુદ્ધિ વપરાઈ જ જાય. આ જે વધારે બુદ્ધિ છે, 'મારી જરૂરિયાત છે' કહે છે એ જ બધી એક્સેસ (વધારે) બુદ્ધિ છે, અને એ જ બુદ્ધિ નુકસાનકારક છે, એ જ વિપરીતતા છે.

દવાખાનામાં પોતાનો સગો ભાઈ દાખલ કર્યો હોય, ત્યાં જવા અહીંથી ટ્રેનમાં બેઠા પછી, 'ટ્રેઈન ક્યારે પહોંચશે, ક્યારે પહોંચશે, સ્ટેશન હમણે આવો જલદી' એવા વિચાર કરે તો ? એમાં તમારા જેવા હોય તે કહે, 'લ્યો, ચા પીવો.' ત્યારે ભઈ પાછા આબરૂ રાખવા માટે, 'હા, લાવો લાવો' કહે, પણ ફરી પાછો ખોવાઈ જ ગયેલો હોય. અલ્યા, ગાડીમાં બેઠો, હવે ગાડી તને કૂદીને લઈ જવાની છે ? કઈ જાતના ચક્કરો છો તે ? ત્યાં જંપીને બેસાય કે ના બેસાય ? પણ આ તો ગાડીમાં આઘાપાછા થાય, દોડધામ દોડધામ કરે !

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે બુદ્ધિ નવું કશું દેખાડતી જ નથી. અહંકારને સહી જ કરી આપે છે, તો આ અહંકાર કૂદાકૂદ કરે છે કે બુદ્ધિ કૂદાકૂદ કરે છે ?

**દાદાશ્રી :** એવું છે, બુદ્ધિ અહંકારની સહી લે. અહંકારની સહી લે પછી તરત બધું કાર્ય થઈ જાય છે. હવે જે કાર્ય ના થવાનું હોય તેમાં અહંકાર બુદ્ધિથી જુદો પડી જાય. અહંકાર વાંધો ઊઠાવે, કે નહીં. અહીં નહીં ચાલે.

**પ્રશ્નકર્તા :** હવે આ જરા વધારે સમજાવો કે બુદ્ધિને અને અહંકારને છૂટાં પાડવાં એ જ વ્યવહારમાં પુરુષાર્થ છે એમ આપે કહેલું.

**દાદાશ્રી :** હા, બુદ્ધિ ને અહંકાર છૂટાં પાડવાં, એ વ્યવહારમાં પુરુષાર્થ છે. વ્યવહારમાં બુદ્ધિ ને અહંકાર એકાકાર થઈ જાય, એમાં તો કશો પુરુષાર્થ થયો જ નહીં. બુદ્ધિ ને અહંકાર વ્યવહારમાં બે જુદાં રહેવાં જોઈએ, ત્યારે પુરુષાર્થ થયો કહેવાય. આપણે અહીં (અક્રમ માર્ગમાં) તો એની જરૂર નથી.

પછી ટ્રેનમાં આપણે ત્યાં શું કરવું જોઈએ ? કંઈક ગોઠવણી આપણી હોવી જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિમાન માણસો ગાડીમાં ઊંચા-નીચા થતાં નથી.

**દાદાશ્રી :** એ તમને ના લાગે. મહીં શું થાય છે એ બધું મને દેખાય. અને પાછો બહાર આબરૂ રાખે. એના કરતાં ડફોળો સારા. હેય, ચા પી આવે, સિગારેટ પી આવે, તોય ગાડી તો પહોંચે જ છે.

## મોકાણ બધી, એક્સ્ટ્રા બુદ્ધિની !

જ્ઞાન પ્રકાશ વધે તો જ બુદ્ધિ ઘટે. નહીં તો જ્ઞાન પ્રકાશ એક બાજુ ના હોય તો બુદ્ધિ ઘટે નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પ્રકાશ હોય તો બુદ્ધિ તો જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, જ્ઞાન પ્રકાશમાં બધું માલમ પડે એવું છે. આ પ્રકાશથી તો બધું દેખાય એવું છે, ક્લીયર (સ્પષ્ટ). તેમ છતાં આ સંસાર જેટલો ચલાવવાનો છે આપણે, નિમિત્તમાં આવ્યો છે, તેમાં આ લાઈટ ના ચાલે. એમાં છે તે પેલું જે લાઈટ છે, તે એની જોડે હોય જ. બુદ્ધિનું લાઈટ, ડિમ લાઈટ એની જોડે, હરેક કાર્યમાં હોય જ. જે જરૂરિયાત છે એ બુદ્ધિ તો મને ય રહેવાની. બિનજરૂરિયાત બુદ્ધિ કઈ કે જે તમને આમ થઈ જશે ને તેમ થઈ જશે, બધું આડાઅવળું બતાવ બતાવ કરે, ડખો કરી નાખે, ઈમોશનલ કરી નાખે કે નથી કરતી ? તે એ બુદ્ધિ ઘટાડવાની કહું છું. પેલી બુદ્ધિ તો જે છે, એ તો એની મેળે કુદરતી જ ઊભી થવાની. એની જોડે જ રહેવાની, ડિમ લાઈટ તો હોય જ ને ! ફુલ લાઈટ જોઈએ જ નહીં ત્યાં આગળ, સંસાર ચલાવવા માટે.

આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ ચાર અંતઃકરણ રૂપે છે, એનો વાંધો નહીં પણ આ તો વધારાની, એક્સ્ટ્રા બુદ્ધિ છે તે કામની જ નથી.

**પ્રશ્નકર્તા :** તો એવી બુદ્ધિવાળા માણસને જો સહજ થવું હોય તો શું કરવું પડે ?

**દાદાશ્રી :** એ તો એની મેળે બુદ્ધિ ઓછી થતી જાય. એ પોતે નક્કી કરે કે આ બુદ્ધિની વેલ્યુ નથી એટલે ઓછી થતી જાય. જેની તમે વેલ્યુ માનો તે મહીં વધતું જાય અને જેની વેલ્યુ ઓછી થઈ ગઈ એ ઘટતું જાય. પહેલાં એની વેલ્યુ વધારે માની તે આ બુદ્ધિ વધતી ગઈ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો જે મળ હોય, બુદ્ધિનું આવરણ હોય, એ ધોવાઈ જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** આપણને જરૂરિયાત છે ત્યાં સુધી એ ઊભી રહી છે. આપણને નેસેસિટી છે ત્યાં સુધી એ ઊભી રહી છે અને હજુ તો બુદ્ધિની વધારે કમાણી કરવા લોકો ફરે છે કે, હજુ બુદ્ધિ વધે એવા ધંધા ખોળી કાઢ્યા છે. આ તો બુદ્ધિને જ ખેડ ખેડ કરી છે. પછી ખાતર નાખે, એ બુદ્ધિ વધી ગઈ. મનુષ્યો એકલા જ દોઢ ડાહ્યા છે. બુદ્ધિનો ઉપયોગ વધારે પડતો કર્યો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા વગરનો પણ જે સીધે-સાદે, સરળ માર્ગે જતો હોય અને એની સમજણ પ્રમાણે વ્યવહારમાં નિષ્ઠાથી સત્ય રીતે રહેતો હોય તો એને ત્યાં જે ક્લેશનો અભાવ હોય અને અહીંયાં જ્ઞાન લીધા પછી જે ક્લેશનો અભાવ થાય છે એ બેનો ડિફરન્સ (ફેર) શું ?

**દાદાશ્રી :** પેલો તો ક્લેશનો અભાવ હતો ને, તે આપણે બુદ્ધિપૂર્વક કરતા હતા અને આ સહજભાવે ક્લેશનો અભાવ રહે. આમાં કર્તાપણું છૂટી જાય.

## અહંકાર બને બબૂચક !

**પ્રશ્નકર્તા :** આપણને વ્યવહારમાં જેને લીધે પ્રોબ્લેમ ઊભા થાય

છે, તે બુદ્ધિ કરતાં અહંકારને લીધે વધારે થાય છે એમ લાગે છે. કારણ કે મૂળ તો અહંકાર ને, અહંકાર ના હોય તો બુદ્ધિ હોય જ નહિ ને ? એટલે મૂળ દોષ જ અહંકારનો ને ?

**દાદાશ્રી :** અહંકાર તો કહેવા માત્રનો છે, આંધળો મૂઓ છે. આમાં બુદ્ધિનું ચાલે છે. મૂળ બુદ્ધિનો દોષ છે. બુદ્ધિએ એનો લાભ ઉઠાવ્યો.

**પ્રશ્નકર્તા :** અહંકાર તો આંધળો છે પણ અહંકાર જ મુખ્ય વસ્તુ છે ને ? અહંકાર ના હોય તો બુદ્ધિ બરાબર ના ચાલે ?

**દાદાશ્રી :** અહંકાર ના હોય તો બુદ્ધિ હોય નહિ. અહંકાર છે તો મન- બુદ્ધિ-ચિત્ત બધું છે. અહંકાર એટલે કર્તા-ભોક્તાપણું. એને કર્તા-ભોક્તાનો માર પડે અને બુદ્ધિ છેટે રહે. અહંકાર માર ખાય, બબૂચક માર ખાધા કરે !

## 'બ્રિલિયન્ટેય' ખપે 'ટેસ્ટેડ' !

બ્રિલિયન્ટ (તેજસ્વી) હોય ને ભણેલા, બહુ બ્રેઈન ઊંચા ગયેલા હોય ને, તે ગ્રાસ્પીંગ પાવર બહુ ઊંચો હોય. એવા બસ્સો માણસ બેઠા હોય ને, તો એની મહીં આત્મા ટેસ્ટેડ થવો જોઈએ. બધાય બોલે કે આત્મા આવો છે ને તેવો છે, પણ ટેસ્ટેડ કોઈ નહીં આપે. એક અક્ષરેય કોઈ જમે નહીં કરે. ટેસ્ટેડ થવું જોઈએ. બધા એક્સેપ્ટ કરવા જોઈએ. ભલે તમે ના જાણતા હો, પણ તમારો આત્મા છે ને અને બ્રિલિયન્ટ છો. ડફોળ હોય તો ના સમજે. આ બધા જેને બળદ જોડે મિત્રાચારી હોય, તેને શું સમજણ પડે ? બળદ જોડે મિત્રાચારીવાળા કોઈ માણસો ખરાં અહીં હિન્દુસ્તાનમાં ? તેની પાસે આ વાત કરીએ આપણે તો એને શી સમજણ પડે ? કામ શું લાગે ?

પણ એ તો જેને બ્રિલિયન્ટ મગજ હોય ને, તે આ વાતને સમજે. આ કોમન પબ્લિકનું ગજું જ નહીં ને, આ તો બધા ગયા હોય ને, તે આ કોમન પબ્લિકમાં ચાલ્યા જાય. આપણા લોકોને તો એટલી

સમજણ પડે કે આ ચોખા શેના છે ને આ ચોખા શેના છે ? તેય અમુક જ માણસોને, બધાને ના સમજ પડે.

એક બી.એસ.સી. થયેલો. પોતે અંગત માણસ હતો. ત્યાર પછી મને કહે છે, 'હું તમારી પાસે અહીં એક્સ્પિરિયન્સ (અનુભવ) લઉં, થોડો ઘણો.' મેં કહ્યું, 'ધંધો તમને શી રીતે આવડશે ?' ત્યારે કહે, 'તમારે ત્યાં આવ-જા કરીશ.' મેં કહ્યું, 'હું તમને શીખવાડું એ શીખોને. એક વાર શાક લઈ આવો.' હવે અત્યારના બી.એસ.સી.ને આવું કહીએ તોય વાંધો નહીં. અત્યારે એમ.એસ.સી.ને એવું કહીએ તોય વાંધો નહીં. અને તે દહાડાના બી.એસ.સી.ને એવું જો કહીએ ને, તો મનમાં 'મારા જેવા બી.એસ.સી. થયેલા માણસને શાક લેવા મોકલે છે ?' કહેશે. આ તો ૫૫ વર્ષ ઉપરની (પહેલાની) વાત કરું છું. એના મગજમાં પારો ભરાયેલો હોય ને, બી.એસ.સી. થયેલો છું. પહેલું શીખવું પડશે. હું તમને શીખવાડું. તે શાક લેવા મોકલ્યા.

આ ગામડાના લોકોને ભીંડા કયા ઘૈડા છે ને કૂણા છે તે સમજણ પડે. અને શહેરનાં મોટા વકીલો તે ઘેર ભીંડા લાવે તો બૈરી વઢવાડ કરે કે તમને લેતાં નથી આવડતું. એટલે મારું કહેવાનું કે આ શી રીતે સમજણ પડે ? જેને ભીંડા લેતાં નથી આવડતા, એ આત્મા જાણવા જાય તો શું થાય ? ભીંડા ય લેતાં આવડવા જોઈએ કે ના આવડવા જોઈએ ?

## બુદ્ધિથી મીટે ક્લેશ !

બુદ્ધિશાળી વળી કામ તો સરસ કરી શકે. પણ બુદ્ધિ રાઈટ સાઈડ પર જાય ત્યારે, રાઈટ સાઈડ પર જતી નથી અને રોંગ સાઈડમાં ફર્યા કરે છે. રાઈટ સાઈડમાં જેની બુદ્ધિ ગયેલી હોયને, તે એકવાર મોક્ષ લેતાં પહેલાં જ, શરૂઆતમાં ઘરમાં ક્લેશ ના રહેવા દે. બુદ્ધિથી એનો હિસાબ કરી કરીને કાઢ કાઢ કરે તો ક્લેશ જતો રહે. ક્લેશને માટે જ્ઞાનની જરૂર નથી, એ તો બુદ્ધિથી નીકળે. પણ બધા બુદ્ધિશાળીઓને ત્યાં મેં વધારે પડતા ક્લેશ જ જોયા. ત્યારે એક જણ મને કહે છે કે,

'આ શું કહેવાય ?' મેં કહ્યું, 'આ તો ક્યુબ (ઘન) કહેવાય, ઘનચક્કર !' ક્લેશ નીકળી જાય ઊલટો તેની જગ્યાએ ક્લેશ વધ્યો તમારે ત્યાં ? આમ ન હોવું જોઈએ.

કોઈ પણ બુદ્ધિશાળી હોય અને હું પહેલામાં પહેલું પૂછું કે તમારા ઘરે ક્લેશ છે ? અને મહિનામાં એકાદ દહાડો થતો હોય તો વાંધો નહીં પણ... ત્યારે કહે છે, 'એ તો ચાલુ જ રહે છે.' ત્યારે મેં કહ્યું, 'તમારામાં બુદ્ધિ છે જ નહીં. તમારા મનમાં માની બેઠા એટલું જ.' આપણા મનમાં માનીએ કે આ મારી શાકભાજીની દુકાન છે. હવે ત્યાં આગળ છે તે પેલાં કહોવાઈ ગયેલાં રીંગણા પડ્યાં હોય. હવે એવી શાકભાજી કોણ લે ? એવું આ બધું છે. બુદ્ધિ તો બહુ કામ કરે, સ્ટ્રેઈટ વે (સીધો રસ્તો) હોય તો.

કૃષ્ણ ભગવાને કહ્યું છે ને, અવ્યભિચારિણી બુદ્ધિ, એટલે સ્ટ્રેઈટ વે. એની લાઈનમાં બીજા કોઈની ડખલ ના હોય અને એ કોઈનામાં ડખલ કરે નહીં એવી બુદ્ધિ, તમને વાત કેમ લાગે છે ? સમજવું તો પડશે જ ને ?

એક ભાઈ તો બહુ બુદ્ધિશાળી હતા, તે મેં એમને સાધારણ પૂછ્યું કે 'ઘરમાં કંઈ ક્લેશ છે ?' 'તે ક્લેશ તો નહીં પણ ઘરમાં બેસવાનું જ ગમતું નથી,' કહે છે. મેં કહ્યું, 'આટલો બધો બુદ્ધિશાળી તો બુદ્ધિ ક્યાં ગીરવે મૂકી આવ્યો છો કે શું કર્યું છે ?' બુદ્ધિશાળી ડહાપણપૂર્વક રસ્તો ખોળી કાઢે. કાલે વહુ સામી થઈ હોય તો એનો ઉપાય ખોળી કાઢે. ફરી પાછું એટેક કરવાનું ઊભું ના કરે. એટેક કેમ બંધ થાય એવું શોધી કાઢે. સામો એટેક કરીને પછી નવી લડાઈ ઊભી ના કરે. ફરી સામો એટેક કરીશ તો આપી જ દઈશ છેવટે ! એવું ના કરે. સ્ત્રીની સામે પુરુષનો એટેક એ ભયંકર ગુનો છે.

મોક્ષે જતાં બુદ્ધિ ડખલ રૂપ છે અને સંસારમાં બુદ્ધિ એને હેલ્પ કરે છે. એ પણ નોર્માલિટીવાળી બુદ્ધિ હોવી જોઈએ. વધારાની બુદ્ધિ હોયને, તે તો બૈરી કહેશે, 'આખો દહાડો કકળાટ જ કર્યા કરે છે.'

એવું કહે પછી. ત્યારે વધુ પડતા બુદ્ધિશાળી હંમેશાં કકળાટ જ કર્યા કરે. એટલે વધુ પડતા બુદ્ધિશાળી જોડે તો છોડીઓએ પૈણવું જ ના જોઈએ. એને કુંવારો રાખવો સારો.

હવે ખરો બુદ્ધિશાળી કોનું નામ કહેવાય ? જે કકળાટ બંધ કરી દે. કકળાટ ઊભા થવાની જગ્યાએ કકળાટ બંધ કરતો જાય. તેથી અમને પાકા કહ્યા ને ! ગમે તેવી ખરાબ આફતોમાં આવ્યા હોય ને, તોય બધું નિકાલ કરી દે.

બુદ્ધિ તો કોનું નામ કહેવાય કે એક મતભેદ ના પડવા દે. દૂધ ઢળી ગયું હોય તો કેમ ઢળી ગયું, એનો બધો નિવેડો પોતાના એક્સ્પિરિયન્સથી તરત આવી જાય. અને તરત કહે, ઢળી ગયું તેનો વાંધો નહીં, હવે ધીમે ધીમે લૂછી નાખો અને બીજું લાવીને ચા મૂકો. એમ ધીમે રહીને બોલે. અને આ તો દૂધ ઢળ્યું તે પહેલાં મહીં એનું હઉ દૂધ ઢળી જાય. આખો દહાડો ડખાડખ થાય એ બુદ્ધિનું જ ડહાપણ છે ને !

આ તો મેજીસ્ટ્રેટ સાહેબ ઘરમાં આવ્યા ત્યારે બઈ એમની જોડે બોલે નહીં અને મેજીસ્ટ્રેટેય ના બોલે. બેઉ પંદર-પંદર દહાડા સુધી ચઢેલાં મોઢાં લઈને ફરતાં હોય. અને કહે, 'અમે બુદ્ધિશાળી'. અલ્યા, શેને બુદ્ધિ કહે છે ? ડહાપણવાળી તો આ ગાયો-ભેંસો છે. એમને કોઈ દહાડો કોઈ જાતનો ડખોય નહીં. ગાય એની છોડી આવે તોય શરમાય નહીં. કપડાં ના પહેર્યાં હોય તોય ગાયો શરમાય નહીં. અને આપણા અહીં કપડાં ના પહેર્યાં હોય તો શરમાય જાય, નહીં ?

**પ્રશ્નકર્તા :** શરમાય જાય.

**દાદાશ્રી :** આ તો બુદ્ધિ હોતી નથી ને મનમાં માની બેઠો હોય કે હું બુદ્ધિશાળી ! બુદ્ધિ હોય તો બૈરી જોડે વઢવાડ કેમ થાય છે, મૂઆ ? બૈરી રીસાઈ હોય તો સવારમાં નિકાલ કરતાંય ના આવડે, એને બોલતી કરવી હોય તો ના આવડે. ત્યારે મૂઆ, એનું નામ અક્કલ કેમ કહેવાય ? મેજીસ્ટ્રેટ મોઢું ચડાવીને ફરે ને પેલા પટરાણીએય

મોઢું ચઢાવીને ફરે. એ તો મિનિંગલેસ (અર્થહીન) છે ! મેજીસ્ટ્રેટને ઘેર કોઈ વકીલ ગયો હોય તો સમજી જાય. બુદ્ધિશાળીને તો કોઈની સાથે ડખલ ના થાય.

## બુદ્ધિ કરાવે સેફસાઈડ !

બુદ્ધિથી પારખી શકે છે. આ ખોટું છે, એ સમજી જાય ને આ ખરું છે, એય સમજી જાય પણ એના મૂળ ભાવાર્થને ના પહોંચે.

**પ્રશ્નકર્તા :** ખરેખરો જો એ બુદ્ધિનો ઉપયોગ થવાનો હોય તો એણે મૂળ વાત સુધી પહોંચવું જોઈએ ?

**દાદાશ્રી :** એવી બુદ્ધિ નથી, હિન્દુસ્તાનમાં કોઈની ! હિન્દુસ્તાનમાં એક-બે મોટા માણસોએ પૂછયું, 'અમારે અહીં બુદ્ધિનું ડેવલપમેન્ટ કેટલું ?' મેં કહ્યું, 'હજુ છાંટોય નથી થયું. હજુ શરૂઆત નથી થઈ.' આ ફોરેનવાળા બુદ્ધિ બુદ્ધિ કરે છે. તે બુદ્ધિશાળી ચર્ચીલ કહેવાય. એવા કેટલાક માણસો થયા છે કે જેને બુદ્ધિશાળી કહેવાય. પોતે સેફસાઈડમાં (સલામતીમાં) રહી શકે 'એની પ્લેસ'માં (ગમે તેવી જગ્યામાં), પોતાની સેફસાઈડને સમજી જાય, અનસેફ (અસલામત) ના થાય.

બુદ્ધિશાળી (સવળી બુદ્ધિવાળા) હંમેશાં શું કરે કે સેફસાઈડ કરે કે અનસેફ કરે ? સેફસાઈડ કરે ને ? આ તો અનસેફ હોય તો સેફસાઈડ કરતાં તો આવડતી જ નથી.

અને અહીંના લોકોને બુદ્ધિશાળી કહીએ છીએને, તે આપણે અહીં આગળ પણ બીજું શું કહેવું એ ખબર નથી. એટલે બુદ્ધિશાળી કહે છે. પણ ખરેખર એ અક્કલવાળા છે.

(સવળી) બુદ્ધિ તો કોનું નામ કહેવાય કે ક્રોધ-માન-માયા-લોભનું વિવરણ કરી અને એને બધાને બાજુએ મૂકી દે અને ઘરમાં અથડામણ ના થવા દે. એડજસ્ટમેન્ટ લેતાં આવડે. આ તો એડજસ્ટ થવાનું ત્યાં જ ડિસ્એડજસ્ટ થાય છે, તેને બુદ્ધિ કેમ કહેવાય ? બુદ્ધિશાળી તો બધું જ કામ કરી શકે.

## એ કહેવાય અક્કલ !

આપણે અક્કલને બુદ્ધિ કહીએ છીએ. અક્કલ એટલે શું ? આ બાબો ફડફડ જવાબ આપે અને બીજો એક બાબો ફડફડ જવાબ ના આપે એનું શું કારણ ? આને અક્કલ વધારે છે ને પેલાને અક્કલ ઓછી છે. એ અક્કલ કુદરતી બક્ષિસ છે. એ આજની કમાણી નથી. બુદ્ધિ એ આજની કમાણી છે. આજનો એક્સ્પિરિયન્સ (અનુભવ) છે અને આ તો પૂર્વભવનું. એ અક્કલને મૂળ શબ્દમાં સૂઝ કહેવાય છે.

અમે તો અબુધ છીએ. અને બીજાને અબુધ કહો તો ખોટું લાગે. શાથી ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ના હોય, તો એમ થાય ને ?

**દાદાશ્રી :** ના. એ જાણે કે હું બુદ્ધિશાળી છું, તે નથી કેમ કહેતા ? કોઈ પણ માણસનું નુકસાન ના થાય અને પોતાનુંય કિંચિત્‌માત્ર નુકસાન ના કરે, એ બુદ્ધિશાળી કહેવાય. બુદ્ધિશાળી તો કોઈની જોડે ડખો કરીને ના સૂએ. બધે તાળાં વાસીને સૂએ. અને વકીલની, ડૉક્ટરની, કોઈનીય જરૂર ના પડે. કોઈ દહાડો કોઈની જોડે મતભેદ ના થાય, ત્યારે સમજીએ કે આપણે બુદ્ધિશાળી છીએ. આ તો મતભેદ થાય એટલે અથડામણો થાય.

એનો વ્યવહાર એટલો ઊંચો હોય કે કોઈ પણ માણસને ત્રાસરૂપ ના થઈ પડે. અને કોઈને ત્રાસરૂપ થઈ પડે તો એનોય ઉકેલ લાવે, એ બુદ્ધિશાળી. બીજા અક્કલવાળા હોઈ શકે. અક્કલ એ કુદરતી બક્ષિસ છે. અને બુદ્ધિ એ જાત અનુભવ છે. સૂઝ વધારે પડે એ અક્કલ. બુદ્ધિશાળીનું કોઈ દહાડો મોઢું ચઢેલું ના હોય કે મોઢું ઊતરેલું ના હોય. કોઈને બહુ સૂઝ પડી જાય છે, એને આપણે અક્કલવાળો કહીએ છીએ. અક્કલવાળો એની જાતને બુદ્ધિશાળી માને છે ને એવા બુદ્ધિશાળી માણસ તો એની જાતને 'હું છું, હું છું' કર્યા કરશે.

## છેવટે ઘરમાં મોનિટર કોણ ?

બાકી, (સમ્યક) બુદ્ધિ એટલે સુધી પહોંચી શકે કે ભગવાનના

પગને અને પોતાને અરધો ઈંચ છેટું રહે છે. અરધો ઈંચ અડી જાય તો કામ થઈ જાય. એક્સ્પિરિયન્સ (અનુભવ) જ્ઞાનથી બુદ્ધિ એટલે સુધી પહોંચી શકે છે કે તીર્થંકર, જ્ઞાની કે કેવળી હોય, એમના ચરણથી આ અરધો ઈંચ જ છેટો રહે.

બુદ્ધિ ક્યારે વધે ? લોભ ઘટતો જાય ત્યારે બુદ્ધિ વધે, ક્રોધ ઘટતો જાય ત્યારે બુદ્ધિ વધે, માન ઘટતું જાય ત્યારે બુદ્ધિ વધે, એવું છે. આ તો ઘરનાં જોડે, પાડોશી જોડે, ભાડુઆત જોડે, તારે મેળ નથી ખાતો, તારા મન જોડે જ મેળ નથી ખાતો, તે બુદ્ધિશાળી કેવી રીતે ? છતાં મનમાં માની બેસે કે હું બુદ્ધિશાળી.

અક્કલવાળા પાછા અક્કલના ઈસ્કોતરા કહેવાય. પતંગ ચગાવાય, પણ બુદ્ધિ ચગાવાય ? એ તો અક્કલના ઈસ્કોતરા કહેવાય. અહીં ઈન્ટેલિજન્ટ (બુદ્ધિશાળી) આવે છે પણ શાનો ઈન્ટેલિજન્ટ ? અહીં આવે કે વાળીઝૂડીને એની ધૂળ કાઢી નાખું.

અને મુંબઈમાં રોજ બુદ્ધિવાળા બધાં આવે છે, તે એમની ખુમારી હોય. તે પછી હું એમને કહું છું કે, 'તમે બુદ્ધિશાળી છો ?' ત્યારે કહે, 'અમે બુદ્ધિજીવી તો ખરા જ ને !' મેં કહ્યું, 'ઘરમાં વઢવાડ થાય છે ?' ત્યારે કહે, 'મહિનામાં પાંચ-સાત દહાડા, વધારે નહીં.' મેં કહ્યું, 'ખરા બુદ્ધિશાળી હોય તો એને કોઈની જોડે ડખો જ ના થાય.' બુદ્ધિશાળી માણસ તો બધા ડખા મટાડી શકે છે. તમામ પ્રકારના ડખા મટાડી શકે છે પણ ચિંતા ના મટાડી શકે. ચિંતા જરાક તો થાય જ. કારણ કે અવળે રસ્તે છે ને એટલે ! પણ ડખા મટાડી શકે.

એટલે ઘણાં બધાં દુઃખો તો (સવળી) બુદ્ધિથી નિવારણ કરી શકાય એવાં છે. છતાંય બુદ્ધિશાળીઓને જેને ઈન્ટેલિજિન્શીયા (બૌધિકો) કહેવામાં આવે છે ને, એ બધાને ત્યાં એ જ દુઃખો ભરાયેલાં છે.

**પ્રશ્નકર્તા :** એવું કેમ હશે ?

**દાદાશ્રી :** એવું છે ને, એ બુદ્ધિશાળીઓનો મોનિટર કોણ ? બુદ્ધિશાળીઓ બધું કરી શકે ખરા, પણ મોનિટર કોણ ? 'પદ્માબેન' (એની

વાઈફ). 'પદ્‌માબેન' કહે, 'આમ' એટલે પેલાનું બગડ્યું. તમને કેમ લાગે છે ? બધાં બુદ્ધિશાળીઓ સ્લીપ થઈ જાય છે, પદ્‌માબેનથી (વાઈફથી) !

## કોમનસેન્સ કાઢવી ક્યાંથી ?

**પ્રશ્નકર્તા :** કોમનસેન્સ એ કોમન નથી હોતી, એ તો બહુ ઓછા જણ પાસે હોય છે.

**દાદાશ્રી :** એવી રીતે કોમન નહીં. કોમનસેન્સનો અંગ્રેજી અર્થ કહું, એવરીવ્હેર એપ્લીકેબલ (બધે ઉપયોગી થાય). દરેક તાળાં ઊઘડે. આ દુનિયામાં કોઈ એવું તાળું ના હોય કે ન ઊઘડે. કટાઈ ગયેલું હોય તોય ઊઘડે, એનું નામ કોમનસેન્સ. આ બધી અત્યારે છે લોકોને, એ કોમનસેન્સથી તો નવું તાળું ઊઘડતું નથી, બળ્યું ! અરે, ઊઘડેલું તાળું વસાઈ જાય છે !!

**પ્રશ્નકર્તા :** તો આને અન્‌કોમનસેન્સ કહેવી જોઈએ ?

**દાદાશ્રી :** ના, એવું ના બોલાય આપણાથી. કોમનસેન્સ જુદી વસ્તુ છે. આ લોકોને 'કોમન'ની પેઠે બુદ્ધિ છે એવું ન હોય ! કોમનસેન્સ એટલે એવરીવ્હેઅર એપ્લીકેબલ. એ હિન્દુસ્તાનમાં ભાગ્યે જ કોઈ માણસમાં હોય, થોડી ઘણીય ! નોનસેન્સેય બહુ ઓછા હોય અને કોમનસેન્સવાળાય ઓછા હોય. નોનસેન્સ પાંચ-પચાસ માણસ હોય, વધારે નહીં. વચલો ગાળો બહુ હોય, સેન્સિટીવ ! આ બધા સેન્સિટીવનેસની નજીકના બધા. જરા કહ્યું કે 'ચંદુભાઈમાં અક્કલ નથી', તે દહાડે આખી રાત એ ઊંઘે નહીં.

કોમનસેન્સથી મોક્ષ થાય. કોમનસેન્સ માણસોને હોય નહીં. આ કાળમાં ક્યાંથી હોય ? એટલે બહુ જૂજ હોય. કોમનસેન્સ ક્યાંથી લાવે ?

## નથી છતાં માને બુદ્ધિશાળી !

**પ્રશ્નકર્તા :** અમુક લોકો બુદ્ધિશાળી વર્ગ તો કહેવાય ?

**દાદાશ્રી :** બુદ્ધિશાળીની તો અહીં જરૂર જ નહીં. બુદ્ધિશાળી તો મેં જોયો જ નહીં કોઈ માણસ. તમે જોયેલો કોઈ દિવસ ?

**પ્રશ્નકર્તા :** લોકો લર્નેડ(શિક્ષિત) શબ્દ વાપરે છે ને ?

**દાદાશ્રી :** લર્નેડ એટલે ભણેલો માણસ. બુદ્ધિશાળી તો આપણા લોકો અમથા માની બેઠા છે કે હું બુદ્ધિશાળી છું. ડૉક્ટરો એમની મેળે માની બેઠા છે, વકીલો એમની મેળે માની બેઠા છે, દરેક ધંધાવાળા એમની જાતને બુદ્ધિશાળી માને.

બુદ્ધિશાળી કોને કહેવાય કે જેના ઘરમાં મતભેદ ના હોય, ઝઘડા ના હોય. બુદ્ધિશાળી (સવળી બુદ્ધિવાળા)ને આટલું કામ તો આવડે જ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ના હોય ત્યાં મતભેદ ના પડે ?

**દાદાશ્રી :** જેનામાં ખરેખર બુદ્ધિ નથી, એનામાં મતભેદ હોય નહીં. પણ આ તો બુદ્ધિ નથી અને છે એમ માની બેઠેલા છે, તેને મતભેદ પડે છે.

**પ્રશ્નકર્તા :** મુશ્કેલીઓ હોય, એના સમાધાન માટે પણ બુદ્ધિની જરૂર પડે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ બે પ્રકારની. જે બુદ્ધિ પઝલ ના હોય ત્યાં પઝલ ઊભું કરે એ વિપરીત બુદ્ધિ અને જે બુદ્ધિ પઝલ હોય એને સોલ્વ કરી નાખે એ સાચી બુદ્ધિ. સાચી બુદ્ધિ હોય તો એમને હેલ્પ કરે. બાકી, પેલી હેલ્પ ના કરે, પઝલ ઊભું કરી દે, વધારે ગૂંચવે.

**પ્રશ્નકર્તા :** એવી સાચી બુદ્ધિ હોય તો એ સરળ હોય ?

**દાદાશ્રી :** હોય જ નહીં ને પણ, ક્યાંથી લાવે સાચી બુદ્ધિ ? સાચી બુદ્ધિ માથે મારો હાથ ફર્યા વગર થાય નહીં, વિપરીત જ હોય. તે દા'ડે દા'ડે મુશ્કેલીઓ વધારે, ના હોય તો ઊભી કરે. કો'ક દા'ડો કઢી ખારી થાય અને ટેબલ ઉપર બીજું સારું જમવાનું હોય, છતાંય ગાંડું બોલ્યા વગર રહે નહિ. 'કઢું ખારું થયું છે,' એવું બોલે. બોલે કે ના બોલે ? આને હવે બુદ્ધિશાળી કહેવો કે ડફોળ કહેવો ?

**પ્રશ્નકર્તા :** સમજ અને બુદ્ધિ વચ્ચે શું ફેર ?

**દાદાશ્રી :** સમજ છે તે મતભેદને ઘટાડે અને (અવળી) બુદ્ધિ વધારે.

**પ્રશ્નકર્તા :** સાચી બુદ્ધિ હોય તો ય મતભેદ ના થાય અને સાચી સમજણ હોય તો ય મતભેદ ના થાય.

**દાદાશ્રી :** સાચી બુદ્ધિ હોય જ નહીં ને ?

## બુદ્ધિવાળા ડેવલપ્ડ વિશેષ !

**પ્રશ્નકર્તા :** એક માણસ મનના સ્તરમાં રહે છે અને એક માણસ બુદ્ધિના સ્તરમાં રહે છે, એ બેમાં ભેદ શું હોય ?

**દાદાશ્રી :** બુદ્ધિના સ્તરવાળા તો જે પ્રખર બુદ્ધિશાળી છે ને, તે જ. બીજા બધા તો મનના લેયર (સ્તર)માં જ છે.

**પ્રશ્નકર્તા :** હવે આ પ્રખર બુદ્ધિશાળી કોણ કોણ હોય ? કેવા હોય ?

**દાદાશ્રી :** પ્રખર બુદ્ધિશાળી આ દુનિયામાં ખરાબમાં ખરાબ જગ્યાને બધી રીતે વ્યવસ્થિત કરી નાખે, એ બધું સરસ બનાવી દે. બુદ્ધિશાળી એની ગોઠવણી કરે. બાકી અહીંની બધી વ્યવસ્થા કે જે મનના સ્તરવાળાને ના ગમતી હોય, પણ બુદ્ધિશાળી તો એ બધી જ ગમતી કરી નાખે અને મતભેદ તો ઘણાખરા ઓછા કરી નાખે.

મનના લેયરવાળો ડેવલપ ના થયેલો હોય ને બુદ્ધિના લેયરવાળો તો બહુ ડેવલપ હોય. એ તો આજે મતભેદ પડ્યો તો પાંચ-સાત દહાડા વિચાર કરી કરીને ફરી ન પડે એવું જડમૂળથી કાઢી નાખે. એવા એ બુદ્ધિશાળી તો બહુ જબરા હોય !

**પ્રશ્નકર્તા :** એટલે ભલે એની પાસે જ્ઞાન ના હોય, છતાં બુદ્ધિથી મતભેદ કમ્પ્લિટલી કાઢી શકે ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિથી બધું કાઢી નાખે. બુદ્ધિથી તો એટલો બધો સંસાર સરળ કરી નાખે કે ન પૂછો વાત ! પણ કુદરતી એવું છે કે 'હું કર્તા છું' એટલે મહીં છે તે અંતર્દાહ બળ્યા જ કરતો હોય.

**પ્રશ્નકર્તા :** એવા પ્રખર બુદ્ધિશાળી કેટલા હશે ? લાખમાં એકાદ હોય ?

**દાદાશ્રી :** હા, એવું એક-બે હોય, બસ ! એટલે બુદ્ધિશાળી તો ઘરમાં મતભેદ બધું સાફ કરી નાખે એટલે એ 'હાઉ ટુ એડજસ્ટ' એની શોધખોળ કરે અને આ બીજા લોકો તો ચીડાવાની જગ્યાએ ચીડાઈ ઊઠે, હસવાની જગ્યાએ હસી ઊઠે, રડવાની જગ્યાએ રડી ઊઠે, એ બુદ્ધિશાળી ના કરે. બુદ્ધિશાળી હસેય નહીં. બધા હસે પણ એ ના હસે. એ સાધારણ ઉપલક જ મોઢું જરા એ કરે એટલું જ, તેય બનાવટ.

બુદ્ધિશાળી તો પ્રધાનેય ના થાય. એ તો પાંચ-સાત-દસ હજાર પગાર આપતા હોય ત્યાં જાય પણ પ્રધાન ના થાય, 'એમાં શું મળવાનું ?' કહેશે.

**પ્રશ્નકર્તા :** આજકાલના કાળમાં તો પ્રધાનોને તો ઘણું મળી શકે એવું હોય છે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિશાળી માણસો છે તે ઘણાખરા ખોટો પૈસો ના લે, ત્યારે બુદ્ધિ આટલી બધી ફેલાય. એ બહુ નિયમવાળા હોય. પ્રમાણિકપણું ને નિષ્ઠા બહુ સારી હોય છે. આમ છે તે એને પગારેય બહુ સારો મળે પણ પ્રધાન થઈને લૂંટી લઉ, એવું એને નહીં. એટલે બુદ્ધિશાળી ત્યાં હોય નહીં. એક બુદ્ધિશાળી હોય તો આ બધામાં એ માર્યો જાય બિચારો. એટલે બુદ્ધિશાળીને તો એ ગમે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે ટ્રીકો કરે, જૂઠું બોલે તો બુદ્ધિ ડેવલપ જ ના થાય ?

**દાદાશ્રી :** આ લુચ્ચાઈ કરે, જૂઠું બોલે એ તો બધી બુદ્ધિ ખલાસ થઈ ગયેલી હોય તે જ કરે. બુદ્ધિવાળો તો બધું ક્લિયર કરી નાખે. મનની પાતળામાં પાતળી ધાર ખોળી કાઢે ત્યાં સુધી વિચારી નાખે પણ શોધખોળ કર્યા વગર રહે નહીં. ત્યારે એનો ઈગોઈઝમ બહુ વધેલો હોય, ઈગોઈઝમ પુષ્કળ હોય, એની બળતરા ય મહીં હોય. પણ બીજી (બુદ્ધિના ડખાની) બળતરા ઊભી નહીં થવાની ને બહાર મતભેદ કે કશું નહીં ને !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિશાળીઓને આપના જેવા જ્ઞાની પુરુષ મળી જાય એટલે કલ્યાણ થઈ જાય પછી.

**દાદાશ્રી :** પણ એ સીધા રહે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** તો પછી ખોટ ગઈ એમને ?

**દાદાશ્રી :** નરી ખોટ ને ! એ બુદ્ધિશાળીઓને હૃદય ખલાસ થઈ ગયેલું હોય.

**પ્રશ્નકર્તા :** હૃદય કેમ ખલાસ થઈ ગયું હોય ?

**દાદાશ્રી :** બુદ્ધિને અને હૃદયને મેળ પડે નહીંને !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિશાળી બહુ ઈમોશનલ ના થાય ?

**દાદાશ્રી :** ઈમોશનલ ખરા પણ તે ઈમોશનલપણું થતાં પહેલાં બુદ્ધિથી કાઢી નાખે બધું. એક-બે વખત ઈમોશનલ થયા હોય કે તરત જ એને વિચારે કરીને કાઢી નાખે કે આનાથી ભૂલ થાય છે. બહુ જબરી પ્રજા છે એ તો ! પણ બહુ ઓછા હોય એવા !!

## અંતરાયેલી બુદ્ધિના ચાળા !

અંતરાયેલી બુદ્ધિ કળા ખોળી કાઢે. અંતરાયેલી બુદ્ધિ શું કરે ? તોફાન માંડે કે ના માંડે ? આ તો જ્ઞાન મળ્યું, તે હવે એ રાગે પડી ગયું.

**પ્રશ્નકર્તા :** આપને માટે એવું કહો છો ને, આપ એવા જ તોફાની હતા ?

**દાદાશ્રી :** તે એ દહાડે બુદ્ધિ અંતરાયેલી હતી ને ! તે સળીઓ કરે. બુદ્ધિ અંતરાયને ત્યારે કંઈ મઝા ના આવતી હોય તો સળી કરે કે 'હવે મઝા આવી' કહે. સળી એટલે શું કે અહીં પોતે બેઠો હોય ને ટેટો પેણે ફૂટે, એનું નામ સળી ! તે આ બધી બુદ્ધિ ઊંધી-છત્તી થયા જ કરે ને ! એટલે લોક જાણે કે આ સળીયાખોર છે અને અમેય કહીએ ખરા કે, 'ભાઈ, સળીયાખોર જ હતા.'

**પ્રશ્નકર્તા :** આપ સવળી સળીય કરતા હશો ને ?

**દાદાશ્રી :** સવળી સળીય ખરી, પણ એ ઓછી. વધારે તો અવળી. સવળીની તો કંઈ પડેલી જ નહોતી ને ? અને અવળી તો કેટલે સુધી ? માણસ ના મળે તો છેવટે કોઈ છોકરાને શીખવાડું કે અલ્યા, પેલા ગધેડાની પાછળ ખાલી ડબ્બો બાંધજો. તેની પૂંઠે ખાલી ડબ્બો બંધાવે ને પછી પેલા છોકરાઓ પાછળ હાંકે ને, તે આખા ગામમાં હો હો હો ચાલે. આવો તેવો બુદ્ધિનો દુરુપયોગ બધો થયેલો. તમને તો આવું તેવું તો ના આવડે ને ?

## બુદ્ધિ પાડે આંતરા !

તમે જેટલા આંતરા પાડ્યા છે એટલા જ આંતરા તમારા પડે. લોકોને જે પ્રાપ્ત થતું હોય, તેમાં તમે આંતરો પાડો બુદ્ધિથી, કે આ આમાં શું આપવા જેવું છે. કો'ક આપતો હોય તો આપણાથી ના બોલાય, નહીં તો એ બુદ્ધિનું ડહાપણ છે ને મારી નાખે આપણને, મેં બુદ્ધિથી આવું જ કરેલું બધું. એના જ અંતરાય પડતા હતા.

શાસ્ત્રમાં ખોળવા જાય ને તોય જડે નહીં, અંતરાયનો સાચો અર્થ.

**પ્રશ્નકર્તા :** અંતરાયનો સાચો અર્થ શાસ્ત્રમાં ન મળે.

**દાદાશ્રી :** અનુભવીઓએ એ બધું નહીં લખેલું. આત્માને, મૂળ આત્માને અંતરાય જ ન હોય. જે જે જરૂરિયાત હોય તે બધી ત્યાં ઘેર બેઠાં હાજર થાય. અંતરાય હોય જ નહીં ને ! અંતરાય છે તે આપણે ઊભા કરેલા છે, અક્કલથી, બુદ્ધિથી. એ બુદ્ધિનું પ્રદર્શન છે. એ શું છે ?

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિનું પ્રદર્શન છે. આપણે જેવું વાવ્યું એવું ઊગે.

**દાદાશ્રી :** એ પછી જાડું ખાતું. એ બુદ્ધિનું પ્રદર્શન હોય. એક જણ પૂછતો હતો, 'દાદા, તમારા સંયોગ કેવા ને અમારા સંયોગ તો... તમે તો અહીંથી ઊતરો તે જાણો કે ત્યાં આગળ ખુરશીવાળો તૈયાર

હોય છે.' એ કશું કોઈ જાતની હરકત નથી પડતી. 'નો' (નહીં) અંતરાય. અમારે ખાવાની ઈચ્છા જો કોઈ દહાડો મગજમાં આવી હોય, જો કે ઈચ્છા હોય નહીં બનતાં સુધી, પણ જો ઈચ્છા હોય તો અંતરાય પડે નહીં. લોકો તો (દાદા) શું જમશે, એવી આશા રાખીને બેસી રહ્યા હોય !

**પ્રશ્નકર્તા :** ધંધાની કશી અડચણ આવી નહીં, તો કહે એ મારા અંતરાય નહીં એવું થયું ને ?

**દાદાશ્રી :** એ જ, અંતરાય પોતે જ પાડનાર છે. કંઈ ભગવાન આમાં અંતરાય પાડતા નથી. પોતાની બુદ્ધિનું નિયંત્રણ છે ને ? બુદ્ધિનું નિયંત્રણ જ બહુ જવાબદાર છે. આપણી પર બુદ્ધિનું નિયંત્રણ ના હોવું જોઈએ. બુદ્ધિ તો આપણું સાધન છે એક જાતનું. આ તો વાપરવી હોય તો વાપરીએ, નહીં તો કહીએ, 'બેસ છાનીમાની, ચૂપ બેસ. ડખો ના કરીશ.' આ તો નિયંત્રણમાં જ હોય છે. બુદ્ધિ તો કહે, 'ખોટ ગઈ.' પણ આપણે કેમ માનવું ? બુદ્ધિ તો સંસારી ખોટને ખોટ કહે છે અને આપણું આ જ્ઞાન સંસારી ખોટને નફો કહે છે, એ આપણે 'જ્ઞાન'થી જોઈએ તો જડે.

'મતિ મૂંઝાશે ને તૂટી જાય અંતરાય કરમ'.

**પ્રશ્નકર્તા :** મતિ મૂંઝાય તો કેવી રીતે અંતરાય તૂટે ?

**દાદાશ્રી :** મતિ મૂંઝાય એટલે અહંકાર મૂંઝાય. અહંકાર મૂંઝાય એટલે અંતરાય તૂટે. અહંકારની જાગૃતિથી આ આંટી પડી છે. તે મૂંઝાય તો તૂટી જાય. મતિની જોડે અહંકાર હોય જ હંમેશાં. મન જોડે હોય કે ના ય હોય, પણ મતિ જોડે અહંકાર હોય જ.

## બુદ્ધિ શું કરે ?

**પ્રશ્નકર્તા :** સંયોગોથી વિભાવ ઊભો થાય છે, તો સંયોગોથી છૂટો થઈ શકે, એવું ?

**દાદાશ્રી :** વિભાવ મુક્ત થયો એટલે સંયોગોથી મુક્ત થયો અને સંયોગો બધા વિયોગી સ્વભાવના છે. બિચારા કેવા ડાહ્યા છે ને ?

આ બધા લોકો બેઠા હોય, રાતે સાડા અગિયાર થયા, તે ઘરધણીના મનમાં એમ થાય કે, 'આ નહીં ઊઠે તો હું શું કરીશ ?' પણ ના, આ બધા ઊઠી જશે. સંયોગો વિયોગી સ્વભાવના. જો સંયોગો વિયોગી સ્વભાવના ના હોય તો આ અમદાવાદવાળા સુખ આવેલું હોય તે જવા દે કે ? પણ જો એ જતું રહે તો દુઃખ આવીને ઊભું રહે છે ને ?

**પ્રશ્નકર્તા :** આ લોકો અગિયાર વાગી ગયા અને નહીં ઊઠે તો શું થશે, એવું કોને થાય છે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિનો પર્યાય છે. બુદ્ધિ ઈમોશનલ થાય છે. એ ઈમોશનલપણું છે. બુદ્ધિ પજવે ને ! આમ પર્યાય દેખાડે. પણ મૂઆ, એ બુદ્ધિના પર્યાય છે, તારે લેવાદેવા શું ? એ તો એનો સ્વભાવ અજવાળું આપે, તેમાં આપણને શું નુકસાની ? આપણે આંખો મીંચીને ધ્યાન કરવાનું, તે કરવાનું. એ કંઈ ખાઈ જાય છે બધાનું ? આપણે ના સમજીએ કે લાઈટ છે બહાર, આંખો મીંચી એટલે થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** આ બધાની અસર તો, એ જે કંઈ બહાર અસરો છે, બુદ્ધિની, મનની, એ વ્યક્ત કોણ કરે છે ? વ્યક્ત તો અહંકાર જ કરે ને ?

**દાદાશ્રી :** વ્યક્ત કરે નહીં. પણ બુદ્ધિની અસરો હોય ને, એ આપણે સમજી જઈએ કે આ બુદ્ધિની અસરો છે. મહીં થાય કે આ લોકો નહીં ઊઠે તો ? મહીં એવી જાગૃતિ ઉત્પન્ન થઈ જાય, પણ તે આપણે ઈમોશનલ થઈએ તો ભાંજગડ છે ને ?

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિની અસર કોને થાય ?

**દાદાશ્રી :** એ તો જેને આ નથી ગમતું, તેને અસર થાય. 'આ બધા બેસી રહ્યા છે, ઊઠતા નથી' એવું ગમતું નથી, એને અસર થાય.

**પ્રશ્નકર્તા :** પણ એ છે કોણ ?

**દાદાશ્રી :** એ જ છે, જે આ ભોગવે છે. બંધન ભોગવે છે, મુક્ત થવા ફરે છે, એ જ છે. એકલો જ છે આ. બીજું બધું છે તે એના રિલેટિવ્સ છે બધાં.

**પ્રશ્નકર્તા :** પાછાં એનાંય સગાંવહાલાં છે ?

**દાદાશ્રી :** હા, કેટલાંય રિલેટિવ બધાં. આ અહંકાર તો આંધળો છે. એ એકલો ઓછો છે, એની પાછળ પછી આ બુદ્ધિ.

## ન ખોળશો ન્યાય કદી !

બુદ્ધિ શું કરે ? આ કોર્ટે ન્યાય કરેલો તે પાછો પેલી બાજુ ફણગા ફૂટે કે આગલી કોર્ટમાં જઈએ. આખું જગત ન્યાય ખોળે છે. હવે ન્યાયમાંય જો સંકલ્પ-વિકલ્પ પૂરા થતા હોય તો સારું. ત્યારે કહે, 'પહેલી કોર્ટમાં ન્યાય કર્યો, પણ મને હજુ સંતોષ નથી થતો.' જો ન્યાય કર્યો તોય પાછો વિકલ્પ જાગે છે. તે પછી બીજી ઉપરની કોર્ટમાં જાય, ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં જાય. ને એના ન્યાયને પણ કહે છે, 'ના, હજુ મને સમાધાન નથી થતું.' પછી એથી ઉપરની હાઈકોર્ટમાં જાય, ત્યાં સમાધાન થાય નહીં. પછી સુપ્રિમ કોર્ટમાં જાય અને ત્યાંથી પ્રેસિડેન્ટ પાસે જાય. પણ તેય પછી એનું કશું વળે નહીં ને, ત્યારે કહેશે, 'આખું ન્યાયખાતું જ ઠેકાણા વગરનું છે.' પોતાના જેવો કોઈ ન્યાયાધીશ નથી એવું જાણે એ ! આનું નામ સંસાર. અને ન્યાય નથી ખોળતો એ મુક્ત થાય. જેને કોઈ પણ પ્રકારનો ન્યાય ખોળવો નથી એ મુક્ત થાય. મારી જિંદગીમાં મેં ન્યાય જ ખોળ્યો નથી !

ક્રમ એટલે બુદ્ધિવાળો માર્ગ. આખો ક્રમમાર્ગ બુદ્ધિના આધાર ઉપર ઊભો રહેલો છે.

**પ્રશ્નકર્તા :** અક્રમમાં ક્રમ ના લાવવું, તે જરા વધારે સમજાવો.

**દાદાશ્રી :** હા, બુદ્ધિ લાવો તો પછી ન્યાય ખોળશો તમે. શા આધારે આ બધાને આટલી જગ્યા છે ને મને આટલી ? એટલે ન્યાય કરવો એટલે ક્રમ કહેવાય. બન્યું એ ન્યાય. એનું મૂળિયું ના ખોળશો.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ઓછી થયેલી કેમ માલૂમ પડે ?

**દાદાશ્રી :** ન્યાય ખોળે નહીં એટલે. ન્યાય ખોળે નહીં એ વાત

સમજી ગયો. અને બુદ્ધિ થોડા વખતમાં જતી રહેશે. અબુધ થવું હોય તો ન્યાય ખોળે નહીં કોઈ પણ પ્રકારનો. ન્યાય ખોળે તો શું થાય ? એટલે ક્રમ જ થઈ ગયો ને પાછો ? ક્રમમાં ન્યાય ખોળ ખોળ કરે અને આમાં ન્યાય ખોળવાનો નહિ. જે બન્યું એ ન્યાય. આપણને નુકસાન થાય તો તરત આપણે કહેવું કે, 'આ જ ન્યાય છે.' બીજો ન્યાય ખોળવા જશો નહીં. ન્યાય ખોળવા ગયા કે બુદ્ધિ વધી.

અહીંથી બહાર નીકળ્યા અને કોઈ માણસ કહેશે, 'આ રસ્તે તમે જશો નહીં.' છતાં આપણે ગયા અને ત્યાં આગળ કોઈકે આપણું ગજવું કાપી લીધું તો આપણે કહેવું કે 'આ ન્યાય છે, બરોબર છે, અન્યાય નથી.' એ ન્યાય માને તો જ આ દુનિયામાં છૂટકારો છે, નહીં તો છૂટકારો નથી. બાકી ધમપછાડા કરેલા નકામા જાય છે ! આ તો લમણે લખેલું ભોગવવાનું છે, બીજું નહિ, બીજી મુશ્કેલીઓનું ભોગવવાનું નથી.

આ બુદ્ધિ છે તે બરોબર છે, સારી છે પણ ફણગા ફૂટેલા બધા કાપી નાખવા જેવા છે. ફણગા એટલે યૂઝલેસ (નકામા), વગર કામના ફૂટેલા અને જે આખી રાત ઊંઘવા પણ ના દે. તે આ બુદ્ધિનો ડખો પેસી જાય. એક જણની બુદ્ધિ વપરાય એટલે બીજાની વપરાય જ. એક જણ બુદ્ધિ વાપરે છે એની અસર બીજાને થયા કરે છે. એટલે તું એવું કંઈ કરી નાખ કે તારી અસર ના રહે.

**પ્રશ્નકર્તા :** એ તો આપની કૃપા ને મારો પુરુષાર્થ જોઈએ.

**દાદાશ્રી :** તારો પુરુષાર્થ ને અમારી કૃપા ઉતારી દઈશું અને પછી બુદ્ધિનો ડખો બંધ થઈ જશે બધો. પણ તારે એક દાખલો લેવો પડે કે બન્યું એ કરેક્ટ. એમ કરીને તું ચાલવા માંડ. એટલે પછી બુદ્ધિ કસરત કરીને મજબૂત ના થાય. બુદ્ધિ આખી રાત કસરત કરીને, મજબૂત થઈને પાછી બીજે દહાડે લડે.

**પ્રશ્નકર્તા :** મને ન્યાય ખોળવાની બહુ આદત છે.

**દાદાશ્રી :** એથી જ આ તને ડખો થાય છે. તું આટલું જ કર ને, એટલે એની મેળે જ રાગે પડી જશે. આ તો તારું લડવાનું એટલે

બહુ ભારે. પાછો તું ચોખ્ખોય છે, પણ એ સામો માણસ ના જાણે. સામો માણસ તો એમ જાણે કે આ મને ખલાસ કરે છે. પછી જુદાઈ જ થઈ જાય. પણ તારામાં જુદાઈ છે નહીં. તારો પ્રેમ તો હું એકલો જ જાણું, શાથી એ જાણું ?

એ મારી જોડે લડે ને તોય હું જાણું, એના પ્રેમને ઓળખું. લડવાની કિંમત નથી, પ્રેમની કિંમત છે. મારો પ્રેમ કોઈ દહાડો ઘટ્યો હતો તારી જોડે ? એકુય દહાડો નહીં ? ઘટે નહીં અમારો પ્રેમ. શી રીતે ઘટે ? જે પ્રેમ ઘટે-વધે એ આસક્તિ કહેવાય અને વધ-ઘટ ના થાય એ પ્રેમ પરમાત્મ પ્રેમ છે. ઘટે-વધે નહીં એ પ્રેમમાં ખુદ પરમાત્મા છે. બીજે પરમાત્મા જોવા જવાના ના હોય ! આપણે દાદાને છે તે અપમાન કરીને પછી એમનો પ્રેમ જુઓ, કેવો દેખાય છે તે ! પ્રેમ ઘટી નથી ગયો, માટે આપણે જાણવું કે આ પરમાત્મા જ છે. દાદા પરમાત્મા નથી, એ પ્રેમ જ પરમાત્મા છે. એ દુનિયામાં બીજે ક્યાંય જોવામાં ના આવે, બીજું બધું જોવામાં આવે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જ્યારે જ્યારે આપે મને ફાયરીંગ કર્યું છે ત્યારે પ્રેમ ઊલટો વધ્યો છે. આજથી પાંચ વર્ષ ઉપર બીજે દિવસે આપે મને પૂછ્યું કે, 'એની ઈફેક્ટ તો નથી થઈ ને ?' ત્યારે મેં કહેલું કે, 'નહીં, એવી ઈફેક્ટ નથી થઈ.'

**દાદાશ્રી :** ના થાય. ઈફેક્ટ ના થાય એટલે હું કહું ને ! આ હું કડક કોને કહું ? ઈફેક્ટ ના થાય તેને. નહીં તો બેસી જાય, બગડી જાય ઊલટું ! કડક કહેતાં ફાટી જાય ત્યારે મુશ્કેલી થાય ને ! એ દૂધની પછી ચા ના થાય.

## સમજાવ્યું બુદ્ધિશાળીઓને...

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે જગત આખું નિયમબદ્ધ છે, જેને આપણે 'વ્યવસ્થિત' કહીએ છીએ. એટલે અણુયે અણુમાં એ નિયમ રહેલો છે ? આ માણસ આ મિનિટે આ જગ્યાએ પહોંચશે એ બધુંય નિયમબદ્ધ છે ?

**દાદાશ્રી :** બધું નિયમબદ્ધ એટલે શું ? આ બુદ્ધિશાળીઓને સમજાવવા માટે નિયમબદ્ધ કહેવું પડે. નહિ તો આ કેરીઓ લાવ્યા, ત્યાર પછી કોઈ બગાડતું હશે એને કે એની મેળે બગડતી હશે ?

**પ્રશ્નકર્તા :** એની મેળે બગડે.

**દાદાશ્રી :** તેવું આ જગત બગડી ગયું છે, કેરીઓની પેઠે. આ બુદ્ધિને સમજાવવા માટે નિયમ કહેવો પડે, કારણ કે એ પોતે શું છે ? ડખો છે. બાકી કેરીઓ કોણે બગાડી આ ?

**પ્રશ્નકર્તા :** એની મેળે જ બગડી.

**દાદાશ્રી :** સંજોગો કેરીને બગાડે છે. સંજોગો કેરીને સુધારે છે. જો સારા સંજોગોમાં કેરી મૂકી તો પંદર દા'ડા સુધી સારી રહે અને સંજોગો ના આપ્યા હોય તો બગડી જાય.

## બિના અક્લ, સબ ચલતા હૈ !

**દાદાશ્રી :** આ જ્ઞાન મળ્યું છે તે કો'ક દહાડોય દહાડો વળશે.

**પ્રશ્નકર્તા :** આ 'અક્રમ વિજ્ઞાન' ઈટસેલ્ફ ક્રિયાકારી છે ને ?

**દાદાશ્રી :** એની મેળે જ કામ કર્યા કરે. પોતે જાણી જોઈને આડો થાય તો બગડે.

**પ્રશ્નકર્તા :** એ ક્રિયાકારી થવાનું સ્વભાવિકપણે થયા કરે ?

**દાદાશ્રી :** આપણે ડખલ ના કરીએ ત્યારે.

**પ્રશ્નકર્તા :** ડખલ કઈ રીતે નાખે છે પોતે ?

**દાદાશ્રી :** પોતાની અક્કલ વાપરે છે મહીં પાછો. જે અક્કલ વેચી દેવા જેવી હતી, તે હજુ રાખી મૂકી. શાથી રાખી મૂકી ? ત્યારે કહે, ભાવ હજુ વધવાના છે, તેથી. તું નથી વાપરતો અક્કલ ?

**પ્રશ્નકર્તા :** અક્કલ શી રીતે વાપરતો હોય ?

**દાદાશ્રી :** આમ કરીએ તો ફાયદો ને આમ કરીએ તો ફાયદો નહીં. એ અક્કલ મહીં વપરાય.

**પ્રશ્નકર્તા :** આ અક્કલ તો વ્યવહારમાં વપરાઈને. અહીં જ્ઞાનમાં કેવી રીતે અક્કલ વપરાય છે ? જ્ઞાનમાં કેવી રીતે ડખલ થાય ?

**દાદાશ્રી :** વ્યવહારમાં અક્કલ વપરાય એટલે જ્ઞાનમાં ડખલ થયા વગર રહે નહીં. વ્યવહાર તો જ્ઞાનથી, પાંચ આજ્ઞાપૂર્વક કરવાનો છે. અમારે અક્કલ વગર ચાલે છે કે નથી ચાલતું ? સબ ચલતા હૈ.

## 'ડીલિંગ', બુદ્ધિ સાથે...

**પ્રશ્નકર્તા :** પેલી બુદ્ધિની વાત નીકળી હતી ને કે બુદ્ધિને અંડરહેન્ડ (નોકર) તરીકે રાખવાની, નહીં તો બુદ્ધિ બોસ તરીકે રહેશે. એ જરા ફોડ પાડોને.

**દાદાશ્રી :** બુદ્ધિનું ચલણ આવે તો બુદ્ધિ બોસ થઈ બેસે અને જાણી જોઈને છેતરાય એટલે બુદ્ધિ જાણે કે આ વળી મારું ચલણ નથી રહ્યું. નહીં તો બુદ્ધિ જાણી જોઈને છેતરાવા ના દે. એ પ્રોટેક્શન (રક્ષણ) ખોળી જ કાઢે. પણ આપણે જાણી જોઈને છેતરાઈએ એટલે બુદ્ધિ ટાઢી પડી જાય, 'યસ મેન' (હાજી હા કરનાર) થઈ જાય પછી, અંડરહેન્ડ તરીકે રહે.

**પ્રશ્નકર્તા :** અને છતાંય વ્યવહારનું કામ બગડે નહીં ?

**દાદાશ્રી :** કશુંય બગડે નહીં. વ્યવહારનું કામ બગડતું હશે ? વ્યવહારને સુધારવા માટે તો, બુદ્ધિ એનું કામ કર્યા જ કરે છે. આ તો વધારાની બુદ્ધિ આપણને ટૈડકાવે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં જો નોર્મલ બુદ્ધિ હોય અને આ જે એક્સેસ બુદ્ધિ છે, એમાં પોતે કેવી રીતે સમજી શકે કે આ એક્સેસ બુદ્ધિ છે ?

**દાદાશ્રી :** વાતવાતમાં ઈમોશનલ કરે તે એક્સેસ બુદ્ધિ. એ સેન્સિટિવ થઈ જાય. બહુ સેન્સિટિવ સ્વભાવનો છે, એવું નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** એ એક્સેસ બુદ્ધિ છે, એની સામે પોતે કેવી રીતે 'ફેસ' કરવું ? આ જે ઈમોશનલ કરે છે, સેન્સિટિવ કરે છે ત્યાં કેવી કેવી રીતે એ બ્રેક મારવી ?

**દાદાશ્રી :** આ ભાઈને પોલીસવાળો પકડવા આવે તો તું એને કહી દઉં કે, 'તું આમ જતો રહે, પોલીસવાળા આવ્યા છે.' એમ પાછલે બારણે કાઢી મૂકે, એનું નામ વધી ગયેલી બુદ્ધિ. પેલા ભાઈને બુદ્ધિ નથી અને સમજણ નહોતી પડતી, ત્યારે આપણે રસ્તો કરવો પડે ને ? પેલો કહેય ખરો કે, 'તમે મને બહાર કાઢ્યા, તે સારું થયું.' એટલે પોતે મનમાં ફૂલાય કે 'હેંડો, ચાલો, આપણો વ્યવહાર સારો થયો !' આમ પોતે ગર્વરસ ચાખે, તે વધારે બુદ્ધિ. પણ એ પછી બોસ થઈ બેસે ને ? પછી આપણી બાબતમાંય એવું કરે એ, આપણી મર્યાદા ના રાખે.

**પ્રશ્નકર્તા :** આપણી બાબતમાં એટલે કઈ રીતે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ આપણી પાસેય કહેશે કે 'આ કરો, કરો ને કરો જ. બીજું ના કરવા દઉં. બેનને ગાળો જ દો.' આપણને મનમાં એમ થાય કે 'બેનને ગાળો શું કરવા દઈએ ?' પણ એ બુદ્ધિ કહેશે, 'ના, બેનને ગાળો દો.'

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ આવું બતાડે છે, એની સામે કેવી રીતે ડીલિંગ કરવું ?

**દાદાશ્રી :** કહ્યું ને ભઈ, આવી બુદ્ધિને નોકર બનાવી દો, બોસ નહીં. એક મહિના સુધી છેતરાય છેતરાય કરે તો ધીમે ધીમે બુદ્ધિનું ચલણ ઓછું થઈ જાય. 'મારું ચલણ નથી' એમ બુદ્ધિ કહે પછી.

**પ્રશ્નકર્તા :** આ એક્સેસ બુદ્ધિ જે દેખાય એને સમજાવીને-પટાવીને કે એના સામા થઈને ફેસ કરી શકાય ?

**દાદાશ્રી :** કહ્યું ને, જાણીને છેતરાઓ.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિની તો બૂમો કેટલી બધી પડતી હોય તો તેના પક્ષમાં ભળી જવાય છે તેનું શું ?

**દાદાશ્રી :** શી રીતે ભળી જવાય ? ચોખા એ ચોખા ને દાળ એ દાળ, ખીચડીમાં જુદું જ હોય ને ? પછી એ ગમે તે થાય. છૂટું એકવાર પાડવું પડે. પછી એ ભળી ના જાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું ચલણ હોય અને એના આધારે દોરવાય તો પછી મહીં બળતરા ઊભી થાય ને ઈમોશનલપણું ઊભું થઈ જાય ને ?

**દાદાશ્રી :** બુદ્ધિનું ચલણ હોય તો ઈમોશનલ થાય, પણ બળતરા ના થાય. બળતરા તો અહંકાર ઊભો થાય ત્યારે થાય.

**પ્રશ્નકર્તા :** આ તો પહેલી વખત ફોડ સાંભળ્યો પણ બુદ્ધિ વધે તેમ બળાપો વધે એવુંયે કહ્યું છે ને ?

**દાદાશ્રી :** હા, એ તો પણ પેલા અહંકારવાળાને.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકાર હોય જ એમાં ?

**દાદાશ્રી :** હા, અહંકાર હોય તેને.

એટલે બુદ્ધિ તારે જેટલી વધારવી હોય તેટલી વધારને. ફક્ત શું થશે ? એ બોસ તરીકે રહેશે, એ તને ટૈડકાવશે. તને કહેશે, 'તમારામાં અક્કલ નથી. તમે ભાઈના સામા થાવ. આમ એની સાથે ક્યાં સુધી ફાવે આવું ?' એવું તને ટૈડકાવે. 'ભાઈના સામું થાવ' એવું હઉ કહે, નહીં તો કહેશે, 'બેનને કહી દો, ચોખ્ખેચોખ્ખું કે આવું તે ચાલતું હશે ?'

**પ્રશ્નકર્તા :** પછી બીજું શું શું કરે એવું ? દાદા, આપ આવું કહોને કે બુદ્ધિ આવી રીતે કહીને છેતરે છે. ત્યારે એક્ઝેક્ટ ફોડ પડે. બાકી બુદ્ધિ છેતરે છે, ઈમોશનલ કરે છે, એ બધી વાત શબ્દપ્રયોગમાં જ રહે છે અને બુદ્ધિનું ચલણ એને દોરવી જાય છે, ત્યાં સુધી એ વસ્તુ લક્ષમાં આવતી નથી. આવા બધાં વાક્યો કહોને કે 'આ ભાઈને આમ કહી દે', એવું બુદ્ધિ કહે. આવા બધા ફોડ પાડ્યા હોય ને, તો બુદ્ધિની રીત ગેડમાં બેસે.

**દાદાશ્રી :** હા, પછી ભાઈની સામોય થઈ જાય. 'ખસી જાવ,

આપણે કહી દો' એ બધું અહંકાર નથી, એ બુદ્ધિ છે. તું આવું જાણતો નહોતો ?

**પ્રશ્નકર્તા :** આ દાખલો જે મૂક્યોને, એનાથી પેલું સચોટ થઈ જાય. નહીં તો શબ્દોમાં બાધેભારે વાત રહે.

**દાદાશ્રી :** બરોબર છે. એ બુદ્ધિ તો એમેય કહે કે 'બેન જશે મોટાભાઈને ત્યાં, આપણે શી ભાંજગડ ? આપણે કંઈ લેવું નહીં, કંઈ દેવું નહીં, વગર કામની આ બધી પીડા.'

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિ શાથી એવું બોલે ?

**દાદાશ્રી :** એનો પ્રભાવ પાડી દેવા માટે. એના કહ્યા પ્રમાણે તમને ચલાવવા માટે. એમાં એને કંઈ ઈનામ મળવાનું નથી, પણ આપણી પાસે ભાઈસા'બ કહેવડાવે.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિનું આપણી પરનું ચલણ છે, એ તો પોતે અમુક અભિપ્રાય પાડ્યા છે ને કે બેન આવી છે, તેથી આ બુદ્ધિનું ચલણ શરૂ થાય છે ને ?

**દાદાશ્રી :** નહીં, એનો રોફ પડી જાય તેથી. અભિપ્રાયથી તો મન ઊભું થયેલું હોય, એમાં બુદ્ધિને શું લેવાદેવા, બિચારીને ?

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિનું શાથી ચલણ હોય છે ?

**દાદાશ્રી :** એ છે તે તમને ચલાવે, એના ધાર્યા પ્રમાણે તમને દોરવણી આપે. આ ભાઈ તને વઢ્યા એટલે એ તને દોરવણી આપે. સારી કન્ટ્રોલેબલ બુદ્ધિ હોય તો એય દોરવણી આપે કે 'આપણે હવે બોલવું નથી કશું. મેલોને છાલ, નક્કામો કકળાટ વધશે.' એય બુદ્ધિ આપે. અને જો બુદ્ધિનો રોફ વધી ગયો હોય તો બુદ્ધિ કહેશે કે 'કહી દોને ચોખ્ખેચોખ્ખું, આપણે કશું લેવું નથી, નથી એમના ઘરમાં ભાગ લેવો, નથી પૈસા જોઈતા, મેલોને છાલ, કહી દેવું હોય તો કહી દો, વહેંચી નાખો.' એવું બુદ્ધિ કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** એવું જ કહે છે, પણ આમાં અહંકાર પછી શું કરે છે ?

**દાદાશ્રી :** અહંકારને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** પણ એ બુદ્ધિ જોડે ભળે ને...

**દાદાશ્રી :** અહંકારની વાત છે જ ક્યાં તે ? આ તો બુદ્ધિ વધ-ઘટ થાય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી પણ ?

**દાદાશ્રી :** અહંકાર ઊભો થાય તો જ્ઞાન જ જતું રહ્યું અને બુદ્ધિ વધ-ઘટ થવાથી કંઈ જ્ઞાન જતું રહેતું નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ડિસ્ચાર્જ અહંકાર તો રહ્યો છે ને ?

**દાદાશ્રી :** એને ને આપણે શું લેવાદેવા ? એ તો ડિસાઈડ થયેલો છે. એ પહેલાની ફિલમો પડેલી છે. એ તો મરેલો, મડદાલ છે.

**પ્રશ્નકર્તા :** એ ડિસ્ચાર્જ અહંકાર છે, તે બીજાને પ્રોબ્લેમ કરે એવો પણ હોય ને ? તો એનું સોલ્યુશન ?

**દાદાશ્રી :** હોય ને, પણ તે છે ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** પણ એનાથી જે અવળા શબ્દો બોલાઈ ગયા અને સામાને દુઃખ થાય તો ?

**દાદાશ્રી :** એ તો થાય, તો પ્રતિક્રમણ કરો. તમારે છૂટવું હોય તો પ્રતિક્રમણ કરો. પણ એ અહંકાર તો એનું ગાયન ગાવાનો જ. એનું ગાયન છોડે નહીં. એ તો એના રાગમાં બરોબર ગાવાનો.

**પ્રશ્નકર્તા :** એ સામા બધાને હલાવી નાખે ને ?

**દાદાશ્રી :** હા, અરે, ભાઈને એટલે સુધી તું કહી દઉં ને કે, 'તમારામાં મૂળથી અક્કલ ઓછી છે'. એટલે પેલા કહેશે, 'તેં મારી અક્કલ તોલી ! કોઈએ તોલી નહીં ને તું એકલો જ તોલનાર

નીકળ્યો ?' એય બુદ્ધિશાળીને. એય કંઈ કાચા છે ? 'આવી જાવ' કહેશે. એટલે ધડમ્‌ધડાકા, એટમબોમ્બ ફૂટવા માંડે. તે તરત ને તરત વહેંચી નાખે ને પછી પસ્તાય.

**પ્રશ્નકર્તા :** આ વહેંચણ કરી નાખવું, એય બુદ્ધિનું કામ છે ?

**દાદાશ્રી :** ત્યારે બુદ્ધિનું જ ને, બીજું શું ? પણ પછી રાંડ્યા હોય એવું લાગે. તને આવો અનુભવ નથી આવતો ?

**પ્રશ્નકર્તા :** તમે જે દાખલા આપો છો ને, ત્યારે એક્ઝેક્ટ દેખાય છે.

**દાદાશ્રી :** હા, ને પાછું કહેશે, 'એમને જે કરવું હોય તે કરશે. આપણે તો આ છૂટ્યા અહીંથી, ચાલો, હેંડો. આ ક્યાં સુધી આવો કકળાટ ફાવે, કાયમ આખી જિંદગી.' તે દહાડે તો આખી જિંદગીનું સરવૈયું કહે.

કેટલાકની મા તો એવું બોલે કે 'તું તો નાનો હતો ત્યારે મને બચકું ભરી લીધું હતું. આ તો નાનપણથી જ એવો છે.' એવું બધું કહે.

**પ્રશ્નકર્તા :** આ વઢે છે ને જ્યારે, એટલે કે બુદ્ધિનું ચલણ શરૂ થાય ને, તો એ પ્રમાણે બધું બોલે ને ભેદ પાડી નાખે.

**દાદાશ્રી :** બુદ્ધિનું ચલણ હોય તો બહુ જ બોલે, પાર વગરનું બોલે. પછી પોતાને પસ્તાવો થાય કે આટલું બધું બોલી જવાયું. અને સામો છે, એય એટલું બોલે. એ કંઈ છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આના ઉપાયમાં શું રહ્યું ?

**દાદાશ્રી :** એના ઉપાયમાં તો એ દોર તૂટ્યો એટલે પછી ગાંઠ વાળવાની ને ફરી ખેંચવાનું પાછું. ગાંઠો પાડતા જવાનું ને ખેંચતા જવાનું, ને ગાંઠો પાડતા જવાનું (!) તૂટ્યું એટલે સાંધવું ના પડે ? ગાંઠ વાળવી ના પડે ?

વ્યવહારમાં એવું કહે છે કે તમે આ દોર ખેંચો પણ તમે ગાંઠ

પડવા ના દેશો. જો દોર તોડી નાખશો તો ગાંઠ વાળવી પડશે અને પછી ખેંચવું પડશે. એના કરતાં ગાંઠ વાળતાં પહેલાં, પેલાનું બહુ જોર લાગે, જરા એની બાજુ ખેંચાય તો તમે ધીમે ધીમે મૂકી દેજો. નહીં તો તોડ્યા પછી ગાંઠ વાળવી પડશે ને ફરી પાછા ખેંચવાના તો છો જ. તો કેટલી ગાંઠો વાળવી ?

**પ્રશ્નકર્તા :** એ જ્યારે ફરી પેલું ખેંચે છે ને, ત્યારે પેલું ભાન નથી રહેતું ?

**દાદાશ્રી :** નથી રહેતું ને તેથી અમે કહ્યું કે ભઈ, આપણે એમ જાણીએ કે આ બહુ ખેંચ્યું, તોય હજુ હાથમાં આવે એવું નથી. માટે આપણે મૂકી દો. પણ તે તરત મૂકી દઈએ, તો પેલા બધા પડી જાય. એટલે આપણે જરા ધીમે ધીમે મૂકવું. પડી જવાય તોય આપણું ખોટું દેખાય ને ? નહીં તો કહેશે, 'એવું શું ખેંચ્યું તે અમને પાડી નાખ્યા ?' એ હિંસા ના કહેવાય ? અને ફરી આપણો લાગ હોય તો એવું પાડી નાખે. 'લે પાડ્યોને, આણે જ પાડ્યો' કહેશે. એના કરતાં આપણે સીધું વલણ રાખીએ કે સામા માણસને સારું પડે. અને કોઈ દહાડો આપણો વારો આવે તો આપણને એ બે ઓછી આપે. આ તો રિલેટિવ ડિપાર્ટમેન્ટ છે ને બધો.

**પ્રશ્નકર્તા :** એટલે બેઉ વ્યક્તિ બુદ્ધિના ચલણવાળી હોય, એમાં એક એક્સેસ બુદ્ધિવાળી હોય તો બેઉએ કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** એક ઓછી બુદ્ધિવાળો ને એક એક્સેસ બુદ્ધિવાળો હોય, તેમને તો કશી ભાંજગડ જ નહીં. આ અમારામાં બુદ્ધિ નહીં અને મારી જોડે હોય, એ વધુ બુદ્ધિવાળા હોય, તોય અમારે કશી ભાંજગડ ના પડે.

**પ્રશ્નકર્તા :** હા, હવે એક ઓછી બુદ્ધિવાળો હોય અને એક વધુ બુદ્ધિવાળો હોય, એમાં ઓછી બુદ્ધિવાળાને ભાંજગડ ના પડે પણ વધુ બુદ્ધિવાળાને જે બધું તોફાન ચાલે, સફોકેશન થાય, એમાં એને માટે સોલ્યુશન શું ?

**દાદાશ્રી :** એ તો ભોગવે એની ભૂલ. ભૂલ કોની છે એ ખબર પડી જાય. ઊંઘ ના આવે તો આપણે ના સમજીએ કે કોની ભૂલ છે ?

**પ્રશ્નકર્તા :** એ બરોબર, પણ હવે એણે જ્ઞાનની રીતે, કઈ રીતે સોલ્યુશન લાવવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો આપણું જ્ઞાન જ એમને શીખવાડશે. આપણું જ્ઞાન એવું છે કે એને શીખવાડ્યા વગર રહે નહીં.

આ અમને બુદ્ધિ નહીં એટલે પછી અમને વઢવાડ ના થાય ને ! અને તું તો બુદ્ધિવાળો માણસ, રોફવાળો માણસ. અને તું તો પાછો સહન કરે. એટલે વધારે કૂદવાનું.

**પ્રશ્નકર્તા :** રોફવાળો બહુ સહન કરે ?

**દાદાશ્રી :** તે સહન કરે છે ને, એટલે સ્પ્રિંગ વધારે કૂદે છે. જ્યારે કૂદે છે ત્યારે વધારે કૂદે. એ છેલ્લે દહાડે તું આખુંય ક્રેક (તડ) પાડી દે. તે બાર ઈંચ પહોળી ક્રેક. એટલે સિમેન્ટથીય પૂરી ના થાય એવી ! એટલે એવું સહન કરવાનું ના હોય. વિચારવાનું હોય કે આ કહ્યું, તો આમાં કોની ભૂલ છે ? 'ભોગવે એની ભૂલ' કહીને આપણે માથે લઈએ તો ઉકેલ આવે. તારે કોઈ દહાડો ભોગવવું નથી પડતું ? ને ભોગવવું પડે, તો આપણે સમજીએ કે આ મારી જ ભૂલ છે.

**પ્રશ્નકર્તા :** હા, એ ભૂલ પોતાની પકડાય કે આ ભોગવવું પડ્યું ત્યાં ભૂલ પોતાની છે.

**દાદાશ્રી :** હું તો પૂછું કે બોલો હવે, તમે ભોગવો છો કે હું ભોગવું છું ? ત્યારે એ કહે, 'હું જ ભોગવું છું.' ત્યારે હું કહું કે, 'તો તમારી ભૂલ.' અમારી ભૂલ તો અમને તરત પકડાઈ જ જાય. અમારી ભૂલ થાય ખરી. કારણ કે વ્યવહાર છે ને ! અને નજીકનો વ્યવહાર બહુ ભારે હોય છે, વસમો વ્યવહાર હોય પણ એમાં ભૂલ બહુ જૂજ થાય.

**પ્રશ્નકર્તા :** એક અબુધ છે એટલે ઓછી બુદ્ધિવાળો ને સામો વધારે બુદ્ધિવાળો એટલે એમાં ભાંજગડ ના પડે ?

**દાદાશ્રી :** કશુંય ભાંજગડ નહીં.

**પ્રશ્નકર્તા :** હવે બેઉ બુદ્ધિશાળી હોય તો શું ?

**દાદાશ્રી :** એ તો આજુબાજુના બધાય જાણે કે એ પૈણ્યા, તે બેઉ બુદ્ધિશાળી અને બુદ્ધિ એટલે તો ખખડ્યા વગર રહે નહીં ને !

**પ્રશ્નકર્તા :** ત્યાં એ બન્નેએ કેવી રીતે સોલ્યુશન લાવવું પડે, એમની વચ્ચે અથડામણ ટાળવા માટે ?

**દાદાશ્રી :** એ સોલ્યુશનમાં તો, એ જ્યાં સુધી ચાલ્યું ત્યાં સુધી ચાલ્યું ને નહીં તો એ ય ગયા ને આ ય ગયા. ડાઈવોર્સ (છૂટાછેડા) લે.

**પ્રશ્નકર્તા :** અને જોડે રહેવું જ પડતું હોય તો ?

**દાદાશ્રી :** એ સોલ્યુશન તો લાવે જ.

**પ્રશ્નકર્તા :** પણ એ સોલ્યુશન કેવી રીતે લાવવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો ભાંજગડ ઓછી થતી જાય. પણ તોય આપણે કોની ભૂલ છે એ તપાસ કરતાં રહેવું તો ઉકેલ આવે. એમની ભૂલ એમને દેખાય નહીં, પણ તારી ભૂલ તને દેખાય. એટલે તારે ઉકેલ લાવવો જોઈએ અને એમની ભૂલ હોતી જ નથી, આપણી જ ભૂલ હોય છે. ભૂલ તો જે દઝાયો, તો આપણે જાણવું કે આની ભૂલ છે.

**પ્રશ્નકર્તા :** એટલે જેને ભોગવટો આવ્યો એની ભૂલ ?

**દાદાશ્રી :** અસલ કાયદેસર લખેલું છે.

## વ્યવહારના ઉકેલો વ્યવહારિકતાથી !

**પ્રશ્નકર્તા :** પણ આમાં વ્યવહારના પ્રસંગો એવા હોય છે કે એનું સોલ્યુશન વ્યવહારથી આપવું પડે. એવું બને ખરું ?

**દાદાશ્રી :** ના, એવું કશુંય નહીં. વ્યવહાર એટલે તને ને મને અનુકૂળ આવ્યું એનું નામ વ્યવહાર. તું કહે કે, 'ભાઈ, બોલો તમને

મારે આટલા આપવાના છે.' ને હું ઊભા ઊભા કહું કે, 'લાવ.' એ આપણો વ્યવહાર અને તું એ વ્યવહાર બીજી જગ્યાએ કરવા જાય તો પેલો કહેશે કે એવું મને નહીં ચાલે અને કહેશે, 'બેસ છાનોમાનો. અહીં ટેબલ પર મૂક.' એ વ્યવહાર. એટલે વ્યવહાર તો જુદા જુદા હોય. વ્યવહારનો કોઈ કાયદો એવો કરવાનો નથી. હા, એકલું વિનય કહ્યું છે કે વિનય સહિત વ્યવહાર. વિનય જોડે રાખે એટલે બધો વ્યવહાર જ ગણાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આમાં એવું બને છે કે બે જણનો વ્યવહાર છે. હવે એમાં એને ગૂંચ પડી છે મારા નિમિત્તે. પણ હું કહું કે, 'ના, મારે એવું ન હતું. હું તો આવું કહેવા માગતો હતો.' તો હવે ખુલાસો જ્યાં સુધી ના કર્યો હોય તો છ-છ મહિના સુધી ગૂંચ પડી રહે એને અને આવી સહેજ વાત નીકળી તો એને સમાધાન થઈ જાય ?

**દાદાશ્રી :** હા, ગૂંચ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** હવે આવા પ્રસંગમાં સામો પોતે જ્ઞાનમાં રહેવા બહુ માથાકૂટ કરે, જ્ઞાનમાં રહેવાનો પ્રયત્ન કરે, કે જે ભોગવે એની ભૂલ છે. એવી બધી રીતે પોતે સમજી સમજીને જ્ઞાનના એડજસ્ટમેન્ટ્સનો પ્રયત્ન કરે. પણ પેલાનો શબ્દ નીકળેને, તો એને તરત સમાધાન થઈ જાય.

**દાદાશ્રી :** એ તો થઈ જાય ને !

**પ્રશ્નકર્તા :** તો હવે જ્ઞાનના એડજસ્ટમેન્ટના જે પ્રયત્નો હોવા છતાં એ સમાધાન નહોતું પામતું અને વ્યવહારિક ખુલાસાથી તરત સમાધાન પામી ગયું તો ત્યાં પૂછવાનું એ જ હતું કે બેઉની જે ટસર ચઢે છે, ત્યાં સમાધાન માટે વ્યવહારિક ખુલાસાની જરૂર ખરી ? જો સમાધાન થતું હોય તો ?

**દાદાશ્રી :** હા, એવું વ્યવહારિક ખુલાસાથી સમાધાન થતું હોય તો એના જેવું એકુંય નહીં ને ! પણ થતું હોય એટલે શું કે, દસ વખત 'માબાપ' કહે તો આપણે કહીએ, ''ભાઈ, વીસ વખત 'માબાપ' ચાલ !'' સામાને સમાધાન કરવા માટે આપણે એ કરવું જ જોઈએ.

એટલે જો એ સમાધાન કરવા આવે તો તો આપણે એને વધારે ખુશ કરીએ. પણ એ સમાધાન કરે જ નહીં ને ઊલટો તને વઢે, કે 'શુંય મારે વઢવાડ થઈ, તે અમથો સમાધાન સમાધાન કરે છે. ગાંડો થઈ ગયો છે કે શું ? દાદાએ ગાંડું શીખવાડ્યું છે ?' કહેશે.

એટલે સમાધાન તો ક્યારે કરાય કે એ એમની તૈયારી હોય. તે એમના મનમાં એમ હોય કે 'કંઈક સારું બોલે તો આનો નિવેડો આવી જાય.' તે ઘડીએ આપણે બોલવું અને ત્યાં સારું બોલવાથી નિવેડો આવી જાય. ગૂંચવાયેલું હોયને બધું ત્યાં આપણે સારું સારું બોલીએ, મીઠું મીઠું બોલીએ તો નિવેડો આવી જાય. તે પેલું ધ્યાનમાં રાખવાનું કે શાનાથી આંટી પડી હતી ને કહેવું કે આ બાજુની મગજની જરા બીમારી છે. કોઈક ફેરો અવળું બોલી જવાય છે, કહીએ. એટલે પછી એ દોષ માટે ભાંજગડ નહીં કરે.

**પ્રશ્નકર્તા :** એટલે સોલ્યુશન લાવવાની ઈચ્છાવાળો આવું કબૂલ કરી લે તો સમાધાન થઈ જાય ?

**દાદાશ્રી :** હા. અરે, અમે તો 'ગાંડા થઈ ગયા છીએ' એવું હઉ કહીએ. 'અમારું મગજ જરા એ થઈ ગયું છે', કહીએ. એટલે આપણને એ છોડી દે. આપણે કંઈ પૈણવું છે એમને ? એટલે સમાધાન કરીને આગળ હેંડ્યા આપણે. આપણને તો જે તે રસ્તે વેર બંધાય નહીં એટલું જ જોઈએ છે ને ?

**પ્રશ્નકર્તા :** હવે એક બીજો દાખલો લઈએ કે કોઈ કામ બે વ્યક્તિ એ પાર પાડવાનું છે. તો આ કામ પાર પડતું નથી, કારણ કે બે વ્યક્તિ વચ્ચે આંટી પડી છે. તો હવે એ આંટી દૂર થવા માટે બન્નેની તૈયારી છે. બેઉને ખબર છે, આ કામ આગળ થતું નથી. એમ ખબર છે કે કર્યા વગર ચાલે એવુંય નથી. હવે આને આની જોડે કેવી રીતે ખુલાસો કરીને એ આંટી છોડવી પડે ? ત્યાં વ્યવહારિક ખુલાસાથી થતું હોય તો કરી શકાય ને ?

**દાદાશ્રી :** થઈ શકે.

**પ્રશ્નકર્તા :** આમાં વ્યવહારિક ખુલાસા આવશ્યક વસ્તુ છે કે પછી જ્ઞાનમાં રહીને સમાધાન લાવે ?

**દાદાશ્રી :** આ તો આપણે જ્ઞાન જાણવાની જરૂર, જ્ઞાન એડજસ્ટ કરવાની જરૂર નહિ.

**પ્રશ્નકર્તા :** આ જાણવાનું એટલા માટે છે કે આવી આવી રીતે સોલ્યુશન હોય છે આના, એમ ?

**દાદાશ્રી :** ના, જાણ્યું એટલે પછી આપણને એમ લાગે કે આ દાદાએ જ્ઞાન કહ્યું, એવી રીતે આ ફેરે વર્તન થાય તો આ ફેરે સોલ્યુશન આવશે, એવું આપણને સમજાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ તો પાછું પેલું એડજસ્ટ કરવાનો પ્રયત્ન તો થયો જ ને આમેય.

**દાદાશ્રી :** પણ એ તો ખોટું છે. એવું એડજસ્ટ શી રીતે થાય તે ? એ તો જ્ઞાન જાણવાનું હોય. તે જાણેલું જ્ઞાન એડજસ્ટ થાય એવું ત્યારે કામનું. કારણ કે એ જાણેલું જ્ઞાન એડજસ્ટ થાય, એવું તમારા મોઢે ક્યારે નીકળશે કે કર્મ પાકીને તૈયાર થઈ ગયું હશે ત્યારે નીકળશે. એટલે શું કે એ કર્મ પાક્યું ને, એ પાકે ને તૈયાર થાય, તે દહાડે જ એ વાક્ય એવું નીકળશે. નહીં તો ત્યાં સુધી તમે કાઢવા જાવ તો નહીં થાય. એટલે કર્મ પાકે ત્યાં સુધી રાહ જોવી પડે. એટલે આ જ્ઞાન સાંભળી રાખવાનું. અને એ જ્ઞાન પ્રમાણે એડજસ્ટ કરતા જાવ. કાલથી એ શરૂઆત કરો, તો તો ઊંધું થઈ જાય. એનું કર્મ પાક્યું નથી, હજુ કાચું છે. આવડી કેરીઓ હોય પણ કાચી હોય તો રસ કાઢવા લેવાય ? કેમ ? એ કેરીઓ ન હોય ? એટલે કશું થાય નહીં. એ તો પરિપક્વ કાળ થાય ત્યારે પાકી જાય એટલે એ નીકળી જાય પાછું.

**પ્રશ્નકર્તા :** હવે આ જ્ઞાન તો આજે જાણ્યું પણ પહેલાના પ્રસંગો જે બનતા હતા, એમાં ગૂંચવાડો રહ્યા કરતો હોય, તેનું શું ?

**દાદાશ્રી :** એ તો પરિપક્વ કાળમાં પાક્યું એટલે નીકળી જાય પાછું.

**પ્રશ્નકર્તા :** એટલે એની મેળે ન છૂટી જાય ?

**દાદાશ્રી :** છૂટી જાય. પણ તે જાણેલું જ્ઞાન જ્યાં સુધી કાચું છે, એટલે ફરી ગૂંચવાડાવાળું રહે. એટલે નવી ગૂંચો પાડે પાછી અને આ જ્ઞાન જ્યારે પાકું થાય, પછી ગૂંચો ઓછી થતી જાય. છતાં થોડી ઘણી રહે. નહીં તો જ્ઞાન ના હોય તો તો એક ગૂંચ નીકળી કે બીજી ગૂંચ પાડે. અને 'જ્ઞાન' હોય તો ફરક પડે.

## ટેન્શન મુક્તિનો માર્ગ !

**પ્રશ્નકર્તા :** મગજ ઉપર હવે ટેન્શન રહ્યા કરે છે.

**દાદાશ્રી :** ટેન્શન થાય તો મગજ બગડે. જ્યારે ત્યારે ટેન્શન વગરના થવાનું છે.

**પ્રશ્નકર્તા :** અંદરખાને એવી ખબર પડે છે કે આ ખોટું થઈ રહ્યું છે, મગજ પર ખોટું ટેન્શન છે, આનાથી તબિયત વધારે બગડશે. એવી જાગૃતિ રહ્યા કરે છે, પણ પછી પાછું કન્ટિન્યુઅસ રહે છે.

**દાદાશ્રી :** ફાધર જોડે ખોટું થઈ જાય ને, તો એ મનમાં રાખ્યે દહાડો ના વળે, ત્યાં તો તરત એમને પગે લાગીએ ને, તો એ બાજુ ટેન્શન ઓછું થઈ જાય. જેની જોડે ટેન્શન થાય, ઘોડાગાડીવાળા જોડે ટેન્શન થયું હોય, તોય પણ એને પગે લાગીએ તો ટેન્શન બંધ થઈ જાય. આપણે ટેન્શન લઈને શું કામ ઘેર જઈએ ?

**પ્રશ્નકર્તા :** મનમાં તો એવું કરું છું, દાદા.

**દાદાશ્રી :** અરે, મનમાં નહિ, આમ કરીએ 'મિયાં તુમકો સલામ' એટલે એ ટેન્શન જતું રહે. આપણી 'સેફસાઈડ' માટે કરવાનું છે ને કે મિયાંભાઈની આબરૂ વધારવા માટે કરવાનું છે ? મિયાંભાઈની આબરૂ તો એની વાઈફ વધારશે. આપણી 'સેફસાઈડ' માટે કરવાનું. 'ટેન્શન' પછી ઘરમાં લાવીએ તો વધી જાય ઊલટું. બહારથી 'ટેન્શન' ઘરમાં ના લાવવું. ત્યાં ને ત્યાં, જ્યાંથી ઉત્પન્ન થાય ત્યાં જ પતાવવું

કે 'આ મારી ભૂલ થયેલી છે, હું માફી માગું છું, બા' એટલે પછી ટેન્શન બંધ થઈ જાય. એટલું ના કરીએ તો ટેન્શન ઘેર આવે અને માફી રૂબરૂમાં માંગીએ તો વિચારોય બંધ થઈ જાય, 'સ્ટોપ' થઈ જાય. આ તો મહીં ચાલુ રાખીએ છીએને, આપણે હજુ તાંતો છે મહીં. તાંતો છોડી દેવો. અમે તો કશાય ગુનામાં ના હોઈએ ને પેલો કહેશે, 'તમે ગુનામાં છો' તોય અમે માફી માંગી લઈએ. છોડને અહીંથી, બા ! વળી, ગુનો ને ના ગુનો કોને કહેવાય છે અત્યારે તો ?

**પ્રશ્નકર્તા :** તે દિવસે તમે કીધેલું કે ખોટ ખાઈને પણ આમ નિકાલ કરી નાખવો જોઈએ.

**દાદાશ્રી :** હા, નિકાલ કરીને ઊંચું મૂકી દેવું. નહીં તો મગજ ખલાસ કરી નાખે. હવે પછી સારું થશે ને પણ ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ થશે.

**દાદાશ્રી :** થયું ત્યારે, વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દોષો બીજાના બહુ દેખાય છે. પહેલાંના કરતાં હમણાં વધારે દેખાય છે. પહેલાં દોષો નહોતા દેખાતા.

**દાદાશ્રી :** બીજાના દોષો જોવાથી ટેન્શન વધે. બીજાના દોષો જોયા ત્યાંથી ટેન્શન વધે. કારણ કે આપણું જ્ઞાન શું કહે છે કે જગત નિર્દોષ છે. એને દોષિત જોયું એટલે પછી ટેન્શન વધે. આપણું જ્ઞાન આવું કહે છે. તું જ્ઞાનથી નથી માનતો એ માન્યતા ? તું જ્ઞાનથી કબૂલ કરે છે આવું ?

**પ્રશ્નકર્તા :** એ કબૂલ છે તો પણ હવે પેલું થઈ જાય છે.

**દાદાશ્રી :** પણ આપણે ચેતવું પડે. સામાને નિર્દોષ જોવા. દોષિત દેખાય છે, પછી કહી દેવું કે, 'તમે દોષિત દેખાવ છો પણ ખરો દોષિત હું જ છું. હું માફી માગું છું તમારી.' તો બુદ્ધિ ટાઢી પડે. તું એવું કરતો નથી ને ?

**પ્રશ્નકર્તા :** નથી કરતો એવું.

**દાદાશ્રી :** તો રહે હજુ ટેન્શનમાં !

**પ્રશ્નકર્તા :** ના, કાઢવાનું છે, દાદા.

**દાદાશ્રી :** તો ક્યારે કાઢવાનું ? જવાની પૂરી થાય પછી ? જવાનીમાં તો આપણી પાસે જોર હોય, સુખ આપણી પાસે છે ને જાણી જોઈને આપણને ભોગવતાં ના આવડે એ કઈ જાતનું ? ફર્સ્ટ ક્લાસનું રિઝર્વેશન કરીએ અને પેલાની જોડે આપણે કચકચ કરીએ ! 'અલ્યા, તું આ ઊભો થઈને પાછો કચકચ કરે છે ? સૂઈ જા ને છાનોમાનો. તારું આ રિઝર્વેશન છે.' આખી રાત નકામી જાય. તે પેલો કચકચ કરવા પેસેને ત્યારે કહીએ, 'ભઈ, તમે મોટા માણસ છો ને મારું ગજું નહીં. આ તો હું ફર્સ્ટ ક્લાસમાં આવી પડ્યો છું. એટલું જ છે, બાકી તમે મોટા માણસ છો. આપ આરામ કરો' એમ કરીને પતાવી દઈને આપણે સૂઈ જઈએ. આખી રાત એની જોડે ક્યાં કચકચ કરીએ !

**પ્રશ્નકર્તા :** પેલો બુદ્ધિનો ડખો હોય એમ મને લાગે છે, દાદા.

**દાદાશ્રી :** બુદ્ધિ કરે છે, પણ એ તો બુદ્ધિનો સ્વભાવ છે. હવે આ જ્ઞાન હોય ને, ત્યાર પછી આપણે સમજીએ કે કોઈ દોષિત છે જ નહીં. એ બધું ખોટું દેખાય છે. બુદ્ધિ દેખાડે છે ને આપણને હેરાન કરે છે આ. આપણી બુદ્ધિ આપણું ખાઈને આપણને હેરાન કરે. ખાય છે આપણું, રહેવું છે આપણા મકાનમાં ને પછી હેરાન પણ આપણને કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ 'ગેટ આઉટ' કેમ નથી થતી ?

**દાદાશ્રી :** એ 'ગેટ આઉટ' ના થાય. એ તો આપણે અત્યાર સુધી પોષેલીને, મોટી કરેલીને, તે એકદમ ગેટ આઉટ ના થાય. એ તો આપણા લાગમાં આવવી જોઈએ ત્યારે થાય. લાગમાં આવતી નથી ને ? લાગમાં કેમ કરીને આવે એ તપાસ કર્યા કરવાની.

ટેન્શન માણસને ખલાસ કરી નાખે અને આ જ્ઞાન ના હોય તો ટેન્શન છે જ બધું. જગત વ્યથિત જ છે ને ? આ જજ સાહેબેય વ્યથિત

હોય. પણ કોર્ટમાં પેઠા પછી વ્યથિત બંધ કરી દે. કારણ કે એ શેનાથી બંધ કરે ? એમની પાસે માન ખરું ને ? 'લોક જોઈ જશે' કહે. આમ તો કોઈકને કાઢી મૂકે કે, કોર્ટની બહાર ઊભા રાખે, પણ એય ઘેરથી વ્યથિત થઈને આવ્યા હોય ! ડખો થયા વગર કોઈને રહે નહિ ને, મેજીસ્ટ્રેટ હોય કે મોટો પ્રધાન હોય, પણ ઘેર તો ડખો થાય ને, ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય દાદા, થાય.

**દાદાશ્રી :** બધાને, ભલે ને ગમ્મે એવો મોટો હશે, પણ આમ સંડાસ જોડે દોસ્તી ખરીને ? ત્યાંથી અમે સમજી ગયા ! બધેય વ્યથિત, વહુ જોડેય વ્યથિત. માટે ચેતતો રહેજે. તારી બુદ્ધિ જરા વધારે કામ કરે છે, તેથી અમે તને કહીએ છીએ. બહુ ચેતવા જેવું છે. એ ટેન્શન તો ખલાસ કરી નાખે. આવું જ્ઞાન મળેલું છે, તેય પછી જતું રહે. પછી ફરી કંઈ તાલ ખાશે નહીં. સામાની ભૂલ હોય તોય માફી માગી લેવી.

**પ્રશ્નકર્તા :** થોડો અહંકાર એવો રહ્યા કરે છે. માફી જલદી મંગાતી નથી. પહેલા એવું થતું કે ભૂલ થાય કે તરત જ માફી માગીને નિકાલ થઈ જાય.

**દાદાશ્રી :** એટલે તારે ફરી એ ગોઠવણી કરવી જોઈએ.

## બુદ્ધિ ફેરવે, મોઢાં પર દીવેલ !

આ શેઠિયાઓ બુદ્ધિ વાપરે છે. મૂઆ, બુદ્ધિના તો ચાર આનાય કોઈ ના આપે ! આ બુદ્ધિથી લોકો બળી મર્યા છે. બુદ્ધિની જરૂર નહીં. આ નાના છોકરાં વગર બુદ્ધિથી કેવું સરસ સામ્રાજ્ય ચલાવે છે ! આ બુદ્ધિએ તો બખેડા કર્યા છે. આ મારું જ્ઞાન આપ્યા પછી જો બુદ્ધિ ના વાપરે તો જ્ઞાની પુરુષ જેવો રહે.

એક માણસ સાત વર્ષથી ઘર ચલાવે છે. ખેતરાં ખેડે છે, ગાયો-ભેંસો રાખે છે. હમણાં છોકરી પૈણાવી. તે બધા મહાત્માને બોલાવ્યા'તા. મને કહે છે, કે 'ભઈ, સાત વર્ષથી એક મિનિટ પણ અસમાધિ થઈ નથી, આ દાદાના જ્ઞાનથી. દુકાળ પડે છે તોય અસમાધિ નથી થઈ.

સુકાળ પડે તોય અસમાધિ નથી થઈ.' એનું કારણ શું ? તેને પૂછયું, તો એ કહે, 'દાદાએ પાંચ આજ્ઞા આપી છે, તેનાથી ક્યાંય ડખલ નહીં કરવાની, નામેય. પાંચ આજ્ઞામાં જ રહું છું. બીજું કાંઈ હું સમજું નહિ. આ સુંદર વિજ્ઞાન છે !' અને આ ડખો બુદ્ધિને લઈને છે. બુદ્ધિની ક્યાં સુધી જરૂર છે ? જ્યાં સુધી જ્ઞાન ના મળ્યું હોય. જ્ઞાન મળ્યા પછી બુદ્ધિની જરૂર નથી. બુદ્ધિ તો હંમેશાં એની મેળે પેસી જાય છે. બુદ્ધિ જ એને જીવવા નથી દેતી, મૂઆને.

નાના છોકરાંનું બહુ સરસ ચાલે, કંઈ દાદરા પરથી પડી જતાં નથી અને બાપ બિચારો કહે, 'પડી જશે, પડી જશે, પડી જશે.' મૂઆ, કોઈ બાપોય કોઈ દહાડો પડ્યો નથી. મુંબઈ શહેરમાં છોકરાં કોઈ દહાડો પડ્યાં નથી. અને બાપ પડેલા, એની ચિંતા કરનારા. આ ડફોળ કહેવાય ! જ્ઞાન મળ્યા પછી જે બુદ્ધિનો આશરો લે એ ડફોળ કહેવાય.

અમે એક ફેરો અહીંથી જાત્રાએ જતા'તા, માથેરાનની. તે દાદર સ્ટેશન પર બેઠા'તા. તે સવારના સાડા છ થયા, તે બત્તીઓ બધી એકદમ બંધ થઈ ગઈ. ત્યારે મેં બધાને કહ્યું કે 'આ બત્તીઓ કેમ એકદમ બંધ કરી ?' ત્યારે કહે, 'દાદા, અજવાળું થયું એટલે.' ત્યારે મેં કહ્યું, 'આપણે આત્માનું અજવાળું થયું છે, એટલે બત્તી બંધ કરી દો. કોઈ મૂરખેય ચાલુ ના રાખે.' એ બત્તીને લઈને તો આ બધો ડખો છે. એ બત્તીઓની જરૂર નહીં. બંધ કરી દેવી જોઈએ. આ બુદ્ધિઓને લઈને તો મોઢાં દિવેલ પીધાં જેવાં દેખાય. મોઢાં પર જાણે દિવેલ ફરી વળ્યું હોય !

બુદ્ધિની જરૂર નહીં. આપણે બુદ્ધિને કહી દેવાનું કે તું બેસ. બહુ દહાડા તેં કામ આપ્યું છે, તે હવે તને પેન્શન આપી દઈશું. તારું પેન્શન ચાલુ છે. હજુ તો બુદ્ધિનો અમલ આવે છે. જ્યાં આવડો મોટો પ્રકાશ થયો, આખા વર્લ્ડનો પ્રકાશ ઉત્પન્ન થયો, ત્યાં હવે આ બુદ્ધિનો દીવો શું કામ સળગાવી રાખ્યો છે ? એટલે અબુધ થવાની જરૂર છે. અમે શા માટે કહીએ છીએ કે અમે અબુધ થઈને બેઠા છીએ. આ બુદ્ધિવાળા તો ક્યારે બુદ્ધુ થઈ જાય તેનું ઠેકાણું નહીં. આ બધા બુદ્ધુ થઈ ગયા.

દાદાને બુદ્ધિ સોંપી દેવી, એ બહુ સારું. ગીરો નહીં મૂકવાની, કાયમની સોંપી દેવાની.

## ચૂંથાચૂંથ, બુદ્ધિની !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન બરાબર ફીટ થઈ ગયું હોય તો ચિત્ત પ્રસન્નતા રહે ?

**દાદાશ્રી :** હા, અગર તો બીજા કેટલાક માણસો એવા ભોળા હોય છે ને, એમને ચિત્ત પ્રસન્ન રહે છે જ, બીજી બહુ પડેલી ના હોય. બુદ્ધિથી ચીકણું કર કર ના કરે એ. આ ચીકણું કરનારા તો ચૂંથીને ચીકણું કર કર કરે, એને બહુ દુઃખ.

**પ્રશ્નકર્તા :** ચીકણું કરનારાને તો કાયમ જ દુઃખ ?

**દાદાશ્રી :** હા, કાયમ જ દુઃખ, પરમેનન્ટ દુઃખનો એ સ્વભાવ જ લઈને આવેલો હોય ! એટલે ચીકણું નહીં કરવાનું. 'તમારા ફાધર કેમ મરી ગયા ?' ત્યારે કહીએ, 'તાવ આવ્યો ને ટપ' એવું કહી દીધું એટલે ચીકણું કરે નહીં. 'જો ફલાણા ડૉક્ટરને મળ્યો' એમ કહે ત્યારે લોકો કહેશે, 'તો પેલાને કેમ ના બોલાવ્યા ? પેલા બીજાને કેમ ના બોલાવ્યા ?' એમ લોક બધા આવે, માથાફોડ કરીને તેલ કાઢી નાખે, એના કરતાં 'તાવ આવ્યો ને ટપ' કહ્યું, પછી પૂછે જ નહીં ને વધારે.

**પ્રશ્નકર્તા :** જે બુદ્ધિવાળો હોય ને, બુદ્ધિના ડેવલપમેન્ટવાળો હોય ને એ ઈચ્છા-અનિચ્છાએ પણ એમાં આમ ખૂંપી તો જાય જ ને ? કારણ કે એને બધું દેખાય એટલે.

**દાદાશ્રી :** એટલો માર પડે. એટલે પછી એ પોતે બુદ્ધિના ડેવલપમેન્ટવાળો પાછો ફરે. ફરી બુદ્ધિ વાપરવાની બંધ કરી દે કે આ જગ્યાએ સ્વીચ દબાવવાની નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ બુદ્ધિનો સવળો ઉપયોગ કેવી રીતે વધારે થાય ?

**દાદાશ્રી :** સ્વીચ દબાવવાની જરૂર નહીં, વગર કામની.

**પ્રશ્નકર્તા :** એ તો મશીનને બેસાડી રાખવા જેવું થાય ?

**દાદાશ્રી :** બેસાડી રાખવાનું નહીં, લાઈટ ચાલુ રાખવાની. પણ લાઈટ ઉપર લાલ લૂગડું કે ગમે તેવું કાળું લૂગડું બાંધી દઈએ ને પછી વાંધો નહીં. ગોળો તો એકસોનો હોય. એ કંઈ આછો ના થાય. એ તો આપણે કાળું લૂગડું બાંધીએ તો એના પંદર સેન્ટ જેવું અજવાળું આવે. એટલે આપણને મહીં સાપ પેસી ગયેલો દેખાય નહીં. નહીં તો સાપ પેસી ગયેલો દેખાય. જેણે જોયો તેને તો પછી આખી રાત ઊંઘ ના આવે. એ તો જ્યારે સાપ નીકળી ગયો એવું દેખાય, ત્યારે ઊંઘ આવે.

## જ્ઞાનીની આજ્ઞા, ત્યાં બુદ્ધિ બંધ !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આ જ્ઞાન લીધા પછી પણ આ બુદ્ધિ જે ઊભી થયા કરે છે, તે હવે જો જ્ઞાન હોય તો બુદ્ધિ ઊભી ન થવી જોઈએ, ને બુદ્ધિ હોય ત્યાં જ્ઞાન ના હોય ? તો એ કેમ થયા કરે છે ?

**દાદાશ્રી :** ના, પણ આ જે થયા કરે છે ને, આ તમને પહેલાંની આદત છે એટલે બુદ્ધિનો દુરુપયોગ થાય છે. તેથી અમે આજ્ઞા આપીને. જો આજ્ઞામાં રહો તો બુદ્ધિનો ઉપયોગ ના થાય. પણ પહેલાંની તમને આદત છે ને, તે આદત ખસતી નથી. એટલે આદતને લઈને આ દેખાય છે, આવું બધું. એ આદત જવા માટે અમુક વર્ષો થશે, ત્યારે એ આદત જશે અને બુદ્ધિ જો ખલાસ થઈ ગઈને, તો પછી આ ડિસ્ચાર્જ (નિર્જરા થતો) અહંકાર, તે પણ ખલાસ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** એ ડિસ્ચાર્જ અહંકાર જ્યાં સુધી છે, ત્યાં સુધી બુદ્ધિનાય પર્યાય ઊભા તો થવાના ?

**દાદાશ્રી :** ઊભા રહેવાના ને ! પણ તે ડિસ્ચાર્જ અહંકાર અમુક સ્ટેજમાં આવશે, ત્યારે બુદ્ધિ ગયા બરાબર જ થઈ ગઈ કહેવાય. એટલે જ્યાં સુધી આ હાયર સ્ટેજમાં છે ત્યાં સુધી ઓછી થતી જાય, પછી રાગે પડી જાય, પછી તમને એમ નહીં લાગે કે બુદ્ધિ છે મારામાં.

**પ્રશ્નકર્તા :** એટલે જેમ આજ્ઞામાં વધુ રહેતા જઈએ, તેમ તેમ ડખો ઓછો થાય ?

**દાદાશ્રી :** પછી ડખો નહીં કરે. બુદ્ધિને મેલો પૂળો ! થઈ જાવ શુદ્ધાત્મા, હું શુદ્ધાત્મા છું !

## બુદ્ધિના ડખાના સ્વરૂપો...

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** અત્યાર સુધી બુદ્ધિથી ચલાવ્યું છે, એટલે બુદ્ધિ ઉપર મોહ થઈ ગયો છે કે આ જ સાચું છે. બુદ્ધિ જ સાચી છે.

**દાદાશ્રી :** એમ ? પણ બુદ્ધિ ખોટી છે એવું કોઈ માને જ નહીં ને કોઈ દહાડોય ! એ માને નહીં. પણ હજુ આ બધો ચોંટેલો માલ છે ને, એ ઉખડે નહીં ત્યાં સુધી બુદ્ધિ જ ઉખાડેને પાછું ! બુદ્ધિથી ઉખાડે ને પાછું આપણે જ્ઞાનથી ઉખાડવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે સમ્યક બુદ્ધિ થાય તો પાછી ઉખાડતી જાય ને ?

**દાદાશ્રી :** સમ્યક બુદ્ધિ તો પાછું નવું લેવા માટે. આ જે જૂની છે ને બુદ્ધિ, એ તો આપણને શું દેખાડે કે કો'કે અહીં દૂધ ઢોળ્યું હોય, તો બુદ્ધિ શું કહે કે ખોટ ગઈ આ ! એટલે આપણે કહેવાનું કે આ સાચવવું હતું ને, આમ હવે તે ઘડીએ બુદ્ધિ એમ કહે ને ત્યાં આપણું જ્ઞાન શું કરે ? 'આમ કરવાની જરૂર નથી આ.' એટલે પેલી બુદ્ધિ એનો પાઠ ભજવી લે, ત્યારે ચોખ્ખું થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ બુદ્ધિ તેનો પાઠ ભજવ્યા વગર રહે જ નહીં ?

**દાદાશ્રી :** એ તો ભજવે ને !

**પ્રશ્નકર્તા :** એટલે આપણે આમનેસામને જ્ઞાને કરીને એને ચોખ્ખું કરીએ તો જ ? એ પાઠ ભજવ્યા વગર પછી ઊડી જાય, દાદા ?

**દાદાશ્રી :** ના, ના, એ તો પાઠ ભજવે જ ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પરિણામ પામે પછી પણ એવી બુદ્ધિ ડખો કરે ?

**દાદાશ્રી :** ડખો કરે. જ્ઞાન એક બાજુ ચોખ્ખું કરે. બુદ્ધિ ડખો કરે અને જે ચોખ્ખું થાય એ આપણું. ડખો કર્યો એ ગયું. ડખો કર્યો હતો તે ઊડી ગયું. ડખો કર્યા વગર રહે નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ જ ચારિત્રમોહ થયો ?

**દાદાશ્રી :** એ જ ચારિત્રમોહ. ચારિત્રમોહ એ બુદ્ધિ. બધું બુદ્ધિને આધીન ચારિત્રમોહ છે. દર્શનમોહ એ ગાઢ બુદ્ધિનો પ્રતાપ છે અને ચારિત્રમોહ એ મંદબુદ્ધિનો પ્રતાપ છે. ચારિત્રમોહ એટલે શું ? બુદ્ધિ હવે ખલાસ થવા માટે આવી છે. અને પેલો જે દર્શન મોહ છે ને, એનાથી બુદ્ધિ ખલાસ થાય નહીં, બુદ્ધિ વધ્યા જ કરે. ચારિત્રમોહનો વાંધો નથી. નિવેડો લાવો તો વાંધો નથી. ચારિત્રમોહ ઉપર રાગ-દ્વેષ ના કરે, એનું નામ વીતરાગ. છોકરાએ લાખ રૂપિયા ખોયા, તે ઘડીએ આપણને ચારિત્રમોહ શું કહે ? તને પહેલેથી સમજણ હતી નહીં, પહેલેથી અક્કલ ન હતી, તે આ ઊંધું બાફ્યું. આ પાછો ચારિત્રમોહ. એમની પાછળ તમને પોતાને સમજાય કે આ ખોટું થઈ ગયું. આ બોલીએ છીએ તે ખોટું છે. તે ઘડીએ ભૂંસી નાખે એ. પેલાને કહે ખરો, ડખો કરી નાખે.

**પ્રશ્નકર્તા :** ડખો કરી નાખે એ ચારિત્રમોહ અને પછી જ્ઞાન ભૂંસી નાખે.

**દાદાશ્રી :** દર્શનમોહવાળાનો નિવેડો ના આવે, ચારિત્રમોહવાળાને નિવેડો આવશે એવું નક્કી થઈ ગયું, ગમે એટલું જબરજસ્ત હોય તોય ! તમારામાં ચારિત્રમોહ થોડોઘણો ખરો કે ? તમારે શેનો ?

**પ્રશ્નકર્તા :** આ ચારિત્રમોહ જ છે ને ? આ સવારથી ઊઠીને સાંજ સુધીનો ચારિત્રમોહ જ છે ને ?

**દાદાશ્રી :** ના, એ ચારિત્રમોહ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જે જે કરીએ તે શું કહેવાય ?

**દાદાશ્રી :** ના, જે થઈ રહ્યું છે એ ચારિત્રમોહ ના કહેવાય. આપણે આમાં ડખો કરીએ તે ચારિત્રમોહ કહેવાય. આમ રાત્રે સૂઈ ગયા એ મોહ કહેવાય નહીં અને સૂઈ ગયા પછી કહે કે આજે બહુ ગરમી છે, એ ચારિત્રમોહ કહેવાય. સૂવાનો વાંધો નથી, ખાવાનો વાંધો નથી. ખાવું એ ચારિત્રમોહ નથી, પણ આપણે કહીએ કે શાક બરાબર નથી એ ચારિત્રમોહ છે. હા, જેવું હોય તેવું, ઈઝીલી, સહજભાવે. ના અનુકૂળ આવે તો ના ખાય, અનુકૂળ આવે એ ખાય, પણ બોલવા-કરવાનું નહીં. કશું ડખો નહીં. જેટલો ડખો છે એટલો ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** બાકીના ટાઈમમાં જ્ઞાતા-દ્રષ્ટા ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાતા-દ્રષ્ટા હોય જ. ડખો નહીં એટલે જ્ઞાતા-દ્રષ્ટા. ડખો કર્યા વગર રહે નહીં. મોંઘા ભાવની કેરી લાવ્યા અને જરાક ખાટી નીકળે, તે કહેશે કે 'તું મને કહીને ગયો હોત તો સારું. હું તને કહેત કે અમુક દુકાનેથી લઈ આવ.' આવું હઉ કહે. ડખો કર્યા વગર રહે નહીં અને પછી એમેય પાછા જાણે કે આ ડખો થઈ ગયો, આ ન થવું જોઈએ. ચારિત્રમોહનો ખરો અર્થ ડખો. આ તમે ખાવ છો, પીવો છો, એ નહીં. ચા-બા પીવો છો, એ નહીં. હા, 'ચા વગર નહીં ચાલે' એ ડખો. કોઈ પણ ચીજ વગર મારે ચાલે નહીં એ ડખો. જે આવે તે ચાલે. પછી બીજી વખત જેને સ્પૃહા નથી કોઈ પણ વસ્તુની, ડખો નથી, તેને કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** એની શુદ્ધ નિર્જરા થઈ રહી છે ?

**દાદાશ્રી :** હા, શુદ્ધ નિર્જરા. એ તો થઈ ગયું ખલાસ ! ચોખ્ખું થઈ ગયું. બીજું ચોખ્ખું કરવાનું રહ્યું, તે આ ચારિત્રમોહ ચોખ્ખો કરવાનો રહ્યો.

**પ્રશ્નકર્તા :** કારણ કે બીજી કોઈ ક્રિયાના આપણે માલિક નથી. જે કંઈ થઈ રહ્યું છે એના માલિક નથી.

**દાદાશ્રી :** એ તો ડિસ્ચાર્જ થઈ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એમાં ડખો કરીએ તો જ ચારિત્રમોહ.

**દાદાશ્રી :** ડખો કરીએ તો ચારિત્રમોહ. નહીં તો ભગવાન મહાવીર ચાલ્યા તેને ચારિત્રમોહ કહેત. ચાલત શી રીતે ? એવું નહીં. મહાવીર ખાતા હતા, ચાલતા હતા, બધું જ કરતા હતા.

**પ્રશ્નકર્તા :** પણ તો તમે કહ્યું ને કે આ વિધિ કરીએ એ ચારિત્રમોહ.

**દાદાશ્રી :** વિધિ કરવાનો વાંધો નથી પણ એમાં ડખો હોય છે કે આ કર્યા વગર નહીં ચાલે મારે. સહજાસહજ મળ્યું તો કંઈ નહિ ને ના મળ્યું તોય કંઈ નહીં પણ ડખો નહીં. કોઈ પણ વસ્તુમાં ડખો માત્ર ના હોવો જોઈએ. ચા મળે તો પીએ અને ના મળે તો કંઈ નહીં. યાદ આવે તેય ડખો !

**પ્રશ્નકર્તા :** જમવાનું યાદ આવે એ ચારિત્રમોહ ?

**દાદાશ્રી :** જમવાનું યાદ આવે એ ચારિત્રમોહ નહીં. ભૂખ લાગે એ ચારિત્રમોહ નહીં. ભૂખમાં શું ખઈશ એ ચારિત્રમોહ. આ જોઈશે મારે એ ચારિત્રમોહ. ખાય-પીએ તેને કોઈ ના નથી. બાવીસ રોટલી ખાતો હોય તોય ભગવાનને ત્યાં વાંધો નથી. આ લોકોને વાંધો છે તે કહે કે, 'બહુ ખા ખા કરે છે આ !' પછી બીજે દહાડે બે રોટલી હોય તો બે ખાય, પણ ડખો નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ટોટલ (પૂર્ણ) સહજ.

**દાદાશ્રી :** સહજ સિવાય બીજો બધો ડખો. હવે આ ડખો છે, ત્યાં સહજ થઈ જાવ એવું કહે છે. હવે ત્યાં સહજ થઈ ગયા એટલે તમારે કશી લેવાદેવા નહિ, તમે મુક્ત જ છો.

**પ્રશ્નકર્તા :** અને ખાઈએ-પીઈએ નહીં, તો એ બધી ક્રિયા કરી કહેવાય ? એને શું કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ ક્રિયા ના કહેવાય. 'કરું છું' એમ કહે તો

ક્રિયા. સહજાસહજ થાય તેને કશું નહીં. 'હું કરું છું, મારે ન્હાયા વગર ચાલે નહીં', એ બધી ક્રિયા કહેવાય. પોતે કર્તા થયો કહેવાય.

## બુદ્ધિને વળાવો એને ઘેર !

આ દુનિયામાં કશું ના જોઈતું હોય એનું નામ જ્ઞાની પુરુષ. જે પોતાના દેહના પણ માલિક નથી, મનના માલિક નથી, વાણીના માલિક નથી, એવા જ્ઞાની પુરુષ, ત્યાં આગળ ડખો કરવાની શી જરૂર ? આપણે સૂઈ જવાનું કહે તો નિરાંતે સૂઈ જવાનું. એ તો સારું કહે છે કે આ ખોટું કહે છે ?

**પ્રશ્નકર્તા :** આ જમાનામાં બુદ્ધિ જ હેરાન કરે છે ને ? ડખો એ કરાવે છે ને ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિ ડખો કરાવે છે. પણ બુદ્ધિને આપણે ઓળખવી જોઈએ કે બુદ્ધિબેન, હવે તમે જાવને, કહીએ. તમે અહીં ને અહીં પિયરમાં ને પિયરમાં કંઈ સુધી પડ્યા રહેશો ? તમારે સાસરે જાવ. બાર મહિને હજાર રૂપિયા મોકલી આપીશ. એને વળાવીએ તો એ જાય ને ? એને બોલાવવી જ ના પડે. એને આપણે મોટી કરીએ એટલે ચઢી વાગે જ ને ? બુદ્ધિને મોટી કરનારા આપણે જ ને ? એ તો બુદ્ધિ છે ત્યાં સુધી એની મેળે ડખો કર્યા કરે ને !

**પ્રશ્નકર્તા :** પણ ડખો કરવાથી બગડે જ છે ને ?

**દાદાશ્રી :** તેમાં શું બગડે છે તે આપણે જોયા કરીએ બધું. એને જે ડખા કરવા હોય તે કરે. તો આપણે શું કરવું ? જોવું કે આપણે હઉ મહીં પેસી જવું ? આપણે જોયા કરવું.

## ડખા, બુદ્ધિ તણા !

**પ્રશ્નકર્તા :** આ ખ્યાલમાં આવી જાય છે, દાદાજી જે કહેવા માંગે છે એ સમજાય છે, પણ પછી બુદ્ધિ એટલું બધું તોફાન કરતી હોય છે કે...

**દાદાશ્રી :** બુદ્ધિ તોફાન કરે તો તોફાન, આપણે જાણીએ ને કે બુદ્ધિ તોફાન કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ એ જાણપણામાં નથી રહેવાતું, એ લપસી પડાય છે.

**દાદાશ્રી :** એ લપસી પડાય તે લપસી પડાતું નથી, એ તો લાગે એવું.

**પ્રશ્નકર્તા :** લાગે પણ, એ તમારા જેવું નથી થઈ શકાતું.

**દાદાશ્રી :** બુદ્ધિ ડખલ કરે ખરી પણ બુદ્ધિને જાણવી જોઈએ કે આ બુદ્ધિની ડખલ છે. એવું આપણે સમજીએ નહીં ? આપણા ઘરમાં પેલી બેન આવી, એક છોકરો ને એક છોકરી હોય તો આપણે ના સમજીએ કે આ બેન ડખલ કરે છે. એ તો આપણે ડખલને જાણવી જોઈએ, બીજું કંઈ નહીં. ડખલ કોની છે, આપણને ખબર ના પડે ?

**પ્રશ્નકર્તા :** પાછળથી ખ્યાલ આવી જાય છે.

**દાદાશ્રી :** ના, એ નહીં. એ તો આવી જાય છે, માટે છે તે આ કશું બનતું નથી. તમે ડખલને ડખલ રૂપે જાણો ને, એટલે પછી કશું જ નહીં.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ગૂંચો પાડે, એ શું છે ?

**દાદાશ્રી :** ગૂંચો એ આ ઓવરવાઈઝનેસ (દોઢ ડહાપણ) છે. ઓવરવાઈઝનેસ (દોઢ ડહાપણ) એટલે શું કે પોતાનાં ડહાપણે બધું જ કામ કરવા જાય. દરેકમાં પોતાનું એ ડહાપણ વાપર્યા કરે. આમ જ્ઞાનીના કહ્યા પ્રમાણે ચાલે, પણ તોય પોતાનું ડહાપણ વાપરે કે દવા ત્રણ વાગે પીવાની કહી છે. હવે સવા ત્રણ વાગે પીશું તો શું વાંધો છે ? એટલે પોતાનું ડહાપણ મૂક્યા વગર રહે નહીં. એની બધી ગૂંચો ઊભી થઈ જાય.

હવે બુદ્ધિ ઉપર વેર બાંધજો આજથી. અને આમાં પછી બુદ્ધિ

આડી આવશે. તે બુદ્ધિ કેવી રીતે આડી આવશે ? એક માણસને ત્યાં પંદર-વીસ માણસો ગેસ્ટ આવવાના હતા. તે શ્રીખંડ બનાવવા માટે દહીં બનાવવું'તું. હવે પોતાનો ઓળખાણવાળો ભૈયો હતો, તેને કહે છે, 'તું મને મારે ઘેર દહીં બનાવી આપ.' એટલે ભૈયો આવ્યો અને અધ (અડધો) મણ દૂધ હતું, એને ગરમ કરાવડાવી એને ઠંડું પડવા દઈને આટલું દહીં નાખી અને હલાવી આપ્યું. પછી કહે છે કે, 'હવે તું આને મૂકી રાખ.' ત્યારે પેલાએ કહ્યું, 'મારે શું કરવાનું પણ હવે ?' ત્યારે કહે, 'તારે કંઈ નહીં કરવાનું. તું સૂઈ જજે.' ત્યારે કહે, 'એમ તે થાય કંઈ, સૂઈ જવાનું ?' ત્યારે એ કહે, 'ના, તું સૂઈ જજે ને ! ઘસઘસાટ ઊંઘી જજે. સવારમાં ઊઠશે એટલે દહીં ત્યાં ચોસલાં થયેલાં હશે.' પણ પેલો અક્કલવાળો ખરો ને ? તે રાત્રે એક વાગે ઊઠ્યો. એના મનમાં એમ કે એમ ને એમ તો થાય શી રીતે ? જોવું તો પડે ને ? તપાસ તો કરવી પડે ને ? રાત્રે એક વાગે ઊઠ્યો તે મૂઆએ આંગળી ઘાલી. દહીંનો ડખો થઈ ગયો ! પેલાએ કહેલું કે, 'સવારમાં ઊઠીને જોજે.' એટલે આ બુદ્ધિ છે તે ડખો કરે. તે આજની રાત એમ કહેજો કે, 'હે બુદ્ધિ ! કાલે બાર વાગે જમવા આવજે. ત્યાં સુધી ના આવીશ.' તમે એને કહેશો કે તરત એ માની જશે. કારણ કે એ રોજની જોડે રહેનારી, તમારી જોડે ઝઘડો કરીને કેટલા દહાડા કાઢે ?

અહીં તો બધી વાત સાંભળવી. અહીં તો લાખો ચાવીઓ મળે એવી છે. આપણે અહીં સાંભળવું ને એડજસ્ટ કરવું. બુદ્ધિ પાછું મહીં આડુંઅવળું દેખાડે તો એ બુદ્ધિને કહીએ, 'બેસ બા, અમે સંસાર શીખવા નથી આવ્યા. અમે તો મોક્ષમાર્ગી છીએ. માટે તું અમને સલાહ આપીશ નહીં.' વચ્ચે પછી બુદ્ધિ આવે, ડખો કરવા આવે કે ના આવે ? આપણી બુદ્ધિ અવળું દેખાડે તો આપણી જ ભૂલ ને ?

## બુદ્ધિ, મહાવીર સામેય...

એવું છે ને, જે માર્ગ ઉપર હું ચાલ્યો છું એ માર્ગ ઉપર તમને ચલાવું છું અને હું તો તમારી આગળ જ, એક ડગલું જ આગળ છું. તમે ખાલી મને ફૉલો કરો (અનુસરો) છો એટલું જ. હું કંઈ વધારે

આગળ રહ્યો નથી. મેં મારી પાસે હતી, એ બધી વસ્તુ તમને આપી દીધી. ગુપ્ત રાખે, તે કોણ રાખે ? જેને ગુરુ રહેવું હોય તે. ગુરુ બધી ચાવીઓ શિષ્યોને ના આપે. મારે તો ગુરુ રહેવું જ નથી. મને તો તમે મારા જેવા થાવ, એ જ ઇચ્છા. હું પાછો ગુરુનો ધંધો ક્યાં લઈ બેસું, કાયમ ગુરુ થયા કરવાનો ? બિઝનેસ છે ને એ તો ?

**પ્રશ્નકર્તા :** દાદા, એવો તમારો ભાવ છે કે અમે તમારાથી નજીક છીએ, પણ સાચે જ અમે નજીક છીએ એટલા તમારાથી ?

**દાદાશ્રી :** હા. તમને તાવ આવતો હોય તેથી મને વાંધો નથી, પણ તમે મારી જોડે છો અને તમારો તાવ મટી જશે થોડા વખતમાં, પછી તમે મારી જોડે જ છો. લિફ્ટ માર્ગ છે આ તો. હા, તમે મારી જોડે વાંકા થઈ જાવ તો બગડે તમારું. મારામાં કોઈ એવા લક્ષણ નથી કે તમે મારી જોડે વાંકા થાવ. મારું એવું લક્ષણ વાંકું હોય ને તમે વાંકા થાવ તો જુદી વાત છે. તમે તમારી મેળે વાંકા થાવ, તે ન હોવું જોઈએ.

તમારા કર્મો તમને વાંકા કરે તો, એ તમારે સમજી લેવાનું ને એવું તમારે પોતાની જાતને કહેવું જોઈએ કે 'ભઈ, અહીં હઉ તું આ જગ્યાએ પાંસરો નથી રહેતો ?' એટલે મહીં કર્મ અવળું દેખાડે તે ઘડીએ આપણે કહીએ, 'અહીંય પાંસરો નથી રહેતો ? નહીં તો તને ડિસમિસ કરીશ.' બુદ્ધિ તમને ખોતરે, છતાંય અક્રમ છે તે રક્ષણવાળું છે, ઠેઠ સુધી રક્ષણવાળું છે. અમને ગાળો દઈ ગયો હોય તેનીય અમે રક્ષા કરીએ છીએ. કારણ કે ગાળો દે છે, તે એના પોતાના હિસાબથી નથી દેતો. એને મહીં કર્મના ભૂતાં ફરી વળ્યા છે. એવું ના ફરી વળે ? છતાંય આપણી શી ફરજ હોય ત્યાં ? કોઈને એક્સિડન્ટ થયો હોય તો આપણી ફરજ શી હોય ?

**પ્રશ્નકર્તા :** બચાવવાની, મદદ કરવાની.

**દાદાશ્રી :** હા, એને કેમ કરીને પાટો બાંધી દેવો, કેમ કરીને રાગે પાડી દેવું. આપણી ફરજ આ હોય.

બુદ્ધિ પછી શું કરાવડાવે ?

બુદ્ધિ સ્વચ્છંદ કરાવડાવે. મહાવીર ભગવાનની પાસે બેસી રહેતો હોય તોય સ્વચ્છંદ કરાવે, 'ભગવાન તો કહે પણ આપણે તો આમ....' આ બુદ્ધિ આવું કરાવે.

આપણા એક મહાત્માએ બુદ્ધિને એક ફેરો ફટકારી હતી. આવું ઊંધું બોલીને એક ફેરો, તે એને હંટરથી ફટકારીને તેલ કાઢી નાખ્યું કે, 'શું સમજે છે તું ? આ હું સમજી શકું છું. તું મને મૂરખ બનાવે છે ? આમનાં વાક્યો પર તું આટલી બધી વકીલાત કરે છે ? જેનાં વાક્યો છેલ્લાં વાક્યો કહેવાય, ત્યાંય પણ પાંસરી નથી રહેતી ?' બુદ્ધિ તો બૈરી જોડે કચકચ કરાવે કે છોકરા જોડે કચકચ કરાવે, પણ અહીંયાં ? બુદ્ધિ તો જંપીને બેસવા ના દે.

## બુદ્ધિ ભમાવે આમ....

**પ્રશ્નકર્તા :** દાદાના ચરણમાં આવ્યા પછી તો મોક્ષ જ છે ને ?

**દાદાશ્રી :** પણ એ ઘડીકમાં પાછું ત્યાં જાયને, પાટિયાં બેસી જાય પાછળથી. બુદ્ધિ પાછી ભમાવ ભમાવ કર્યા કરે. બીજા બધા છે તે કોઈને ભમાવતી નથી ને આમને એકલાને જ ભમાવ્યા કરે. બુદ્ધિ ભમે ત્યારે એનો કોઈ ઉપાય જ નહીં ને ? જ્યાં ઉપાય નહીં ત્યાં કશું કામ થાય નહીં. જ્યારે બુદ્ધિ ભમાવે ને, ત્યારે કશું કામ થાય નહીં. ના ઘરનું સારું થાય ને ના ભગવાનનું સવળું થાય. એટલે આ તમને રસ્તો બતાડી દીધો. પ્રતિક્રમણ કર કર કરવાનું કે ભગવાન કેવી દશામાં મેં કર્મ કરેલાં !

**પ્રશ્નકર્તા :** એક પ્રશ્ન એવો થાય છે કે બુદ્ધિનો જ્યારે વેપાર કરતા હતા, ત્યારે આપનો એક અક્ષરેય પરિણામ પામતો નહોતો અને બુદ્ધિ જ્યારે ચપ્પલની જોડે મૂકીને, ત્યારે આપ જે બોલો છો, એ સીધું મહીં ઊતરી જાય છે, એ શાથી ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ જ વચ્ચે ડખો કરે છે ને ! બુદ્ધિને લઈને બુદ્ધુ થઈ જાય છે. બુદ્ધુ થઈને ફર્યા કરે છે પછી ! લોકોય કહે કે,

'બુદ્ધુ છે આ તો !' બુદ્ધિ જ બધું હેરાન કરે છે ને ! તે મારામાં બુદ્ધિ નથી તેથી હું ફાવી ગયો ને ! તમારી બુદ્ધિ ધીમે ધીમે જતી રહેશે. મારી બુદ્ધિ ખલાસ થઈ ગઈ એટલે તો કામ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પ્રશ્ન ન હોય તોય દાદા પાસે આવવાનું દિલ કેમ થાય છે ?

**દાદાશ્રી :** પ્રશ્ન એ તો બુદ્ધિનો ડખો છે ખાલી. જંપ ના વળે ને એટલે બુદ્ધિના ડખા કર્યા કરે છે. બાકી, પ્રશ્ન ના હોય તો સારું. પ્રશ્ન ના હોય અને અહીં આવવાનું ગમે એનું શું કારણ ? દાદા એ તમારું સ્વરૂપ છે. એમની પાસે જ બેસી રહેવાનું ગમે. એટલે શ્રીમદ્ રાજચંદ્રએ કહ્યું કે, 'જ્ઞાની પુરુષ એ જ દેહધારી પરમાત્મા છે.' અમે તો એમ જ કહીએ કે અમે નિમિત્ત છીએ. પણ તમારે આવું માનવું પડે. પ્રશ્ન બંધ થાય એટલે દેહ સહજ થાય.

## પ્રાજ્ઞ સહજ : અજ્ઞ સહજ !

**પ્રશ્નકર્તા :** સહજાત્મ સ્વરૂપ એટલે શું ?

**દાદાશ્રી :** આ દેહ સહજ થઈ જાય તો આત્મા તો સહજ જ છે. આ બધો રિલેટિવ ભાગ છે, એ સહજ થઈ જાય તો પેલો તો સહજ જ છે. પોતાને તો કશી ભાંજગડ જ નથી. આને સહજ કરવાનો છે, સહજ ! બુદ્ધિ ડખો કરે છે ને આ બધો.

**પ્રશ્નકર્તા :** આપની પાસે આવીને માત્ર સહજ થઈ જવાનું છે ?

**દાદાશ્રી :** સહજ જ ! અમારો સહજ સ્વભાવ છે ને, એ દેખીને સહજ થઈ જાય માણસ. એ દેખીને એમ નક્કી કરે તો એ સહજ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પછી આપ એમ કહો છો કે, બુદ્ધિ જ્યાં સુધી છે ત્યાં સુધી તમને સહજ નહીં થવા દે ?

**દાદાશ્રી :** આ બુદ્ધિ જ સંસારમાં ભટકાવે છે અને બુદ્ધિને લઈને

સંસાર ઊભો રહ્યો છે અને બુદ્ધિ હોય ત્યાં સુધી સહજ થાય નહીં. જેટલી બુદ્ધિ ઓછી થઈ એટલો વધુ સહજ થયો.

નાનાં બાળક જેવું હોય અમારું. એટલે એ જ્ઞાનવાદ હોય, બુદ્ધિવાદ ના હોય. બુદ્ધિવાદ હંમેશાં ઈમોશનલ કરે અને મારા-તારાનો ભેદ બતાવે, અને જ્ઞાનવાદ ભેદ બતાવે નહીં ને ઈમોશનલ ના કરે.

**પ્રશ્નકર્તા :** પ્રાણીઓને પણ સહજ સ્વભાવ હોય છે અને જ્ઞાનીનોય સહજ સ્વભાવ, તો એ બેમાં ફરક શું ?

**દાદાશ્રી :** પ્રાણીઓનો, બાળકનો અને જ્ઞાનીનો, આ ત્રણેયના સહજ સ્વભાવ હોય. જ્યાં બુદ્ધિ જોરદાર હોય ત્યાં આગળ સહજ સ્વભાવ નહીં. લિમિટેડ બુદ્ધિ ત્યાં સહજ સ્વભાવ. બાળકને લિમિટેડ બુદ્ધિ, પ્રાણીઓને લિમિટેડ બુદ્ધિ અને જ્ઞાનીને તો બુદ્ધિ જ ખલાસ થઈ ગઈ હોય. એટલે જ્ઞાની તો બિલકુલ સહજ હોય.

**પ્રશ્નકર્તા :** પણ ફેર શું પડે, જ્ઞાનીમાં ને બાળકમાં ?

**દાદાશ્રી :** બાળક અજ્ઞાનતાથી અને આ સજ્ઞાનતાથી છે. પેલું અંધારામાં અને આ પ્રકાશમાં. પ્રકાશ વગર માણસ સહજ રહી શકે નહીં ને ! એટલે બુદ્ધિ જ્યારે જાય ત્યારે પછી સહજ રહી શકે, નહીં તો ઈમોશનલ થયા વગર રહે નહીં. બુદ્ધિ ઈમોશનલ જ કરે. જ્યાં સુધી જડતા હોય ત્યાં સુધી ઈમોશનલ ના થાય. કેટલા માણસોને આપણે ટૈડકાવ ટૈડકાવ કરીએ છીએને, પછી આપણે જાણીએ કે આ હાલતો કેમ નથી ? પણ શાનો હાલે ? એને વાત હજુ પહોંચી જ નથી તે ! અને બુદ્ધિશાળીને તો બોલતાં પહેલાં વાત પહોંચી જાય. વિચાર કરે ને તોય પેલાને પહોંચી જાય ને !

## ભૂતાવળ, એટિકેટની !

એટલે આ હાર્ટિલી જોઈશે. હાર્ટિલી એટલે બુદ્ધિ વપરાય નહીં ને બુદ્ધિ વપરાય તે એટિકેટ-બેટીકેટ બધું. ગાંડપણ-બાંડપણ ભેગું થઈને ભૂતાં વળગ્યાં હોય. બીજા ઓછાં ભૂતાં વળગ્યાં હતાં કે પાછાં એટિકેટના ભૂતાં વળગાડ્યાં ? એટિકેટ જોયેલી તમે ?

**પ્રશ્નકર્તા :** પહેલાં એટિકેટમાં જ રહેતા હતા ને, દાદા !

**દાદાશ્રી :** એમ ! હવે નથી ગમતી ?

**પ્રશ્નકર્તા :** એ તો બોજારૂપ થઈ જાય. બોજારૂપ લાગે ને ?

**દાદાશ્રી :** ભૂતાં લાગે, ભૂતાં ! મારે ત્યાં તો કેટલાયની એટિકેટ જતી રહી. હું કહું, 'આ ભૂતાં કંઈ વળગાડીને આવ્યાં છો તમે ?' જે બોજારૂપ લાગે, બેસતાં જ 'જરા કરચલી પડી ના જાય' કહેશે. અલ્યા, મહીં કેટલીય કરચલીઓ પડે છે ? બહારની છોડ ને એટલી ! એટિકેટનાં ભૂતાં જોયેલાં કે બધાં ? દાદાને કશી ભાંજગડ છે ? જે ભલા-ભોળા, ગામડિયા જેવા દેખાય ને ચોખ્ખા છે કે નહીં ? એટિકેટનાં ભૂત ! અણસમજણ છૂટી જાય તો ભૂતાં જાય પણ અણસમજણ છૂટે નહીં ને ? અણસમજણ છૂટે કે ?

બુદ્ધિવાળાને તો બુદ્ધિ મહીં એવું દેખાડે કે શું જોઈને થબાકા પાડતા હશે ? એવું અવળું દેખાડે. મને મોટા મોટા ભણેલા માણસો મુંબઈમાં પૂછે છે કે 'તમારે ત્યાં આવીને થબાકા પાડે છે, એનો શો અર્થ છે ?' મેં કહ્યું, 'જેની પહેલાં અનંત અવતાર ચીડ કરી છે ને, તે ચીડ કાઢવા હારુ કરે છે.' પાછું કાઢવું તો પડશે ને ? ચીડ તો લઈને જવાય કે ત્યાં મોક્ષે ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** એ ચીડ કરેલી તે કાઢવા હારુ. આ તમારી જાતે કરો એટલે નીકળી જાય. હા, નહીં તો મારે આ ધંધો કરીને શું કામ છે ? હું જ્ઞાની પુરુષ અને જ્ઞાનમાં આવું હોય નહીં ને ! કારણ કે અક્રમ વિજ્ઞાન છે. ક્રમિકમાં ના આવે. ક્રમિકમાં એવું ના થાય. ક્રમિકમાં તો જોડે જોડે લઈ લઈને માર ખા ખા કરવાનો. અહીં તો ખાલી જ કરી નાખવાનું. શુદ્ધાત્મા થયા પછી રહ્યું શું તે ?

## જ્ઞાની કૃપા વિણ ન જાય 'એ' !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને કેમ બંધ કરવી, એ ડખો કર્યા કરે તો ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધેલું છે ?

**પ્રશ્નકર્તા :** નથી લીધું.

**દાદાશ્રી :** હમણે સમજણ ના પડે. જ્ઞાન લીધેલું હોય ને, તેને સમજણ પાડેલી કામની. નહીં તો બુદ્ધિ ઉપર તો બધો આધાર છે એમનો. જ્ઞાન લીધા પછી બુદ્ધિ ઉપર આધાર રહ્યો નહીં.

**પ્રશ્નકર્તા :** ધારો કે, મારી ઈચ્છા એવી છે કે, આ સંસાર કરતાં કરતાં મારી પોતાની રીતે અંતરમુખ થવું છે. મારે બુદ્ધિ દૂર કરવી છે, પણ સાચી વસ્તુ જોવી છે. તો એને માટે કોઈ રસ્તો ખરો ?

**દાદાશ્રી :** એવું છે ને, બુદ્ધિ દૂર કરે, એ થાય એવી નથી. બુદ્ધિ દૂર કરવાનું જે કહે છે ને, તે કોણ કહે છે ? બુદ્ધિનો ખાસ ફ્રેન્ડ (અહંકાર) એમ કહે છે કે મારે બુદ્ધિ દૂર કરવી છે. એ બુદ્ધિ ખાસ ફ્રેન્ડથી ખસે નહીં પાછી, એટલે આમાં કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા :** તો બુદ્ધિનો ઉપયોગ નહીં કરવો જોઈએ ?

**દાદાશ્રી :** બુદ્ધિનો ઉપયોગ ના કરે, તે બહુ ઉત્તમ કહેવાય. પણ કર્યા વગર રહે નહીં ને ! લાઈટ હોય એટલે તમે ના ઉપયોગ કરો તોય અજવાળું થઈ જ જાય ને એટલે તમે એ બાજુ જુઓ, બુદ્ધિ તો લાઈટ છે, પર પ્રકાશક છે. એટલે અમારામાં બુદ્ધિ હોય જ નહીં, પછી બુદ્ધિ વપરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** આ સાઠ વર્ષમાં બુદ્ધિ ચારે તરફથી ભેગી કરી હોય, તેને હવે તમે કહો કે એને કાઢી નાખો તો એ કેવી રીતે નીકળે ?

**દાદાશ્રી :** એને તમારે કાઢી નાખવાની નહીં. એ તો હું કરી આપીશ. એ તો જે બુદ્ધિ વગરનો હોય તે કાઢી આપે. બુદ્ધિ તો આપણે બંધ કરવી હોય ને, તો બંધ ના થાય. એ તો જ્ઞાનીની કૃપાથી બંધ થાય. અબુધ થવા તો બહુ કૃપા જોઈએ. એવું છે ને, ચોરને દહાડો ના ગમે. દહાડો થાય એટલે ચોરને કંટાળો આવે. એ તો રાતે ચંદ્રમા ક્યારે આવે ને ક્યારે બહાર જઈએ એમ કરે. એવી રીતે આ બુદ્ધિને

અંધારું જ ગમે અને ડખો કર્યા જ કરે. એ માણસને ઈમોશનલ કરે. બાકી બુદ્ધિની જેટલી જરૂર છે, એ તો એની મેળે કુદરતી રીતે છે જ.

## ન ચલાય બુદ્ધિની સલાહે !

**પ્રશ્નકર્તા :** તમારી છાયામાં આવ્યા પછી, બુદ્ધિ જો છેતરે તો એના જેટલો દુર્ભાગી જીવ કોઈ નહીં.

**દાદાશ્રી :** તોય છેતરે. બહુ હોશિયારને પણ છેતરે. માટે તમે ઓળખી રાખો. હું તમને શું કહું છું, બુદ્ધિ કંઈ પણ સલાહ આપવા આવે ને ત્યારે કહીએ, તું તારી મેળે પિયર જા અને હવે મારે તારું કામ નથી. બુદ્ધિ એકલીની સલાહ ના સંભળાય.

**પ્રશ્નકર્તા :** દાદા કહે છે ને કે બુદ્ધિબેનને કહો કે તમે પિયર જાવ. પણ એક વખત કહેવાથી નથી જતી.

**દાદાશ્રી :** એ ન જાય. પણ આપણે એક ફેરો કહ્યું ને, ત્યારથી એ સમજી જાય કે હવે અળખામણી થઈ છું, હવે વહાલી નથી એવું સમજી જાય. આપણે જેને ડાઈવોર્સ આપવાના હોય, તેને એકાદ ફેરો બોલીએ નહીં, 'તમે જાવ અહીંથી.' તો એ શું સમજે ? માટે એને કહી દઈએ કે તારે ને મારે છૂટું થવાનું. એવું કહી દઈએ ત્યારથી એને વહેમ પડી જાય ને પછી બુદ્ધિ જોર ના કરે અને કહેવા આવે ને, તોય દબાતી દબાતી આવે કે એના મનમાં એમ કે, વઢશે કે શું કરશે ? વઢશે કે શું કરશે ?

બુદ્ધિ ભમાવે ત્યારે આપણને મૂંઝવે. એટલે આપણે પહેલેથી જ કહી દેવું, 'તું મને સલાહ જ ના આપીશ. મારે તારી સલાહ જોઈતી નથી. બહુ દહાડો તારી સંસારમાં સલાહ કામ લાગી. છોકરો પૈણાવતી વખતે, છોડી પૈણાવતી વખતે, બધા વખતે તારી સલાહ કામ લાગી છે પણ હવે તો મારે મોક્ષે જવું છે. તારી સલાહનું હવે કામ નથી.'

બુદ્ધિએ તો અત્યાર સુધી કામ કર્યું સંસારમાં. દાદાનું જ્ઞાન નહોતું ત્યારે કંઈ એમ ને એમ સ્થિર પડ્યા'તા ? ત્યારે કહે, ''ના, જીવતા'તા

ને ! પાનેય ખાતા'તા ને બધું કરતા'તા.'' પણ તે આ બુદ્ધિએ કામ કર્યું ને આપણું. બુદ્ધિએ ચલાવ્યું'તું ને ! ત્યારે એ નહોતું ચલાવ્યું ? પણ એ મોક્ષમાં ના જવા દે. એની હદ સંસારમાં રાખવા પૂરતી. ટોપ ઉપર બેસાડે પણ અહીંથી બહાર નીકળવા ના દે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો ત્યાગ કેવી રીતે કરી શકીએ ?

**દાદાશ્રી :** બુદ્ધિનો ત્યાગ કરવાનો નથી. બુદ્ધિ એ આમ ત્યાગ કરી શકીએ એવી વસ્તુ નથી. એ તો મહીં ભાવ રાખવાનો કે મારે હવે બુદ્ધિની જરૂર નથી. એવો ભાવ રાખવાથી, એ દહાડે દહાડે ઘટતી જાય અને બુદ્ધિની જરૂર છે એવો ભાવ હોય ત્યાં સુધી બુદ્ધિ વધતી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આપણો ભાવ ઠેઠ સુધી અબુધ થવાનો હોવો જોઈએ ?

**દાદાશ્રી :** હા, બસ એટલું જ થવાની જરૂર છે. એ ભાવ એકલો જ આપણા હાથમાં છે, કર્તવ્ય આપણા હાથમાં નથી. કર્તવ્ય તો અજ્ઞાન છે ત્યાં સુધી કર્તવ્ય છે. આ જ્ઞાનથી કર્તવ્ય રહેતું નથી.

## એ નથી 'ફાઈલ' !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** બુદ્ધિ એ ફાઈલ ખરી ? બુદ્ધિ એ ફાઈલમાં ના ગણાય ?

**દાદાશ્રી :** ના. છતાં ફાઈલમાં ગણવી હોય તો ગણો. ના ગણવી હોય તો જરૂર નથી. ફાઈલને શું લેવાદેવા ? આપણે એનું ના માનવું હોય તો કોણ મનાવનાર છે ? મેં નક્કી કર્યું કે ઘરમાં આ માણસ કહે છે એ મારે માનવું નથી. એવું કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** એટલે એ સમભાવે નિકાલ કરવાની વાત નથી ?

**દાદાશ્રી :** 'ના માનવું' એટલે મેં મનમાં નક્કી જ કરી રાખેલું છે કે, છો ને બોલતો, મારે નથી માનવું. એની સલાહ મારે ના જોઈએ.

ને ફાઈલનો તો સમભાવે નિકાલ કરવો પડે. પણ ફાઈલ નથી એ. આ તો 'વે ટુ તાજમહાલ' છે, તો એ વાંચીને આપણે તાજમહાલ જવું હોય તો જાવ, લબદાવા માટે. આજ્ઞામાં આ વસ્તુ આવતી નથી. વગર કામની પીડા છે આ તો. આજ્ઞાની બહાર કશું કરવાનું નથી. તો જ્યારે ઊભી થાય ત્યારે કહી દેવાનું કે, 'આજ્ઞામાં નથી આવતી માટે જાવ.'

**પ્રશ્નકર્તા :** આ ચંદુભાઈ ફાઈલ છે, તો પછી એ ફાઈલનો ભાગ છે ને ? ફાઈલનો એક કાગળ તો ખરો કે નહીં, બુદ્ધિ ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ એ ફાઈલ નથી. આપણે તો ફાઈલનો નિકાલ કરવાનો ચંદુભાઈ જોડે અને ચંદુભાઈએ બુદ્ધિનો નિકાલ કરવાનો છે. ચંદુભાઈએ ના માનવું જોઈએ. ચંદુભાઈએ બધાની વાત સાંભળવી, પણ બુદ્ધિની વાત સાંભળવી નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે 'આપણે' ચંદુભાઈને સમજાવવાના કે આ બુદ્ધિનું સાંભળશો નહીં ?

**દાદાશ્રી :** હા, બસ, કહો ચંદુભાઈને !

## એ અટકાવે નિદિધ્યાસન !

**પ્રશ્નકર્તા :** દાદાનું કે કોઈનું પણ નિદિધ્યાસન થાય નહીં, ફોટો પડે જ નહીં, એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ તો બુદ્ધિ છે. એ ડખલ કરનારી બુદ્ધિ છે.

**પ્રશ્નકર્તા :** તો શું કરવું ?

**દાદાશ્રી :** કશુંય નહીં. બુદ્ધિ ડખલ કરે છે, એવું આપણે જાણીએ છીએ કે આ ડખલ કરનારી છે. એ ડખલ કરનારને લીધે આવું દેખાય છે. કેટલાક માણસ કહે છે કે, 'દાદા, નિદિધ્યાસનમાં એક્ઝેક્ટ મોઢું નથી દેખાતું.' મેં કહ્યું, 'એ બુદ્ધિ ડખલ કરે છે' પણ આપણે એક્ઝેક્ટ છે એવું જ જોઈ લઈએ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ કઈ રીતે ડખલ કરે છે ?

**દાદાશ્રી :** એ તો આપણને, હમણે નિદિધ્યાસન કરતા હોય ને, તો બીજામાં ઢસેડ ઢસેડ કરે.

**પ્રશ્નકર્તા :** અથવા તો બુદ્ધિ એમ કહ્યા કરે કે નિદિધ્યાસન નથી આવતું ?

**દાદાશ્રી :** હા, બસ. 'નથી આવતું' એવું હઉ કહેવા લાગે. સંસારમાંથી મોક્ષ તરફ ખસવા નહીં દેવાની એની દલીલો હોય બધી. બંધનમાં જ રાખવાની દલીલો હોય અને એટલે ડખલેય એવી કરે.

**પ્રશ્નકર્તા :** આપણે ના કરવું હોય એવું કરાવડાવે.

**દાદાશ્રી :** હા, એવું કરાવડાવે. એટલે નિદિધ્યાસન બેસે નહીં, એ બુદ્ધિની ડખલો હોય. અને નિદિધ્યાસન બેઠા પછી ખસતુંય નથીને લોકોને, એક સેકંડેય ખસતું નથી પછી !

**પ્રશ્નકર્તા :** એકવાર બેસે પછી ન ખસે, પણ આ તો નિદિધ્યાસન નથી આવતું એની જ વાત છે.

**દાદાશ્રી :** એ બેસે છે ક્યારે કે જ્યારે આપણને અડચણ આવે છે ત્યારે બેસે છે. શારીરિક અડચણ આવે છે ત્યારે આપણને દુઃખમાં ચિત્ત રહે, તે વખતે નિદિધ્યાસન રહે તો જરા શાંતિ રહે. ત્યારે વધારે સારું બેસી જાય. રસ્તામાં ગાડીમાં જતા હોય કે, આંખ મીંચી કે દાદા દેખાય એવું નિદિધ્યાસન થઈ ગયેલું હોય છે લોકોને. પછી ઉપાધિ જ નહીં ને ! દાદા સાક્ષાત્ રહેતા હોય પછી ઉપાધિ જ નહીં ને ! તમે તો એમ કહેતા હતા ને કે મારે તો દાદાની પાછળ જ પડવું છે. એટલે રૂબરૂ નિદિધ્યાસન સારું આપણે તો !

**પ્રશ્નકર્તા :** આ નિદિધ્યાસન કહ્યું, એ આખી મૂર્તિની કલ્પના કરવી જોઈએ ને ? પહેલાં તો આભાસ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** નિદિધ્યાસન એટલે બિંબ દેખાવું, ગમે તેવું. બુદ્ધિ એક્ઝેક્ટ નિદિધ્યાસન ના દેખાડે.

**પ્રશ્નકર્તા :** ઓળો પડે ?

**દાદાશ્રી :** હા, ઓળો પડે, બસ. પણ બુદ્ધિ એક્ઝેક્ટ ના દેખાડે. બુદ્ધિ હોય તે, એક્ઝેક્ટનેસને ભૂંસી નાખે.

**પ્રશ્નકર્તા :** તો પછી એનું શું કરવાનું ?

**દાદાશ્રી :** કશો વાંધો નહીં. ઓળો પડે એટલે બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** નિદિધ્યાસનમાં પ્રતિબિંબ પડવું જોઈએ ?

**દાદાશ્રી :** તો જ એમની ડિરેક્ટ શક્તિ મળે.

## જ્ઞાનવિધિ વખતે...

આ જ્ઞાનવિધિ વખતે બુદ્ધિ આમાં ડખો કરે એટલે આપણે બુદ્ધિને કહીએ કે આજનો દહાડો બહાર બેસી રહેજે. આટલું અમને પૂરું કરી લેવા દે. આવું કહીએ ત્યારે પછી છે તે બુદ્ધિ ડખો ના કરે. એટલા માટે તો આ ડૉક્ટરો માણસને બેભાન કરીને પછી ઓપરેશન કરે. હા, નહીં તો બુદ્ધિ ડખો કરેને તો આખો કેસ બગડી જાય. અને આપણે અહીં તો જ્ઞાન આપીને ભાનમાં લાવવાના છે. એટલે પછી તમારે એટલું કહી દેવાનું કે આજનો ટાઈમ, અત્યારે સાડા નવ વાગ્યા સુધી બહાર બેસી રહે. એટલે પછી તમે તમારે ઘેર જાઓને, તો ત્યાં ભેગી થાય. પછી જમાડજો. એટલે આજનો દહાડો બુદ્ધિને બહાર બેસ એવું કહેવાય કે ના કહેવાય ? એક દહાડો રજા આપવી.

## બુદ્ધિ સ્વીકારે તો જ દેખાય 'એ' !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આપે બે આજ્ઞા કહી કે, રિલેટિવ વ્યૂ પોઈન્ટ અને રિયલ વ્યૂ પોઈન્ટ, એ દૃષ્ટિથી જોવું. એટલે ગાયને રિલેટિવમાં ગાય છે અને ખરેખર શુદ્ધાત્મા છે. એની એક્ઝેક્ટ દૃષ્ટિ એ કેવી રીતે હોય ?

**દાદાશ્રી :** આ તમને આત્માનું જ્ઞાન આપ્યું તેમાં એક્ઝેક્ટ દૃષ્ટિ

આપી હતી કે ખાલી બિલીફ જ છે. રોંગ બિલીફ ફ્રેક્ચર કરી આપી, તે રાઈટ બિલીફ થઈ ગઈ, બસ. બુદ્ધિની તો વચ્ચે ડખલ છે જ નહીં અને તે સમજણ બુદ્ધિથી સમજાય એવી છે. બુદ્ધિથી સમજાય ત્યારે તો એવું કરે છે. પછી જોવાનું કેમનું છે ? આ આંખથી દેખાતું હશે ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને કે અમને એક એક જીવમાં શુદ્ધાત્મા દેખાય ?

**દાદાશ્રી :** અમારી વાત જુદી છે ને તમારી વાત જુદી છે. એ કંઈ કહેવાય નહીં. તમારે અર્થ કાઢવાનો કે બુદ્ધિથી સમજાય એવું કેમ નથી ?

**પ્રશ્નકર્તા :** એ સમજાય.

**દાદાશ્રી :** બધા બુદ્ધિવાળા કબૂલ કરે કે આ સમજાય એવું છે. પછી શો વાંધો છે ? આંખનું આંખથી દેખાવું, બુદ્ધિથી દેખાવું જોઈએ તો સાચી શ્રદ્ધા બેસે. લોકોને કહેશે કે, 'તું અહીંયાં સારું કામ કર તો પુણ્ય બંધાશે.' તો કંઈ એને દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બુદ્ધિથી બતાવેલું બધા એક્સેપ્ટ (સ્વીકાર) કરે. તારું કેમ આવું થઈ ગયું છે ?

**પ્રશ્નકર્તા :** ના, આ તો વિશેષ જાણવા મળે, દૃષ્ટિ મળે એટલા માટે.

**દાદાશ્રી :** ચાલો. પછી આંખથી પાંચ ઈન્દ્રિયોનું પૂતળું દેખાય. બુદ્ધિથી એથી વિશેષ દેખાય.

**પ્રશ્નકર્તા :** બરાબર. અને જ્ઞાનથી સંપૂર્ણ દેખાય ?

**દાદાશ્રી :** એ તો સહેજેય સમજાય એવી વાત છે. સામાને સંતોષ ના થાય, પણ પેલી વાતનો સંતોષ થાય છે ને ? કો'કને સારું કામ કરવાનું કહીએ અને કહીએ કે એનાથી પુણ્ય બંધાશે, તે તરત એને પોતાને સમજાય છે ને ? બુદ્ધિથી નથી સમજાતું ?

**પ્રશ્નકર્તા :** સમજાય.

**દાદાશ્રી :** અને આશરે એમ ને એમ કહે કે, 'ભઈ, બધામાં ભગવાન છે.' તો બુદ્ધિ એને એક્સેપ્ટ ના કરે. બુદ્ધિએ એક્સેપ્ટ કરવું જોઈએ. હું કહું કે, 'બધામાં ભગવાન છે, બધામાં ભગવાન જો જો', બુદ્ધિ એક્સેપ્ટ ના કરે ને તો એનો અર્થ નથી, એ મિનિંગલેસ છે. એવું કહેવાથી કંઈ બધામાં ભગવાન જોવાતા નથી, પણ આ વાત ઠીક છે, એવું બિલકુલ ના બોલે, તેના કરતાં સારું છે અને ખરેખર તો છે જ ને ભગવાન, એમાં વાત ખોટી તો નથી ! પણ જ્યાં સુધી બુદ્ધિ એક્સેપ્ટ ના કરે, ત્યાં સુધી જેવું જોઈએ તેવું ફળ ના મળે. આ તો આપણી જ્ઞાનવિધિ પછી રોંગ બિલીફ ફ્રેક્ચર થાય છે, રાઈટ બિલીફ બેસે છે. એટલે પછી બુદ્ધિ એક્સેપ્ટ કરે છે. અને બુદ્ધિએ એક્સેપ્ટ કર્યા, પછી ફળ મળે છે.

## બુદ્ધિ, પ્રજ્ઞા ને દર્શન !

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે દર્શનમાં આવે છે, એ દર્શન એ પ્રજ્ઞાનો ગુણ કે બુદ્ધિનો ?

**દાદાશ્રી :** દર્શન તો પ્રજ્ઞાને દેખાડનારી વસ્તુ છે. દર્શન એટલે પ્રતીતિ કે આપણે આત્મા છીએ ને એની પ્રતીતિ રહે. અને પ્રતીતિ બેસે તો એ પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એ પ્રતીતિ કોને બેસે છે ?

**દાદાશ્રી :** પ્રતીતિ અહંકારને બેસે છે કે ખરેખર હું આ નથી પણ આ છું. જે અહંકારને પ્રતીતિ હતી કે હું ચંદુ છું, એ પ્રતીતિ ઊઠી અને આ બેઠી. એનું નામ દર્શન.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્રતીતિ પ્રજ્ઞાને લીધે બેસે છે ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા નથી કરાવતી. આ જ્ઞાન હોવું જોઈએ, એ આ પ્રતીતિ કરાવે છે અને દાદા ભગવાનની કૃપા કરાવે છે. હું જ્ઞાન

આપું છું અને દાદા ભગવાનની કૃપાથી ખરેખર આમ જ છે એવું લાગે. આજ સુધીમાં આ ખોટું છે, આજ સુધીના વિચારો મપાય ને ? એ બધા ખોટા છે, એવું સમજાય. એટલે આ જ્ઞાનવિધિથી અને દાદા ભગવાનની કૃપાથી તમને, હું શુદ્ધાત્મા છું, એ પ્રતિતી બેસે છે.

## 'દાદા' જ નિરખ્યા કરવા, એ જ સત્સંગ !

દાદાને જોયા કરવા એ જ મોટામાં મોટો સત્સંગ. એવી જો મહીં કંઈ અડચણ પડી હોય, જરા સમજણ ના પડતી હોય, તો પૂછવા જેવું પૂછવું. નહીં તો એ બુદ્ધિનો વિલાસ ! બુદ્ધિ ફરવા નીકળે, રોફ મારવા નીકળે.

નાના છોકરાની બુદ્ધિ તો વળી જ જવાનીને, ને આ મોટી ઉંમરનાને બહુ આવરણોને ? છોકરાઓ બધા બહુ જલદી તૈયાર થઈ જવાના.

**પ્રશ્નકર્તા :** મોટી ઉંમરનાને આવરણ નીકળી જાય ?

**દાદાશ્રી :** નીકળી જવાનાં ને. પણ તે આમના જેવો લાભ ના ઉઠાવે.

**પ્રશ્નકર્તા :** તો શું કરવું ?

**દાદાશ્રી :** શું કરવાનું ? આપણી બુદ્ધિ તો વળી જ જવાનીને. આ બુદ્ધિ તો જુદી પડી ગયેલી. બુદ્ધિની જરૂર જ નહીં આ માર્ગમાં. બુદ્ધિ તો આખો દહાડો ડખો કર્યા કરે. આપણું આ જ્ઞાન, એ જ્ઞાન પ્રકાશ કર્યો છે, પ્રકાશ કર્યા પછી બુદ્ધિની જરૂર નહીં.

## 'એ બધામાં' જરૂર, આપણી સહીની...

**પ્રશ્નકર્તા :** આ બધાની બુદ્ધિ ખલાસ કરી નાખો.

**દાદાશ્રી :** બુદ્ધિ ખલાસ જેને કરવી હોય તેને થાય. એક બાજુ શું કહે છે, કે બાજરી વાવવી નથી અને બાજરીનો પોંક ગમે છે. તે

વાવ્યા વગર રહે નહીં ને ? થોડી વાત સમજાય છે તમને બધાંને ? બહુ ઊંડી વાત છે.

એવું છે ને, જ્ઞાન આપણી પાસે હોય તો બુદ્ધિ કાઢી નાખવાની. બુદ્ધિ કાઢી નાખે એટલે પતી ગયું.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિનું પૂર્ણ વિરામ ક્યારે આવે ? એ ક્યારે ખલાસ થઈ જાય ?

**દાદાશ્રી :** એ ખલાસ થાય કે ના થાય, એને આપણે પાણી ના પાઈએ એટલે સૂકાઈ જ જવાની છે. એટલે આપણે સાંભળીએ નહીં એટલે સૂકાઈ જવાની છે. આપણે અમુક સાંભળીએ એટલે એને ફૂડ મળી ગયું અને ફૂડ જ ના રહ્યું પછી એ જીવે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** એને સાંભળીએ નહીં તોય મહીં રહેને એક્ચ્યુઅલી તો ? એના કરતાં એને સમાધાન કરાવી આપીએ તો એ બંધ થઈ જાય ને ?

**દાદાશ્રી :** ના, એ સમાધાન આપવા જઈએ તો તો પછી આપણે વળગ્યા. સમાધાન નહીં આપવાનું. બુદ્ધિ હેરાન કરે, તે બુદ્ધિને તમે કહો કે, 'મારે રાખવી છે,' તો રહે. એને કહીએ, 'તમારો બહુ ઉપકાર છે. આખી જિંદગી ચલાવ્યું છે તમે. હવે ચલાવ્યું તેનું ઋણ ભૂલાય એવું નથી. પણ હવે તમે જાઓ એટલે હું છૂટો ને તમેય છૂટાં.' એટલું તો કહેવું પડે. માનભેર કહેવું પડે. ઉપકાર તો ખરો ને ? નહીં તો કહેશે. 'અત્યાર સુધી તો જો આટલું આટલું કામ કર્યું, છેવટે દગો કર્યો' કહેશે. આપણે હવે બુદ્ધિને શાથી કાઢીએ છીએ ? કારણ કે અહંકાર મૂળ જગ્યાએ બેસી ગયો છે. આપણને 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થઈ ગયું છે.

આ બુદ્ધિને જન્મેય આપણે આપ્યો, મોટી કરનારેય આપણે અને હવે એને ના કહી દેનારેય આપણે કે, 'હવે તારી જરૂર નથી. હવે તારું કામ પૂરું થાય છે. હવે તારી ફરજો બધી પૂરી થઈ ગઈ. માટે તારો ઉપકાર માનીએ છીએ. અત્યાર સુધી તેં બધો નિવેડો કર્યો, નભાવણી

કરી ! નભાવણી સારી કરી છે, નહીં ? ને નભાવણી કરી માટે તારો ઉપકાર માનું છું. હવે તારી નભાવણીની જરૂર નથી. હવે અબુધ દશા નભાવણી કરશે.'

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું જે ન માને તો તે સમયે એની ઉદાસીનતા ઊભી થાય ને, કે પછી બુદ્ધિ ઊભી થાય ?

**દાદાશ્રી :** બુદ્ધિનું માનવું અગર ન માનવું, તે બન્નેમાં ઉદાસીનવૃત્તિ એટલે રાગ-દ્વેષ રહિતતા.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિ ખલાસ થાય એવાં કંઈ આશીર્વાદ આપોને.

**દાદાશ્રી :** હા, પણ એ બુદ્ધિ એ ધીમે ધીમે ખલાસ થઈ રહી છે. આપણું જો ડિસિઝન કાચું પડે તો મહીં બુદ્ધિ ફરી વળે. આપણે જો ચોક્કસ છીએ તો બુદ્ધિ શું બૂમ પાડે તે ? મન, બુદ્ધિ એ તો બધાં આસિસ્ટન્ટ છે.

## બુદ્ધિ ગેરહાજર તો જ્ઞાન હાજર !

**પ્રશ્નકર્તા :** તો જેટલી માત્રામાં બુદ્ધિ ઓછી થતી જાય તેટલું જ્ઞાન પ્રગટ થતું જાય ?

**દાદાશ્રી :** એ આપણી બુદ્ધિ ઓછી થતી જ જવાની, આ જ્ઞાન લીધા પછી. આ વિજ્ઞાન એવું છે કે બુદ્ધિ ઓછી કરતું જ જાય. કારણ કે દ્વેષ પહેલો ઊડે છે ને ! એટલે વીતદ્વેષ થયેલો છે ને ! એટલે હંમેશાં બુદ્ધિ ઓછી થતી જ જાય અને આગળ આગળ વધતો જાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને વળાવી દો કહ્યું છે, એ શું છે ?

**દાદાશ્રી :** આ બુદ્ધિને લઈને અહંકાર ઊભો રહ્યો છે. અહંકાર લઈને સંસાર ઊભો રહ્યો છે. જ્યારે બુદ્ધિ, અહંકાર બેઉ વપરાશે નહીં, ત્યારે મુક્તિનો માર્ગ પ્રકાશ થશે, સંપૂર્ણ જ્ઞાન પ્રકાશ થશે !

તમને જ્ઞાન થયું છે, પણ તે તમારા આત્માનું, તમે કોણ છો તેટલું જ જ્ઞાન થયું. હજુ જેમ જેમ બુદ્ધિ ખેંચાતી જશે, બુદ્ધિ વપરાશે

નહીં તેમ અહંકાર ઓછો થશે. અહંકાર ઓછો થાય કે આખું કેવળજ્ઞાન દેખાયા કરશે. અમારે બુદ્ધિ વાપરવાની નહિ.

**પ્રશ્નકર્તા :** હવે અમે તો બુદ્ધિના સ્તરમાં જ છીએ ને ? એટલે અમે બુદ્ધિના છેડે પહોંચી જઈએ, ત્યાર પછી પેલો પ્રકાશ છે ને ?

**દાદાશ્રી :** ના, એ તો ધીમે ધીમે ઓગળતી જ જવાની. એ એની મેળે જ ઓગળ્યા કરવાની, જેમ અહંકાર ઘટતો જશે તેમ તેમ. અત્યારે તમને ખાતરી છે કે, 'હું કરતો નથી આ ?

**પ્રશ્નકર્તા :** હા, એ સમજમાં બેસવા માંડ્યું છે.

**દાદાશ્રી :** ત્યારે અહંકાર ઘટતો જાય છે, દિવસે દિવસે અને તેમ તેમ બુદ્ધિ ઘટતી જાય. સોલ્યુશન (ઉકેલ) એની મેળે જ આવ્યા કરે છે. તમારે કશું કરવાનું નહીં. મેં જે પાંચ વાક્યો આપ્યાં છે, એટલે બધું સોલ્યુશન આવશે.

## આનંદ ઊભરાય પછી...

તન્મયાકાર કોણ કોણ થાય છે ? આંગળી ઊંચી કરો જોઈએ ? સાત-આઠ જ જણ ! ભાઈને તે ઘડીએ શું અનુભવ થાય છે કહો.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થતો નથી પણ તદાકાર થાય છે.

**દાદાશ્રી :** તદાકાર થાય છે ! તન્મયાકાર થાય એટલે આખો ધોધ પડે. એ તો હવે તદાકાર થાય. એ તો હવે બુદ્ધિ થોડી નીકળી ગઈ. હજુ બુદ્ધિ નીકળ્યા પછી આનંદ ખૂબ વધતો જાય. આ મેં જે આપ્યું છે તે આનંદનું ધામ જ આપેલું છે, મોક્ષ જ આપેલો છે. જે બુદ્ધિ સંસારમાં હેલ્પ કરતી હતી, જ્ઞાન લીધા પછી હવે એ બુદ્ધિ હવે ડખલ કરે છે.

**પ્રશ્નકર્તા :** આ રિએક્શનરી આનંદ નથી, એનાથી ઊંચો આનંદ થાય છે અહીં.

**દાદાશ્રી :** ઊંચો એટલે, આત્માનું જે મૂળ આનંદ સ્વરૂપ છે. તે

આનંદ જ આપ્યો છે, તમને ! પણ એમાં જે બુદ્ધિ છે, તે સંસારમાં મોટા બનાવતી હતી, જે બુદ્ધિ આપણને વધુ મોટો ઝંડો દેખાડતી હતી, એ બુદ્ધિ અત્યારે રહી નહીં.

આટલું બધું સુખ ઉત્પન્ન થયું, કેટલી બધી સમાધિ વર્તે છે છતાં પછી જો કદિ બુદ્ધિ ગાંડાં કાઢે ને, તો આપણે બુદ્ધિને કહીએ કે, 'હે બુદ્ધિ, તને તો મૂકી આવીશ આંદામાનના ટાપુમાં.'

## ન કરાય વિકલ્પ કદી 'ત્યાં' !

બુદ્ધિનો ઉપયોગ કરવાની ના પાડી છે. બુદ્ધિનો ઉપયોગ જ કરાય નહીં. અત્યારે જે આ પાંચ આજ્ઞા, એનું કશું જાણવા જેવું જ નથી રહ્યું. મેં તમારું કશું જાણવાનું બાકી રાખ્યું નથી. પેલું ચિંતા ના થાય, છતાંય એની ચરબી પાછી ઊંચી થાય. નવરો ખોળી કાઢે કંઈનું કંઈ.

આ તો બધી વૈજ્ઞાનિક રીત છે. તેથી જ ભગવાને કહેલું ને કે, જ્ઞાની પુરુષના, ભેદવિજ્ઞાની પુરુષના બધાં કર્મો દિવ્યકર્મ છે. મહીં બુદ્ધિ પૂરવા ના દેશો.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, બુદ્ધિથી નહીં જોવાનું.

**દાદાશ્રી :** દિવ્યકર્મ છે. એ બુદ્ધિથી જોવા જશો ને, તો શું થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ઊડી જાય.

**દાદાશ્રી :** જ્ઞાન ઊડી જાય પણ એને એમાં વિરાધના બેસી જાય. ત્યાં જોવાનું જ નહીં. આમ ઊંધું નહીં જોવાનું. જેના થકી આપણે તર્યા, તોય અવળું જોયું ? જેના થકી આપણે તર્યા, ત્યાં તો એ મારી નાખે તોય બીજો વિકલ્પ ના કરીશ, એવું કહે છે. બુદ્ધિ તારી પાંસરી રહે છે કે ?

**પ્રશ્નકર્તા :** રહે છે.

**દાદાશ્રી :** ઊંધું-ચત્તું જોઈ લે કંઈ ?

**પ્રશ્નકર્તા :** કોઈ દિવસ ના જુએ.

**દાદાશ્રી :** હા, બુદ્ધિને સમજાવી દઈએ.

**પ્રશ્નકર્તા :** સમજાવવી જ પડે છે.

**દાદાશ્રી :** નહીં તો પાછું પોતાને ખબર ના હોય ને કે બુદ્ધિ એ શું જોવું ને શું ના જોવું ? વિવેક ના હોય ને ?

**પ્રશ્નકર્તા :** નહીં જ વળી.

**દાદાશ્રી :** જોખમ ત્યાં.

**પ્રશ્નકર્તા :** હા, જોખમ, જોખમ. લપસવાનું જ છે બધે.

**દાદાશ્રી :** લપસવાનું. લપસેલા તો સારા. પેલું તો એક જ અવતાર બગડે ને આ તો અનંત અવતાર ખલાસ કરે !

## બુદ્ધિને બેસાડો ચંપલ કને !

**પ્રશ્નકર્તા :** સંયોગો બહુ જ અનુકૂળ મળ્યા અને પ્રગટ પરમાત્મા સ્વરૂપ મળી ગયા, એ વાત બિલકુલ નિઃશંક રીતે બેસી ગઈ, એટલે પછી બીજી બધી ભાંજગડમાંથી વૃત્તિઓ બધી ખસી ગઈ.

**દાદાશ્રી :** એ ભાંજગડ બધી બુદ્ધિ કરાવડાવે છે. જેની બુદ્ધિ સીધી બેસે ને, તો બધું કામ નીકળી જાય. બુદ્ધિ પાંસરી બેસે નહીંને ! રાતે ઊંઘવા ના દે. આપણે કહીએ, પરમાત્મા સ્વરૂપ છે, ત્યારે એ કોચ કોચ કરે. અલ્યા, શું કરવા પજવે છે તે ? જંપીને બેસવા દે ને ? તે તમને કોચતી નથી, એટલી તમારી બુદ્ધિ સારી. નહીં તો એ બુદ્ધિ કેવી કેવી વકીલાત કરે છે ? કંઈ પાર વગરની વકીલાતો કરે.

**પ્રશ્નકર્તા :** આપની નવ વાત સમજાઈ તો છેલ્લી દસમી ના સમજાઈ, ત્યારે એવું લાગે કે નવ સમજાઈ તો દસમી આપોઆપ સમજાશે. એટલે દસમી માટે આપના ખુલાસા માગવા નથી આવતો.

**દાદાશ્રી :** નવ વાત સમજાઈ છે, તો એક વાત સિલક રહેવા

દેવી. જ્યારે કાળ આવશે ત્યારે સમજાશે, પણ એનું પૃથક્કરણ પોતે જાતે કરવાની જરૂર નથી.

હવે આ જે પદ છે, વર્લ્ડનું અજાયબ પદ છે ! આ ઓળખાઈ જાય તો કલ્યાણ જ થઈ જાય ! ઓળખે તો ને ? અમે કહીએ, બૂમો પાડીએ, કે લાસ્ટ (છેલ્લું) સ્ટેશન આવ્યું. પણ એને શું સમજણ પડી ? એને અનુભવ હઉ કરાવીએ. પણ અનુભવ પહોંચે તોય બુદ્ધિ એને જંપવા ના દે ને ! અને બીજો, ચારિત્રમોહ એને જંપીને બેસવા ના દે ને ! જુઓ ને ! આ બધા કેવા જંપીને બેસી ગયા !

બુદ્ધિ મહીં કૂદાકૂદ ના કરે તો જાણવું કે કલ્યાણ થઈ ગયું. એટલે બુદ્ધિએ તમને સહેજેય હેરાન કર્યા નથી. અહીં આવતા પહેલાં હેરાન કર્યા હશે ?

**પ્રશ્નકર્તા :** બહુ કરેલા.

**દાદાશ્રી :** હા, અહીં આવતા પહેલાં બહુ ચકાસી જોયું અને ચકાસવાથી લેટ (મોડું) થયું ઊલટું. બુદ્ધિ ગોદા મારે ને, તો મારી નાખે બધાને. જંપીને બેસવા ના દે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ગોદા મારે છે, પણ આપે જે કીધું તે પ્રમાણે બુદ્ધિને બહાર ચંપલ અગાડી (જોડે) મૂકીને આવો તો કામ થાય.

**દાદાશ્રી :** એ ડહાપણવાળું. એવું છેને, મને ભેગા થયા પહેલાં બુદ્ધિ ગોદા મારે, એ તો સ્વાભાવિક છે. પણ તમારી શક્તિ નહીં ને ? હવે તમે બહાર બેસાડો, કહીએ, 'બેસ બહાર, અમે જઈ આવીએ છીએ.' હવે આપણે પુરુષ થયા.

**પ્રશ્નકર્તા :** દાદા, અને જ્યારે બુદ્ધિને બહાર બેસાડીએ છીએ ત્યારે બુદ્ધિ ચંપલ સારી રીતે સાચવે છે.

**દાદાશ્રી :** સારી રીતે સાચવે. બુદ્ધિ ચઢી બેસે નહીં, નહીં તો ચઢી બેસે.

## બુદ્ધિ, આત્મામાં કે દેહમાં...

**પ્રશ્નકર્તા :** એ આત્મસ્વરૂપમાં જવું, આત્મ રમણ કરવું, એ આત્મસ્વરૂપમાં કેવી રીતે જવાનું ?

**દાદાશ્રી :** દેહાધ્યાસ છૂટ્યો ? દેહમાં આત્મબુદ્ધિ છે એ છૂટી છે તમારી ? આત્મબુદ્ધિ છૂટી જાય એટલે સમજાયું ?

**પ્રશ્નકર્તા :** આ દેહ જુદો છે ને આત્મા જુદો છે.

**દાદાશ્રી :** ના, પણ આત્મબુદ્ધિ છૂટી ગઈ ? 'આ દેહ તે હું છું,' એવી તમારી આત્મબુદ્ધિ છૂટી ગઈ ? 'આ દેહ તે હું છું, આ મન છે તે હું છું, આ વાણી છે તે હું છું,' એ આત્મબુદ્ધિ તમારી છૂટી ગઈ છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો આત્મબુદ્ધિ જ્યાં સુધી દેહમાં હતી ત્યાં સુધી પરરમણતા હતી. હવે એ રમણતા તૂટી એટલે સ્વરમણતા ઉત્પન્ન થઈ. એટલે તમને રમણતા ઉત્પન્ન થયેલી છે ને એનો જ તમે પ્રશ્ન પૂછો છો. શાનો પ્રશ્ન પૂછે છે ? એ પોતે બટાકાનું શાક ખાય છે ને પછી કહે છે કે બટાકા શું છે ? તો એય પ્રશ્ન જ છે ને, એક જાતનો કે માથાફોડ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** વાણી વિલાસ.

**દાદાશ્રી :** ના, હવે આ સમજીને નથી બોલતા એ. પણ એ જ્યારે સમજીને બોલે (આવા પ્રશ્ન પૂછે) ત્યારે આપણે કહીએ કે આ વાણી વિલાસમાં ચાલ્યો, પણ આ તો પોતે ફોડ પાડવા માટે બોલે છે, એ જીજ્ઞાસાથી પૂછે છે, એ બરોબર છે. અહીં રમણતા ના હોય તો ત્યાં રમણતા છે જ અને ત્યાં રમણતા નથી તો અહીં છે જ, 'આઈધર વન' (બેમાંથી એક જગ્યાએ) ! તમને દાદા યાદ રહ્યા હતા ને ?

**પ્રશ્નકર્તા :** હંમેશાં.

**દાદાશ્રી :** એટલે એ દાદા એ જ આપણું સ્વરૂપ છે અને એ જ દાદા મહીં બેઠેલા છે અને આ દેખાય છે ને, એ બધાં તો ખોખાં છે, પેકીંગ છે બધાં ! પેકીંગમાં જેને આત્મબુદ્ધિ છે, તેનાથી સંસાર ઊભો થયો છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થાય કે બુદ્ધિને દેહાધ્યાસ સાથે જ સંબંધ છે ?

**દાદાશ્રી :** બુદ્ધિને દેહાધ્યાસ સાથે જ સંબંધ છે, બીજો કોઈ સંબંધ જ નથી. આપણે અહીં આગળ માનીએ કે, 'હું ચંદુલાલ છું.' તે દેહમાં હુંપણું મનાયું. એ દેહમાં આત્મબુદ્ધિ છે, માટે દેહાધ્યાસ. આત્મામાં આત્મબુદ્ધિ થાય એટલે મૂળ સ્વરૂપમાં આવી ગયો. લોકોને શું ભાન છે કે 'નામ તે જ હું', 'આ દેહ તે હું છું', દેહમાં આત્મબુદ્ધિ છે. જ્યારે આત્મામાં આત્મબુદ્ધિ થશે એનું નામ મોક્ષ થયો કહેવાય અને દેહમાં આત્મબુદ્ધિ એ સંસાર ! એટલે શું કે જ્યાં પોતે નથી ત્યાં પોતાને આત્મબુદ્ધિ થઈ છે. એટલે આત્મામાં આત્મબુદ્ધિ થઈ જાય એટલે બસ, કામ થઈ ગયું !

## બુદ્ધિ જાય, પછી વીતરાગતા !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ પાછી પેસી નથી જતી. એ ઉછાળા મારતી હતી, પણ હવે કહ્યાગરી થઈ છે. એને કહું છું બિંદુની જેમ ના રહે, સાગરમાં આવી જા.

**દાદાશ્રી :** હા, અર્પણ કરી દેવાની. બરોબર છે, મૂકી દો.

**પ્રશ્નકર્તા :** તો પછી બુદ્ધિ પાછી કહ્યાગરી બને છે.

**દાદાશ્રી :** ના, એ તો એવું છે ને, એ અર્પણ કરે ને તોય એનો અમુક ભાગ અર્પણ થઈ જાય અને પછી પાછી વળગે. એટલે આપણે ભાવ જ એવો રાખવાનો. બુદ્ધિને એમ કહેવાનું કે 'તેં ઘણા ઉપકાર કર્યા છે. માટે હવે તો તને બધું છૂટું કરીએ. તારે જે જોઈતું હોય તે

તું માગી લે. જ્યારે ત્યારે છૂટું જ થવું પડશે.' પછી અમે અબુધ થયા, તે શી રીતે થયા ? એ રીતે થવું જ પડશે, અબુધ તો. અબુધ થયા વગર છૂટકો નથી.

**પ્રશ્નકર્તા :** મેં બુદ્ધિ બાજુ પર મૂકી દીધી.

**દાદાશ્રી :** બુદ્ધિ બાજુ પર મૂકી દે ને, તો આ જગત બહુ સરસ ચાલે એવું છે. જ્ઞાન પ્રગટ થયું ક્યારે કહેવાય ? વીતરાગતા ઉત્પન્ન થાય ત્યારે. વીતરાગતા ઉત્પન્ન ક્યારે થાય ? બુદ્ધિનો અભાવ થાય ત્યારે. એનાં બધાં કનેક્શન મળવાં જોઈએ ને ? આ તો આપણું જ્ઞાન એવું છે કે ધીમે ધીમે આપણે એના ઉપર દૃષ્ટિ રાખીશું તો ઓગળ્યા કરે બધું. એટલે આપણા મહાત્માઓને તો પેલું મીણબત્તીનું (બુદ્ધિનું) સળગતું રહે છે, એનાથી જુએ છે. અલ્યા, આનાથી (જ્ઞાનથી) જો ને ! આ સ્વ-પરપ્રકાશક છે !

❖ ❖ ❖

# (૫)

# ખપે હૃદયમાર્ગ, નહીં કે બુદ્ધિમાર્ગ !

## આશરો, બુદ્ધિની આગળનો !

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એમ થયો કે, મોક્ષે જવું હોય તો બુદ્ધિનાં કમાડ વાસી દેવા ?

**દાદાશ્રી :** બુદ્ધિ નહીં હોય તો જ મોક્ષ થશે. બુદ્ધિ હશે ત્યાં સુધી સંસારમાં ભટક ભટક ભટક... કરવાનું, પછી ગુરુરૂપે કે બાવારૂપે, ગમે તે રૂપે ભટકવાનું.

**પ્રશ્નકર્તા :** માણસ જન્મ્યો ત્યારથી બુદ્ધિના સહારે જ જીવે છે. ઘણા બુદ્ધિના સહારે મોક્ષે ગયા છે એમ આપણે જાણીએ છીએ.

**દાદાશ્રી :** ના, બુદ્ધિ મોક્ષે જવા ના દે. બુદ્ધિના સહારે સુરત સ્ટેશન સુધી આવે ને સુરતથી આગળ વિરમગામ જવા માટે બીજો સહારો જોઈએ. તો પ્રગતિ થાય. બુદ્ધિ પ્રગતિ કરાવે છે, પણ સુરત સ્ટેશન પર છોડી દે તમને.

**પ્રશ્નકર્તા :** પણ સુરત સુધી તો અમારે પહોંચવું પડે ને ?

**દાદાશ્રી :** હા, સુરત સુધી પહોંચવા માટે બુદ્ધિની જરૂર. પણ જેને આગળ જવું હોય તેણે પેલું ખોળી કાઢવું જોઈએ. અહીં આ ગુરુઓ હોય છે અને ગુરુઓ કેવા હોય, કે એ આગળ ચાલે ને આપણે પાછળ ચાલીએ. ત્રણ રસ્તા આવે એટલે ડિસિઝન એ લે કે ભઈ, આ ત્રણમાંથી આ રસ્તે ચાલો બધા. આપણે એના ફોલોઅર્સ કહેવાઈએ. અને જેની

પાછળ પાછળ આપણે ચાલીએ, એમને ફોલો કરીએ એ આપણા ગુરુ કહેવાય. ગુરુ એન્ડ ફોલોઅર્સ ! ગુરુ નક્કી કરી આપે. આપણને નક્કી થાય નહિ, સમજ ના પડે પણ એ હોય આપણી જોડે ને જોડે. આગળ મોનિટર હોય ને ? ત્યાં સુરત સુધી જરૂર ખરી. આ તો સુરતથી આગળ જેને જવું હોય તેને માટે આ વાત છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, બુદ્ધિ જો સુરત સુધી જ પહોંચાડે તો સુરતથી આગળ જવા માટે મારે પછી શેનો આશરો લેવાનો ?

**દાદાશ્રી :** પછી જ્યાં બુદ્ધિ ના હોય તેનો આશરો લેવાનો.

## બુદ્ધિથી પર, તે જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** આ ભાઈ 'બહુ જ્ઞાની' છે.

**દાદાશ્રી :** એમ કે ? 'બહુ જ્ઞાની'ને 'જ્ઞાની' ના કહેવાય. એક જ જ્ઞાનીને જ્ઞાની કહેવાય ! બહુવચન ના હોય આમાં. બહુ જ્ઞાની એ બધું ભેળસેળ થઈ ગયો, ખીચડો થઈ ગયો. 'બહુ જ્ઞાની' શું થાય ? બુદ્ધિમાં જાય. એટલે મારું કહેવાનું કે કશી હેલ્પ ના કરે. હેલ્પ તો, એક જ્ઞાની જ હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાની પુરુષ જ્યારે શબ્દ વાપરીએ છીએને, ત્યારે ઘણીવાર શાસ્ત્રજ્ઞાનીનેય જ્ઞાની પુરુષ કહે છે.

**દાદાશ્રી :** ના, જેનામાં બુદ્ધિ નથી ને, એ જ્ઞાની પુરુષ. બુદ્ધિવાળા હોય એ બધાય અજ્ઞાની.

**પ્રશ્નકર્તા :** એટલે ખોટા અર્થમાં તણાઈ જવાય છે કે જ્ઞાની પુરુષ એટલે શાસ્ત્રોને બહુ સારી રીતે સમજેલા માણસ ?

**દાદાશ્રી :** ના, પણ એમનામાં બુદ્ધિ હોય ને ! એટલે એ બધા કેન્સલ થઈ જાય. બહાર બુદ્ધિવાળા જ્ઞાનીઓ તો બધા બહુ છે. જોઈએ એટલા, ગુડ્ઝની ગુડ્ઝ ભરાય. પણ બુદ્ધિ નહીં એ જ્ઞાની કહેવાય. પેલા શાસ્ત્રજ્ઞાનીઓ કહેવાય, એ તો બધા બુદ્ધિવાળા, એને કોણ જ્ઞાની કહે ?

બુદ્ધિવાળા હોય તે વકીલાતમાં કામ લાગે અને ડૉક્ટરી લાઈનમાં કામ લાગે. પેલા શાસ્ત્રજ્ઞાનીઓ એય બુદ્ધિવાળા છે. હવે બુદ્ધિ છે એટલે એ જ્ઞાની નહીં અને જ્ઞાની હોય ત્યાં બુદ્ધિ નહીં, આ કાયદો છે. અહીં વ્યવહારમાં જ્ઞાની કોણ કહેવાય ? બુદ્ધિવાળા. પણ ખરી રીતે એ જ્ઞાની નથી. જ્ઞાની તો બુદ્ધિથી પર ગયેલા હોય અને બુદ્ધિથી પર ગયેલા જ્ઞાની, પરમાત્મા જ કહેવાય.

## મુક્ત પુરુષ તો તેને કહીએ !

મુક્ત પુરુષ કેવા હોય કે જ્યાં બુદ્ધિનો છાંટો હોય નહીં !

અને આપણે અહીં તો દરેક શહેરમાં બસો-બસો મુક્ત પુરુષો (!) છે, એમાં ક્યારે દહાડો વળે ? એ જ છૂટ્યો નથી. ઘરનાં કંટાળી ગયાં હોય, બૈરી-છોકરાં બધાંય ! અને આપણે માટે એ 'મુક્ત પુરુષ' થઈ બેસે !

હવે આવરણ મુક્તમાં શું હોય ? બુદ્ધિ બિલકુલ હોય નહીં. એક સેન્ટ પણ બુદ્ધિ ના હોય. એટલે ઈગોઈઝમ ના હોય. ત્યારે એ આવરણ મુક્ત પુરુષ કહેવાય. તો ત્યાં આપણાં બધાં આવરણ મુક્ત થાય. જે પોતે આવરણ મુક્ત છે, એવા જો બુદ્ધિ વગરના જ્ઞાની મળે, તો એ જ્ઞાની પાસેથી તારું જે કામ કરવું હોય તે થઈ શકે. બુદ્ધિ હોય ત્યાં સુધી અહંકાર હોય અને અહંકાર હોય ત્યાં સુધી આપણો શુક્કરવાર વળે નહીં અને શનિવાર થાય નહીં.

હિન્દુસ્તાનમાં જ્ઞાની જોઈએ એટલા બધા છે, પણ બુદ્ધિવાળા જ્ઞાનીઓ કશાય કામમાં ના આવે. એનું પોતાનું જ તારણ ના કાઢે ને ! કારણ કે બુદ્ધિ એની ડખલ કર્યા જ કરે.

## બુદ્ધિશાળીઓની ઘોડદોડ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીમાં બુદ્ધિ ન હોય, એ બરાબર એક્સેપ્ટ થાય એમ સમજાવો.

**દાદાશ્રી :** લોકો બુદ્ધિમાં હરિફાઈ કરે છે, કે આના કરતાં મારી

બુદ્ધિ વધારે, પેલાના કરતાં મારી બુદ્ધિ વધારે. જગતમાં એવું જ ચાલે છે ને ?

**પ્રશ્નકર્તા :** જી હા.

**દાદાશ્રી :** પેલો કહે છે, 'હું વધારે બુદ્ધિશાળી છું.' બીજો કહે છે, 'હું વધારે બુદ્ધિશાળી છું.' એટલે આ બુદ્ધિના ઘોડા રેસકોર્સમાં પડ્યા છે. હા, જ્ઞાની રેસકોર્સમાં ના હોય. એમને બુદ્ધિ જ ના હોય ત્યાં. અને પેલા બુદ્ધિવાળા જ્ઞાનીઓ તો હરીફ હોય. રેસકોર્સ હોય ત્યારે રેસકોર્સમાં માણસ હોય કે ઘોડા હોય ? બુદ્ધિ ના હોય એવો માણસ જ કોઈ ના હોય ને ! કો'ક ફેરો કો'ક અબુધ હોય, તે જ્ઞાની પુરુષ. એ વર્લ્ડની અજાયબી કહેવાય અને અજોડ કહેવાય, એની જોડી ના હોય.

આ બુદ્ધિવાળાઓ ફર્સ્ટ રેન્ક (પહેલો નંબર) ખોળે છે ! પણ ફર્સ્ટ રેન્ક તો ત્યાં પહેલો ઘોડો પહોંચશે તેને મળે, બીજાં બધાં ઘોડાં હાંફી જાય તે નકામાં ! એવું બુદ્ધિની રેસમાં ઘોડા દોડે એમ દોડે છે, તોય કોઈનો પહેલો નંબર આવ્યો નહીં. બાકી, બુદ્ધિ હોય ત્યાં આત્મજ્ઞાન થાય જ નહીં. બુદ્ધિ ખલાસ થાય ત્યારે આત્મજ્ઞાન થાય.

આ તો આત્મજ્ઞાનીઓ હિન્દુસ્તાનમાં છે તે બધા બુદ્ધિવાળા. આપણે એમ પૂછીએ કે તમારામાં બુદ્ધિ ખરી કે નહીં ? 'મારા જેટલી તો કોઈનામાં હોઈ શકે જ નહીં', એમ કહે. બધા કહે એટલે આપણે સમજી જવું કે આ બધા કંઈ છે નહીં. જ્યાં સુધી બુદ્ધિ ત્યાં સુધી કલ્પના અને બુદ્ધિ ખલાસ થઈ કે કલ્પના ગઈ. બુદ્ધિ ખલાસ થાય ત્યારે આ જ્ઞાન પ્રગટ થાય, આપોઆપ. એક બાજુ બુદ્ધિનું ખલાસ થવું ને એક બાજુ આ જ્ઞાનનું પ્રગટ થવું, બે સાથે છે. હવે બુદ્ધિ ક્યારે ખલાસ થાય ? અહંકાર ખલાસ થાય ત્યારે.

જ્ઞાની તે કોને કહેવાય ? એમને અહંકારના શીંગડા-બીંગડા ના હોય, એમનામાં ફક્ત બુદ્ધિ ના હોય, દેહધારીરૂપે પરમાત્મા જ કહોને ! બે કલાકમાં મોક્ષ આપે. ધીસ ઈઝ ધી કેશ બેન્ક ઓફ ડિવાઈન સોલ્યુશન (અધ્યાત્મના ઉકેલની આ રોકડી બેન્ક છે) ! બધાય કેશ

બેન્ક કહે છે, પણ કેશ બેન્ક ક્યાં હોય ? જ્યાં બુદ્ધિ બિલકુલ ના હોય ત્યાં. એટલે અમારામાં બુદ્ધિ નથી, એમ અમે જાહેર કર્યું. એટલે અમારી સ્પર્ધામાંય કોઈ ના આવે.

**પ્રશ્નકર્તા :** કોઇ સ્પર્ધામાં આવે કદાચ, તો પછી તમે એવા નાસ્તિકને શો જવાબ આપો ?

**દાદાશ્રી :** એ મારી પાસે આવે તો બહુ સુંદર જવાબ આપું. એ આવેને, તો તરત મારી પાસે ખૂબ જવાબ છે. એ માણસને દેખું ને એટલે જવાબ ખૂલે મારી પાસે.

## 'ત્યાં' પ્રાપ્ત મૂળ સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** મૂળ સ્વરૂપને ઓળખવા માટે કઈ જાતના પ્રયત્નો હોવા જોઈએ ?

**દાદાશ્રી :** મૂળ સ્વરૂપ ઓળખવા માટે, મૂળ સ્વરૂપ જેણે જાણ્યું હોય, જે મૂળ સ્વરૂપમાં જ રમણતા કરતા હોય, ત્યાં જઈએ તો આપણો નિવેડો આવે. હવે એને માટે આપણે તપાસ કરવા જઈએ તો બધા બહુ જણ એમ કહે કે અમે મૂળ સ્વરૂપને જાણીએ છીએ, તો પછી આપણે તપાસ કરવી કે કોનામાં બુદ્ધિ ખલાસ થઈ ગઈ, બુદ્ધિ હોય ત્યાં સુધી મૂળ સ્વરૂપ ઉત્પન્ન થાય નહીં. શબ્દે કરીને થાય, અનુભવે કરીને નહીં. જ્યારે બુદ્ધિ ખલાસ થઈ જાય, બુદ્ધિનો એક સેન્ટ ના હોય, ત્યારે એ મૂળ સ્વરૂપ ઉત્પન્ન થાય. તે ત્યાં એવો બુદ્ધિ વગરનો માણસ આપણે ખોળી કાઢો. એવા કેટલા હોય દુનિયામાં ? આ અમે એકલા જ બુદ્ધિ વગરના છીએ, તો તમારે જેવું કામ કાઢવું હોય તે અહીં નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** મારે કેવી રીતે જાણવું કે સાચા ગુરુ મારા માટે કોણ છે ?

**દાદાશ્રી :** જ્યાં બુદ્ધિ ના હોય ત્યાં અને મન-વચન-કાયાની ઓનરશીપ (માલિકીભાવ) ના હોય. એટલે ત્યાં આગળ સાચા મળ્યા

કહેવાય. ઓનરશીપવાળા હોય ત્યાં સાચા ગુરુ ન હોય. એ માલિકીવાળા ને આપણે માલિકીવાળા, બેઉ અથડાયા કરે !

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાથી એ મુક્ત છે એવું મને બીજી કોઈ પણ વ્યક્તિ કહે, તો મારે એને માની લેવું કે એ ગુરુ છે એમ ?

**દાદાશ્રી :** ના, એવું માની ના લેવું. આપણે જરા તપાસ કરવી જોઈએ. કંઈ કહેવાથી માની ના લેવાય. અગર તો એને કહેવું જોઈએ કે તો મારો નિવેડો લાવી આપો, આપ જો મુક્ત છો તો મને આ બંધનમાંથી છોડાવો.

**પ્રશ્નકર્તા :** એનો કોઈ ડેફિનેટ અનુભવ કે ડેફિનેટ પ્રતીતિ હશે કે નહીં, કે એ સાચા ગુરુ છે ?

**દાદાશ્રી :** આપણે ગાળ ભાંડીએ તો સહજ ક્ષમા હોય. આપણે મારીએ તોય ક્ષમા હોય, ગમે તેવું અપમાન કરીએ તોય ક્ષમા હોય. પછી સરળ હોય. આપણે સાવ સોનું આપીએ તોય એ લે નહીં. જે લક્ષ્મી અને સ્ત્રીને અડે નહીં. આવાં બધાં કેટલાંય લક્ષણ હોય અને પાછી એમનામાં બુદ્ધિ ના હોય. બુદ્ધિવાળાનું શું કામ ? આપણે બુદ્ધિવાળા ને એ બુદ્ધિવાળા, બેઉ લડંલડા કરે, વાદવિવાદ કરે !

**પ્રશ્નકર્તા :** આચરણમાં તો એવા પુરુષ મળી રહે આપણને, પણ મનથી છે કે નહીં એ શું ખબર પડે આપણને ?

**દાદાશ્રી :** બીજા વર્તનની કંઈ જરૂર નથી. બુદ્ધિ જતી રહી છે કે નહીં એ તમને સમજણ પડે એ. બાકી, બુદ્ધિ ના હોય તો તો કામ જ થઈ ગયું. એ પોતે જ એમ કહે કે, અમને બુદ્ધિ નથી તો કામ થઈ જાય, પણ એવું કોઈ કહે નહીંને વર્લ્ડમાં ! કોઈ એવો મૂરખ ના હોય કે મારામાં બુદ્ધિ નથી એવું બોલે. બોલે ખરો કોઈ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું છે ને, આપણા લોકોને તો સમજણ કેવી ? બાળક અવસ્થા કેવી હોય ? આનેય જ્ઞાની કહે ને બીજાનેય જ્ઞાની કહે,

પોતાની સમજણથી જ કહે છે ! સમજણ એવી હોવી જોઈએ કે પછી ફરવી ના જોઈએ. ગમે તેને જ્ઞાની કહે, તો દ્વિધા રહે તો એનું કલ્યાણ ના થાય. એટલે દ્વિધા રહેતી હોય તો આપણે દેખાડી જવું જોઈએ કે, 'સાહેબ, આ કેમનું લાગે છે ?' તો હું કહું કે, 'ભઈ, આ આમ છે ને આ આમ છે. તું માની બેસીશ નહીં, છોડી દે, નહીં તો તું માર્યો જઈશ. દહીંમાં ને દૂધમાં બે જગ્યાએ પગ રાખીશ તો માર્યો જઈશ તું. તારી બુદ્ધિ નથી કે, તું જ્ઞાનીને ઓળખી શકે.' જ્ઞાનીને ઓળખવું એ તારી બુદ્ધિની બહારની વાત છે. આ તો એનાં પુસ્તકો વાંચીને તું બોલું છું. બાકી, એ પુસ્તક મારી પાસે લાવ, તો એક-એક વાક્ય કહી આપું, કે આ વિરોધાભાસ છે.

## પુણ્ય-પાપનાં ખાતાં...

**પ્રશ્નકર્તા :** એક સંતે લખેલું છે કે 'પાપ કા ખાતા અલગ હૈ ઔર પુણ્ય કા ખાતા અલગ હૈ. દોનોં કે ફલ અલગ અલગ ચખને કો મિલેંગે. કર્મ સે કર્મ ટૂટતા નહીં, કર્મ નાશ તો આત્મજ્ઞાન સે હી સંભવ હોતા હૈ.'

**દાદાશ્રી :** બિલકુલ કરેક્ટ વાત છે.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિમાં લખાયેલું છે કે જાગૃત અવસ્થામાં ?

**દાદાશ્રી :** આ બુદ્ધિની જાગૃત અવસ્થામાં લખાયેલું છે, જ્ઞાન જાગૃતિમાં નથી. હા, મને જ્ઞાન નહોતું તોય હું આવું બોલતો હતો. લોકોને સમજાવતો હતો કે ભઈ, 'પુણ્ય અને પાપ બે ખાતાં જુદાં ભગવાને રાખ્યાં છે.' શા હારુ કે, આ વણિક લોકો કેવા જુદાં રાખે છે ? પંચાણું ટકા પુણ્ય કર્યું હોય તો પંચાણું ટકા જમે અને પાંચ ટકા પાપ કર્યું હોય તો પાંચ ટકા બાદ. પંચાણુંમાંથી પાંચ બાદ કરીને નેવું મૂકતા નથી. ભગવાન કાચી માયા નથી અને જો એવી કાચી માયા હોય તો વણિક લોકોને ઘેર દુઃખ હોત જ નહીં. એટલે મેં આ પહેલેથી બૂમ પાડ પાડ કરેલી. વણિક લોકો છોડે કે ?

**પ્રશ્નકર્તા :** બાદબાકી કરીને હવાલો નાખી દે.

**દાદાશ્રી :** હા, એટલે પછી એવું હોય ને તો સંસારમાંથી કોઈ છૂટવાવાળો જ ના હોય. પણ આ તો પાંચ ટકા ખરેખરું કડવું આવશે, તે ઘડીએ સહન નહીં થાય પછી. એટલે એ કંટાળે છે. બહુ સરસ જવાબ આપ્યો એમણે, એક-એક અક્ષરેય બિલકુલ કરેક્ટ. બુદ્ધિપૂર્વક લખેલું છે. હવે બુદ્ધિપૂર્વકનું બધું સ્વપ્નમાં જાય છે, ઊઘાડી આંખનું સ્વપ્નું. પણ સ્વપ્નમાંય આટલું બધું મહીં કરેક્ટનેસ હોય છે. બુદ્ધિને ઊંઘ તો કેમ કહેવાય ? બુદ્ધિ એક જાગૃતિ છે, પ્રકાશ છે એ તો.

**પ્રશ્નકર્તા :** આ નિર્મળ બુદ્ધિમાં આવે ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિ નિર્મળ થાય ને, ત્યારે આ બધું સમજાય. નિર્મળ બુદ્ધિ ક્યારે થાય કે પરિગ્રહ ઓછો થાય. બીજું આજુબાજુ સંજોગો બધા ડહોળાયેલા ના હોય. કેટલાક પ્રકારના બહુ સુંદર જવાબ આપે એ. ઉપનિષદની બહાર છે આ વાત બધી.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી જ્ઞાની પુરુષ મળે નહીં ત્યાં સુધી તો આ પુસ્તકો પાછળ જ પડે.

**દાદાશ્રી :** હા, ત્યાં સુધી એ જરૂરિયાત. કારણ કે બુદ્ધિનો વિષય છે. બુદ્ધિથી પરમાં જવું પડશે. તે જ્ઞાની પુરુષ મળે ત્યારે બુદ્ધિથી પરની વાતો જાણે. બાકી આ ઉપનિષદ ને એ બધા, બુદ્ધિનો વિષય અને શબ્દ રૂપી. શબ્દો કશું કરે નહીં, પણ જ્ઞાની ના મળે ત્યાં સુધી શું કરે ? એમાંથી સારું ના મળે તો 'કંટ્રોલ'માં મળે, એવું ખાવું તો પડે ને ?

અને સિદ્ધાંત અવિરોધાભાસ હોવો જોઈએ. સિદ્ધાંત એનું નામ કહેવાય કે પંદરસો પાન લખેલી ચોપડી હોય પણ પંદરસો પાનમાં એક લીટી પણ એનો વિરોધ કરતી ના હોય. આ તો ત્રીજે પાને બધા વિરોધાભાસ હોય, એને પુસ્તક કેમ કહેવાય ? હું તો આવાં પુસ્તક તરત જ બાજુએ મૂકી દઉં. મારી પાસે તમે લાખ પુસ્તકો લાવો, મૂકો તો હું તમને પાંચ કલાકમાં બધાં છૂટાં મૂકી આપું કે, આ છાપવાં ખોટાં છે અને આ ખોટું બોધરેશન છે અગર તો બુદ્ધિનાં આરામ સ્થાન છે. એ પુસ્તકો બુદ્ધિનાં રેસ્ટ હાઉસ છે. બુદ્ધિને રેસ્ટ હાઉસ જોઈએ ને ?

મોક્ષ ફળ ના આપે, શાંતિ ના આપે. મને તો એ પહેલેથી જ ગમે નહીં. વિરોધાભાસ વાત આવે તો એને બાજુએ મૂકી દઉં.

## સંતો બુદ્ધિવાળા, અમે અબુધ !

કેટલાક સંતો કોઈ પણ માણસને શાંતિ આપે છે એટલું સારું છે ને ! ખોટું કહેવાય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** આપ તો એમને ઓળખી શકો ને ?

**દાદાશ્રી :** એ પ્રમાણ છે એ કહીએ છીએ ને, પછી એથી વધારે શું ઓળખવાનું ?

**પ્રશ્નકર્તા :** એ જે વાત કહે છે, એને પણ આપ સારી રીતે સમજી શકોને ?

**દાદાશ્રી :** અમારે એ વાતમાં સમજવા જેવું છે જ નહીં. એકુય વાક્ય એમનું મને સમજવાનું કારણ નથી. એકુય વાક્ય મારે કામનું નથી. એટલે સ્થૂળ ભાષા છે બધી. બધી બુદ્ધિની ભાષા છે. મને તો બુદ્ધિ છે નહીં, હું શી રીતે સમજી શકું ? એમનામાં બુદ્ધિવાદ છે, શી રીતે મારે મેળ પડે ? એટલે હું જાણું કે આ બુદ્ધિવાદને છેટો મૂકો. આમને ત્યાં એક પુસ્તક જોયું એ બાજુએ મૂક્યું. કામનું શું ? આવું અનંત બુદ્ધિવાદ, જગત જ આનાથી ભરાયેલું છે ને ? તે મારે સાંભળવાનું શું કામ છે તે ?

**પ્રશ્નકર્તા :** એ પણ બુદ્ધિને છોડવાની વાત કરે છે.

**દાદાશ્રી :** પણ જે પુસ્તક છે ને, એ તો બુદ્ધિવાદ છે. મારે કામનું નહીં. મારે તો બુદ્ધિવાદ સિવાયની વાત હોય એ કામની. એ બુદ્ધિ છોડવાનું કહે છે એને અમે ધન્ય માનીએ છીએ કે, આવો વિચાર એમને ઉત્પન્ન થાય છે અને તે ધન્ય વાત છે ! એ બુદ્ધિ છોડવા તૈયાર થાય એ તો અજાયબી જ છે ને ? બાકી, બુદ્ધિના આધારથી જીવે છે એ બધા !

તમને એમના માટે જે ભાવ હોય, પ્રેમ હોય, એ અમે એક્સેપ્ટ

કરીએ. તમારી વાતને અમે એક્સેપ્ટ કરીએ છીએ. હવે પછી એથી વધારે અમારી પાસે શું કહેવડાવવા માગો છો એ કહો. અને તે તમને ખુશ કરવા માટે અમે દરેક વસ્તુ 'હા' પાડીએ છીએ. કારણ કે તમને દુ:ખી કરીને મારે ક્યાં જવું ? કોઈને દુ:ખી કરવું એ અમારો ધર્મ નથી.

**પ્રશ્નકર્તા :** આપ મને ગમે તેટલું કહો. સો ગાળો આપો તોય દુ:ખ નથી.

**દાદાશ્રી :** પણ એવું મારે કહેવાનું કારણ જ શું ? મને એવી નવરાશ છે નહીં.

## જાત જાતની દુકાનો !

હવે એમ માનોને કે કોઈ મોટા સંત છે. તે મને લોક અભિપ્રાય પૂછવા આવે કે, આ સંત તો જાત જાતની વસ્તુઓ દેખાડે છે, ચમત્કાર કરે છે. ત્યારે મેં કહ્યું કે, 'એમને તોડી પાડશો નહીં.' એ ચમત્કાર કોને માટે છે ? જેને બુદ્ધિ ઓછી છે, એને માટે એ દવાખાનું છે. બુદ્ધિશાળી તો ત્યાં બેસે જ નહીં ને ! ઊઠીને જતો રહે. એટલે જેને બુદ્ધિ ઓછી હોયને, એને આ લોકો સ્થિર કરે છે. એટલે એ ખોટું નથી કરતા. લોકોને મનની અકળામણ થાય છે, તે સ્થિર કરી આપે છે ને પોતે આવું ઘડિયાળ દેખાડે, ફલાણું દેખાડે તે લોકો આશ્ચર્ય પામે. હવે એ ઘડિયાળ ક્યાંથી લાવે છે ? એ તો કોઈ યક્ષની કે દેવની સાધના હોય, તો ઘડિયાળ એક જગ્યાએથી ઓછું થયું હોય ને અહીં આવે. એટલે એ સાધના હોય છે અને એમાં એમનો ઈરાદો ખરાબ નથી હોતો. અને એ લોકો પૈસા સરપ્લસ વધે તે બધું સારા કામમાં વાપરે છે. હું તો લોકોને કહું છું કે ભઈ, ત્યાં આગળ તમને પોષાય તો જજો અને બુદ્ધિશાળી હોય ને ના પોષાય તો પાછા આવતા રહેજો. બુદ્ધિશાળી ટકે જ નહીં કોઈ જગ્યાએ.

## વાંકા લાકડાં, વાંકી કરવતીઓ !

**પ્રશ્નકર્તા :** તો પછી એનો અર્થ એવો થયો કે જ્ઞાનનો માર્ગ એ બુદ્ધિશાળીઓનો જ ઈજારો છે ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિશાળીઓ તો પાછા બુદ્ધિ વધી ગઈ એટલે થયો બુદ્ધુ. બુદ્ધિની લિમિટ હોવી જોઈએ. બાકી આઉટ ઓફ લિમિટ થયા એટલે બુદ્ધુ થઈ જાય.

સ્ત્રીઓને કશી ભાંજગડ નહીં આવી તેવી. પુરુષો બુદ્ધિથી આ બધા જેમાં ને તેમાં જાણવામાં પેસી ગયેલા હોય, જ્યાં જ્યાં જાળાં દીઠાં તેમાં પેઠેલા હોય. આપણે તપાસ કરીએ કે, 'ભઈ, આ જાળાંમાંથી સાહેબ નીકળે છે કે નથી નીકળતા ?' સાહેબેય જાળામાં જ ફરતા હોય ને આપણેય જાળાંમાં ફરીએ. બાકી આ તો ખાલી બુદ્ધિની વિભ્રમતા છે બધી, બુદ્ધિવાદની વિભ્રમતા. પણ એક જાતની સ્થિરતા ખરી. એ બાબતને પકડી શકે. પણ એ સ્થિરતા શું થાય ? લોકોને એ વાત આકર્ષણ રૂપ લાગે. બુદ્ધિવાળાને ઘણી આકર્ષણરૂપ લાગે. એને એમ જ લાગે કે આજ ધરાઈને ખાધું. પણ પાછો હતો તેવો ને તેવો ! ઘેર જઈને વઢવાડ કરે પાછો. અરે ! ઘેર જવાનું નામ દે, તેય વઢવાડ કર્યા વગર રહે નહીં. એટલે સાંભળતી ઘડીએ એને એટલું લાગે કે આજ ધરાઈને ખાધું ! પણ આટલો વખત ગયા પણ ઘેર શું લાવ્યા ? ઘેર કશું લાવવાનું ના હોય. છતાંય બહાર જરૂર છે આ. અને લોકો તો એમના માથા પર તાળી દે એવા છે, હાથતાળી આપે એવા છે. પબ્લિક કંઈ જેવી તેવી ચીજ નથી. એટલે ગુરુઓનો દોષ નથી.

એક જણ મને કહે છે, 'આ ગુરુઓ આવા વાંકા કેમ ?' મેં કહ્યું, 'આ લાકડાં વાંકા છે ત્યાં સુધી કરવતી વાંકી જ જોઈએ. આ લાકડાં જ વાંકાં છે.' ત્યારે એ કહે, 'હવે એ ક્યારે સીધા થશે ?' મેં કહ્યું, 'આ લાકડાં સીધાં થશે એની મેળે. આ બફારો આવ્યો છે ને ?' તે હવે સીધાં થશે એવો બફારો આવ્યો છે. તે ગમે તેવું લાકડું વાંકું હશે તો પોતે સીધું થઈ જશે. આડાઈઓ બધું નીકળી જશે, માર ખાઈ ખાઈને અને પછી ગુરુ એવા સારા આવશે. જો જો તો ખરા ! ખરેખરા ગુરુ આવશે ! તાજા તમતમાટ ! જૂનો માલ નહિ, કચરો માલ નહિ. ગાદી પર માલ એનો એ આવે, તે નહીં ચાલે. હવે નવો માલ હોવો જોઈએ.

## બુદ્ધિની કસરતો ક્યાં લગી ?

અત્યાર સુધી હજારો વર્ષથી આ બધાએ આ જ બુદ્ધિની કસરતો કરાવી છે. એટલે ઉપર ચઢો આમ રહીને, પેલી બાજુ રહીને, આમ રહીને ઊતરો. ચઢવાના રસ્તા ને ઊતરવાના રસ્તા એવા સુંદર બનાવેલા છે, કે પેલાને એમ જ લાગે કે હું ઉપર જ ચઢી રહ્યો છું.

એક દક્ષિણી ભાઈ મળેલા. તે પ્રિન્સિપાલ હતા. તે શું કહે કે, 'દાદા, તમારી આપ્તવાણી વાંચી. અત્યાર સુધી મેં જોયું કે આ બીજા બધાએ બુદ્ધિની કસરતો કરાવી છે. તેથી પ્રગતિ જ નથી થઈ. એમ ને એમ જ ફર્યા કરે છે.' હવે 'કસરત' શબ્દ તો મેં એની પાસે પહેલી વખત સાંભળ્યો. એટલે મને ઠીક લાગ્યું કે આ શબ્દ બહુ સુંદર છે. એમણે જ કહ્યું, 'પેલી દેહની કસરત કરાવે છે, આ બુદ્ધિની કસરતશાળામાં, અહીં બુદ્ધિની કસરત કરાવે છે.' બુદ્ધિની કસરત કરાવે એટલે બુદ્ધિ તગડી થાય.

## ક્રમિક માર્ગમાં બુદ્ધિવાદ !

આગળ જવા માટે શું કરવું ? બધું ધારણ કરેલું ને, તે ધારણ કરેલું પહેલાં વળાવી દેવું. જેનું હોય તેને ત્યાં પાછું જાવ, કહીએ. નકામું ડફોળ લોકોનું શીખી લાવ્યો. ડફોળનું શીખેલું ડફોળ હોય. હા, એના કરતાં અહીં ચોખ્ખા થઈને આવવું. અહીં બે જ અક્ષર સમજવાના છે. અહીં લાંબું સમજવાનું નથી. જ્ઞાની પુરુષનો માથે હાથ ફરી વળ્યો કે કામ થઈ ગયું. કારણ કે સ્પિરિચ્યુઅલ (આધ્યાત્મિકતા) અને આ સેલ્ફ રિયલાઈઝડ (આત્મસાક્ષાત્કાર) એ કંઈ શાકભાજી નથી કે લોકોના હાથમાં હોય, માર્કેટમાં. એ તો જ્ઞાની પુરુષનું કામ છે. બુદ્ધિવાદ નથી, બુદ્ધિથી પર વસ્તુ છે.

અને જગત આખું બુદ્ધિવાદમાં પડેલું છે. સાધુ, આચાર્યો, બધાય બુદ્ધિવાદમાં છે અને ક્રમિક માર્ગમાં બુદ્ધિવાદ જ છે. પણ સાચો ક્રમિક માર્ગ સમ્યક બુદ્ધિવાળો હોય. નહીં તો વિપરીત તો પેસી જ ગયેલું હોય.

બાકી 'આ' તો બુદ્ધિથી પરનો માર્ગ છે. મારામાં બુદ્ધિ છે જ નહીં, પછી તમારામાં શું કામ ખોળું ?

## બુદ્ધિએ બનાવ્યા ઘનચક્કર !

તેમાં વળી પાછા ઉપદેશકો આવા નીકળે. તે હિન્દુસ્તાનમાં તો જાત જાતની દુકાનો. આપણે તપાસ ના કરીએ કે આ ભગવાનની દિશા બતાવે છે કે સંસારમાં સુખી થવાની દિશા બતાવે છે ? ત્યારે કહે, 'બેઉ દિશા બતાવતો નથી.' ત્યારે મૂઆ, કઈ જાતના ઘનચક્કર છો ? નથી મોક્ષની દિશા બતાવતો, નથી સંસારમાં સુખ થાય એવી દિશા બતાવતો ! બુદ્ધિ પાંગળી બનાવે છે, ઘનચક્કરોને બનાવે છે !

એક હેતુ હોવો જોઈએ કે ભઈ, મોક્ષમાં લઈ જનારી છે આ વાત. મોક્ષમાં નહીં લઈ જનારી હોય તો સંસારમાં સુખી કરે એવી વાત છે. બે વાતની જરૂર આપણે, બીજી વાતની જરૂર ક્યાં રહી ? બીજી વાતને ઘનચક્કરો ખોળે. ઘનચક્કર એટલે ક્યૂબચક્કર ! ચક્કર તો હતા જ, પછી થયા ક્યૂબચક્કર. તે મારે આવડી આવડી ચોપડવી પડે છે, કે જ્ઞાની પુરુષને બોલવાનો વખત આવ્યો ? મૂઆ, કઈ જાતનો ચક્કર છું તે ? આટલી સમજણ ના પડે કે આ મારા સંસારના હિતનું છે કે નહીં ? નહીં તો મોક્ષમાં લઈ જનારો હોય તો તે ચાલે. પણ ત્રીજો રસ્તો બતાવે છે, તે ઘનચક્કરો કહેવાય.

ઊલટી લોકોની બુદ્ધિ વ્યાકુળ કરી નાખી. વ્યાકુળ બુદ્ધિ કરી નાખે એટલે કશું ઠેકાણું રહ્યું નહીં. અને કહેશે, 'હું જઈ આવ્યો, હું સાંભળી આવ્યો.' પણ સાંભળીને તું લાવ્યો શું ? ઘરમાં વઢવાડ બંધ થઈ ? ઘરમાં મતભેદ એકુય અટક્યો નથી. મેં એ બધાને કહ્યું કે, 'ઘેર મતભેદ અટક્યા ?' ત્યારે એ કહે, 'ના, નથી અટક્યા'. ત્યારે મૂઆ, ફાયદો શું થયો ? વગર કામનો શું કામ દોડધામ કરે છે ? એ તો ચક્કર મૂઓ છે, એની પાછળ તું શું કામ ચક્કર થાય છે ? એણે એનું કલ્યાણ કર્યું નથી અને ત્યાર પહેલાં આ ચક્કરો સાંભળવા માટે સો-સો રૂપિયાની ટિકિટો લેશે, પાછું મહાવીર ભગવાનનું સાંભળવું

હોય તો પાંચસો રૂપિયા. અલ્યા, એનું તો ઠેકાણું નથી, ત્યાં મહાવીર ક્યાંથી હોય ? મહાવીરનું સાંભળવા જઉં ને મતભેદ ઓછો થાય તો જાણવું કે મહાવીરનું સાંભળ્યું તેં ! આ તો મતભેદ ઊલટા વધ્યા ! પાછો બૈરીને શું કહે ? તારામાં સેન્સ નથી. આ સેન્સનો કોથળો, મૂઓ ! આ બઈ જાણે કે મને ઓછી સેન્સની કહે છે ને, એનો વખત આવવા દે ને, તે પછી એને ઠોકે. વઢવાડો વધારે ઊલટી ! ઘનચક્કરો આવા કઈ જાતના પાક્યા છે હિન્દુસ્તાનમાં, તે જ સમજાતું નથી. કાં તો સંસારનું હિત થવું જોઈએ, કાં તો મોક્ષે લઈ જતા હોય. આ તો દિશામૂઢ તો છે જ, એને વધારે દિશામૂઢ બનાવે છે.

મૂઆ, તારામાં અક્કલ નહોતી તેથી તો રડતો'તો રોજ અને તારી અક્કલ શું કામ લાગવાની ? તારી અક્કલથી તો તું બફાઈ ગયો. હવે એ અક્કલને કાઢી મેલવાની. એ અક્કલે કોઈ દહાડો સાચો રસ્તો નથી દેખાડ્યો. પોતાની અક્કલથી જ બફાયું છે આખું જગત. હજુ તો બુદ્ધિ બફારો એવો મેલશે કે ચોગરદમ સળગાવી મેલશે.

ઘનચક્કર તમારાથી ના બોલાય, હું બોલી શકું. કારણ કે મને દ્વેષ નથી ને તમને શબ્દ બોલતાની સાથે દ્વેષ થયા કરે અને મારે તો આ વાણીના માલિક નહીં ને એટલે દ્વેષ નહીં. માલિકીપણું જ નહીં એટલે વાણી રેકર્ડની પેઠ વાગ્યા કરે.

## બુદ્ધિનો ટી.બી. !

બુદ્ધ ભગવાનની આત્માની માન્યતા બધી બુદ્ધિ પર જાય છે. એટલે આત્માને ક્ષણિક કહે છે. આ ચેતન અલ્પાંશ છે અને વિશ્વચેતના છે એ આખી સર્વાંશ છે. એટલે વિશ્વચેતનામાં ભળી જાય છે. હવે લોકોને આવું સમજાવે, પણ તે બુદ્ધિને મળતી આવે છે, તે લોકોને આ અનુકૂળ આવે. ફોરેનને માટે આ સારું છે, પણ આ વિકલ્પી લોકોને કામનું જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** એમાં તો એવું કહ્યું છે કે, 'સોહમ્ સોહમ્.'

**દાદાશ્રી :** સોહમ્ નામનું કોઈ પાક્યું જ નથી. આ બધું ઠોકાઠોક

કરી છે. એ ‘હું છું’ એનો અર્થ શું ? એમાં તને શું ફાયદો મળ્યો ? ‘હું’ ઈગોઈઝમ છે અને તે જ પરમાત્મા છે, એવું સિમિલી થાય ખરી ? આ બધું લોકોને મગજનો ટી.બી. થયો છે.

**પ્રશ્નકર્તા :** એ તો બુદ્ધિનો ઉપયોગ કર્યો એટલે આવું થયું ?

**દાદાશ્રી :** આને બુદ્ધિ કહેવાતી હશે ? બુદ્ધિ તો કેવી હોય ? આમ ડહાપણવાળી હોય. બીજા એક્સેપ્ટ કરે. બીજા બુદ્ધિશાળી ના હોય ? એક્સેપ્ટ કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટ કરે.

**દાદાશ્રી :** પણ આવું ના હોવું જોઈએ. પદ્ધતિસરનું હોવું જોઈએ. અહીં જે જ્ઞાન આપણે આપ્યું હોય ને, એ પાંચ વાક્યમાં તમે એકુય પાળ્યું ? એમાં ધ્યાન આપ્યું ? તમે સ્વચ્છંદમાં પડ્યા છો કે કહ્યામાં ચાલો છો ?

**પ્રશ્નકર્તા :** ત્યારે તો જ્ઞાન લીધું છે.

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પછી બીજો એક શબ્દ સાચો મનાય નહીં કારણ કે એ ટેસ્ટેડ નથી, અન્‌ટેસ્ટેડ છે. આ ટેસ્ટેડમાં અન્‌ટેસ્ટેડ નાખે તો શું થાય ? મકાન તૂટી પડે. સળિયા એ ટેસ્ટેડ હોય છે, એમાં અનટેસ્ટેડ નાખીએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** તૂટી પડે.

**દાદાશ્રી :** હા, એટલે જ્ઞાની પુરુષના કહ્યા બહાર પોતે ચાલે નહીં. આપણને જે જ્ઞાન કામનું નથી એ જ્ઞાનને શું કરવું છે ? એ તો માથાફોડ વધે. એટલે એવું કંઈક પૂછો કે સરળ થાય. આ મુશ્કેલીનું પૂછતા નથી ને બીજું ડહાપણ ઠોકાઠોક કરે છે. પેલો પોલીસવાળાનો ડંડો હોય ને, તે લઈને ફર ફર કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** મુશ્કેલી ના હોય પછી શું પૂછવાનું ?

**દાદાશ્રી :** બધા મુશ્કેલીમાં જ છો. મુશ્કેલીની બહાર નીકળ્યા જ

નથી. એ હજુ મુશ્કેલીય સમજાઈ નથી માણસને. માણસને મુશ્કેલી સમજાવી જોઈએ. આ બંધન છે તે નથી સમજાતું !

## દાદા ખવડાવે જમાલગોટો !

જ્ઞાની પુરુષની આગળ રક્ષણ કરવું એ ભયંકર ગુનો છે. પોતાની જાતનું રક્ષણ કરવું એને ગાંડામાં ગાંડી બુદ્ધિ કહેવાય. જ્ઞાની પુરુષ જેને રાગ-દ્વેષ નથી, ત્યાં આગળ પોતાનું સાચું કરે છે ?

**પ્રશ્નકર્તા :** હું જવાબ આપતો નથી. જવાબ આપું છું તો તમે ગુસ્સે થાવ છો.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષમાં ગુસ્સો હોય નહીં. આ કઈ જાતની આંખ છે તમારી ! જ્ઞાની પુરુષના શબ્દ સ્ટ્રોંગ હોય, ગુસ્સો હોતો હશે ? ગુસ્સો હોય ત્યાં જ્ઞાની ના કહેવાય. ગુસ્સો હોય તેને જાનવર કહેવાય. તમને પારખતાંય ના આવડ્યું કે આ ગુસ્સો છે કે શું છે ? પોતાનું સ્વરક્ષણ કરે એ તો ગુનો છે. એ સ્વચ્છંદ કહેવાય, ઓવરવાઈઝનેસ (દોઢ ડહાપણ) કહેવાય. જ્ઞાન મળ્યા પછી જો કદી સ્વચ્છંદ રહેતો હોય તો ભયંકર દુઃખ જ કહેવાય. જ્ઞાની પુરુષમાં ગુસ્સો દેખાય તો તો થઈ રહ્યું ને ? તમે ખેંગાર થઈ ગયેલા છો, અક્કલના કોથળા થઈ ગયેલા છો. હવે સમજીને શુદ્ધાત્મા થઈ જાવ. આ તો દહીંમાં ને દૂધમાં બે જગ્યાએ પગ રાખવાથી ડફોળ કહેવાય.

અક્કલ તો કોનું નામ કહેવાય કે આગળ લાઈન ક્લીયર થયા કરે અને મોઢું તો હસતું ને હસતું રહે. આ તો અક્કલના કોથળા કહેવાય. લાઈન ક્લીયર હોય નહીં, જ્યાં જાય ત્યાં ગૂંચવે ઊલટું !

જુલાબ આપવા બેઠો એટલે મારે પૂરો જુલાબ આપી દેવાનો. નહીં તો રોગ બેસી રહે કાચો. હંમેશાં જુલાબ આપતી વખતે દયાળુ ના હોઈએ. અમે કરુણાવાળા હોઈએ. કારણ કે હું તો પૂછી જોઉં ધણીને કે તમારે રિયલમાં રહેવું છે કે રિલેટિવમાં ? જો તમારે રિલેટિવમાં રહેવું હોય તો અમારે અક્ષર કહેવાનું નથી. રિલેટિવમાં રહેવું હોય તો ત્યાં

આગળ સ્વતંત્રતા કોઈની મારે લૂંટવાની નથી. પણ જો રિયલમાં રહેવું હોય તો મારી મહેનત નકામી ના જાય. તો અમને કહેવાનું કે તમારે ક્યાં રહેવું છે, તે નક્કી કરીને કહો. ક્યાં રહેવું છે ?

**પ્રશ્નકર્તા :** રિયલમાં રહેવું છે.

**દાદાશ્રી :** તો પછી અમારે કહેવું પડશે. ગુસ્સો દેખાય છે એ કોણ દેખાડે છે એ મને ખોળી આપો. એ જ ડફોળ બુદ્ધિ છે. જ્ઞાની પુરુષમાં ગુસ્સો તમે એકલાએ જ જોયો. કોઈએ જોયો જ નથી. આ કેવડું બધું ઘનચક્કરપણું કહેવાય ! અમે બહુ સ્ટ્રોંગ શબ્દો બોલીએ. અમે ધંધા પર જઈએ તો આવડા આવડા (સ્ટ્રોંગ) શબ્દો બોલીએ પણ બધું ડ્રામેટિક હોય.

હવે એવી દૃષ્ટિ રાખજો. બુદ્ધિને એવું કહીએ, 'તું અહીંથી ખાલી કર.' એવું કહેશો કે નથી કહેવું ? તમારી પર બહુ ઉપકાર છે બુદ્ધિના ? ઉપકાર હોય તોય કહીએ કે એક બાજુ બેસી રહે, પેન્શન આપીશ પણ તું મને સલાહ ના આપીશ. મારી પાસે પ્રકાશ છે, જ્ઞાન પ્રકાશ છે.

સાચી હકીકત છૂપાવવી પડે ? શેને માટે અમે છૂપાવીએ ? અમારે જગતમાં કોઈ ચીજ જોઈતી નથી, એને જગતમાં કોઈના બાપની શું બીક છે ? સાચી વસ્તુ કહેવી જોઈએ. રિયલમાં રહેવું હોય તો તૈયારી રાખજે જોડે. આ રોગ કાઢવો હોય તો જુલાબ લેવા પડશે. નહીં તો પછી અમારે વાંધો નથી. નહીં તો તમારે કહેવું કે મારે દાદા છે એટલું બરાબર છે, મને જુલાબ ના આપશો. મારે વધવાની જરૂર નથી, એવું કહીએ તો ચાલશે.

તમે અહીં આવ્યા છો, તે તો તમારા હિત માટે આવ્યા છો પણ તમને જે નુકસાનકારક વસ્તુ છે, તે જો દવા કરાવવા માટે આવ્યા છો, તો મારે તમને પરેજી કહેવી જોઈએ અને જો દવા કરાવવા ના આવ્યા હોય તો પરેજી કરવાની જરૂર નથી. તમે કહેશો કે પરેજી ના કહેશો, મારું જેટલું દુઃખ રહ્યું એટલું ભલે રહ્યું, તો અમને વાંધો નથી. બાકી, મારે રોગ હોય તે તો કહ્યા વગર છૂટકો જ ના થાય ને ?

મોઢા ઉપર આનંદ ના આવે એને ગૂંચ કહેવાય. કંઈક ગૂંચાયા કરતો હોય ને ત્યારે આનંદ ના આવે.

ઓપન માઈન્ડનો માણસ હોય તો પગે લાગવા જેવો. હા, ઓપન માઈન્ડનો માણસ ક્યાંથી હોય તે ? અને આ તો બુદ્ધિના રોગ છે બધા, બુદ્ધિની કસરતો કર્યા કરે છે રાત-દહાડો અને મનમાં માની બેઠો છે કે હું કમાયો. બાકી, એમ ના કમાવાય. ક્રોધ-માન-માયા-લોભનું અસ્તિત્વ ખલાસ થવું જોઈએ. એ કંઈ રોગ ગયાની ખાતરી હોય કે ના હોય ?

## છાશનું વલોણું !

જગતે શું કર્યું છે ? છાશને જ વલોવી છે ને છાશને જ માખણ માનીને ચાલ્યા છે. એટલે લૌકિક જ બધું જાણ્યું છે. અલૌકિક વાત જાણવી જોઈએ. એક સેન્ટ પણ જો અલૌકિક જાણવામાં આવે તો મહીં અંદર શાંતિ થાય, નહીં તો શી રીતે શાંતિ થાય તે ? છાશને વલોવ વલોવ કરીએ તો, માખણ તો કાઢી લીધું પછી શો અર્થ ? તમને કેમ લાગે છે ? માખણ જોઈએ કે છાશ ચાલે ? તત્ત્વસાર જોઈએ કે અતત્ત્વ જોઈએ ?

**પ્રશ્નકર્તા :** તત્ત્વ જ જોઈએ.

**દાદાશ્રી :** હા, તો અતત્ત્વમાં આખો દહાડો લોકો રમ્યા કરે છે. હેય, છાશમાં ને છાશમાં જ ભૂસકા માર્યા કરે છે. બુદ્ધિનાં તોફાન બધાં ! એકથી એક ચઢે એવી બુદ્ધિવાળા ! મતભેદી, વિવાદી. જ્યાં અલૌકિક છે ત્યાં કંઈ ના હોય.

## જ્ઞાનીને બુદ્ધિથી મપાય ના !

આમાં ભલભલા બુદ્ધિશાળીઓ માર ખાઈ જાય. તે બુદ્ધિશાળીઓ નથી પહોંચી શકતા અને જો એક બુદ્ધિશાળી મને માપી લે, તો એણે કહી દેવું જોઈએ કે આજ છેલ્લામાં છેલ્લો માર્ગ છે, બાકી બીજું તોફાન છે. મને માપ એકવાર, જેટલો મપાય, જેવી રીતે માપવું હોય એ રીતે માપ અને પછી કહી દે.

બુદ્ધિશાળી સમજી જાય કે તદ્દન હંડ્રેડ પરસેન્ટ કરેક્ટ છે આ. ગમે તેવા બુદ્ધિશાળી સમજી જ જાય. તો પછી બીજાને કહી દેને કે બીજુ બધું ઊંધું છે. પણ ડરે છે કે બીજું ઊંધું કહીએ ને વખતે સાચું હોય તો ? અલ્યા, બે સત્ય હોય નહીં, એક જ સત્ય હોય.

**પ્રશ્નકર્તા :** બીજાં જે શાસ્ત્રો હોય તે જે વર્ણન કરે બુદ્ધિજન્ય, તો સામાને પણ બુદ્ધિના લેવલે જ અસર કરે ને ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિનું લેવલ જ. જેવું એનું લેવલ એમ પકડી શકે.

**પ્રશ્નકર્તા :** અને આપની જે અનુભવજન્ય વાણી છે, તો તે સામાને કયા લેવલે સ્પર્શ કરે ?

**દાદાશ્રી :** આ સામાને એટલે કે આપણું જ્ઞાન લીધેલું હોય તેને તો એડજસ્ટ જ થઈ જાય અને પેલાનેય ઠંડક તો વળે જ, કે વાત સાચી છે કારણ કે આત્મા છે ને એની પાસે.

**પ્રશ્નકર્તા :** એ પ્રકારના જે ગ્રંથો હોય, બીજાં જે પ્રકારના વર્ણનો હોય, એ માત્ર બુદ્ધિને જ અસર કરે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિને જ. બીજાં વર્ણન માત્ર બુદ્ધિનાં જ. બુદ્ધિની બહાર નીકળી શકે નહીં માણસ.

## શુદ્ધ પ્રેમનો પંથ !

આ બધો માર્ગ તો તીર્થંકરોએ બતાવ્યો છે ને, તે સાચો છે. કૃપાળુદેવે એને ટૂંકમાં લખ્યું છે. એ શાસ્ત્રોના આધારે, એય સાચું છે.

માર્ગ એવો હોવો જોઈએ કે સરળ હોવો જોઈએ અને હૃદય કબૂલ કરે એવો હોવો જોઈએ. બુદ્ધિનો ના હોવો જોઈએ. બુદ્ધિનો માર્ગ, તો બધી કઠોરતા ઉત્પન્ન થાય, છતાંય ખોટી વસ્તુ નથી. બુદ્ધિથી પૂછેલી વસ્તુ એય પદ્ધતિસર જ્ઞાન જ કહેવાય એક જાતનું, પણ એ જ્ઞાન આવું પરિણામ ના પામે, શુષ્કજ્ઞાન હોય.

**પ્રશ્નકર્તા :** આજે બધા માણસો લોજિક અને બુદ્ધિથી જ કહે ને કે, દાદાજી કહે છે એ બરાબર છે. અથવા તો આજે દાદાનું જ્ઞાન અમને પ્રમાણ થતું હોય તો થોડી બુદ્ધિ તો જોઈએ, ત્યારે જ પ્રમાણ થાય ને ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ 'વિથ' હૃદય હોય તો જ એ થાય.

**પ્રશ્નકર્તા :** હૃદય તો અહીં આવ્યો એટલે હોય જ ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં, હૃદય એટલે હૃદયથી બળી ગયેલો ના હોય એ.

**પ્રશ્નકર્તા :** હૃદય ખુલ્લું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** હૃદય ખુલ્લું નહીં પણ હૃદય બુદ્ધિની જોડે જ ચાલતું હોવું જોઈએ. બુદ્ધિ એકદમ આગળ વધી જાય તો હૃદય બંધ પડી જાય. કૃપાળુદેવના બધા અક્ષરો મહીં હૃદય ને બુદ્ધિ બન્નેના છે ને, નહીં તો આ તો હેલ્પ કરે નહીં અને અથડામણ ઊભી થશે બધી અને પોતાની જાતને જ્ઞાની માની બેસે.

**પ્રશ્નકર્તા :** હૃદય અને બુદ્ધિમાં, હૃદય એટલે ભક્તિ જે હોય એ ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ ના હોય તોય જ્ઞાન પહોંચી જાય ને કેવળજ્ઞાન થાય અને હૃદય ના હોય તો જ્ઞાન જ ના થાય.

**પ્રશ્નકર્તા :** તો અમારે હૃદય કેવી રીતે લાવવું ?

**દાદાશ્રી :** હૃદય હોય જ મનુષ્યને, જો બુદ્ધિ વધારે નહીં, બુદ્ધિ ઉપર એકાંગી ના થઈ જાય તો.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિ છોડવાની વાત છે ?

**દાદાશ્રી :** નહીં, બુદ્ધિને વધવા નહીં દેવાની. એવું છે, બુદ્ધિવાદી લોકોની પાછળ પોતે પડે તો બુદ્ધિવાદી થઈ જાય, હૃદયમાર્ગ હોવો

જોઈએ. ઘણાખરા માર્ગ હૃદયમાર્ગી જ છે. ગીતા જ્ઞાન છે એ પણ હૃદયમાર્ગી છે.

**પ્રશ્નકર્તા :** હૃદય એટલે શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** હૃદય એટલે શુદ્ધ પ્રેમપૂર્વકનો માર્ગ છે. એ બધા હૃદયમાર્ગી હોય. એટલે શુદ્ધ પ્રેમ મહીં જોડે જોડે હોય અને આ બીજા બધા જે જે એટિકેટવાળા માર્ગ હોય છે ને, તેમાં પ્રેમ ના હોય.

**પ્રશ્નકર્તા :** એ એટિકેટમાં જાય ?

**દાદાશ્રી :** હા, એ એટિકેટમાં જાય, બુદ્ધિવાદમાં જાય અને શુદ્ધ પ્રેમવાળા સાહજિક હોય. જેમ અવસ્થા રાખે એવું રહે.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં અહંકાર તૂટી જ જતો હશે ?

**દાદાશ્રી :** અહંકાર બધે પ્રમાણમાં જ હોય. પ્રમાણની બહાર ના ગયેલો હોય, બુદ્ધિ વધે ત્યાં અહંકાર વધે.

## હૃદયમાર્ગી વરે સમકિતને...

જ્યાં હાર્ટ વપરાતું નથી, ત્યાં મોક્ષમાર્ગ નથી. ત્યાં મોક્ષમાર્ગ કોઈએ માનવો પણ નહીં. જ્યાં હાર્ટિલી વાત હોય ત્યાં મોક્ષમાર્ગ માનવો. બુદ્ધિની વાત હોય ત્યાં મોક્ષમાર્ગ માનવો નહીં. એને ધર્મમાર્ગ કહેવાય પણ મોક્ષમાર્ગ તો ક્યારેય પણ ના કહેવાય. મોક્ષમાર્ગમાં હાર્ટિલી વાત હોવી જોઈએ. આ જેટલા ભક્તો થયા છે ને, હાર્ટિલી વાત જેણે કરી છે ને, એ બધા સમકિતની નજીકમાં છે.

**પ્રશ્નકર્તા :** પણ સમકિત ગણાય નહીં ને એમને ?

**દાદાશ્રી :** ના, હજુ તો અહંકાર ક્યાં ફરે એનું કશું ઠેકાણું નહીં. પણ હૃદય છે, હૃદયપૂર્વકનું છે, એટલે એ પામી જાય. હાર્ટિલી છે ત્યાં એટિકેટ ના હોય. એટિકેટ છે ત્યાં બિલકુલ ધર્મ જ નથી.

**પ્રશ્નકર્તા :** એમને કઈ રીતે સમકિત નથી એ આપ સમજાવો.

**દાદાશ્રી :** સમકિતની દૃષ્ટિ અવિરોધાભાસ હોય ને જેનું તમે પુસ્તક લાવશો ને, તો હું તમને દેખાડી આપું કે આ વિરોધ છે, આ વિરોધ છે, તેમાં ફિફ્ટી પરસેન્ટ ઉપર વિરોધ બતાડું. કારણ કે અમારી દૃષ્ટિ પડતાંની સાથે જ વિરોધ શું છે એ અમને સમજાઈ જાય. સમકિત દૃષ્ટિ કોને કહેવાય કે પહેલે પાને પહેલું વાક્ય લખેલું છે, એને બીજું વાક્ય હેલ્પ કરતું હોય, ત્રીજું વાક્ય હેલ્પ કરતું હોય, આઠમા પાનનું છેલ્લું વાક્ય પણ હેલ્પ કરતું હોવું જોઈએ, એનું નામ સમકિત દૃષ્ટિ. સમકિત એટલે અવિરોધાભાસ. આ તો બધા વિરોધાભાસ દેખાય. અને વિરોધાભાસ એટલે અહંકારી વાણી પણ છતાંય હાર્ટિલી છે, એટલે આપણે કહી શકીએ કે, આ થોડા કાળમાં સમકિતને પામે એવા છે. જે બુદ્ધિગમ્ય ઉપર પડ્યા છે, એ સમકિતને ના પામે.

જેમ બને તેમ બુદ્ધિની વાતો સાંભળશો જ નહીં, નહીં તોય અબુધ થયા વગર ચાલવાનું નથી.

## એ અબુધતા, નહિ કામની !

**પ્રશ્નકર્તા :** અબુધતા બે પ્રકારની. અબુધતા એ બુદ્ધિ આવતાં પહેલાંની અબુધતા છે કે બુદ્ધિનો ઉદ્‌ભવ થયા પછી છે ?

**દાદાશ્રી :** હા, અબુધતા બે પ્રકારની. એક બુદ્ધિ પ્રગટ થઈ ના હોય ત્યારે અબુધતા, બાળકોની અબુધતા કહેવાય અને બીજી જ્ઞાનીઓની અબુધતા. બુદ્ધિ સંપૂર્ણ ટોચ ઉપર ગયા પછી આથમી જાય, એ જ્ઞાનીઓની અબુધતા.

**પ્રશ્નકર્તા :** એટલે આપે જે વાત કરી, એમાં સામાન્ય માણસ તો બુદ્ધિ પહેલાંની અબુધતામાં હોય, એવું નથી લાગતું ?

**દાદાશ્રી :** એ કામની નહીં. ડેવલપ્ડ થાય તો જ કામની. ડેવલપ થાવ, બળો. બળો એટલે શું ? આ સોનું છે ને, એને શુદ્ધ કરવા માટે ભઠ્ઠીમાં મૂકવું પડે. તે આ બુદ્ધિ વધે છે એ ભઠ્ઠી છે અને ભઠ્ઠીમાં બળી ને પછી શુદ્ધ થાય છે, એમ ને એમ શુદ્ધ થતું નથી. માટે બુદ્ધિમાં બળવાનું બધાને ફરજિયાત છે. હું હઉ બળ્યો છું.

**પ્રશ્નકર્તા :** એ ભટ્ઠી કઈ છે ?

**દાદાશ્રી :** બળતરા થાય છે એ ભટ્ઠી મહીં ચાલુ છે. એ ભટ્ઠી ના હોય ને, તો શુદ્ધતા ના પકડે.

## ત્યાં સાચો ધર્મ !

માણસમાં નીતિ અને પ્રમાણિકતા હોવી જ જોઈએ પણ ઈગોઈઝમ વધે ને તેના સામું હાર્ટની પ્યૉરીટી, 'હાર્ટનું પ્યૉરીફિકેશન' (હૃદય શુદ્ધિ) કરવાની જરૂર છે. બુદ્ધિ વધે અને હાર્ટનું પ્યૉરીફિકેશન ના હોય તો બરોબર કામ નહિ આપે એ, હાર્ટિલી જોઈએ. હાર્ટિલી હશે તો કામ ચાલશે. બુદ્ધિ એકલી રખડાવી મારશે. આ બુદ્ધિથી રખડી મર્યું છે ને જગત ! હાર્ટ ઊડી ગયું છે. હાર્ટ ક્યાં દેખાય ? તમે રામકૃષ્ણ પરમહંસમાં જોઈ આવો તો બુદ્ધિ ઓછી દેખાશે ને હાર્ટ વધારે દેખાશે. આ હાર્ટવાળાનું કામ છે. ભલે ગામડિયું લાગે પણ હાર્ટિલી માણસનું કામ છે, ભગવાનને ત્યાં ! આ બુદ્ધિવાળાને ત્યાં પેસવા જ નથી દેતા. બુદ્ધિવાળો એટલે પોતાના પગ ઉપર ઊભો રહેનારો. બીજા કોઈની જરૂર ના પડે એવો. પણ ત્યારે ત્યાં મોક્ષ માટે તો હાર્ટવાળાનું કામ છે.

હાર્ટિલી માર્ગ હોયને, એ બધા મોક્ષે જવાના અને બુદ્ધિગમ્ય માર્ગ કોઈ દહાડોય મોક્ષે ના જાય. બુદ્ધિથી જ આ સંસાર ઊભો છે, બળ્યો. જ્યાં બુદ્ધિ છે ત્યાં ધર્મ ના હોય. જ્યાં હાર્ટિલી માર્ગ હોય, તે માર્ગ સાચો બધો. અહીં આગળ બે માણસોથી હાર્ટિલી માર્ગ કરાયેલા, એક રામકૃષ્ણ પરમહંસ અને એક છે તે આપણા રમણ મહર્ષિ, બીજા બધા બુદ્ધિજન્યમાર્ગ. મોક્ષના માર્ગ ન હોય તે. બીજા સંસારના માર્ગ ખરા, સાંસારિક ધર્મ ખરો, પણ એ મોક્ષમાર્ગ ના કહેવાય.

અમને બુદ્ધિ ખલાસ થઈ ગઈ, તે કહેવાનો શું ભાવાર્થ કે બુદ્ધિ મોક્ષમાં જતાં આંતરે છે. એટલે ઓછી બુદ્ધિવાળાને સારું ને ફાયદો જ થાય ને તેને ? અમારી બુદ્ધિ ટોપ ઉપર ગયા પછી ખલાસ થઈ ગયેલી.

**પ્રશ્નકર્તા :** ટોપ ઉપર જતાં સુધી બુદ્ધિ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, હવે આ જ્ઞાન પછી તમારે જરૂર નહીં. મારે તો પ્રાપ્ત થયેલું નહીં એટલે મારે છૂટકો જ નહીં ને ! મારે તો જાતે કરવું પડે ને ! તમારે તો હવે આ જ્ઞાને કરીને નીકળી જવાશે. હવે તમારે બુદ્ધિ તો રહે જ નહીં. જ્યાં સુધી અહંકાર છે ને, ત્યાં સુધી બુદ્ધિ બેસી રહે. શુદ્ધાત્માનું ભાન થયું એટલે અહંકાર ગયો. 'હું ચંદુભાઈ છું' એ માન્યતા એ જ અહંકાર, એ તમારે ગયું. હવે તો તમારે ડ્રામેટિક રહેવાનું.

## અનુકરણ દોરે, અબુધતા ભણી...

**પ્રશ્નકર્તા :** આપણે જ્યારે નિર્વિકલ્પ દશાની વાત કરીએ છીએ, ત્યારે નિર્વિકલ્પ દશામાં કોણ કોનું અનુકરણ કરે છે ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પ દશામાં અનુકરણ કરવાનું તો રહેતું જ નથી ને ! આ તો વિકલ્પીને બધું અનુકરણ કરવાનું કહ્યું છે. નિર્વિકલ્પી થઈ ગયો. પોતે પોતાના આધીન જીવે છે. પોતે પોતાના પ્રાણથી જીવે છે. નિરાલંબતાથી જીવે છે. એને અનુકરણ હોય નહીં. આ જે છે તેને અનુકરણ છે. જો તારે ભટકવું ના હોય તો અનુકરણ કર. નહીં તો ભટકી ભટકીને... એવું કહેવા માંગે છે આ.

અનુકરણ કરવાથી બુદ્ધિ બહેરી થતી જાય અને અનુકરણ ના કરે એટલે બુદ્ધિ ત્યાં આગળ પ્રફુલ્લિત થતી જાય. વિકલ્પોનાં ઝાડ ઉપર ઝાડનાં ઝાડ ઊભાં થશે અને બુદ્ધિએ જ ભટકાવ્યું છે, આ જગતને. અનુકરણથી હાર્ટમાં પ્યૉરિટી થતી જાય.

**પ્રશ્નકર્તા :** અનુકરણથી બુદ્ધિ બહેરી થતી જાય, એ વાત તદ્દન સાચી લાગે, પણ એનાથી હૃદય કેવી રીતે પવિત્ર થઈ શકે ?

**દાદાશ્રી :** બુદ્ધિ બહેર મારે એટલે હૃદય પવિત્ર થાય. નહીં તો બુદ્ધિ જ્યાં સુધી ફણગો મારે ત્યાં સુધી હૃદય હોતું જ નથી. દિલ ખલાસ થઈ ગયેલું હોય છે. જ્યારે દિલ લાગે ત્યારે ખરી વાત. જો

મારામાં બુદ્ધિ નથી, બિલકુલ સેન્ટ મારામાં બુદ્ધિ નથી, તો કેવો ડાહ્યો થઈ ગયો છું ! ફોરેનના સાયન્ટિસ્ટો માનવા તૈયાર નહોતા કે મારામાં બુદ્ધિ નથી. મને કહે છે, 'શેના આધારે તમે દેખી શકો છો ?' મેં કહ્યું, 'હું કેન્ડલ પાવરથી નથી જોતો, હું ટોર્ચથી જોઉં છું.' બુદ્ધિ કેન્ડલ પાવરથી જુએ છે.

**પ્રશ્નકર્તા :** આપની અબુધતાનું અનુકરણ અમે નથી કરી શકતા.

**દાદાશ્રી :** કરી શકતા નથી એ તમારા મનમાં સમજો છો. હું જાણું છું કે તમે અનુકરણ કરી રહ્યા છો. એટલે તમને પોતાને ખબર નહીં પડે કે મહીં શું પરિવર્તન થઈ રહ્યું છે તે ! મન-વચન-કાયાથી જ્ઞાની પુરુષનું અવલોકન કરવું, એનું નામ જ હૃદયપૂર્વક !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે આપણે હૃદયપૂર્વકની વાત કરીએ તે વખતે મન-વચન-કાયાની એકતાપૂર્વકની થાય ?

**દાદાશ્રી :** હોય જ, હૃદયપૂર્વકની વાત બધી. મન-વચન-કાયાની એકતા જ હોય. બુદ્ધિપૂર્વકની વાતમાં બધું જુદું જુદું હોય. બુદ્ધિમાં બધું જુદું જુદું, હૃદયમાં એકતા હોય.

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે તો લોકો જુદી રીતે સમજે છે ?

**દાદાશ્રી :** જેવું સમજે એવો માર ખાય ને ! હૃદયપૂર્વકનું ત્યાં એકતા ને બુદ્ધિપૂર્વકનું આવ્યું કે ત્યાં આગળ ડખો. બુદ્ધિનો ડખો વધી જાય ત્યારે હાર્ટ બળી જાય છે અને હાર્ટ બળી જાય એટલે કશું ભલીવાર આવે નહીં પછી.

**પ્રશ્નકર્તા :** આ વાત કદાચ બુદ્ધિથી ના સમજાય, પણ હૃદયમાં ઊતરી જાય છે બધાને.

**દાદાશ્રી :** હા, તે આ હાર્ટિલી છે. આ દુનિયા બુદ્ધિથી ગૂંચાયેલી છે અને બુદ્ધિ એટલે વિકલ્પો. આમ નહીં ને આમ, આમ નહીં ને આમ, જંપ જ નથી કોઈ દહાડો અને હાર્ટ એટલે વિકલ્પો બંધ કરવાનું સાધન. હાર્ટિલી મોક્ષે જાય અને બુદ્ધિવાળા સંસારમાં ભટકે. આ બે

નિયમ છે. એટલે બુદ્ધિવાળા બુદ્ધિ વધારતા હોય ત્યાં જવું જ નહીં. હાર્ટિલી વાત હોય ત્યાં જવું. મોક્ષને માટે બુદ્ધિની જરૂર નથી, હાર્ટની જરૂર છે. વેગ બધો હાર્ટિલી હોવો જોઈએ. બુદ્ધિનો વેગ તો મહીં વચ્ચે ડખલ કરે છે. મૃદુ-ઋજુ હોય, વિનમ્રતા હોય. ઋજુ એટલે સરળતા. એવા બધા ગુણો હોવા જોઈએ. એમ ને એમ કંઈ ગપ્પાં ચાલતાં હશે ? માટે હાર્ટ ઉપર આવી જાવ. આ જગત જ્યારે બુદ્ધિનો પ્રચાર છોડશે, હાર્ટ ઉપર આવશે, ત્યારે પાછું સરળ થશે બધું. આ જૂના ઘૈડિયા બધા બુદ્ધિ પર નહીં પડેલાં અને હાર્ટ ઉપર રહેલાં, તે એમને જુવાનિયા જોડે મેળ ના પડે. કારણ કે પેલા જુવાનિયા એકલા બુદ્ધિ પર જ પડેલા છે !

## એ 'તાર' ચઢાવે ચાળે !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું માધ્યમ વિચાર ખરો કે નહીં ?

**દાદાશ્રી :** બુદ્ધિમાં તો વિચાર-બિચાર બધું જ આવે. જે બધું તમારે જરૂરિયાત નથી એ બધી ચીજો એમાં આવે. વિચારની જરૂરિયાત નથી તે બુદ્ધિમાં આવે. એટલે કે બહુ થોડા માણસોમાં જ એવી બુદ્ધિ રહે છે. બીજા તો ઓલિયા જ હોય, હૃદયશીલ હોય. હૃદયવાળાને, લાગણીવાળાને બહુ ભાંજગડ ના પજવે. એટલે એ (બુદ્ધિ) નુકસાન કરે, હેરાન કરે, મહીં સુખ ઉત્પન્ન થવા ના દે. એક તો હાર્ટ અને એક બુદ્ધિ. હાર્ટ છે એ મોક્ષે લઈ જવા હેલ્પ કર્યા કરે અને બુદ્ધિ ગૂંચવાડા નાખ નાખ કરે, લોચા નાખ નાખ કર્યા કરે. બિચારાને મૂંઝવે. હાર્ટની વાત હેલ્પ કરે. બુદ્ધિની વાત હેલ્પ ના કરે, ઊંધો જ રસ્તો અને હાર્ટની વાત આપણને નિવેડો લાવી આપે. જેટલા સંતો બુદ્ધિ ઉપર ચાલેલાને, એ બધા સંસારી સંતો કહેવાય. સમાજની બધી સુધારણા કરે. અને જે હાર્ટ પર ચાલ્યા એને હાર્ટ જ મોક્ષે લઈ જશે. બુદ્ધિ મોક્ષમાં ના લઈ જાય. મોક્ષે લઈ જાય તો મારી પાસે રહી હોતને. હું તો કહું, 'જતી રહે'. એ તો વિકલ્પી વસ્તુ છે. નર્યા વિકલ્પો જ ઊભા કરે. આખું આકાશ ભરાઈ જાય એટલા વિકલ્પો ઊભા કરે. એણે તો આ સંસાર ઊભો કર્યો છે.

અમારી એક વાતેય બુદ્ધિની ના હોય. અહીં આ બધાં પુસ્તકની અંદર, બુદ્ધિની વાત ના હોય, હાર્ટિલી વાત હોય. અહીં જેટલા શબ્દ બોલાય છે ને, અત્યાર સુધીમાં જેટલાં પુસ્તકો થયાં, એમાં બુદ્ધિની એક વાત નથી. બુદ્ધિ હોય ત્યાં એટિકેટ હોય. બધા રોગ ઘૂસ્યા હોય. કોઈ રોગ બાકી ના હોય. માણસને બુદ્ધિ કેટલી કામ લાગે ? મારી વાત સમજવા માટે બુદ્ધિ હોય તો કામ લાગે. બીજું કામ ના લાગે. ઊલટી મારી નાખે અને ચાળે ચઢાવી દે. એનો ચાળો એટલે વિકલ્પો જ ઊભા કરાય કરાય કરે. એ ચાળે ચઢાવી દે ને કયે ગામ ભટકાવી મારે, તેનું જ ઠેકાણું નહીં. અને હાર્ટ નિરાંતે બેસવા દે અને બુદ્ધિ જંપવા જ ના દે. કંઈનું કંઈ ખોળ, ખોળ, ખોળ કરે. આ ખોળે, તે ખોળે આખો દહાડો એ જ, કારણ કે ઊંધા ચાળે ચઢાવી દીધા, સ્થિર થવા ના દે અને હાર્ટ સ્થિર થવા દે, જંપવા દે.

તને બુદ્ધિ પજવે છે કે નહીં ? અત્યાર સુધી એ જ મદાર હતો ને ! એ આધારે જ સંસારનું બધું ગાડું ચલાવવાનું. સંપેય એ જ કરતી'તી અને ભય ના હોય ત્યાં ભયેય એ જ દેખાડતી'તી. તે આપણા લોક શું કરે ? આ મૂરખ માણસો નિરાંતે ઊંઘી જાય છે ને હું કેવો જાગૃત છું ! અલ્યા, તારી બુદ્ધિ તને મૂરખગીરી કરાવે છે. ભય ના હોય તોય ત્યાં ભય દેખાડે ને જાડી ખાલવાળા તો નિરાંતે સૂઈ ગયા, કંઈ બુદ્ધિ હોય તો ભાંજગડ ને ? એટલે સંસારમાંય બુદ્ધિ નુકસાનકારક. ખોટા ભય દેખાડે કે આમ થઈ જશે, તેમ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ, મન અને હૃદય એમાં બુદ્ધિ છે તે સારથી છે. એ દોરવે એ પ્રમાણે દોરવવાનું. મન છે તો એનું માને નહીં અને હૃદય છે તો કરુણાથી ભરેલું હોય, તો આવા સંજોગોમાં માણસ ગૂંચાય છે, મૂંઝાય છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** હૃદયવાળાએ તો બુદ્ધિનું સાંભળવું જ નહીં. કારણ કે બુદ્ધિ હંમેશાં હૃદયની વિરોધી હોય. અધ્યાત્મમાર્ગ એ બુદ્ધિવાળાની શોધખોળ નથી, હૃદયવાળાની શોધખોળ છે.

સંસારમાં જ ભટકાવે એનું નામ બુદ્ધિ. હાયર પોસ્ટ (ઊંચી પદવી) અગર તો લોઅર પોસ્ટ (નીચી પદવી), પણ બુદ્ધિ ભટકાવે બધે. અને હૃદયના વિચાર, હૃદયની વાણી, હૃદયનું વર્તન, એ તો ભગવાન બનાવે. હાર્ટિલી ! તેથી લોકોએ કહેલું ને કે હાર્ટમાં મહીં ભગવાન છે. પણ એવું કશું છે નહીં, ભગવાન તો આખા શરીરમાં છે.

## હૃદયસ્પર્શી વાણી, તારે !

હૃદય પરિવર્તન થાય એ જ ધર્મ છે. બાકી, ધર્મ બીજી જગ્યાએ હોતો જ નથી. જ્યાં બુદ્ધિ હોય ને, ત્યાં આગળ ધર્મ શબ્દ હોતો નથી, ત્યાં સંસાર છે. કોઈ પણ પ્રકારનો સંસાર જ ઊભો રહ્યો છે. અત્યારે હિન્દુસ્તાનમાં જેટલા બુદ્ધિના ધર્મ છે, એમાં કોઈ મોક્ષનો માર્ગ નથી. બુદ્ધિ એટલે મોક્ષથી છેટા અને મોક્ષમાં ક્યારેય ના જવા દે એનું નામ બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ એ વધારે બંધાવાનો માર્ગ છે.

**દાદાશ્રી :** બુદ્ધિ સંસારમાં ફર્સ્ટક્લાસ રૂપાળું કરી આપે. પણ તે ત્યાં મોક્ષમાં ના જવા દઉં, એમ કહેશે. એટલે આ બાજુ બુદ્ધિની ખેંચ છે અને આ બાજુ પ્રજ્ઞાની ખેંચ છે. પ્રજ્ઞા કહે છે, હાર્ટિલી માણસો હોય તેને હું હેલ્પ કરીને ઉપર લઈ જઈશ, ઠેઠ લઈ જઈશ. બુદ્ધિ જતી રહી તેથી અમારું હાર્ટ આટલું બધું પ્યૉર હોય ને ! ન હતા કહેતા કે હાર્ટિલી વાણી. એટલે શું કહ્યું, 'હૃદયે સ્પર્શી સરસ્વતી આ, વાણી લહાવો અનોખો છે !'

**પ્રશ્નકર્તા :** આ વાણીની એવી અસર છે. બુદ્ધિ જે પઝલ ઉકેલી ના શકે, તે આ વાણી ઉકેલી શકે છે.

**દાદાશ્રી :** એ હૃદયસ્પર્શી વાણી ને ! હૃદયે સ્પર્શી વાણી તો ગજબની કહેવાય ! જો બાપ છોકરાને કહે તો એ ઊંધો ચાલે. એટલે આપણે કેવા ફાધર કહ્યા છે ?

**પ્રશ્નકર્તા :** અનસર્ટિફાઈડ (સર્ટિફીકેટ વગરના).

**દાદાશ્રી :** તે પેલો સર્ટિફાઈડ ફાધર કહેવાય. હૃદયસ્પર્શી વાણીથી જો બાપ છોકરાને કહે, તે બધા સર્ટિફાઈડ ફાધર, જ્યારે બીજા બધા અનસર્ટિફાઈડ ફાધર !

**પ્રશ્નકર્તા :** આપની વાણીમાં પણ આપ જોઈને બોલો છો એટલે અથડામણ થતી નથી.

**દાદાશ્રી :** વાણી તો મહીં ટેપરેકર્ડમાંથી નીકળે છે ને ! હું જોઉં છું એટલે તે વખતે વાણીને મારે ટચ રહે નહીં. એટલે એ જ હાર્ટિલી વાણી, જોઈને નીકળે એ ! બહાર બીજાને તો બુદ્ધિ પકડે એને કે આમ બોલવા જેવું છે ને તેમ. અમારી પાસે આવોને તો અહીં તો હૃદયમાં જ પેસે. સમ્યક બુદ્ધિ થઈ કે હૃદયમાં જ પેઠી હડહડાટ. કારણ કે અમારી વાણી કેવી હોય ? હૃદયને સ્પર્શતી.

**પ્રશ્નકર્તા :** હૃદય સુધી પહોંચવા માટે સંત પુરુષનાં કે જ્ઞાની પુરુષનાં સત્સંગ અને દર્શન એની જરૂર છે ને ?

**દાદાશ્રી :** હા, દર્શન ને સત્સંગની જરૂર. એ દર્શન તો કામ કાઢી નાખે. દર્શન જો કરે ને તો બહુ કામ કાઢી નાખે. સત્સંગમાં તો પછી મહીં બુદ્ધિને હક્ક મળી જાય, પણ દર્શનમાં તો બુદ્ધિનેય હક્ક મળે નહીં.

## બુદ્ધિના અંતિમ લેયરે બુદ્ધ !

**પ્રશ્નકર્તા :** ગૌતમ બુદ્ધ જે થઈ ગયા, એ તો પ્રખર બુદ્ધિશાળી હતા.

**દાદાશ્રી :** બુદ્ધિના ટોપ લેયર (પડળો)માં હતા. તેથી બુદ્ધ ભગવાન કહેવાયા. બુદ્ધ ભગવાન બુદ્ધિના છેલ્લાં લેયર્સમાં હતા. બુદ્ધ ભગવાને મનનાં લેયર્સ એટલે ચંદ્રનાં લેયર્સ બધાં ઓળંગ્યાં, એકેએક અનુભવપૂર્વક. પછી બુદ્ધિના લેયર્સમાં પ્રવેશ કર્યો. બુદ્ધિનાં લેયર્સ એટલે સૂર્યનાં લેયર્સ, બધા અનુભવ કર્યા અને છેલ્લાં લેયર્સમાં બુદ્ધ હતા અને એની આગળ એક જ સ્ટેપ હોત તો પોતે જ્ઞાની થાત.

અને જ્ઞાની થઈ જશે, ડેવલપ્ડ થયેલા છે. એ બુદ્ધ ભગવાન કહેવાય. પણ બુદ્ધિનું લેયર હતું. બુદ્ધ ભગવાન થઈને આગળ ગયા તો અબુધ થઈ જાય ને ભગવાન થાય, સંપૂર્ણ ભગવાન થાય ! અબુધ થાય એ ભગવાન. જેનામાં બુદ્ધિ નહીં એ ભગવાન. આ બધું ફોરેન છે ને એ બુદ્ધિશાળી, પણ એ તો વિપરીત બુદ્ધિ છે, બળી ! એ મનનાં લેયરમાં છે. હજુ મનનાં લેયર જ પૂરાં નથી કરી રહ્યા. અહીં જ મનનાં લેયર, ઘણાંખરાં પૂરાં નથી કરી રહ્યા ને ? બુદ્ધિમાં તો થોડાક જ આવેલા હોય.

બુદ્ધિનું લેયર તો કોનું નામ કહેવાય કે, પાકીટ કો'કનું જડે ને તો તરત વિચાર આવે કે, મારું પડી ગયું હોય તો મને કેટલું દુઃખ થાય ? એ બુદ્ધિનું લેયર. એ તો તરત વિચાર આવે નહીં ને પછી કહેશે, હું બુદ્ધિશાળી !

બુદ્ધ ભગવાનને થયું એ જ્ઞાનનો ઝબકારો ન હોય ! એ મુક્તિયે ન હોય. મુક્તિનું તો હજુ કમ્પાઉન્ડ જગતે જોયું નથી. આ બધા જ બુદ્ધિના ચમકારા છે. બુદ્ધિનાં લેયર્સ જો પૂરાં કર્યાં હોય હિન્દુસ્તાનમાં, તો આ બુદ્ધ ભગવાને જ પૂરાં કરેલાં. અને બુદ્ધિનાં છેલ્લાં લેયરમાં પોતે વાત કરી રહ્યા છે, છતાંય બુદ્ધિ ગઈ નથી. હવે એથી આગળનાં લેયરમાં જ્ઞાન થાય છે, બસ ! આમાં એમને માટે કંઈ, એ ચર્ચા કરવા જેવા પુરુષ નથી ! એટલે એમને તો ભગવાન જ કહી શકાય. પણ એમના શિષ્યો જે લઈને બેઠા છે ને, તે બધા ફસાયા છે. કારણ કે એમને જ્ઞાન થતાં પહેલાંનું આ વાક્ય છે. બુદ્ધ ભગવાને શું કહ્યું ? એમણે આ ચેતન (આત્મા) ક્ષણિક માન્યું. એટલે આ હમણે થયું, આ ક્ષણે ગયું, પછી બીજું ઉત્પન્ન થયું એટલે ચેતનના પર્યાયને ચેતન માને છે, આ ! એ પોતે આગળ ગયા પછી, પોતે નહીં ફસાય પણ એમના શિષ્યો ફસાયા. પણ આ 'ક્ષણિક'નું એ સ્ટાન્ડર્ડની જરૂર છે. એ સ્ટાન્ડર્ડ સિવાય આગળ વધી શકાય નહીં ને !

વેદાન્ત અને જૈન, બન્નેએ સ્વીકાર કરેલો કે આત્મા સનાતન

છે, શાશ્વત છે, એ ક્ષણિક નથી અને બુદ્ધ ભગવાને આત્માને 'ક્ષણિક' કહ્યો એટલે આ જુદું પડી ગયું. અને એ વાતનો બીજા લોકોએ સ્વીકાર કર્યો.

**પ્રશ્નકર્તા :** બુદ્ધ ભગવાન કહે છે કે પ્રતિ ક્ષણ જન્મ છે ને પ્રતિ ક્ષણ મરણ છે, એ શું છે ?

**દાદાશ્રી :** હા, તે બરોબર છે. એટલે બુદ્ધિના હિસાબે તો ક્ષણમાં જન્મવું ને ક્ષણમાં મરવું એવો બુદ્ધિ ભેદ પાડે એ જ્ઞાન સુધી પહોંચ્યા હતા. અને વીતરાગોએ અભેદ સ્વરૂપે જગત જોયું કે જ્યાં બુદ્ધિ ખલાસ થઈ ગઈ હોય.

**પ્રશ્નકર્તા :** તો એ સાચું કે પ્રત્યેક ક્ષણે આપણું મરણ થાય છે ?

**દાદાશ્રી :** ના, એવું છે ને, આ દુનિયાની હકીકત કહી દઉં. આ દુનિયામાં કોઈ ચીજ નાશ નથી થતી અને એક પરમાણુ પણ ઘટ-વધ થતું નથી એવું આ જગત છે ! હવે વસ્તુઓ પરમેનન્ટ છે, અવિનાશી છે પણ વસ્તુની જે અવસ્થાઓ છે, એ અવસ્થા એટલે ટેમ્પરરી એડજસ્ટમેન્ટ કહેવાય છે. તે ઉત્પન્ન થાય છે ને વિનાશ થાય છે, ઉત્પન્ન થાય છે ને વિનાશ થાય છે. એટલે આમાં 'પોતે' કશું વિનાશ થતો નથી ને ઉત્પન્ન થતો નથી. જે તત્ત્વ સ્વરૂપ છે એ પરમેનન્ટ વસ્તુઓ છે. એનો તો કોઈ વિનાશ થતો જ નથી. ફક્ત એ વસ્તુઓની અવસ્થાઓ ઉત્પન્ન થાય છે ને વિનાશ થાય છે, જેમ સવાર થાય ને સાંજ થાય, તેથી કરીને સૂર્યને નુકસાન થતું નથી કે જગતનેય નુકસાન થતું નથી પણ આ અવસ્થાઓ બન્યા કરે છે.

હવે એ અવસ્થાઓમાં જે પોતે અવસ્થિત થાય છે અને અવસ્થાઓનાં જ્ઞાનને પોતે સ્વીકારે છે. એટલે એને પોતાને મનમાં શંકા થાય છે કે, 'હું ક્ષણમાં મરી રહ્યો છું ને ક્ષણમાં જન્મું છું.' પણ જે જે શાશ્વતી વસ્તુને પકડે છે, એને આત્મા અવિનાશી દેખાય. વીતરાગોએ શાશ્વતી વસ્તુને પકડી. જ્યારે બુદ્ધ ભગવાને અશાશ્વત

આત્મા માન્યો કે ક્ષણમાં ઉત્પન્ન થાય છે ને ક્ષણમાં વિનાશ થાય છે. અને તીર્થંકરોએ કહ્યું કે, 'એ અવસ્થાની દશા છે.' એટલે બુદ્ધ ભગવાન એ અવસ્થાઓ સુધી પહોંચ્યા છે અને એ બુદ્ધિની વાતો છે, એ જ્ઞાનની વાતો નથી. બુદ્ધિના હિસાબે આજે પણ એવું જ નીકળે પણ એ જ્ઞાનની વાત નથી.

## બુદ્ધિનીય જરૂર !

વ્યવહારમાં તો બધું બુદ્ધિજન્ય ત્યાં (બુદ્ધિ) વપરાય છે. પણ બુદ્ધિજન્યનીય અમુક થરવાળાને બહુ જરૂર છે. 'આ જ્ઞાન' કંઈ બધાને કામનું નથી, આ તો અમુક જ માણસોને માટે છે. એટલે આપણે બુદ્ધિજન્યવાળાનેય હેલ્પ કરવી જોઈએ. બુદ્ધિગમ્ય જ્ઞાનથી તો આ સંસાર ઊભો થાય. છતાંય બુદ્ધિ હેલ્પ કરે છે. બુદ્ધિ એ અમારી વાત સારી રીતે સમજી શકે છે. બુદ્ધિ કંઈ કાઢી નાખવા જેવી વસ્તુ નથી. એટલે અલૌકિક જ્ઞાન ને લૌકિક જ્ઞાનમાં ઘણો ફેરફાર છે. એક જ જાતનું જ્ઞાન ના હોય. લૌકિક જ્ઞાન બુદ્ધિથી સમજાય એવું છે, અલૌકિક જ્ઞાન જ્ઞાનથી સમજાય એવું છે. જ્ઞાની પુરુષનું જ્ઞાન બુદ્ધિજન્ય ના હોય, જ્ઞાનજન્ય હોય. બુદ્ધિજન્ય હોય તો અમુક જ પૂછાય. આ તો ડિરેક્ટ પ્રકાશમાંથી છે. બુદ્ધિ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે. ઈન્ડિરેક્ટ પ્રકાશવાળો અટકી જાય. ડિરેક્ટ પ્રકાશમાં તો બધું પૂછાય આપણે.

## વેદોને કહ્યા ત્રિગુણાત્મક !

કૃષ્ણ ભગવાની ગીતામાં કહી નાખ્યું કે વેદ ત્રિગુણાત્મક છે. એ તો સારું છે, એટલું ગીતામાં લખ્યું છે, નહીં તો આ તો હુલ્લડ કરે એવા લોક. પછી મેં કહ્યું કે, 'ગીતામાં લખ્યું છે આવું ?' ત્યારે કહે, 'હા, એ લખ્યું છે ?' ત્યારે મેં કહ્યું, 'ગીતામાં લખ્યું એ સાચી વાત છે' અને ખરેખર વેદ એ તો ત્રિગુણાત્મક જ છે. એટલે બુદ્ધિને વધારનાર છે. સમજણ આપી છે પણ બુદ્ધિને વધારનાર છે. એને પકડી રાખશો નહીં. એમાં મોક્ષમાર્ગ ના હોય અને આત્મા સંબંધી ના હોય. આત્માનો એક ગુણેય ના જાણ્યો હોય. કારણ કે આત્મા સંબંધમાં તો

એ વેદ બોલે, કે 'ધીસ ઈઝ નોટ ધેટ, ન ઈતિ'. હવે ખોટું પકડી રાખે ને ઊંધું ચાલે છે, પછી માર જ ખાય ને ?

**પ્રશ્નકર્તા :** વેદાંતનો માર્ગ સહેજ લાંબો હશે ને ?

**દાદાશ્રી :** લાંબો એટલે બુદ્ધિને ડેવલપ કરતો કરતો જાય છે. બુદ્ધિને ડેવલપ કરનારો આખી દુનિયામાં જો કોઈ મોટામાં મોટો ધર્મ હોય તો વેદાંત માર્ગ.

## ભેદ પડાવે બુદ્ધિ !

બુદ્ધિ હંમેશાં ભેદ પાડે, આ અમારું ને તમારું. મતભેદ ઊભા કરે ને પક્ષપાત ઊભા કરે. એવું છે ને, આ તીર્થંકર ભગવાન સીમંધર સ્વામી અત્યારે હયાત છે, માટે એમનાં દર્શન કરવાં જોઈએ અને કૃષ્ણ ભગવાનેય હયાત છે અને શિવ તો હયાત હોય છે જ કાયમ, એટલે આ દર્શન કરવાં જોઈએ. એનાથી લોકોના જે મતાર્થ છે તે તૂટી જશે.

હું આ માર્ગી છું ને પેલા આ બીજા માર્ગી છું, એ મતાર્થ. ત્યાં લોકો શાંતિ પામશે નહીં. એક પક્ષમાં પડેલો કોઈ સુખી હોતો નથી, હોતો હશે ? જો ખાડા ખોદ્યા, જુદા ખાડા ખોદ્યા, શું થાય ? આ અમારું ને આ તમારું.

છતાં કૉલેજ તો આપણી છે એવું ખ્યાલમાં રહેવું જોઈએ. બાળ મંદિરથી કૉલેજ સુધી ધોરણો હોય, ફીફ્થવાળો (પાંચમીવાળો) ફીફ્થમાં (પાંચમીમાં) જાય, સિક્સ્થવાળા સિક્સ્થમાં જાય પણ કૉલેજ આપણી હોય. પણ આ તો આ તમારી ને આ અમારી, ઝઘડા જ ઘાલી દીધા. શું થાય ? અગિયારસેય જુદી. આ અઢી હજાર વર્ષથી કુંદકુંદાચાર્ય જેવા મહાત્મા બે-પાંચ જણા થયા હશે બાકી બધાએ બુદ્ધિના વિલાસ કરાવ્યા છે. આગળ વધે જ નહીં ને ! અને ભગવાન બુદ્ધિથી સમજાય નહીં. બુદ્ધિથી સંસાર એકલો જ ફળે, સંસાર ચોખ્ખો થતો જાય.

**પ્રશ્નકર્તા :** ભગવાન મન, બુદ્ધિ, તર્કથી પર છે ?

**દાદાશ્રી :** બધાંથી પર, એટલે બુદ્ધિથી સમજાય નહીં. લોક બુદ્ધિથી આની માથાફોડ કરે છે, બુદ્ધિવિલાસ કરે છે, પણ દહાડો ના વળે !

## રંડાપો-મંડાપો નહિ જ્ઞાનને !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ દાદાનાં ચરણોમાં મૂકી દીધી.

**દાદાશ્રી :** સારું, સારું. નહીં તો જે બધા બુદ્ધિશાળીઓ છે એમને બુદ્ધિ જો વધારે થાય ને, તો બુદ્ધુ થાય, બુદ્ધ ના થાય. બુદ્ધ થવાની જરૂર છે. તેને બદલે બુદ્ધુ થઈને ઊભા રહે. રસ્તો આગળ મળે નહિ. એટલે બુદ્ધુ થાય પછી. જ્ઞાનીમાં બુદ્ધિ ના હોય. બુદ્ધિ હોય ત્યાં સુધી જ્ઞાન એમને થાય નહીં. એટલે આ બધા બુદ્ધિશાળીઓ છે, તે ધીમે ધીમે બુદ્ધિ જતી રહેશે ત્યારે જ્ઞાન થશે.

જ્ઞાનને રંડાપો ને મંડાપો છે નહીં અને બુદ્ધિને તો રંડાપો-મંડાપો બેઉ છે. મન પણ રાંડીને ઊભું રહે છેવટે. દશા બદલાય ને, ત્યારે બુદ્ધિ રાંડે. ગ્રહદશા પલટો મારે ને, ત્યારે બુદ્ધિ રાંડે. અને પછી એની મેળે જ પોતે કહે, 'મારી બુદ્ધિ બહેર મારી ગઈ.' ના બોલે લોકો ? એટલે એ રાંડી કહેવાય. રંડાપો આવ્યો ! માટે એની પર વિશ્વાસ કરવા જેવું નહિ. ક્યારે રાંડીને ઊભી રહે એ કહેવાય નહિ પછી.

બુદ્ધિ એ વિનાશી છે. બહુ બુદ્ધિશાળી માણસ હોય, તે બધા સલાહ લેતા હોય ને, પણ જ્યારે પૈસા-બૈસા જતા રહ્યા ને નોકરી કરવાની થઈ ત્યારે, 'એ તો બુદ્ધુ જ છે', કહેશે. એવું આ જગત ! અમારામાં તો બુદ્ધિ જ નહીં, તો શી રીતે અમને બુદ્ધુ કહેવાના ?

તમે બુદ્ધુ કોઈ જોયેલા નહીં ? મેં જોયેલા એક-બે. બહુ બુદ્ધિશાળી પણ બુદ્ધુ. ને પાછા તે મને શું કહે ? 'દિમાગ ઠીક રાખો !' અલ્યા, હું રાખું કે તારે રાખવાનું ? આપણું દિમાગ ઠીક રાખવાનું કહે. અહીં દિમાગ જ નહિ અમારી પાસે, તો વગર કામનો દિમાગ દિમાગ કરે છે !

**પ્રશ્નકર્તા :** તમે બુદ્ધુ કહો છો, પણ જગત તો એને બુદ્ધિશાળી કહે છે ને ?

**દાદાશ્રી :** હું બુદ્ધુ કહેતો નથી, બુદ્ધુ જેવા થઈ જાય છે પણ બુદ્ધુ કહેવાય નહીં ને ? કોઈને બુદ્ધુ કેમ કરીને કહેવાય ? બુદ્ધુ થઈને પણ માર ખાય છે ને ? બુદ્ધુ તો બહુ દહાડા પછી બનાવે, એકદમ ના બનાવે.

અને ભક્તો ગાંડા હોય. ભગત ગાંડા તો હોય પણ ઘેલા હોય, છતાં છેવટે એ આગળ વધશે અને મોક્ષે જવાના. કારણ કે ભક્તો હૃદયવાળા હતા ને બધા. બીજા તો અમથા એટીકેટવાળા છે. એમાં કશું વળે નહીં. બુદ્ધિથી જે આગળ જવા નીકળ્યાને, એમાં કશુંય, એક અક્ષરેય ફાયદો નહીં.

## જ્ઞાનનો માર્ગ એક, બુદ્ધિના અનેક !

બધા અનેક જાતના રસ્તા છે અહીં તો, એક રસ્તો નથી. જેટલાં ભેજાં છે ને, એટલા રસ્તા છે. સાચો રસ્તો તો એક વીતરાગનો છે ફક્ત. બાકી બીજાં બધાં ભેજાં છે અને તે બુદ્ધિમત છે. બુદ્ધિનું જ સંચાલન છે અને રઝળપાટ કરાવનારા છે બધાય. એક આ વીતરાગોનો મત એકલો જ સેફસાઈડવાળો છે.

આ સાચું ઓળખવું બહુ અઘરું છે, 'વસ્તુ'ની ઓળખાણ પડે નહીં. આમાં બુદ્ધિશાળી તો બુદ્ધિથી માપ કાઢ કાઢ કર્યા કરે. બુદ્ધિથી તોલાય એવી વસ્તુ નથી 'આ'. એક બાજુ ગમે તેટલી બુદ્ધિ વાપરે તોય બુદ્ધિથી તોલાય એવું નથી.

ભ્રાંતિ એ બુદ્ધિજન્ય જ્ઞાન છે. બુદ્ધિજન્ય જ્ઞાન એ વિકલ્પી હોય. જ્યારે સાચું જ્ઞાન નિર્વિકલ્પી છે. એમાં જુદાઈ છે જ નહીં જરાય. એટલે સાચા જ્ઞાનની જ વાત સમજવાની છે, તો નિર્વિકલ્પી દશા થાય.

**પ્રશ્નકર્તા :** જગત બુદ્ધિનું જ માને છે, તે જ્ઞાની પુરુષ જ્ઞાનને રસ્તે કઈ રીતે લઈ જાય છે ?

**દાદાશ્રી :** જ્ઞાનનો રસ્તો એક જ છે, બીજા બધા અજ્ઞાનના રસ્તા છે. તે જ્ઞાનનો રસ્તો જ્ઞાની એકલા જ દેખાડી શકે, બીજું કોઈ દેખાડી શકે નહીં. અને આ સંસારમાં કહેવાતા જ્ઞાનીઓ એ અજ્ઞાની છે.

રસ્તાના જાણકાર હોય તો એ રસ્તે આપણે સ્ટેશને પહોંચીએ. પણ જાણકાર ના હોય તો એ રસ્તે સ્ટેશન પર પહોંચે ? એટલે જાણકાર હોવો જોઈએ ! શેનો જાણકાર હોવો જોઈએ ? આત્માનો જાણકાર. આત્માના જાણકાર સિવાય બીજી વાતો બધી કામમાં ના આવે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ સ્વયં આત્મસાક્ષાત્કારનું ડિરેક્ટ સાધન નથી, એ તો શાસ્ત્રો, ઉપનિષદો બધાય કહે છે. પરંતુ બુદ્ધિની નિર્મળતા વગર આત્મસાક્ષાત્કાર સુધીના દરવાજા સુધી પહોંચાય કઈ રીતે ? અને બુદ્ધિની નિર્મળતા કરવા માટે અમુક સાધનો અપનાવ્યા વગર ચાલે કઈ રીતે ?

**દાદાશ્રી :** એ સાધનો કરવાવાળા તો અહંકારના ટોપ ઉપર જઈને બેઠા. એટલે બુદ્ધિ તો મૂઈ ગાંડી થયેલી હોય તો સારી. સાધન ના કરતા હોય તો સારા. અહંકારને ઘટાડવાનો છે, તે અહંકાર વધી ગયો ઊલટો.

**પ્રશ્નકર્તા :** સાધનો કેટલીક વખતે અહંકાર ફુલાવવા માટે વપરાય. જ્યારે કોઈ પ્રમાણિકપણે સાધનો દ્વારા આત્મશુદ્ધિ કરવા ઈચ્છતો હોય તો એને માટે કોઈ સાધન ખરું કે નહિ ?

**દાદાશ્રી :** આ અત્યારે જે સાધનો દેખાડવામાં આવે છે, તે આ સાધનો જ ન હોય. આ સાધનોમાં તો કોઈ જગ્યાએ બૂમ પડે છે કે ભઈ, અમુક જગ્યાએ જાવ, બહુ સુંદર છે. બહુ આનંદ છે. એક માણસેય નિર્ભય બની ગયો એમની પાસે, એવી બૂમ પડે છે કે કોઈ જગ્યાએ ? કોઈ જગ્યાએ બૂમ પડી જોઈ નથી. પણ પોતે નિર્ભય થયેલો હોય તો સામાને કરે ને ?

**પ્રશ્નકર્તા :** આત્માનો અનુભવ થઈ શકે ?

**દાદાશ્રી :** એ તો જે આત્માનુભવી હોય, જેને બુદ્ધિનો છાંટો ના હોય, ત્યાં આત્માનો અનુભવ થઈ શકે. બુદ્ધિવાળાને આત્માનુભવ, પોતાને હોય જ નહીં. અને બુદ્ધિવાળા હોય ત્યાં સુધી આત્માનુભવનો આપણને ફાયદોય મળે નહીં. જ્યાં બુદ્ધિ ના હોય ત્યાં આત્માનો અનુભવ થાય.

❖ ❖ ❖

# (૬)

# સૂઝ, કુદરતની એક અનોખી દેણ !

## મનુષ્ય માત્રને અંતરસૂઝ !

**પ્રશ્નકર્તા :** સૂઝ એટલે શું ?

**દાદાશ્રી :** એ તો આ માણસ નથી કહેતા કે મને સૂઝ પડતી નથી.

**પ્રશ્નકર્તા :** પ્રેરણાને સૂઝ ન કહેવાય ?

**દાદાશ્રી :** પ્રેરણા તો મહીંથી, અંદર થાય ને, એ ચોરને ચોરીની પ્રેરણા આપે. એ 'વ્યવસ્થિત'ને આધીન છે ! જે પ્રેરણા આપે છે, એ 'વ્યવસ્થિત' પ્રેરણા આપે છે અને સૂઝ એ તો કુદરતી સંચાલન છે.

**પ્રશ્નકર્તા :** સૂઝ એ 'વ્યવસ્થિત'ને આધીન ખરી કે નહીં ?

**દાદાશ્રી :** ના, ના, 'વ્યવસ્થિત' તો આ સૂઝમાંથી પછી ઉત્પન્ન થાય છે, 'વ્યવસ્થિત'ને તાબે એ નથી.

આપણને જે અંતરસૂઝ પડે છે એ મોટામાં મોટી વસ્તુ છે. આ સંસારમાં અજ્ઞાનદશામાં મોટામાં મોટી વસ્તુ હોય તો તે અંતરસૂઝ. અંતરસૂઝ એકલી જ વસ્તુ છે આગળ લઈ જનારી.

**પ્રશ્નકર્તા :** પણ અંતરસૂઝ બધાને મળેલી હોય છે ખરી ?

**દાદાશ્રી :** દરેકને હોય જ. અંતરસૂઝ વગર તો એનું ગાડું જ

ચાલે નહિ. એ ગમે એટલો ગૂંચાય, ત્યારે પાછું અંતરસૂઝથી એને ખબર પડે કે 'ના, ના, એવું નથી. વાંધો નથી.'

**પ્રશ્નકર્તા :** તો આ ગાડું ઠેકાણે કેમ નથી આવતું, જો બધામાંય અંતરસૂઝ હોય તો ?

**દાદાશ્રી :** જીવમાત્રમાં અંતરસૂઝ હોવી જ જોઈએ. અંતરસૂઝ વગર તો ચાલે જ નહિ. એનું ગાડું જ ના ચાલે.

**પ્રશ્નકર્તા :** અંતરસૂઝ હોય તો આટલા બધા ભ્રષ્ટાચાર, ગુનાઓ, અપરાધો, અશાંતિ છે, તો એ અંતરસૂઝ એને બતાવે નહિ, કે આ માર્ગ સાચો નથી, એમ ?

**દાદાશ્રી :** અંતરસૂઝ બધું જ બતાવે પણ અહંકારે કરીને લોકો દબાવી દે છે, હડહડાટ ! કારણ કે પોતે ભાવનાઓ કરી છે કે આવું ભોગવવું છે. એવી કેટલાય અવતારોથી ભાવના કરતા કરતા આવ્યા છે. તે આ ભાવનામાં સપડાયા છે લોકો. એટલે હંમેશાંય આત્મા બધા સ્વતંત્ર છે અને તે પોતાનું જેમ ચિંતવે એવા થાય એવા છે. એને જ્ઞાન મળી જાય કે આમ ભોગવવામાં જ સુખ છે, તો તેવી ભાવના કર્યા કરે. કોઈ ફેરો જ્ઞાન સવળું મળી જાય તો સવળું કર્યા કરે. એને જ્ઞાન મળ્યા પ્રમાણે જાય છે એ બાજુ.

અંતરસૂઝ એ મોટામાં મોટી વસ્તુ છે. સાહિત્યકારો, કવિઓને બહુ મોટી સૂઝ હોય. આ સાયન્ટિસ્ટોય સૂઝના આધારે ચાલે છે, બીજું કંઈ નથી એમને. પોતાને સૂઝ પડે છે. આઈનસ્ટાઈનેય પોતાની સૂઝના આધારે ચાલતા'તા. પોતે સહજ ભાવે રહેને, એટલે સૂઝ ઉત્પન્ન થાય, તો આમ પૂરેપૂરી ફળ આપે. અખાએ સૂઝ માટે બહુ લખ્યું છે. અમનેય જ્ઞાન થતાં પહેલાં સૂઝ પડતી'તી. સૂઝ એટલે પ્રત્યક્ષ ના દેખાય. આમ જ છે એવું લાગે, એનું નામ સૂઝ.

## એ છે નેચરલ ગિફ્ટ !

**પ્રશ્નકર્તા :** ન્યુટન જેવા મોટા મોટા સાયન્ટિસ્ટો થઈ ગયા, એ

સત્ય શોધવા માટે જ કરતા હતા. એ લોકોને અહંકાર નહોતો.

**દાદાશ્રી :** બિલકુલેય અહંકાર હોય જ નહીં. અહંકાર ના હોય ત્યારે આ ગિફ્ટ હોય. આ એમની બુદ્ધિ નથી, આ ગિફ્ટ છે. આ નેચરલ, કુદરતી બક્ષિસ છે !

**પ્રશ્નકર્તા :** અને ધાર્મિક પુરુષોને પણ ગિફ્ટ હોય છે ને ?

**દાદાશ્રી :** બધી ગિફ્ટ. અહીંયાંય ગિફ્ટ જ છે બધી. આ હું બોલું છું તેય મારી ગિફ્ટ છે આ. આપણા લોક શું સમજે છે ? આ બુદ્ધિથી મને કંઈ ઊંચા ઊંચા વિચારો ને ઊંચું ઊંચું દેખાય છે, પણ એવું નથી.

હવે એમાં બે ચીજ છે, એક તો દર્શન છે. સૂઝ પડવી એ દર્શનમાં જાય છે. એ પૂર્વભવની ગિફ્ટ છે, ગયા અવતારની. ફ્રી ઓફ કોસ્ટ (મફત) ગિફ્ટ છે. અને બીજું ચિત્તશુદ્ધિ જેટલી થઈ હોય એટલું બહુ લાભ આપે. એટલે ચિત્તશુદ્ધિ, ગિફ્ટ આ બધુંય આ લોકોએ બુદ્ધિમાં ઘાલી દીધું છે અને બુદ્ધિને મહત્ત્વ આપી દીધું છે. બુદ્ધિ એ મહત્ત્વ આપવા જેવી ચીજ નથી.

**પ્રશ્નકર્તા :** સૂઝ જે છે માણસની પોતાની, એ જન્મની સાથે લાવતો હશે ?

**દાદાશ્રી :** અનંત અવતારથી, સૂઝ સિવાય તો ગાડું આગળ ચાલે જ નહીં ને ! સૂઝ તો શરૂઆતથી જોડે છે જ. એક બાજુ સૂઝેય ખરી અને એક બાજુ બુદ્ધિય ખરી. બુદ્ધિમાં અહંકાર ભળેલો હોય, સૂઝમાં અહંકાર ના ભળેલો હોય.

**પ્રશ્નકર્તા :** સૂઝ આવે ક્યાંથી ?

**દાદાશ્રી :** એ જ, આવરણ ખૂલતું જાય છે, તેમ તેમ સૂઝ પડતી જાય છે, આગળ આગળ. આમ જેમ જેમ પ્રવાહમાં વહેતો આવે છે, તેમ તેમ આવરણ ખૂલતું જાય છે, તેમ તેમ છે તે સૂઝ પડતી જાય છે. નિરંતર સૂઝ વધે જ. આ જગતમાં આશ્ચર્યકારક વસ્તુ હોય તો સૂઝ. પ્રેરણા-બેરણા તો બધી પોતાના આધીન નથી અને ભગવાનને ત્યાંથીય

આવી નથી, એ વ્યવસ્થિતને આધીન છે.

**પ્રશ્નકર્તા :** આ જે સૂઝ છે તે આત્મા પ્રેરિત હશે ? આત્મા પ્રેરિત સૂઝ હોવી જોઈએને, તો જ થાય ને ?

**દાદાશ્રી :** નહીં, એ સૂઝ નહીં. એ એક આત્માનો ભાગ છે કે જે આવરાયેલો છે ને, તે આવરણમાંથી મહીંથી નીકળેલો, ઉદય થયેલો ભાગ છે સૂઝ નામનો ! અને એ જ છે તે દર્શનાવરણ તરીકે ગણાય છે, ને એમાંથી સૂઝ વધતાં વધતાં એ છેવટે સર્વદર્શી થાય.

**પ્રશ્નકર્તા :** તો જેને જ્ઞાન મળ્યું નથી, એમનામાં પણ સૂઝ હોઈ શકે ને ?

**દાદાશ્રી :** સૂઝ દરેકનામાં હોય. સૂઝના આધારે જ બધું જીવન છે આ. આ ઝાડ-પાન બધાંને સૂઝ હોય છે. સૂઝના આધારે તો બધું ચાલે છે. સૂઝ જાનવરોનેય ખરી. સૂઝ વગર તો કોઈ જીવ હોય જ નહીં. આ સૂઝ છે, તેનાથી જ આ જગતના જીવોના વ્યવહાર ચાલે છે, આ ભગવાન કંઈ ચલાવતો નથી. આ બકરીને આમ ખાવાનું મળે તો તે પહેલું સૂંઘેને, તે તરત ખબર પડી જાય કે આ ન હોય ખાવા જેવું. એટલે એવી સૂઝ પડી જ જાય. દરેક જીવને પોતાનું હિત શેમાં છે એ સૂઝ પડી જાય.

## સૂઝ, અર્પે વિશેષ સૂઝ !

સૂઝવાળી બૈરી હોય તો અરધા કલાકમાં પચાસ માણસની રસોઈ બનાવે અને સૂઝવાળી ના હોય તો ચાર કલાક ગૂંચાયા કરે અને કૂટાયા કરે. લોકો કહેય ખરા, બઈને વ્યવહારમાં સૂઝ પડતી નથી. સૂઝ ના પડે તો શું કરે તે ? ગૂંચાયા કરે. શેનો વઘાર કરું, બળ્યું ? રઈનો કરું કે મેથીનો કરું કે જીરાનો કરું ?

**પ્રશ્નકર્તા :** સૂઝ એટલે કન્ફયૂઝન (ગૂંચવાડા)નો અભાવ, ઈન્સાઈટ (અંતરદૃષ્ટિ) કહે છે અંગ્રેજીમાં, એને સૂઝ કહેવાય ?

**દાદાશ્રી :** ના, ગૂંચવાડાના અભાવને નહીં, પણ ગૂંચવાડાને કાઢી

નાખે. ઊભા થયેલા ગૂંચવાડાને કાઢી નાખે, એ સૂઝ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે સૂઝ એ ઈન્બોર્ન (જન્મથી) છે ને ?

**દાદાશ્રી :** જન્મથી જ જોડે. દારૂય પીવે ને સૂઝેય હોય.

**પ્રશ્નકર્તા :** આ સૂઝ જે છે એ માણસને સંસારમાં મદદ કરે, એવી રીતે આત્મા પ્રાપ્ત કરવા માટે આ સૂઝ મદદ કરે ?

**દાદાશ્રી :** સૂઝ એની સેફસાઈડ છે. જેટલી સૂઝ વધારે એટલી એની સેફસાઈડ વધારે. સૂઝ ઓછી, એટલો ગૂંચવાડો વધારે.

ફક્ત અંદર મોટામાં મોટી શક્તિ છે, જેને સૂઝ કહેવામાં આવે છે. એ કુદરતી શક્તિ છે. એ 'એને' બધા બખેડામાંથી બહાર કાઢે. જ્યાં જ્યાં ફસાયો હોય ત્યાંથી બહાર કાઢે એ સૂઝ ! અને ઠેઠ મોક્ષે લઈ જાય ત્યાં સુધી હેલ્પ કરે, પણ આ વચ્ચે આંતરા ના નાખે તો, નવાં જ્ઞાન, ગૃહિત મિથ્યાત્વ ન ભરે તો. ગૃહિત મિથ્યાત્વ એટલે કો'કનું મિથ્યાત્વ પાછું આપણે ભર્યું. એ બોલે ને આપણે શીખ્યા. તું તારી મેળે ગીતા વાંચ અને જે તને ગ્રહણ થાય એટલું લે. આ ગીતા ઉપરથી લોકોએ લખ્યું એથી ગૃહિત મિથ્યાત્વ ઊભું થયું. એથી મેડનેસ (ગાંડપણ) વધી ઊલટી. એ બુદ્ધિનું બધું પ્રદર્શન કર્યું છે ! સૂઝ એ દર્શન છે સહજ પ્રાપ્ત થતું, વિના પ્રયાસે પ્રાપ્ત થતું, એ દર્શન ખૂલતું ખૂલતું કેવળ દર્શન થઈને ઊભું રહે છે. પણ નિમિત્ત જોઈએ વચ્ચે, નિમિત્ત !

## ખીલે સૂઝ, સૂઝવાળાના સંગે !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે સૂઝને માટે, એ દર્શન એને ઠેઠ કેવળ દર્શન સુધી લઈ જાય. પણ એમાં નિમિત્ત જોઈએ, એ નિમિત્ત શું ?

**દાદાશ્રી :** સૂઝવાળાં ઊંચા નિમિત્ત ભેગાં થાય ને, તેમ તેમ સૂઝ ખીલતી જાય. અને તે પણ સહજ, વિના પ્રયાસે.

**પ્રશ્નકર્તા :** એનો દાખલો આપો.

**દાદાશ્રી :** તમે ઊંચા ઊંચા માણસ જોડે, જેને કોઠાસૂઝવાળા કહે

છે, તે વધુ સૂઝવાળાને તમે ભેગા થાવ અને એના પરિચયમાં રહો તો તમારી સૂઝ ખીલતી જાય. તે તમારે કશો પ્રયત્ન કરવો ના પડે. એનો પરિચય રહ્યો એ જ ખીલી જાય. પરિચયનું જ ફળ મળે.

**પ્રશ્નકર્તા :** એને તમે નિમિત્ત કહો છો ?

**દાદાશ્રી :** હા, અને છેવટે જ્ઞાનીના પરિચયથી સંપૂર્ણ થઈ જાય. જ્યાં સંપૂર્ણ કોઠાસૂઝ થઈ ગયેલી છે, દર્શન તરીકે, કેવળ દર્શન તરીકે, ત્યાં જઈએ એટલે સૂઝ પૂરી કરી આપે. બાકી, એ સૂઝ તો સૂઝવાળાથી જ પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એ જે સૂઝ છે એ અહંકારથી ઢંકાઈ જાય ખરી ?

**દાદાશ્રી :** ના, એવું નથી. એ અહંકારથી ઢંકાતી નથી. ફક્ત સૂઝવાળા માણસના પરિચયથી એ વધતી જાય છે. અહંકાર એને કશું કરી શકતો નથી. દારૂ-ગાંજો કશું એને કરી શકતું નથી. ફક્ત હલકી સૂઝવાળાની જોડે પડી રહેવાથી, સંસર્ગથી સૂઝ ઓછી થાય છે. હલકા લોકોની સૂઝ હોય હલકી, તેના પરિચયમાં આવવાથી સૂઝ ઓછી (હલકી) થતી જાય ! પછી એય ગૂંચવાય ત્યારે આપણનેય ગૂંચવે. એટલે સંસર્ગ બહુ સારો રાખવો સૂઝનો.

**પ્રશ્નકર્તા :** તો દાદા, આ સૂઝને કયા સંજોગોમાં આવરણ આવે ?

**દાદાશ્રી :** હલકી કોટિના પરિચયમાં આવીએ ત્યારે. નીચલી કોટિના પરિચયમાં આવો ને, ત્યારે આવરણ આવે.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે એમ કહે કે મને આની સૂઝ પડતી નથી.

**દાદાશ્રી :** બીજો સૂઝ આપે ત્યારે ચાલ્યું ગાડું, નહીં તો માણસ પા પા, અરધો-અરધો કલાક બેસી રહે આમ કરીને. પછી મહીં જેમ ટપકું પડે એટલે સૂઝ પડી જાય છે. ઊભો થઈને કરવા માંડે છે. હવે હલકા લોકોના પરિચયમાં આવીને સૂઝ જતી રહી નથી, પણ હલકા

પ્રકારની થાય છે. એટલે પોતાને નકામી થાય છે, યુઝલેસ થાય છે. ચોરીઓની સૂઝ આવડે, બીજું આવડે, તેને શું કરવાની ?

બુદ્ધિ કરતાં સૂઝની કિંમત વધારે છે, પણ લોકો સમજતા નથી. આ લોકોને બુદ્ધિની ઘણી કિંમત. બુદ્ધિ તો નફો-નુકસાન બે જ દેખાડે. બીજું કશું દેખાડે નહીં. ઈમોશનલ જ બનાવ્યા કરે અને સૂઝ ઈમોશનલ ના બનાવે. ગૂંચવાડો હોય તેનો નિવેડો લાવી આપે. મને બહુ અનુભવ હોય સૂઝના. મને તરત ખબર પડી જાય, સૂઝ પડી એમ ! હા, મને તો મોટું અજવાળું જેવું મહીં થાય, સૂઝ પડે એટલે. રસ્તા પરનું આરપાર બધું દેખાઈ જાય.

## દાદાની ટોપમોસ્ટ સૂઝ !

મારે એ સૂઝ જ વધારે હતી. બહુ જ જબરી સૂઝ ! જ્યાં ને ત્યાં ફોડ પડી જાય. એટલે દસ-પંદર માણસ પૂછવા આવે, તે એનો નિવેડો આવી જાય ! પછી એમાં દોષેય બંધાયા હશે. કારણ કે પેલો ગુનેગાર હોય, ઈન્કમટેક્ષનો કે કાળા બજારનો ! હવે મારો અહંકાર એણે પોષ્યો. એને મદદ કરવી જોઈએ, એ મારો સ્વભાવ. મદદ કરીને હું શું કરું ? પાછલે બારણેથી કાઢી મેલું, એ ગુનો છે. પાછલે બારણે રહીને કાઢી મેલવો એ ગુનાને હેલ્પ કરી મેં. આવું મેં કરેલું. ઊલટું ઓછી ઉપાધિ કરી હતી ? કંઈ કરવામાં બાકી રાખ્યું છે ? સારા માણસનેય હેલ્પ કરેલી. સારા માણસને સારા રસ્તા બતાવેલા. પણ આમનેય રસ્તા બતાડવામાં બાકી નહીં રાખેલું. મુશ્કેલીવાળાને કહેલું, 'આમ કહીને તું કરજે, તો મળશે તને.' આ સરકારી ચોરીઓ આવી કરજો, તેમ કરજો. પણ આ બધું જ્યાં સુધી પોતાનું ભાન નથી, ત્યાં સુધી કડાકૂટો કર્યા જ કરેલી. સૂઝ બુદ્ધિથી જુદી રહેવાની. બુદ્ધિ તર્કવાળી હોય. બુદ્ધિ તાર્કિક હોય અને આ સૂઝ એ તો પ્યૉર હોય.

## 'એ' અનંત અવતારનું ઉપાદાન !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને વિપરીત માર્ગે કે સન્માર્ગે વાળનાર કઈ શક્તિ ? જો અહંકાર ના હોય તો સરળ હોય ને ?

**દાદાશ્રી :** બુદ્ધિને સમ્યક કરનારું એવું તેવું કોઈ નથી. અહંકારેય નથી. અહંકારમાં તો બરકત જ નથી, એમ કહીએ તો ચાલે. એટલે બુદ્ધિને અહંકાર કશું વાળતો જ નથી. કારણ કે પોતે જ આંધળો છે. બુદ્ધિને વાળનારી શક્તિ જે અનંત અવતારથી આપણામાં તૈયાર થયેલી છે તે ઉપાદાન શક્તિ છે. અનંત અવતારનો જે અનુભવ આપણને થઈ રહ્યો છે તે અનુભવ મહીં ઉપાદાન સ્વરૂપે ઊભો થઈ રહ્યો છે અને એ સૂઝ રીતે આપણને ફળ આપે છે. હવે એ ઉપાદાન સ્વરૂપ આપણને હેલ્પ કરે છે. એ ઉપાદાન સ્વરૂપ સમ્યક ભણી લઈ જાય કે બુદ્ધિ આમ નહીં પણ આમ હોવી જોઈએ. સૂઝ અહંકારને કહે કે, 'આમ નહિ ને આમ', તે પછી અહંકાર તેમ કરે.

ઉપાદાન એટલે શું કે દરેક અવતારના અનુભવનો જથ્થો ભેગો થયો હોય તે ! એ આપણને હેલ્પ શી રીતે કરે છે ? સૂઝ રૂપે ઊભું થાય છે. આ મારો અનંત અવતારનો અનુભવ ભેગો થયેલો છે, આ ઉપાદાન મૂળ સ્વરૂપમાં ફૂટેલું.

એ સૂઝ રૂપે ફળ આપણને આપે. કંઈ મુશ્કેલીના ટાઈમમાં ખરી સૂઝ એને પડે.

**પ્રશ્નકર્તા :** સૂઝ ઉપાદાનમાંથી નીકળે છે ?

**દાદાશ્રી :** હા, તેથી આપણા લોકો કહે છે ને કે, નિમિત્ત મળતાં જો ઉપાદાન જાગૃત ના રાખે તો ખલાસ, તો કામ ના થાય. દરેકને સૂઝ પડે. ઈન્સાઈટ એ દર્શન છે. એ સૂઝ જ કામ કરતી જાય છે. સૂઝ જેટલી વધતી જાય એટલું દર્શન વધતું જાય. એમ કરતાં કરતાં છેવટે ફૂલ દર્શન થાય છે ત્યારે કેવળદર્શન સુધી જાય છે. પણ સૂઝ એની હોય તેના આધારે, આ બધું ફસાયો-બસાયો હોય તો છૂટી જાય. સૂઝ તો તમે સમજી જાવ ને તરત ! એ તો બધાય સમજી જાય તરત.

## સૂઝ દોરે આત્મદર્શન લગી !

**પ્રશ્નકર્તા :** અંધશ્રદ્ધા એ બુદ્ધિની પેદાશ છે ?

**દાદાશ્રી :** હા, એ બુદ્ધિની પેદાશ છે.

**પ્રશ્નકર્તા :** અને સમજણ એ કોનો ભાગ છે ?

**દાદાશ્રી :** સમજ તો દિલમાંથી ઊભી થનારી ચીજ છે. દિલ્લગી શબ્દ તને સમજણ પડે ? દિલ્લગી હો ગઈ ! દિલ લાગેલું, ચોંટેલું ઊખડે ખરું ? એ સમજપૂર્વકને દિલ્લગી કહે છે.

**પ્રશ્નકર્તા :** દિલ એની મેળે લાગી જાય કે સમજી-બૂઝીને લાગે ?

**દાદાશ્રી :** દિલ્લગી એ સમજની લાગી જાય છે, બુદ્ધિથી નહીં.

**પ્રશ્નકર્તા :** સમજ હોય તો જ દિલ્લગી થાય ?

**દાદાશ્રી :** હા. એટલે સૂઝથી, સૂઝના આધારે. સૂઝ પડી જાય, નહીં તો દિલ લાગે નહીં.

**પ્રશ્નકર્તા :** તો એ બુદ્ધિનું માધ્યમ નથી ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો એ સૂઝ જે છે એ ક્યાંથી ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** હાર્ટમાંથી ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** હાર્ટમાંથી એટલે ક્યાંથી આવે છે ? એક પુદ્‌ગલનો ભાગ છે ? એક આત્માનો પર્યાય છે, એમ તો ખરું જ ને ?

**દાદાશ્રી :** ના, આત્માનો કોઈ પર્યાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો એ સૂઝ કેવી રીતે છે ?

**દાદાશ્રી :** એ સૂઝ ધીમે ધીમે ફૂલ સ્કેલમાં થાય ત્યારે દર્શન થાય. ત્યાં સુધી તો પુદ્‌ગલ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** સૂઝ એ પુદ્‌ગલ ગણાય કે આત્માનો ભાગ છે ?

**દાદાશ્રી :** પુદ્‌ગલ, પુદ્‌ગલ. મતિ એ પુદ્‌ગલ કહેવાય અને જ્યારે સૂઝ ફૂલ થાય, ત્યારે આત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા :** આત્મા પર જવા માટે સૂઝમાંથી જ આત્મા ઉદ્‌ભવે ?

**દાદાશ્રી :** નહીં, સૂઝ છે તે જુદી વસ્તુ છે. એ પુદ્‌ગલ કહેવાય. પણ એ સો ટકા થાય ત્યારે દર્શન થાય.

**પ્રશ્નકર્તા :** આત્મા પ્રત્યે જવા માટે સૂઝનો ઉપયોગ કરવાનો. એનો અર્થ એ થયો ને બુદ્ધિનો ઉપયોગ નહીં કરવાનો ? સૂઝથી તમે જેમ કરો તેમ આત્મા પ્રત્યે જવાય.

**દાદાશ્રી :** સૂઝથી કરે તો બહુ સારું. પણ સૂઝનો અમલ લેતા નથી ને દાબી દે છે, ને પછી આ બુદ્ધિ જ ચલાવી લે છે.

અમે જોડો મારીએ, તે બુદ્ધિથી માપે તો શું થાય એનું ?

**પ્રશ્નકર્તા :** અવળું થાય, ડખો થાય.

**દાદાશ્રી :** બુદ્ધિવાળો માર્યો જાય બિચારો ! અને હૃદયથી માપે તેને ?

**પ્રશ્નકર્તા :** બહુ આનંદ થાય, ઉલ્લાસ થાય.

**દાદાશ્રી :** આ બધું માપતાં આવડવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, હૃદયનો અર્થ શ્રદ્ધા કરી શકાય ખરો ?

**દાદાશ્રી :** ના, શ્રદ્ધા નહીં.

**પ્રશ્નકર્તા :** એ હૃદય એટલે ખરેખર કયું કહ્યું ?

**દાદાશ્રી :** હૃદય એટલે સેલ્ફ (પોતે). હંમેશાંય તે મૂળ સેલ્ફ, એ સેલ્ફ છે. શુદ્ધાત્મા એ મૂળ સેલ્ફ છે. પણ 'પેલી' સેલ્ફ ડેવલપ થતી થતી, આવરણરહિત થતી થતી થતી ઉપર આવે છે ને આ મૂળ સેલ્ફ જોડે ને જોડે રહે છે.

**પ્રશ્નકર્તા :** એ ડેવલપ થતી સેલ્ફને આપણે શું કહી શકીએ ?

**દાદાશ્રી :** એને જ અંતઃકરણ કહ્યું.

એનું મૂળ કેવી રીતે પકડાય ? એનું મૂળ પકડવું હોય તો જ્યારે મહીં બધી રીતે કંટાળીએ છીએ અને એકદમ ઝબકારો થઈને આપણને સૂઝ પડે છે ને માર્ગ જડે છે, એને સૂઝ કહે છે.

એ ડેવલપ થતી જાય છે. એ અંતઃકરણમાં પરિણામ પામશે.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રજ્ઞા ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા નહીં. પ્રજ્ઞા તો આત્માનું કામ. આ પ્રજ્ઞા થવા ભણી જે જઈ રહી છે. આપણને પ્રજ્ઞા ઓચિંતી રીતે લાઈટ થઈ ગયેલી છે, નહીં તો ઓચિંતી ના થાય. તે 'આ' જ્યારે પ્રજ્ઞા રૂપે પરિણામ પામે, ત્યારે દા'ડો વળે.

## પછી સૂઝ નહિ પણ પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** તો દાદા પાસે જે જ્ઞાન લે છે, એને જે બધું પછી મોક્ષમાર્ગની અંદર મદદ કર્યા કરે છે, ત્યાં સૂઝનું સ્થાન ખરું ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાનું કામ. પછી પ્રજ્ઞાના કામમાં જાય ! જ્ઞાન લીધું તે દહાડે સૂઝ ફૂલ (સંપૂર્ણ) થઈ જાય છે, કેવળ દર્શન રૂપે થાય છે. પછી સૂઝ ખીલવાની રહી નહીં. પછી ગૂંચવાડો ઊભો ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા મદદ કરે પછી ?

**દાદાશ્રી :** હા, બસ.

**પ્રશ્નકર્તા :** આપનું જ્ઞાન જેને પ્રાપ્ત થયું. એને હવે જે ઠેઠ મોક્ષ સુધીનો દરવાજો બતાવે છે, ગૂંચોનો નિકાલ બતાવે છે, એ સૂઝને ઠેકાણે પ્રજ્ઞા આવે છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા. સૂઝ તો થઈ ગઈ આપણી. ક્ષાયિક થઈ ગયું. સૂઝ તો પૂરી થઈ ગઈ. હવે એ પ્રજ્ઞા દેખાડે છે. સૂઝ પૂરેપૂરી બેસી જાય ત્યારે ક્ષાયિક સમકિત કહેવાય, કેવળ દર્શન કહેવાય. સૂઝ પૂરેપૂરી થઇ જાય, પછી એનું (સૂઝનું) કામ પૂરું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા અને બુદ્ધિમાં શું ફેર રહ્યો ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા એ વસ્તુ જુદી છે. પ્રજ્ઞા તો બુદ્ધિથી પર વસ્તુ છે. બુદ્ધિનો સ્વભાવ કેવો છે કે બુદ્ધિ અજ્ઞામાંથી ઊભી થયેલી છે અને જ્ઞાન પ્રજ્ઞામાંથી ઊભું થયેલું છે.

હવે એ બુદ્ધિ સંસારની બહાર નીકળવા ના દે એવી છે. 'પોતાને' મુક્ત થવાની ઈચ્છા થાય તો બુદ્ધિ 'એને' ફેરવી નાખે. કારણ કે સંસારમાં જ રાખે એ અને સંસારમાં હેલ્પ કરે. તે સંસારમાં આપણને સેફસાઈડ કરી આપે. આ પ્રજ્ઞા બિલકુલ સંસારમાં રહેવા ના દે, ચેતવ ચેતવ કરે કે, 'અહીં ગૂંચ છે, અહીં ચૂક છે' અને મોક્ષે લઈ જવા ફરે. બેનું ઘર્ષણ ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** વિશુદ્ધ બુદ્ધિના અંતરથી જે પ્રકાશ મળે, એ જ પ્રજ્ઞાનું સ્વરૂપને ?

**દાદાશ્રી :** ના. પ્રજ્ઞા આત્મા પ્રાપ્ત થયા પછી ઉત્પન્ન થાય. આત્મા તો સર્વાંશ જ હોય છે, પણ એના યથાર્થ સ્વરૂપનું ભાન ના થયું હોય, પણ પ્રતીતિ બેઠી હોય, ત્યારે પ્રજ્ઞા ઊભી થાય. પછી પ્રજ્ઞા એને હેલ્પ કર્યા કરે.

## બુદ્ધિ, પ્રજ્ઞા અને સ્થિતપ્રજ્ઞ !

**પ્રશ્નકર્તા :** વ્યવસાયાત્મક બુદ્ધિ એ જ નિશ્ચયાત્મક બુદ્ધિ કહેવાય ?

**દાદાશ્રી :** ના, આ તો વ્યવસાય છૂટી જાય ને ત્યારે બુદ્ધિ પાછી ડોલંડોલ થઈ જાય. નિશ્ચયાત્મક બુદ્ધિ એટલે શું ? આત્મિક બુદ્ધિ ! ત્યારે કહે, વ્યવસાય ચાલુ હોય તોય નિશ્ચયાત્મક અને ના ચાલુ હોય તોય નિશ્ચયાત્મક, એનું નામ નિશ્ચયાત્મક બુદ્ધિ. અને એ બુદ્ધિ સ્થિર થયેલી કહેવાય અને સ્થિર થઈ એટલે સ્થિતપ્રજ્ઞ તરફ જાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા અને સ્થિતપ્રજ્ઞ એ બન્ને વચ્ચે કોઈ ડિમાર્કેશન લાઈન જેવું ખરું ?

**દાદાશ્રી :** બહુ ફેર. સ્થિતપ્રજ્ઞ દશા તો પ્રજ્ઞા કરતાં બહુ હલકી (નિમ્ન) છે. સ્થિતપ્રજ્ઞ એટલે શું કે, પોતે પોતાની બુદ્ધિથી વિચારી વિચારીને સ્થિર થાય. અને એટલે પોતે પોતાના પ્રશ્નોનું સોલ્યુશન પોતે લાવી શકે. પણ તે સ્થિતપ્રજ્ઞ કહેવાય. અને પ્રજ્ઞા એ તો બહુ ઊંચી વસ્તુ. સ્થિતપ્રજ્ઞ એ બુદ્ધિને સ્થિર કરેલી એટલું જ છે, બીજું કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** આ સ્થિતપ્રજ્ઞ દશામાં પણ રાગ-દ્વેષ રહિત દશા કહી છે, વીતરાગતા જેવી ?

**દાદાશ્રી :** ના, એ રાગ-દ્વેષ રહિત દશા નથી, પણ દરેક પ્રશ્નોનું સોલ્યુશન લાવી નાખે. એટલે કોઈની પર રાગ-દ્વેષ કરે નહીં. એ સોલ્યુશન આવે એટલે કોણ રાગ-દ્વેષ કરે પછી ? પણ બધું બુદ્ધિથી. અવ્યભિચારિણી બુદ્ધિની સ્થિરતા એનું નામ સ્થિતપ્રજ્ઞ, લોકોની અસ્થિર બુદ્ધિ હોય. એ જેની બુદ્ધિ સ્થિર થયેલી છે એ સ્થિતપ્રજ્ઞ કહેવાય. કારણ કે બુદ્ધિ વિશેષ વધીને અજ્ઞામાંથી આગળ વધતી વધતી ઠેઠ સ્થિતપ્રજ્ઞા સુધી પહોંચે.

સ્થિતપ્રજ્ઞ એટલે, જે અનુભવથી સ્થિર થતો જાય એટલે બુદ્ધિ એની સ્થિર થાય, ડોલે નહીં અને પરિણામે સ્થિતપ્રજ્ઞ કહેવાય. સ્થિતપ્રજ્ઞ દશા એ અનુભવ દશા નથી. એટલે પૂર્ણદશાએ જ્યારે પ્રજ્ઞા થાય છે ત્યારે અનુભવ થાય છે. સ્થિતપ્રજ્ઞમાં સ્થિત જ્યાં સુધી વિશેષણ છે ત્યાં સુધી અનુભવ ના હોય. પણ વિશેષણ ઊડી જાય ને પ્રજ્ઞા રહે ત્યારે અનુભવ થાય, છેલ્લી દશામાં અનુભવ. નવાણું થાય ત્યાં સુધી સ્થિતપ્રજ્ઞ અને સો થાય એટલે પ્રજ્ઞા. બુદ્ધિ જ્યાં સુધી સ્થિર ના થાય ત્યાં સુધી નફો ને ખોટ જો જો કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાનું શું સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા એ મૂળ આત્માની એક શક્તિ છે, જે (આ જ્ઞાન પછી) જુદી પડી જાય છે. દિનરાત એનું કામ શું કે એને મોક્ષ તરફ લઈ જવાનું કામ કરવાનું અને અજ્ઞાનું શું કામ કે સંસારમાંથી બહાર નીકળવા નહિ દેવાનું. આ બેની ટક્કર ચાલ્યા કરે. એટલે આપણા લોક

પછી શું કહે છે ? મહીં કોઈ ચેતવે છે, ચેતવે છે એ જ પ્રજ્ઞા. એ મોક્ષે લઈ જતાં સુધી 'એને' છોડે નહિ. મોક્ષે લઈ જવું એટલે 'પોતે' (પ્રજ્ઞાને) આત્મામાં સમાઈ જવું ને 'એને' ('હું'ને)ય પોતાને આત્મામાં સમાઈ જવું છે.

## બુદ્ધિ, જ્ઞાન-વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** એવી વાત થયેલી કે બુદ્ધિ જતી રહે ત્યારે જ્ઞાન થાય, તો દરેક માણસની પાસે જ્ઞાન તો છે જ. તો આ બુદ્ધિને લીધે....

**દાદાશ્રી :** જેને તમે જ્ઞાન કહો છો ને, એ જ અજ્ઞાન છે ને એ જ બુદ્ધિ છે, ફક્ત. જ્ઞાન તો સ્વતંત્ર પ્રકાશ છે, ચેતન છે. જ્ઞાન યાદ ના કરવું પડે, વાંચવું ના પડે. આ તો બધું યાદ કરવું પડે, ફરી વાંચવું પડે, ભૂલી જઈએ. જ્ઞાન એનું નામ કહેવાય કે ફરી ક્યારેય પણ ભૂલાય નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનની વ્યાખ્યા શું છે ?

**દાદાશ્રી :** જ્ઞાન એ ચેતન છે, એ વિજ્ઞાન કહેવાય. એટલે એમાં આપણે કશું કરવું ના પડે. એ જ્ઞાન જ કામ કર્યા કરે. અને જે જ્ઞાન ચેતન નથી એ બુદ્ધિ જ્ઞાન કહેવાય. એ કશું વાંચે એટલું જ, પણ મહીં કશું વળે નહિ. વાંચેલામાંથી પાછું કરવા જાય, તે થાય કે આમાં વાત તો સાચી છે, આવું કરવું છે પણ થતું નથી, આવું કરવું છે પણ થતું નથી અને પેલું તો જ્ઞાન જ એવું કે, તે જ્ઞાન જ કામ કર્યા કરે. 'આપણે' કરવું ના પડે. 'આપણે' 'આપણા' રૂમમાં હોઈએ તોય જ્ઞાન કામ કર્યા કરે.

બે જ પ્રકારનાં જ્ઞાન : એક બુદ્ધિજન્ય જ્ઞાન અને એક જ્ઞાનજન્ય જ્ઞાન. આ શાસ્ત્રોનું જ્ઞાન એ બુદ્ધિજન્ય જ્ઞાન કહેવાય. એટલે બુદ્ધિજન્ય જ્ઞાન હોય તોય સારું, કે આ અવળે રસ્તે તો ન લઈ જાય આપણને. અને જ્ઞાનજન્ય જ્ઞાન ત્યાં બુદ્ધિ બિલકુલ ના હોય, એ મોક્ષ. આ જે જ્ઞાન જગતમાં ચાલે છે તે જ્ઞાન બુદ્ધિજન્ય જ્ઞાન છે. એટલે એ જ્ઞાનમાં

બધું આપણે કરવું પડે. જે જાણ્યું એ કરવું પડે અને આપણે કરીએ તો એનું ફળ મળે. અને બીજું જે જ્ઞાન છે, જે પોતાના સ્વરૂપનું જ્ઞાન, તે ચૈતન્ય જ્ઞાન છે અને તે આત્માનું જ્ઞાન છે, પ્રકાશ આત્માનો છે, એની મેળે એ કામ કર્યા કરે. તમારે કશું કરવાનું નથી. તમારે જોયા કરવાનું છે. બુદ્ધિથી જે ઉત્પન્ન થાય એ બુદ્ધિજ્ઞાન કહેવાય અને આ વિજ્ઞાન કહેવાય. વિજ્ઞાનમાં કશું કરવું ના પડે, જ્ઞાનમાં કરવું પડે.

**પ્રશ્નકર્તા :** તો કરવું પડે એ સારું કે ન કરવું પડે એ સારું ?

**દાદાશ્રી :** જ્યાં કંઈ પણ કરવાનું હોય એ ભ્રાંતિ અને તે જ ભટકવાનું સાધન. જ્યાં કંઈ પણ કરવાનું નથી તે મોક્ષનું સાધન. ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. વિજ્ઞાનથી ઊભો થયેલો કોયડો છે આ !

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાનથી કે બુદ્ધિને કારણે ?

**દાદાશ્રી :** ના, વિજ્ઞાનથી જ ઊભું થયું છે. બુદ્ધિથી ગૂંચવાય છે. જો બુદ્ધિ ના હોય તો ગૂંચાય નહીં. એ બુદ્ધિથી આમ પકડાય એવી વસ્તુ નથી આ. એટલે મારામાં બુદ્ધિ જતી રહી ત્યારે મેં કોયડો ઊકેલ્યો.

**પ્રશ્નકર્તા :** આપે જે વિજ્ઞાન શબ્દ વાપર્યો, તે જ્ઞાન અને કર્મથી અલગ વસ્તુ છે ?

**દાદાશ્રી :** હા, અલગ વસ્તુ છે. જે જ્ઞાન કહેવાય છે તે બુદ્ધિજન્ય-સાંસારિક છે, એ જ્ઞાન વિરોધાભાસ પણ હોય. અને કર્મ તો પોતે જ વિનાશી છે. કર્મ વિનાશી, એનું ફળેય વિનાશી હોય અને જ્ઞાન વિરોધાભાસ હોય. વિજ્ઞાન વિરોધાભાસ ના હોય, વિજ્ઞાન સૈદ્ધાંતિક હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનું ફળ જો બુદ્ધિ હોય તો વિજ્ઞાનનું ફળ અબુધતા ?

**દાદાશ્રી :** ના, વિજ્ઞાનનું ફળ જ્ઞાન. અબુધતા તો શબ્દ શેના માટે છે કે બુદ્ધિ નથી એ દેખાડવા માટે અબુધતા શબ્દ મૂકેલો છે. વિજ્ઞાનનું ફળ અબુધતા હોય તો તો પછી મૂર્ખ થાય. વિજ્ઞાનનું ફળ જ્ઞાન અને

તે સ્વ-પર પ્રકાશક જ્ઞાન. ઈન્ડિરેક્ટ પ્રકાશ એ બુદ્ધિ કહેવાય અને ડિરેક્ટ પ્રકાશને જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, એવું થયું કે પોતે પોતાના વિશે સંપૂર્ણ જાગૃતિ એ જ વિજ્ઞાન થયું ને ?

**દાદાશ્રી :** એ જ વિજ્ઞાન. બસ, બીજું શું તે ? જાગૃતિ જ ઉત્પન્ન થવા માટે વિજ્ઞાન છે. વિજ્ઞાનનું ફળ શું ? જાગૃતિ. પોતે પોતાની જ જાગૃતિ.

❖ ❖ ❖

# (૭)

# બુધ્ધિના આશયો

## ટેન્ડર ભર્યાં, નિજ ડિઝાઇનમાં !

ધી વર્લ્ડ ઈઝ યોર ઑન પ્રોજેક્શન (જગત તમારી જ યોજના છે). કોઈની ડખલ ન મળે મહીં. સહેજ પણ ડખલ નહીં. તમારું પ્રોજેક્શન ને તમારું જ પ્લાનિંગ.

**પ્રશ્નકર્તા :** મને એ ખબર નથી પડતી કે, આ મેં પ્લાનિંગ ક્યારે કર્યું ને આમ કેમ કર્યું ?

**દાદાશ્રી :** પ્લાનિંગ કરતી વખતે ખાલી નકશા જ ચિતરવાના હોય છે. નકશા ચિતરેલા હોય અને અહીં યોજના જુએ તો ગભરામણ થાય. કેમ આવ્યું ? ક્યારે કર્યું'તું ? પોતે નકશા ચિતર્યા'તા, હા. તોય કહેશે, 'આવું તો કર્યું જ નહોતું મેં !' આ પરિણામ આવ્યું. પરિણામ જુએ. પરિણામ દેખીને ગભરાય, કે આ પરિણામ કોનું ? આ તારી યોજનાનું જ પરિણામ આ.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે તમારી ડિઝાઈન પ્રમાણે આ બધું તમને મળ્યું છે. તો એ ડિઝાઈન શું છે એ જરા સમજાવો.

**દાદાશ્રી :** ડિઝાઈન એટલે તમારા બુદ્ધિના જે આશય હોય ને કે મારે આવું જોઈએ, આવું જોઈએ, આ ના જોઈએ મારે. એ જે જોઈએ છે ને, એ બધું ટેન્ડર લાવ્યા છો. એમાં તમારું પુણ્ય બધું ખર્ચાઈ જાય.

એક ભઈ હતા ને, એમણે મને પૂછ્યું, 'દાદાજી એવું શું લાવ્યા કે આ બધું જ તમને તમારી ઈચ્છા પ્રમાણે બધું અનુકૂળ રહે છે. સત્સંગ કરી શકો છો.' ઈચ્છા પ્રમાણે ધર્મ કરી શકો છો, ઈચ્છા પ્રમાણે બધું કરો છો.' ત્યાર પછી મેં એને સમજ પાડી કે બીજાએ શું ભૂલ કરી છે. મેં કહ્યું, 'ભૂલમાં જો, તેં ટેન્ડર ભરતી વખતે મારે વાઈફ આવી જોઈશે, બે છોકરાં જોઈશે, છોડી જોઈશે, બંગલો જોઈશે, ગાડી જોઈશે, બધું લખાવ્યું અને પછી દસ-પંદર ટકા બાકી રહ્યા. તે તેં કહ્યું કે ધર્મ ખાતે લખી નાખો. અને મેં તો પાંચ ટકા આમાં રહેવા દીધા અને પંચાણું ટકા આ ધર્મમાં નાખ્યા !

બાળક જે ભોગવી રહ્યો છે, એ પોતાના ટેન્ડર પ્રમાણે, પોતાની ડિઝાઈન પ્રમાણે જ ભોગવી રહ્યો છે. ડિઝાઈનમાં સહેજ ફેર નથી અને અત્યારે દુઃખી થઈ રહ્યો છે. પોતાની જ ડિઝાઈન છે આ, કોઈ ઈશ્વર આમાં હાથ ઘાલતો જ નથી. ઈશ્વર તો તમારું સ્વરૂપ છે. એ તો તમારો ઉપરી નથી. આ તમે જે મકાનમાં અત્યારે હો ને તે મકાન, તમારી જે સ્ત્રી છે, જે છોકરાં છે, એ બધું તમારી ડિઝાઈન પ્રમાણે જ છે. આ શરીરનું જે રંગરૂપ, બધા હિસાબ, ઊંચાઈ-બુંચાઈ બધું તમારી ડિઝાઈન જ છે. એણે માગણી કરી'તી કે 'મારે વહુ તો જોઈશે જ.' એ કેવા સ્વભાવની ? ત્યારે કહે, 'આવો સ્વભાવ. આવો તેવો મળતો હોય.' રંગ કેવો ? ત્યારે આ કહે છે, 'અરધો કાળો, અરધો ધોળો.' આ બધું નક્કી કર્યું'તું, એ પ્રમાણે જ આ વહુ મળે.

## માંગી 'એક' ને મળ્યું લંગર...

બુદ્ધિનો આશય તમારો શું થતો'તો કે મારે આવું જોઈશે. આવું હોય તો બસ, સંતોષ !

**પ્રશ્નકર્તા :** એટલે મનોરથ, મનની ઈચ્છાઓ કહીએ તે ?

**દાદાશ્રી :** ના, મનનો નહીં, બુદ્ધિનો આશય. અને પાછું તમે કહોને કે મારે વહુ જોઈશે, તો એનું ફળ શું ? આ યોજના 'વહુ જોઈશે' એમ લખ્યું અને યોજના શેમાં જાય છે ? ફીડ તરીકે જાય છે. ફીડ

એટલે કૉમ્પ્યુટર, જબરજસ્ત મોટું કૉમ્પ્યુટર છે આખા બ્રહ્માંડનું, તેમાં તમારી યોજના ફીડ તરીકે જાય છે. અને પછી આ કૉમ્પ્યુટરથી રૂપક આવે છે. તમે વહુની માંગણી કરી'તી અને પછી રૂપકમાં શું આવે છે ? વાઈફ તો આવે છે પણ જોડે સસરા, સાસુ, માસી સાસુ, ફોઈ સાસુ, વડ સાસુ, સાળો, સાળી... 'અરે ! પણ આ બધું મેં ક્યાં બોલાવેલું ? મેં તો વહુ, એકલીની જ માગણી કરી'તી.' ત્યારે કહે, 'ના, અહીં કાયદેસર આવું જ આપવામાં આવે છે.' હા, એટલે એકલી વહુ ના આવે, આ લંગર બધુંય આવે મૂઆ. વહુની માગણી કરી માટે જોડે આ એવિડન્સ હોય જ. એટલે બધું આવું જગત જાણતા હોત તો વહુ ના માગત. વળી આ એક આવી તો આટલું બધું તોફાન !

**પ્રશ્નકર્તા :** સમજાઈ ગયું. આ તો છૂટવું બહુ મુશ્કેલ છે.

**દાદાશ્રી :** ત્યાર પછી શું જોઈને રોફ મારો છો ? એટલે આવું જગત છે.

**પ્રશ્નકર્તા :** એ તો આજે ખબર પડીને, હવે ના માગું.

**દાદાશ્રી :** અને પેલા લોકો કહે છે ને કે, ખેતર રાખવું ચોપાટ અને બૈરું રાખવું કોબાડ. કેમ કહે છે કોબાડ ? ગમે ત્યાં મંદિરોમાં ફર ફર કરે તોય એના સામે કોઈ દૃષ્ટિ કરે નહીં. એટલે મારે ઘેર બેઠાં સેફસાઈડ. અક્કલવાળાએ લખેલું છે ને ! કોઈએ આ જવાબેય સારો આપ્યો છે ને ! પછી બધે ફરે તોય આપણને એ તરફની ચિંતા નહીં ને કોઈ ઉપાધિ જ નહીં ને ! હવે એને બુદ્ધિનો આશય બતાવે કે આવું લાવજે, કે આપણને ભય નહીં પછી. પછી બીજાની જોઈને બૂમાબૂમ કરે કે મારે ત્યાં આવી ક્યાંથી આવી ? અલ્યા, એ તમારું જ પ્રદર્શન છે. પ્રોજેક્શન જ આખું તમારું છે. એમાં ભગવાન બિચારા શું કરે ?

એક વહુની માગણી કરીને કેટલી ઊપાધિ કરી ? પછી કાકી સાસુ, મામી સાસુ, ફલાણી સાસુ બધા આવે.

**પ્રશ્નકર્તા :** પણ પાછા એ બધા મીઠા લાગે.

**દાદાશ્રી :** હા, મીઠા લાગે પાછાં.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિના આશયમાં માગેલું છે એટલે મીઠા લાગે છે હમણાં ?

**દાદાશ્રી :** મીઠા તો સ્વભાવ છે જીવનો કે જો, 'આવો ભાઈ, પધારો,' કહે તો મીઠું લાગે. ભૂખ્યો હોય, બહુ ભૂખ લાગી હોય, તેનેય પણ મીઠું લાગે. 'આવો ભાઈ, પધારો' કહે એટલે ! માસી સાસુ શું કહે ? 'ભઈ, તમે મારા ભાણેજ જમાઈ.' અને પછી માસી સાસુ દવાખાનામાં હોય ને પછી જોવા જવાનું થાય ત્યારે અકળામણ થાય, કે આ ફરી પાછી ઉપાધિ આવી. પણ આમ ભાણેજ જમાઈ કહે ત્યારે ખુશ થઈ જાય ! તમે ભાણેજ જમાઈ થયેલા કોઈના કે ? માસી સાસુ ના હોય ? ફોઈ સાસુ આવ્યાં પાછાં ! મારે તો વહુનું કામ હતું, તમે શું કામ આવ્યાં ? લોકોને સમજણ જ નહીંને આવી બધી, આ કે આ વહુને લઈને આ બધું લંગર આવે છે.

તે આ યોજના શેના આધીન છે પાછી ? તમારા બુદ્ધિના આશય પ્રમાણે એ. તમારી ઈચ્છા પ્રમાણેના ડિસિઝન, એ શેના આધીન છે ? ત્યારે કહે, જે પૂર્વે પુણ્ય ને પાપ તમારાથી થયાં, ક્રેડિટ અને ડેબિટ (જમા અને ઉધાર), એ ક્રેડિટ ભાગમાં બધું તમને તમારા ધાર્યા પ્રમાણે થવા દે છે અને ડેબિટ ભાગનું તમારા ધાર્યા વિરુદ્ધ કરાવડાવે. અને ક્રેડિટ અને ડેબિટ જોડે જ હોય પાછું. વહુ તો લાવ્યા પણ પાપનો ઉદય થાય ત્યારે માર પડે. ક્યાં બગડ્યું આ ? તે પાપ લાવ્યો છે માટે. એનું પુણ્ય એટલું બધું હોય નહીં, જેથી વહુ એના કહ્યા પ્રમાણે ચાલે એવી હોય. વહુ વઢકણી હોય, છતાં એને ગમતી હોય પાછી. નથી ગમતી એવું એને કહેવાય જ નહીં. અંદરખાને એને ગમતી જ હોય. ગમતી છે એનું કારણ શું ? એના બુદ્ધિના આશયમાં લાવ્યો છે.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે આવી પ્રતિકૂળ પત્ની હોય, તે વેરભાવે વૈકુંઠ જેવું થાય. આ ઘણાખરામાં આવું થયેલું.

**દાદાશ્રી :** આ સંસારની હરેક ચીજ પોતાની ગમતી આવેને તો

માણસ પ્રગતિ ના કરી શકે. આધ્યાત્મિક પ્રગતિ અટકી જાય. એટલે એક-બે ખૂણા એવા હોવા જોઈએ, કે એને જાગૃતિ કરાવે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ? આપ જરા સમજાવોને.

**દાદાશ્રી :** આપણી બુદ્ધિના આશયમાં હોય, કે એક છોકરો ને એક છોકરી હોય તો બસ થઈ ગયું. આપણું ડિસિઝન બુદ્ધિના આશયમાં હોય કે આ હોય તો ઘણું.

**પ્રશ્નકર્તા :** પણ એ થયા પછી સંતોષ તો થતો જ નથી.

**દાદાશ્રી :** એ મળી ગયા પછી પાછા એમાંથી અસંતોષના ફણગા ફૂટે છે. કારણ કે લોકોનું જુએ છે માટે. લોકોનું ના જુએ તો એ ના થાય આ.

**પ્રશ્નકર્તા :** તો એ ચક્ર તો કોઈ દી' પૂરું થાય જ નહીં ?

**દાદાશ્રી :** ના, કોઈ દહાડો પૂરું ના થાય. બીજી દેખવામાં આવી તો થઈ જાય કે, આ તો સારી છે આપણા કરતાં ! હવે આને કેમ પહોંચી વળાય ? અરે, છોકરાં સાવ કુરૂપ હોય છે, બીજા લોકોને દેખવાં ના ગમે છતાં એની માને બહુ ગમે. કારણ કે બુદ્ધિના આશયમાં છે કે, મારે કદરૂપા જ જોઈએ કે ઉપરથી કાળાં ટપકાં નાખવાં ના પડે.

**પ્રશ્નકર્તા :** એમ કહેવાય છે ને કે, ગયા જન્મનો દુશ્મન હશે તો આ વખતે છોકરાં તરીકે વેર વાળે છે બાપનું. તો એવું કંઈ બુદ્ધિના આશયમાં પેલાને હોય નહિને ?

**દાદાશ્રી :** ના, એ બુદ્ધિના આશયમાં નથી. એ આશયમાં જે લાવ્યો છે ને, તે ગમતું અને ના ગમતું એના ભેદ પડાવે છે. ત્યારે એના કેટલા ટકા પુણ્યના વપરાયા, કે પાપના વપરાયા ? પાપનાય વપરાયા ને ? તે ના ગમતું હોય તે પહેલું આવે. ના ગમતું હોય તે જ આવીને ઊભું રહે. હિસાબ છે ને બધો !

## કેવી રીતે બંધાય 'એ' ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિના આશયો એ કેવી રીતે થઈ જતા હશે ?

**દાદાશ્રી :** તે સંજોગ અનુસાર થઈ જાય. ભાઈઓ બહુ ત્રાસ આપતા હોય તે, પછી બુદ્ધિના આશયમાં એમ થઈ જાય કે સંસારમાં ભાઈ ના જોઈએ. ભાઈ ના હોય તો બસ. એટલે આવી રીતે આશયો ઊભા થાય છે.

**પ્રશ્નકર્તા :** સંજોગોના દબાણથી ?

**દાદાશ્રી :** હા, સંજોગોના દબાણથી. આત્મા, એના જે ગુણધર્મ છે એમાં કોઈ દહાડોય ફેર નથી. ફક્ત આ બહારનું દબાણ આવવાથી, નૈમિત્તિક દબાણ આવવાથી રોંગ બિલીફ (અવળી માન્યતા) બેસે છે અને તેથી સંસાર ઊભો થાય છે. અને પછી પોતાના આશય મુજબ સંસાર ચાલ્યા કરે છે. ભગવાન પોતે મહીં બેઠા છે. અને એ શું કહે છે કે 'તારે જે જોઈએ એ, પ્રકાશ બધો મારો, હું આપીશ. તું તારી મેળે રમણતા કર્યા કર.' અને જ્યારે ત્યારે કંટાળે ત્યાર પછી સાંકળ ખેંચજે કે, 'હે ભગવાન આ પોષાતું નથી મને.' ત્યારે હું તને સહાય કરી આપીશ. સંજોગ ભેગા કરી આપીશ.

## વહેંચણી, પુણ્ય ને પાપ તણી...

આ લક્ષ્મી એ પુણ્ય-પાપની નથી. પુણ્ય-પાપ તો મહીં વહેંચણી થાય છે. પુણ્ય-પાપ તો તમારી ઇચ્છા પ્રમાણે સપ્લાય (વહેંચણી) કરવાનું સાધન છે.

**પ્રશ્નકર્તા :** પુણ્ય મદદ કરે, આપણી ઇચ્છા પૂરી કરવામાં ?

**દાદાશ્રી :** બસ, એ ઇચ્છા પૂરી કરવામાં પુણ્ય મદદ કરે અને પાપ ઇચ્છાનો ધબડકો મારે છે. હવે આ જો પુણ્ય સો ટકા તમે કમાયા અને દસ ટકા પાપના કમાયા, તો તમે કહો કે દસ ટકા બાદ કરીને નેવું ટકા મારે ખાતે જમે કરો, તો એ કુદરત આવી કાચી નથી. એવું હોત તો આ

કોઈ વાણિયાને મોક્ષે જવું જ ના પડે. કારણ કે બધા સુખી જ હોય. નેવું ટકા પુણ્ય ભોગવે ને દસ ટકા પાપ ભોગવે. સાંધા જ તોડી નાખે ને ?

પુણ્ય અને પાપ છે ને, એ તો બધું વહેંચણી થાય છે પહેલી. વહેંચણી કેવી રીતે થાય કે તમે કહો કે મારે વાઈફ આવી જોઈએ, બંગલો આવો જોઈએ, મોટર આવી જોઈએ. એ પુણ્યમાંથી તમે જેટલું ટેન્ડર ભરો એ પ્રમાણે તમને મળવાનું.

હવે બેંકમાં રકમ રાખી જ નથી બહુ, 'આવશે એટલા જાય તો બહુ થઈ ગયું, મારે ઘર ચાલે.' હવે પછી ત્યાં બેંકમાં ખોળો તો શી રીતે બને ?

## બુદ્ધિના આશયમાં ભરી લાવ્યા 'અમે' !

અમારા એક ભત્રીજાએ મને કહ્યું કે, 'દાદાજી, તમે કેમ બધું આવું ભરી લાવ્યા છો, યોજનામાં ? તમારી યોજનાઓ આવી નીકળે છે ને મારી યોજનાઓ આવી નીકળે છે.' મેં કહ્યું, 'તારે ત્યાં શું દેખાય છે ? તારી યોજનાઓ કરી તે તારે ત્યાં આવ્યું.' આ સંસાર આવો છે અને તમે લોકો લહેર કરવા નીકળ્યા. મૂઆ, લહેર કરવાનું ક્યાં ખોળ્યું ? પછી અમારા ભત્રીજાએ શું કહ્યું કે, 'મારે આત્માની યોજના કેમ નીકળતી નથી ? મારે આખો દહાડો કામ કરવું પડે છે ને એ બધું કરવું પડે છે ને તમારે કામ નથી કરવાં પડતાં ને તોય તમારે ચાલે છે.' ત્યારે મેં કહ્યું, 'એ જ બુદ્ધિનો આશય છે ને ! એમાં બધું લખાવવું પડે આપણે કે મારે બંગલો જોઈશે, ફલાણું જોઈશે, ફલાણું જોઈશે.' એ બધો હિસાબ તમને અહીં મળ્યા કરે. હા, પણ મળે એ શેના આધીન છે ? શેમાંથી થાય ? તે આ ક્રેડિટમાંથી વપરાઈ જાય. એ તમારી ક્રેડિટ હોય તેના આધીન તમને બધું પ્રાપ્ત થાય.

એટલે મેં પેલાને શું કહ્યું ? કે, 'હું ક્રેડિટનો ઉપયોગ થોડોક જ કરું છું. વધારે નથી કરતો. મારે તો આત્મા માટે જ હો.' અને નથી ઘડિયાળ પહેર્યું, નથી રેડિયો લાવ્યો, નથી કશું લાવ્યો. અમારો બુદ્ધિનો આશય આ હોય જ નહીં. અમારી ક્રેડિટ વપરાય જ નહીં. અમારી ક્રેડિટ

એકલી આત્મા માટે જ વપરાય. અને તમે તો રેડિયો, કાર, ફ્લેટ બધું, પછી આમાં હોય શેનું ? એમાં તો તમારે દર્શન કરીને જતા રહેવું પડે. આમાં જથ્થાબંધ માલ લાવ્યા જ નહીં ને ! સમજાય છે તમને આ બધું ? બહુ સમજવા જેવું છે, આ તો બહુ લાંબું-પહોળું, જગત તો બહુ મોટું છે.

બાકી, બુદ્ધિના આશયમાં સંસારનું ગમે તે થાય, સંસારનું ગમે તે મળે, તોય મને નથી જોઈતું અને મારે જ્ઞાનીની પાસે જ રહેવું છે, તો તેવું મળી આવે. આ બધું પોતાનું જ છે, પોતાની ગોઠવણી જ છે અને પોતાની ગોઠવણી પર હવે પોતે ભૂલ કાઢવાની છે.

## ભાવ અને બુદ્ધિનો આશય !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો આશય અને ભાવમાં શું ફેર ?

**દાદાશ્રી :** ભાવ છે તે દહીં છે અને બુદ્ધિનો આશય એ માખણ હોય એવું છે.

**પ્રશ્નકર્તા :** ભાવમાંથી બુદ્ધિનો આશય ઊભો થાય છે ?

**દાદાશ્રી :** ભાવ બધા ભેગા થયેલા હોયને, તેને વલોવે ત્યારે બુદ્ધિનો આશય નીકળે.

**પ્રશ્નકર્તા :** આપને મળ્યા પછી ભાવ તો હંમેશાં એવો રહે જ કે દાદાને મળીએ, દાદાને મળીએ પણ સંજોગો ના બાઝતા હોય તો શું ?

**દાદાશ્રી :** એનો ઉપાય નહીં ! જે સંયોગો ના બાઝે એ બધું 'વ્યવસ્થિત'. ભાવથી સંયોગો ઊભા કરવા. આમ અંદરના ભાવના સંયોગો, નિદિધ્યાસન, એ બધું કરવું. આ બહારના એ દ્રવ્યથી સંજોગ કહેવાય. એને આંખો પણ જોઈ શકે, કાનો સાંભળી શકે. અને આ ના થાય તો પેલું કરવું.

**પ્રશ્નકર્તા :** ભાવ કર્યા કરીએ તો જ્યારે પેલા સંયોગો જતા રહે, ત્યારે બીજા સંયોગો આવે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, તમારા બુદ્ધિના આશયમાં તમે નક્કી કર્યું

કે સવારે છ વાગે રોજ ઊઠવું અને છ વાગે ઊઠાય એટલે એમને સંતોષેય રહે. કો'ક ફેરો છ વાગે ના ઊઠાય તો અસંતોષેય થાય. પણ ખાસ કરીને બુદ્ધિના આશય પ્રમાણે બધું ચાલે. એવું આ જ્ઞાનીને મળાય તો ચાલશે, આ જોઈશે, તે જોઈશે, નહીં મળીએ તો ચાલશે, તો એવું આ ચાલ્યું. આ બધા કહેશે, અમને જ્ઞાનીને મળ્યા વગર નહીં ચાલે, તો એમને એવું મળે. જોડે રહેવાથી મળી જાય. એટલે આ બધું આપણો જ બુદ્ધિનો આશય છે. આ ઊઠવાનો અર્થ તો સમજી ગયાને કે ના સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** સમજાયું, બરોબર છે.

**દાદાશ્રી :** રાત્રે સૂવાનો નિયમ કેટલા વાગે ?

**પ્રશ્નકર્તા :** રાત્રે હું લગભગ દસ-અગિયાર વાગે સૂઈ જઉં છું.

**દાદાશ્રી :** એટલે એ પ્રમાણે બુદ્ધિના આશયમાં લાવેલા.

**પ્રશ્નકર્તા :** પણ એ ક્રમેય બદલાતો ગયેલો. પહેલાં તબિયત સારી હતી ત્યારે હું રાતે દસ વાગે સૂઈ જતો હતો અને ચાર વાગે ઊઠી જતો. ઘણાં વર્ષો એ પ્રમાણે થયું. પછી આ છેલ્લાં પાંચ-છ વર્ષથી રાતે દસ-અગિયાર વાગે સૂઈ જઉં અને છ વાગે ઊઠું છું, તો આ પણ આશય પ્રમાણે બદલાતા રહેતા હશે ?

**દાદાશ્રી :** એ બધા આશય જુદા જુદા. તબિયત સારી થાય તો આમ, તબિયત સારી ના હોય તો આવું. આ બધા હિસાબ ગોઠવાયેલા અને એને પોતાને એ ગમે પછી. કારણ કે પોતે બુદ્ધિના આશયમાં લાવેલો છે.

આ સંસાર બધો આપણા આશય ઉપરથી જોઈ લો કે આવતે ભવ આવું થવાનું છે. એટલે પોતાની ઈચ્છાપૂર્વક જ સંસાર છે આ. પછી એમાં કશું ઊંધું કરે ત્યારે પછી એ અધોગતિમાં જાય. એટલે આ સંસાર પદ્ધતિસરનું ઈવોલ્યુશન (ઉત્ક્રાંતિ) છે ને તે ઈચ્છાપૂર્વકનું છે. પોતાનું ખોખું ન ગમે તેવું હોય તોય પણ સંતોષ રહે છે, એનું શું કારણ ? બુદ્ધિના આશય આ પ્રમાણે લાવ્યો છે. તો એને સ્ત્રીના

ખોખાંનોય એને વાંધો ના આવે, અસંતોષ ના થાય અને કાળું ખોખું મળ્યું હોય તોય અસંતોષ ના થાય અને બટકો હોય તોય અસંતોષ નહીં. લાંબો હોય તોય અસંતોષ નહીં. કારણ પોતે પોતાના બુદ્ધિના આશયમાં લાવ્યો છે, પોતાના ટેન્ડર પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** એને પોતાનું ખોખું પસંદ પડે. પણ આજે જે ઘર છે, તે આ ઘર બરોબર નહીં, આ ઘર બરોબર નહીં, એ જે ફેરવ્યા કરે છે, એ કેમ થતું હશે ?

**દાદાશ્રી :** પણ ત્યાં દેહમાં ચાલે એવું નથી.

**પ્રશ્નકર્તા :** એ વખતે બુદ્ધિના આશય જે થયા હશે, એમાં એમ હશે ?

**દાદાશ્રી :** લોકોનું ઘર બદલાય છે ને, એટલે એને એમ કે હું ય બદલું. આ દેહમાં તો બદલાતું નથી. એ તો બંધ કરી દીધી એ દિશા અને એના આશય પ્રમાણે લાવ્યો છે. એને અસંતોષ કાયમ રહેતો હોય તો આપણે જાણીએ કે ના, ના, એને એમ છે. પણ આ તો હિસાબ પ્રમાણે લાવ્યો હોય છે.

આવડું મોટું શરીર પણ આશયમાં લાવ્યો હોય ! એક શેઠ અમદાવાદમાં મળ્યા હતા. તે પેટ આટલું બધું આગળ ! મેં જે' જે' કર્યા. બેભાનપણે એ બેઠા હતા, તે મારે કહેવું પડ્યું, 'શેઠ જરા ભાનમાં રહેજો. સામો નમસ્કાર કરે ને તો તમારે સામા આમ કરીએ.' જરા ભાનમાં રહો, કહ્યું. પણ બેભાનપણું અને આ શરીરે આમ ! પણ એને એમ ના થાય કે બળ્યું શરીર, આ રાત્રે પાસું ફેરવે તો સારું લાગે, હાથ ફેરવે ! ને પાતળું હોય તોય એને સારું લાગે. બુદ્ધિનો આશય છે ને !

પોતાનો જે આશય બંધાય કે આવાં છોકરાં, આવું ઘર, આવી વાઈફ, એ બધું બુદ્ધિના તમારા આશયમાં હતું તેવું જ અત્યારે આવેલું છે. આ દેહ, આકાર બધુંય, ઘર રાખ્યું તેય તમારા આશય પ્રમાણે હોય ને તેથી તો દરેકને, એ જ્યાં રહેતો હોય ત્યાં આગળ એને સંતોષ રહે ને ? ઝૂંપડીમાં રહેતો હોય તો એય એને ગમે. એ તો બધું આશય પ્રમાણે છે.

## 'હીરાબા'ને પરણવા 'પસંદગી'ના પોઈન્ટસ્ !

અમે તો અમારી મેળે નક્કી કરેલું પૈણવું છે કે કુંવારા રહેવું છે ? તો ભઈ, પૈણ્યા વગર ના ચાલે. હું કરીશ ખરો આત્માનું, પણ મને પૈણ્યા વગર નહીં ચાલે. સંસારમાં રહીને પાછો કરીશ. કોઈ પૂછનાર નથી. આપણો ને આપણો નિશ્ચય જ છે. ત્યારે કહે, 'કેવી જોઈશે ?' આપણે પૂછીએ કે 'મારા હાથમાં છે કેવી જોઈશે તે ?' ત્યારે કહે, 'બધું તમારા હાથમાં છે,' આ તમારી દુનિયા 'તમે' ક્રિયેટ કરી છે. તમને જે ભેગું થાય છે, એના 'પોતે' જ ક્રિયેટર છો. એટલે મારા હાથમાં છે સ્ત્રીનું ? અત્યારથી મારા હાથમાં શાથી, મારી સત્તામાં છે ? ત્યારે કહે, પુણ્ય તમારું જ વપરાવાનું છે. તે તમારું આટલું પુણ્ય છે, તમારે જેમાં જેમાં વાપરવાનું હોય એ નક્કી કરી નાખો.'

બોલો, સ્ત્રી જોઈશે ? ત્યારે કહે, 'એ તો જોઈશે.' 'તો કેવી જોઈશે ? ગમે એવી ચાલશે ?' 'ના ગમે એવી નહીં ચાલે, રૂપાળી જોઈશે.' જો એમાં વધારે ટકા ગયા. રૂપાળી કહ્યું ને, શરત કરીને એટલે એમાં પુણ્યના વધારે ટકા ગયા. પછી હાઈ લેવલના કુટુંબની જોઈએ ? તો કહે, 'ના ભઈ, હાઈ લેવલનાં કુટુંબની તો પછી બહુ હોશિયાર થઈ ગયેલી હોયને, તો મને હઉ દબડાવે. હું તો ભલો-ભોળો માણસ.' એ લોકો મને ભગવાન જેવા માનતા હોય ત્યાં પૈણવાનું એટલે ત્યાં પૈણ્યો. હીરાબા આવ્યાં, ગમ્યાં, ડિઝાઈન પ્રમાણે મને મળ્યાં. 'ગ્રેજ્યુએટ થયેલી જોઈએ ?' મેં કહ્યું, 'ના, બા. ઓછામાં ઓછું ગુજરાતી આવડવું જોઈએ. બીજું કશું નહીં. હું જ મેટ્રિક ફેઈલ થવાનો છું ને !' તો બોલો, અમારે કશી ડખલ નથી. જેમ દોરવણી આપીએ એમને તેમ ચાલે. મતભેદ નહીં, ભાંજગડ નહીં.

શરૂઆતમાં અહંકાર જબરો હતો, તે પેલા પચ્ચીસ ફ્રેન્ડના ટોળામાં ફરીએ ત્યારે મનમાં એમ થાય કે, બધાની સ્ત્રીઓ સિનેમામાં જોડે આવે છે, બીજી વાતચીત કરે, ફ્રેન્ડ જેવી રહે છે અને મારે આવી ક્યાંથી આવી ? આ તો બહુ ભણેલી નહીં, એટલે મને ચેન ન હતું પડતું. પછી તો ભણેલી સ્ત્રીવાળા મને શું કહે, 'તમારા જેવો સુખિયો કોઈ નથી.' જો ને, હીરાબા કશું સામું બોલતા નથી. કોઈ દહાડો સામું બોલ્યા

નથી. તમે કહો, ચા તો તરત લાવીને આપી જાય. તે આ મહીં હિસાબ તો ખરો કરી રાખેલો ! ભાઈબંધોને ક્યાં આગળ એની વાઈફ કડવી લાગે છે, તે મને ખબર નહીં. હું તો એની પર મીઠાશ જોઉં ઉપરથી, ભઈબંધને મહીં કડવી લાગતી હશે ! તે તો એ જાણે, એમના અનુભવ જાણે. તેથી જ તો મને કહે કે, 'તમે ખરા સુખિયા છો.'

આવી દુનિયા છે. તમને સમજાયું ને ? એટલે તમારું જ બધું આ મળે. તમારો જ હિસાબ છે. અને કોઈ બહારનો ગોઠવવા નથી આવ્યો અને કોઈ પૂછવાય નથી આવ્યું. આ ભાઈએ નક્કી કરેલું, 'જૈન જ જોઈશે ?' ત્યારે કહે, 'ના, ગમે તેવી પણ બ્યુટીફૂલ જોઈએ. જૈન અગર તો બીજી નાતની.' વાંધો-વચકો હોય તો ? એય બધું એડજસ્ટ કરી લઈશું. અમે જૈન વાણિયા, અમને બધું આવડે. એટલે આ બધું તમારાં પુણ્યમાંથી વપરાયું. તમે નક્કી કરેલી જ આ બધી ચીજો મળી છે તમને, મકાન-બકાન બધુંય.

## દાદા મળ્યા, એ કઈ પુણ્યૈ ?

**પ્રશ્નકર્તા :** તમે વાત કરી કે આ બધી પુણ્યૈ આમાં ખર્ચાય છે. આ ભાઈને આવી વાઈફ મળી, તો એમાં એમણે પુણ્યૈ ખર્ચી, તો અમને દાદા મળ્યા તે કઈ રીતે ?

**દાદાશ્રી :** એવું છે ને, મનમાં ગણતરી રહ્યા કરે છે, કે ભઈ, એવો કોઈ માણસ મળી ગયો હોય, કે મને કલ્યાણનો રસ્તો બતાવી આપે. આ તો બધા સંતો પાસે જઉં છું, એની જોડે દસ વર્ષ બેસી રહ્યો પણ હતો તેનો તે રહું છું. એટલે એવો કોઈ મળી જાય અને મારું આ ભવમાં થોડું રાગે પાડી આપે. અને હવે અહીંથી છૂટવું જ છે. અહીંથી છૂટાય ! એટલે એવું છોડાવી આપે એવો કોઈ મળી જાયને, એવી ભાવના ખૂબ કરી હોય ત્યારે આ ભેગા થાય. અને હું તો છું જ હાજર, પણ એ ભાવના કરેલી તેથી અમે તમને ભેગા થયા. ઓછી-વધતી ભાવના, જેવી જેવી ભાવના, એટલે જેટલું પુણ્ય હોય એની પાસે સ્ટોકમાં, એ પુણ્યૈ એમાં વપરાઈ જાય. આ પુણ્યનો જથ્થો હોય છે માણસને.

## ખર્ચી, પાપ-પુણ્યની કમાણી !

એક માણસ આખી જિંદગી જીવ્યો. ખાધું, પીધું અને મરી ગયો. પછી આ એના જે ચોપડાનો હિસાબ છે ને, તેનું સરવૈયું નીકળે. કુદરતી રીતે સરવૈયું નીકળે કે આટલું એને ખાતે પુણ્ય જમા કરો અને આટલું પાપ જમે કરી લો. એટલે ૮૦ ટકા પુણ્ય અને ૨૦ ટકા પાપ. કારણ કે સંસ્કારી માણસને શું હોય ? પાપ ઓછું હોય.

હવે આ પાપ ને પુણ્ય માટે આપણને પૂછવામાં આવે કે આ રકમ તમારે શેમાં ખર્ચવી છે ? સિલક છે તારી પુણ્યની રકમ ૭૦ હજાર ડોલર છે અને ૩૦ હજાર ડોલર પાપના છે એય જુદા, તે આ ના ગમતા હોય, તેનું શું કરવાનું છે તે પૂછવાનું છે. એટલે એનું ફળ પાપ મળવાનું છે, પૈસા ખર્ચતા પાપ લાગે. ત્યારે કહે છે, ૭૦ હજાર શેમાં શેમાં વાપરવા છે ? એટલે તમે વિચાર કરો, કે ભઈ, જન્મ તો થવાનો એટલે પહેલાં મા-બાપની જરૂર પડશે. એવું તમે વિચારો. તમે પહેલું લખાવો કે મનુષ્ય દેહ, એમાં દેહ પદ્ધતિસરનો પ્રાપ્ત થાય અને જ્યાં અપમાનો બહુ ના આપે અને માનભેર જીવાય, લોકોને કદરૂપો ના લાગે, એવો દેહ પ્રાપ્ત થાય. એ પહેલી શરત કરીએ. એટલે પહેલા બે-ત્રણ હજાર વપરાઈ જાય, ૭૦માંથી એ બાદ કરતા રહેજો.

પછી બીજું, મા-બાપમાં વાપરે. 'મા-બાપ કેવાં જોઈશે ? મા એકલી હશે તો ચાલશે ? તો ઓછું પુણ્ય વપરાશે.' ત્યારે કહે, 'ના. મારે મા ય જોઈએ ને બાપે ય જોઈએ.' ત્યારે થોડું પુણ્ય વધારે વપરાશે. ત્યારે કહે, 'ભલે વપરાય.' પછી કહે, 'સાધારણ જોઈએ કે હાઈ વેલ્યુ ?' ત્યારે કહે, 'હાઈ વેલ્યુ.' પછી 'એકાદ ગાડી હોય તો સારું, મકાન સારું જોઈએ, મિત્રો હોય, બેઠકમાં ચા પીવે ને બહુ સારું દેખાવું જોઈએ.' તે એમાં પાછા આઠ હજાર વપરાઈ ગયા. એટલે આઠ ને ત્રણ, અગિયાર થઈ ગયા. બીજી કેટલી રહી સિલક તમારી પાસે ?

**પ્રશ્નકર્તા :** ફીફટી નાઈન (૫૯) છે.

**દાદાશ્રી :** હવે શું જોઈશે ? એ તો છોકરા તરીકે જન્મવાનું.

પછી ભણવા જવું પડશે. હા, ભણવું તો પડે જ ને ? સંસાર ચલાવવાનો છે ! એટલે ભણવાનું ? ત્યારે કહે, 'એ સાધારણ ઓછું હશે તો ચાલશે.' તમે ભણતર અમને સાધારણ આપજોને. પછી ગણતર અમારું કામ છે, એમાં પુણ્યૈની જરૂર નથી. એટલે ભણતર એમના હાથમાં, સ્કૂલોના બધા સંજોગો, બધા એમના હાથમાં, એમાં એક-બે હજાર વપરાયા. પછી કહે છે, 'મેટ્રિક સુધી ભણ્યા પછી નાપાસ થશો તો શું કરશો ?' ત્યારે કહે, 'ચાલશે, એનો વાંધો નહીં. એ નાતના લોકો હસશે ને, તો કોઈ એકલો જ ઓછો હોય છે એવો ? એનો વાંધો નહીં અમારે.' તો પણ લગ્ન તો ટાઈમ થશે ત્યારે શું કરશે ? લગ્ન કરવું છે ? કરવું પડશે, આવું જોઈએ, તેવું જોઈશે. એટલે લગ્ન આપણા તાબામાં, બધું આપણા તાબામાં; પણ લખાવીએને એ જ બધો આપણો હિસાબ.

મને બધા ભાઈબંધો શું કહેતા ? અમે બધા ભાઈબંધો બંગલાવાળા થયા. હવે તમે સારા માણસ થઈ અને તમે બંગલામાં ચાલો. તમારી પાસે શું નથી ? મેં કહ્યું, 'બંગલો લઈશ તેનો મને વાંધો નથી, પણ મને બંગલામાં રાખશો ને તો મને ગમશે નહીં. મને બોજો લાગ્યા કરશે કે ક્યાં આ ઉપાધિમાં પડ્યા પાછા ? એક પલંગ રાખવાની જરૂર. બાકી હું તો સારી નાતવાળા જોડે, સંસ્કારી લોકો જોડે રહીશ અને ભાડાની ઓરડીમાં રહીશ, નહીં તો વેચાતું મળશે તો વેચાતું હું લઈ લઈશ પણ હું ત્યાં રહીશ.' ત્યારે કહે, 'આ તો ત્યાં આપણી વેલ્યુ શું થશે ?' મેં કહ્યું, 'તમારી વેલ્યુ ઘણી છે, મારી વેલ્યુ ઓછી છે પણ મારી આજુબાજુમાં મારી વેલ્યુ છે. એટલે તમારે જો અડચણ આવેને, તો તમે અહીં આ રૂમમાં આવજો ને અહીં અમારી જોડે રૂમમાં સૂઈ રહેજો. મને અડચણ નહીં આવે.' હું પગલું એવું ભરું કે પસ્તાવો ના થાય. કોઈ પણ વસ્તુનો એક વાર પસ્તાવો થઈ ગયો તો એ ચોકડી, એ લાઈન બંધ, કે ફરી એમાં પસ્તાવો જ ના થાય એવી રીતે પગલા લઉં.

આ જે કર્યું એમાં, એ તમારા આગલા ભવની ગોઠવણી. એટલે આવું પુણ્ય બધું વપરાતું વપરાતું આવે. અમારા ભત્રીજાના દીકરા કહે છે, 'દાદા, મારે ઘેર મિલ છે, ગાડીઓ છે, બંગલા છે, એમ ને એમ

મળેલું છે મફતમાં, છતાં અમારે છૂટવું હોય તોય નથી છૂટાતું. તમને બધા સારા સંજોગો ભેગા થાય છે.' મેં કહ્યું, 'તારું ૭૦ ટકા પુણ્ય હતું, તો મારુંય ૭૦ ટકા પુણ્ય હતું. પણ તેં તો પુણ્યમાં શું શું લખાવ્યું ફાધર-મધર કેવાં જોઈએ ? ત્યારે કહે, 'ઊંચા પદવાળાં જોઈએ, નહીં તો મારી કિંમત શું ?' એટલે મિલમાલિકને ત્યાં જન્મ્યો તું. જો કે એ મિલમાલિક મારો ભત્રીજો થાય, પણ આમ બીજું બધું મારે લેવાદેવા નહીં કશું. પણ તોય પેલો કહે છે, કે 'એમાં મેં શું કર્યું ?' મેં કહ્યું, 'તેં તારું જ પુણ્ય વાપર્યું ને મેં મારું પુણ્ય વાપરી નથી ખાધું. મેં મિલમાલિક નથી ખોળ્યા. મેં તો એક જ વસ્તુ ખોળેલી કે મા-બાપનું ખોળતો'તો ત્યારે મેં એમ કહ્યું કે મારે મા ઉત્તમ જોઈએ.' કારણ કે હું સમજું કે મા ઉત્તમ, તો આજુબાજુનું સર્કલ સારું જ હોય. અને તે જેવું હોય તેવું પણ મા ઉત્તમ છે તો બહુ થઈ ગયું. એટલે બીજું પુણ્ય વપરાયું નહીં. ઈકોનોમી કરું. એટલે મા એકલી સારી જોઈએ, બીજું નહીં. એ તો બહુ ઓછી પુણ્ય વપરાશે એમાં !

બાપ-ભઈઓ બધામાં પુણ્ય વાપર્યું નહીં. એ તો માએ માંગેલું જ હોય ને ? મારે શું કરવા માંગવું ?

પછી કહે છે, વાઈફ તો જોઈશે ને પણ, હવે વાઈફ છે તે આવી આવી જોઈએ, એવી શરત પ્રમાણે હોય તો એના બે હજાર વધારે પડે છે, તો તે ય વાંધો નહીં. ઘરમાં મારી જ વાત, મારું ચલણ રહેવું જોઈએ એવી હોવી જોઈએ.

એટલે આ પ્રમાણે લખાવેલું છે. પછી બીજે અવતારે એવું જ ગમે. આપણે જેવું લખાવ્યું હતું ને, તે પૈણતી વખતે એવું જ ગમે. પછી બાપ કહે છે, 'કેમનું લાગે છે તને ?' મેં કહ્યું, મને ગમશે, ચાલશે.' છોકરીનો બાપ કહે છે, 'કેમનું તમને લાગ્યું ?' ત્યારે છોકરી કહે, 'એ બરોબર છે.'

અને પછી ભાઈબંધોની વાઈફ જુએને, પછી સરખામણી કરે. પછી સારી ન આવી હોય તો ખેદ રહ્યા કરે. અલ્યા મૂઆ, આપણું

લઈ આવેલા, આપણો પોતાનો હિસાબ જ છે. એમાં ફરી જઉં છું ? આ બેનને મેં પૂછયું કે, 'આવા ધણી જોડે તને કંટાળો નથી આવતો ?' ત્યારે કહે, 'ના દાદા, હું તો એવું કહું છું કે આવતો ભવ, ભવોભવ, આવો ધણી મને મળજો.' આ હિન્દુસ્તાનમાં આવી સ્ત્રી હશે કે નહીં, એ મને અજાયબી લાગે છે. એ ધણી કેવા હશે અને એ બેન કેવી ? એણે શું નક્કી કર્યું કે આવી બૈરી જોઈએ અને બેને શું નક્કી કર્યું કે આવા ધણી જોઈએ. એ એડજસ્ટમેન્ટ છે ને ? એટલે આ પુણ્ય વપરાતું વપરાતું, ક્યાં જુઓને શેમાં શેમાં વપરાય છે ? છોકરાં કેવાં જોઈશે ? 'હોશિયાર, રૂપાળા, બધું. છોડીઓ જોઈએ.' એમાં પુણ્ય વપરાતું હોય તો વાપરજો, ના વપરાતું હોય તો ના વાપરશો. હીરાબાએ જે માગ્યું એ ખરું. ત્યારે કહે, 'પણ તમારી શું ઈચ્છા ? મારી ઈચ્છા છે કે હોય તોય વાંધો નથી અને ના હોય તોય વાંધો નથી.'

એક બાવો મને કહે છે, 'તુમકો લડકા હો જાયેગા,' મેં કહ્યું, 'થયાં એ શું કરવા જતાં રહ્યાં, એ મને કહે, આગળની વાત પછી ! થયાં એ જતાં રહ્યાં શું કરવા, બેબી, બાબો બન્ને ? કોઇ મને આશીર્વાદ દેતો'તો ત્યારે 'મારે આશીર્વાદ શું કરવા છે ? છોકરાંને શું ધાડે દેવાં છે ?' એમ બોલેલો. ના બોલાય આવું. ફરી એ કોઈ અવતારમાં જન્મે જ નહીં. તિરસ્કારભર્યું બોલ્યો કહેવાય. છોકરાં હોય તોય ભલે ને ના હોય તોય ભલે. એમાં પુણ્ય ખર્ચીને શું કામ છે તે આપણે ! વહુ વગર ચાલે નહીં એવું લાગેલું. પછી વહુએ જે માગ્યું હોય તે વાંધો નથી. છોકરાં નથી તેનોય વાંધો નથી.

## પુણ્યૈ વપરાતી જગત કલ્યાણમાં !

કોઈ અમારું પુણ્ય જુએ તોય ખુશ થઈ જાય. જ્યાંથી નીકળ્યો હોય ત્યાંથી બે માઈલ છેટે ઘર હોય અને ત્યાંથી ગાડીમાં નીકળ્યો અને અહીં ગાડીમાં ઉતરું તો ખુરશી લઈને હાજર હોય એટલે પછી બધાને એમ થાય કે આ શું ? આ દાદાનું પુણ્ય કહેવાય ? હરેક વસ્તુ હાજર ! તમે જોયું ને ? પુણ્યનો પ્રભાવ જોયોને ? અને કેવું જ્ઞાન પ્રગટ થયું ?

મારા ધાર્યા પ્રમાણે દરેક લોકોનું કલ્યાણ થાઓ ને કલ્યાણ થાય એવું પુણ્ય નીકળ્યું. એટલે હવે તમારે જે માગણી કરવી હોય તે કરજો.

મને કહે છે, 'ઘડિયાળ પહેરી હોય તો ?' મેં કહ્યું, 'ના ભઈ, ઘડિયાળ કશુંય જોઈએ નહીં. ઘડિયાળ તો લોક પહેરે જ છે ને ! એટલે મારે એમાં કંઈ પુણ્ય વાપરવું નહીં.' ત્યારે કહે, 'પછી ખાવા-પીવાનું સારું જોઈએ.' મેં કહ્યું, 'ના. એમાં એક પૈસોય પુણ્ય વાપરશો નહીં. હીરાબા કરશે એવું મારે ખાવાનું.' હીરાબાનું પુણ્ય વાપરેલું, તેનું હું ખઉં છું. બીજા કોઈને સમજાય નહીં એટલે પુણ્ય વાપરી ખાય.

બોલો હવે, શું થયું હશે, કહો ?

**પ્રશ્નકર્તા :** તમારું ઘણું પુણ્ય જમા રહ્યું.

**દાદાશ્રી :** એ તો પેલા ભાઈને કહ્યું કે તેં વાપર્યું ખરું પુણ્ય બધું. હવે મેં છે તે બધું પુણ્ય, ૭૦ હજાર હતું, તે બધું પાંત્રીસમાં હિસાબ કરી નાખ્યો. તે હવે પાંત્રીસ રહ્યા, તેનું હવે કંઈક કહોને કે શું કરવું છે ? મેં કહ્યું, આત્મધર્મ અને એના સંજોગો, મને પુણ્યમાં બે જ પ્રાપ્ત થાવ. તેનું આ મને મળ્યું છે. ત્યારે કહે, 'દાદા, અમારે ?' મેં કહ્યું, 'તારે ગાડી છે એની જરૂર તો રહેશે જ ને, રેડિયો જોઈશે, ટી.વી. જોઈશે, ટેલિફોન જોઈશે, ફલાણું જોઈશે, પણ થોડો ધર્મ જોઈશે.' 'એમાં કેટલા વાપર્યા ?' ત્યારે કહે, 'પાંચ હજાર વાપરો.' ત્યારે ધર્મનાં પાંચ હજાર તારા અને મારા તો પાંત્રીસ હજાર.

એટલે એમને સમજણ પડી કે આ બધી શેની શેની ગોઠવણી છે. ત્યારે મને કહે, 'હેં ! આવું ?' આ ભાઈ કહે છે, 'આપણે ફોન લઈશું ?' મેં કહ્યું, 'નિરાંતે ઊંઘી ગયા હોય ત્યારે પેલી ઘંટડી વાગે, એવો ધંધો શું કરવા જોઈએ ?' મને કહે, 'ફોન વગર શું કરશો ? અત્યારે વ્યવહાર થઈ ગયો છે.' મેં કહ્યું, 'જોડેવાળો રાખે છે ને ?' અને એને સરનામું આપી રાખેલું. એને રાત્રે ત્રણ વાગે ફોન આવેને તો સાંભળે અને સવારમાં આપણને કહે. તો આપણે એને ધન્યવાદ કહીએ, ઉપકાર માનીએ. અને અમે ઉપકાર વાળીએ ખરા, પણ એ

બિચારો ત્રણ વાગે રાતે ફોન સાંભળે. અને સવારમાં કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** કહે.

**દાદાશ્રી :** એ કહેય ખરો કે રાતે ત્રણ વાગે ફોન આવ્યો હતો. એક તો આપણને રાતે ઊંઘ આવતી નથી અને જરાક ઝોકું ખાય ત્યાં આ ફોન આવે તો કલ્યાણ(!) થઈ ગયું, બા, હું પહેલેથી જાણતો હતો. અને જો ફોન રાખ્યો હોત, વખતે કંઈ સંજોગ ધંધાના એવા થાય તો ફોન રાખવાની જરૂર પડી હોત એથી મારા ના કહેવાથી બધા કંઈ ફોન ન રાખે એવું બને નહીં. તો પછી મારી રૂમમાં ફોન રાખ્યો આ લોકોએ, તો ફોન ઉપર જેની સાથે વાત થાયને તે બધાને કહી દીધું કે રાતે મારી સ્થિતિ સારી રહેતી નથી, તબિયતની અનુકૂળતા નથી માટે ફોન કરવાનું બંધ રાખજો, એવી મારી વિનંતી છે. અને રાતે કંઈ ફોન કરવો હોય તો મનમાં નક્કી કરવું કે સવારમાં જ કરીશું હવે. બહુ ઉતાવળ હોય તોય એમ મનમાં નક્કી કરવું કે સવારના જ કરીશું. એટલે તે ફોનનું ના જ કહી દીધેલું હોય, બધાને જ. મારી પાસે જે આવતા હોય તેને. એટલે શેમાં વપરાઈ ગયા એ તમે સમજી ગયા ને ?

## ભાવો જગત કલ્યાણ આશયમાં !

આ બધું ડૉલર શી રીતે અપાય છે ? એકને ખૂબ આપવાનું મન થાય અને એકને આપવાનું મન ના થાય, એવું થતું નથી ? શાથી ?

**પ્રશ્નકર્તા :** બીજે પુણ્ય વપરાઈ ગયેલું હોય એટલે ?

**દાદાશ્રી :** એ પુણ્યનો હિસાબ બીજે લખાવી દીધેલો. પેલા મોજશોખવાળાએ એવું કરેલું હોય કે બધું કમાઈએ, તો સારી રીતે મોજશોખ થાય. હવે એ ૩૦ ટકા પાપના રહ્યા, એ આ પૈસા. હવે પૈસા વપરાય તે તમને ના ગમતું હોય તોય કરવાના સંયોગ આવે. પેલા ૭૦ ટકા ગમતાના સંજોગો આવે અને આ ગમતા નથી એવા સંજોગ આવે. હવે એ ના ગમતા એટલે એમાં પાપ વપરાયું હોય ને, તે વહુ મળી હોય એ ગમે જ નહીં. એ ભેગી થાય, એમાંય પૈસા વપરાય. વહુ મળી એટલે સંજોગ ભેગો થયો ને એટલે ૩૦ ટકા ના

ગમતામાં વપરાય અને ૭૦ ટકા ગમતામાં એટલે ગમતાવાળાનું એડજસ્ટમેન્ટ સારું કરવું. અને ના ગમતા હોય તો તેમાં વાપરવું હોય તો વાપરજો. સમજાય એવું છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બહુ સરસ વાત કરી.

**દાદાશ્રી :** મારી ભાવના ખરી, પણ હવે આવું કહેવાય શી રીતે ? સમજણ પડે શી રીતે ? એટલે હવે તમે ટેન્ડર ભરો તો પાંસરું ભરજો. હજુ બે અવતાર છે. નહિ તો ગાડીઓ માંગવી હોય તો ગાડીઓ માંગજો. તમારામાંથી બાદ થશે. શેમાંથી બાદ થશે ? આ તમારી મૂડી થઈ છે ને, તેમાંથી !

**પ્રશ્નકર્તા :** આજે બહુ આપી દીધું, દાદા.

**દાદાશ્રી :** ધન્ય છે ત્યારે !

**પ્રશ્નકર્તા :** આપણી જે જગત કલ્યાણની ભાવના છે, એમાં પુણ્ય કેટલું વપરાય ? અગર તો એ જ ભાવના એકલી હોય જીવનની અંદર તો ?

**દાદાશ્રી :** હા, તે એ ભાવનાનું ફળ તમને બહુ મોટું મળશે. આપણે એનું ફળ શું મળશે એ જ જોવાનું. એ તો તીર્થંકરોએ શું કર્યું કે જગત કલ્યાણની જ ભાવના ભાવેલી, બસ ! એનું ફળ શું મળ્યું કે આ તીર્થંકર થાય. જ્યાં પગ પડે ત્યાં તીર્થ કહેવાય. હું એ જ ભાવના કરું છું. તમારી એ જ ભાવના છે તે ભાવના ફળશે.

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીમાં લખ્યું છે કે એ ભાવના હશે તો તમને બધું જ મળી રહેશે, વગર માગ્યે.

**દાદાશ્રી :** હા, આપણે આ જ ભાવના ભાવીએ તો આપણું સારું થાય જ અને જોડે જોડે આવતે ભવ આપણું જે થવાનું હોય એમાં કોઈ હાથ ના ઘાલે, ડખલો ના આવે. આટલું સમજી ગયા ને, એનું કલ્યાણ થઈ જાય.

❖ ❖ ❖

## (૮)

# બુદ્ધિ સામે, અક્રમ વિજ્ઞાન !

### વીતરાગ વિજ્ઞાન મુક્તિ અપાવે !

આ શાસ્ત્રની ભાષા નથી, આ તો વીતરાગ વિજ્ઞાન છે ! પ્યૉર વીતરાગ વિજ્ઞાન, જરાય ઈમ્પ્યૉર નહીં !!

બુદ્ધિ અને જ્ઞાનની વ્યાખ્યા કોઈ જગ્યાએ આવી હોય નહીં. એવું સાંભળવામાં નહીં આવે. આ જેટલું હું બોલું છું તે અપૂર્વ છે. પૂર્વે ક્યારેય સાંભળેલું નથી, વાંચેલું નથી, જાણેલું નથી, જોયેલું નથી એવું અપૂર્વ વિજ્ઞાન છે આ ! અને તરત છોડાવનારું છે. તમને કેટલા કલાક જ્ઞાન આપવું પડ્યું હતું ?

**પ્રશ્નકર્તા :** એક કલાક જ !

**દાદાશ્રી :** વિજ્ઞાન એટલે શું કે જે જ્ઞાન લોકોના ખ્યાલમાં ના હોય. ગિફ્ટથી ઊભું થયેલું હોય. કસી કસીને ના થાય. કસી કસીને, કસોટી કર્યે ના થાય. એ ગિફ્ટ હોય. તે સાયન્ટિસ્ટ ગિફ્ટ લઈને જન્મેલો જ હોય. આ અમારું વિજ્ઞાનેય ગિફ્ટ છે, કોઈ માણસ કરી ના શકે.

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાન છે એમાં આંતર ને બાહ્ય, બંને આવી જાય ?

**દાદાશ્રી :** બેઉ આવી જાય. પહોંચી વળે બન્નેને, કારણ કે બુદ્ધિને ગાંઠતું જ નથી આ જ્ઞાન. ગમે એટલો બુદ્ધિશાળી હોય, સાયન્ટિસ્ટ

હોય પણ જ્ઞાન ગાંઠે નહિ. અને સાયન્ટિસ્ટો જ પાછા મને કહે ને, કે જ્યારે મેં કહ્યું કે 'આ ટેપરેકર્ડ બોલે છે,' ત્યારે કહે, 'અમને આ સમજાતાં બહુ વાર લાગશે.' અને હું તો જવાબદારીવાળું બોલું છું. આ બેજવાબદારીવાળું નથી બોલતો. વાત છેવટે સમજવી પડશે અને આ સિદ્ધાંત તો બુદ્ધિને ગાંઠે એવો નથી. એટલે બુદ્ધિવાળાને બુદ્ધુ બનાવી દે એવો છે. આ સિદ્ધાંત એટલે એક-બે જણને મેં કહ્યું ને, 'શું કરવા આમાં બુદ્ધિ ચલાવો છો ? ન હોય બુદ્ધિ ચલાવવાનો રસ્તો આ. તમારી બુદ્ધિ તમને બુદ્ધુ બનાવશે.' આ સિદ્ધાંત બુદ્ધુ નહીં બનાવે. અવળો અર્થ કરીને તમારી બુદ્ધિ તમને બુદ્ધુ બનાવી દેશે. સિદ્ધાંત કંઈ નવરો નથી કે તમને બુદ્ધુ બનાવે અને આ તો સિદ્ધાંત છે. છેલ્લા સત્યાવીસ વર્ષથી આ વાણી નીકળી છે, એમાં ખોળી કાઢે કે એકુય શબ્દ વિરોધાભાસ છે ?

બધું શી રીતે સમજણ પડે ? આ મેળ શી રીતે પડે લોકોને ? અહીં બુદ્ધિશાળી બધા બહુ જતા રહ્યા પાછા હાથ ધોઈને, મોઢું બગાડીને ગયા, જતા રહ્યા. કારણ કે બુદ્ધિ પહોંચી શકે એવું નથી આ. આ સાહેબ જ પ્રખર બુદ્ધિશાળી હતા. છેવટે સાહેબ જ ફસાયા. તો આ ફસાવામાં જ આનંદ છે ને ? આ ફસાવામાં ખરો આનંદ આવે છે નહીં ? અને બુદ્ધિ ને અહંકાર ઉછળતા હોય છે, એને તોડી નાખવા પડે, ત્યારે બોબડી બંધ થઈ જાય. તે આ જ્ઞાન જ એવું છે ને ? દાદાની પાસે, ભલભલાની બુદ્ધિ તોડી નાખે. પેલા સોલિસિટર શું કહેતા હતા ?

**પ્રશ્નકર્તા :** નોકરી કરવી અને આ બધું મેળવવું, બધું એક સાથે શક્ય નથી.

**દાદાશ્રી :** હા, અહીં શક્ય થાય એવું છે. એ બુદ્ધિથી માપશો નહીં. બુદ્ધિ તો એવું જ કહેશે કે, અનુભૂતિ થાય જ નહીં, આ કાળમાં ! ત્યારે મેં કહ્યું, 'ભઈ, અહીં બુદ્ધિ ચાલે એવી નથી.' જેનામાં બિલકુલ, સહેજેય બુદ્ધિ ના હોય તો એ આ દાદા ભગવાન. તમે જુઓ છો ને, આ બુદ્ધિ વગરના માણસ અને એવું પોતે કહે છે ને કે, 'અમારામાં બુદ્ધિ નથી.' એટલે ગપ્પું નથી આ !

## ન ગાંઠે અક્રમ વિજ્ઞાન, બુદ્ધિને !

તમને ગમીને થિયરી આ ?

**પ્રશ્નકર્તા :** સરસ જ છે ને ! વિજ્ઞાન છે ને આ તો !

**દાદાશ્રી :** હા, વિજ્ઞાન છે ! ને બુદ્ધિને ગાંઠતું જ નથી, એય અજાયબી છે ને ? હા, બધાં જ્ઞાન બુદ્ધિને ગાંઠી જાય. અને આ જો બુદ્ધિને ગાંઠતું હોત તો આ વિજ્ઞાનને તોડી નાખત, કે' દહાડાનુંય તોડી નાખત.

વિજ્ઞાન એનું નામ કહેવાય કે જે તર્ક-વિતર્કથી મુક્ત હોય, સરળ હોય અને ગામડિયું હોય. અને છતાં ગમે તેવી બુદ્ધિનેય ગાંઠે નહીં પાછું ! ભલભલી બુદ્ધિઓ મેં જોઈ પણ કોઈ બુદ્ધિને આ ગાંઠતું જ નથી, એને ફેંકી જ દે છે. જેમ ઈલેક્ટ્રિસિટી હોયને તે પેલાને શૉક મારે, એવી રીતે ફેંકી જ દે છે. ત્યારે વૉટપાવર કેવડો મોટો હશે ! નહીં તો બુદ્ધિ દરેક જ્ઞાનને આમળે ચઢાવે. પણ આ વિજ્ઞાન ભલભલા બુદ્ધિશાળીઓને, બુદ્ધિ ગમે તેવી હોય, પણ આ વિજ્ઞાન ગાંઠતું જ નથી. એનેય ટાઢું થયે જ છૂટકો. અને એ દલીલ એવી ગપ્પાં મારે એવી નહીં, સ્વીકાર્ય હોવી જોઈએ, બન્ને પાર્ટીને !

બુદ્ધિશાળી એટલે શું ? એને કોઈ કાયદો નહીં, 'નો લૉ !' આમથી ફેંકે, આમથી ફેંકે, આમથી ફેંકે. અને આ વિજ્ઞાન એક જ લૉમાં હોય કે બીજી બાજુ ફેરવાય નહીં. છતાંય આટલી બધી રીતે ચોગરદમથી ફેંકે, બુદ્ધિ તો આમથીય ફેંકે, ઘડીકમાં આમથીય ફેંકે, ગબડાવી દેવા માટે. બુદ્ધિની ચારેય દિશા ખુલ્લી હોય ને છતાં આ વિજ્ઞાન બુદ્ધિને ગાંઠતું નથી. અને બધા સમજી જાયને પાંચ વાક્યોમાં તો આખા વર્લ્ડનું સાયન્સ આવી જાય છે અને તે આ મારી ગોઠવણી નથી. આ કુદરતી નીકળેલું છે. ધીસ ઈઝ બટ નેચરલ (કુદરતી જ છે). બુદ્ધિથી ગોઠવણી ના થઈ શકે.

શું આ અક્રમ વિજ્ઞાન ! બુદ્ધિ બેઠી બેઠી પાણી પીધા કરે ! પાછું

અવિરોધાભાસ ! વિરોધાભાસ ઉત્પન્ન ના થાય એવું. આ અવિરોધાભાસ સાયન્સ છે. અને તેમાં તમે પડ્યા. બોલો ! આખી કૉલેજ પસાર થઈ ગઈ, એટલે કામ થઈ ગયું ! અને 'પોતાના' સુખ સાથે, એરકન્ડિશન્ડ ડબ્બો બધું સાથે. નહિ તો પહેલાં કેટલો બળાપો, બળાપા સાથે હતું.

## દીધો 'અમે' જગતે, ખુદાનો પૈગામ !

બધાએ બુદ્ધિની અંદરની વાત કરી છે. જ્યાં બુદ્ધિ ના પહોંચે એ ખુદાના ઘરની વાત અને જ્યાં બુદ્ધિ પહોંચે એ સંસારીઓનાં ઘરની વાત. અને જેને બુદ્ધિનો અભાવ થયો ને બુદ્ધિ ગઈ, તેનું કલ્યાણ થઈ જાય. ખુદા ભેગા થયા ત્યારથી બુદ્ધિ અમારી ખલાસ થઈ ગઈ. ખુદાને દેખ્યા કે અમારી બુદ્ધિ અલોપ થઈ ગઈ. ખુદાની પાસે બેઠાં બેઠાં આનંદ રહે છે. અને ખુદા શું કહે છે ? 'એક સંદેશો આપો કે જેથી જગત આખું પાછું ફરે. આખું જગત બફાઈ રહ્યું છે અને તે સાયન્ટિફિક રીતે આપો.' તે મને સાયન્ટિફિક રીતે ખુદાએ આપ્યું. તે પ્રમાણે હું આપવા માગું છું.

❖ ❖ ❖

# ખંડ : ૪
# ચિત્ત

## (૧)
## ચિત્તનો સ્વભાવ

### ભટકામણ કોની ?

નિવેડો લાવવો પડશે કે નહીં લાવવો પડે ? કો'ક દહાડો તો આનો નિવેડો લાવવો પડશે ને ? ક્યાં સુધી આમ ભટક ભટક ભટક કરવાનું. થાકી થાકીને લોથ થઈ ગયો તોય ભટકવાનો અંત આવ્યો નહીં. તે આ અંત આવે. દાદાએ અંત ખોળી કાઢ્યો છે, ભટકવાનો એન્ડ ખોળી કાઢ્યો છે. તો આપણો અંત આવે. પણ એ જ રખડતો હોય તો આપણો અંત ક્યારે લાવી આપે ? તે આ રખડતા માણસોએ રખડાવી માર્યા. પણ હવે અંતવાળા આવ્યા હોય તો અંત તો લાવે ને આપણો ? તમે એવું નક્કી કર્યું છે ને ? અંત લાવવાનું નક્કી કર્યું છે ને ?

**પ્રશ્નકર્તા :** એ નિશ્ચયથી જ દાદા પાસે આવ્યા છીએ. પણ હવે ભટકામણનો અંત લાવવાનું સાધન, એ તો મન છે. શરીર ભટકતું બંધ થાય નહીં પણ મન ભટકે છે, એનું ભટકવાનું બંધ કરવાનું કંઈ સાધન છે ?

**દાદાશ્રી :** એ તો આપણા લોકોનામાં સહેજ ભૂલ થાય છે. આપણા હિન્દુસ્તાનના ઘણા લોકો કહે છે કે, 'મારું મન બહાર ભટક્યા

કરે છે ! મેં કહ્યું, 'એ તો ભેંસને ગાય કહેવા બરોબર છે વાત તારી !' તને સમજણ ના પડતી હોય ને તું ભેંસને ગાય કહે, માટે એ કંઈ ગાય થઈ ગઈ ? આવી ભૂલ કરે તે ચલાવી લેવાય, ભેંસને ગાય કહેતો હોય તો ? તો આ લોકો કેમ કહે છે કે, 'મારું માઈન્ડ ભટકે છે ?' ભટકતું હશે કોઈનું માઈન્ડ ? આપણા લોક તો શું કહે કે 'મારું મન ન્યુ જર્સી જઈ આવ્યું.' અલ્યા, આ શરીરમાંથી બહાર નીકળે નહિ, એનું નામ મન કહેવાય.

એટલે શરીરની બહાર કોણ નીકળે છે તે આપને કહું, ચિત્ત છે એ બહાર નીકળી જાય, અંદરેય ભટકે. અહીં પગે વાગ્યું તો ચિત્ત ત્યાં દોડધામ કરી મેલે અને બહારેય ભટકે. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, એમાં ચિત્ત એકલું જ ભટકતી વસ્તુ છે. બીજું કોઈ બહાર ભટકવા જાય નહીં. આ લબાડમાં લબાડ ચિત્ત છે. કોઈનું માને કરે નહીં ને બહાર ભટક ભટક કર્યા કરે. શું એના બાપે દાટ્યું છે કે ભટક ભટક કરે, પણ ટેવ પડી ગયેલી એને. જેમ એક છોકરાને રખડવાની ટેવ હોય તેમ આને પણ રખડવાની ટેવ પડેલી. આપણને સાચવતાં ના આવડ્યું ત્યારે રખડવાની ટેવ પડી ગયેલી ને ? સારી જગ્યાએય જાય ને ખોટી જગ્યાએય જાય. ક્યાં જાય, એનું કશું ઠેકાણું જ નહીં. મંદિરમાં જતું રહે, નહીં તો સ્મશાનમાં હઉ જઈ આવે. એ અશુદ્ધ ચિત્ત કહેવાય. આ જગતના લોકોને અશુદ્ધ ચિત્ત હોય.

## ચિત્તને ભટકવામાં સહાય કોની ?

**પ્રશ્નકર્તા :** ચિત્ત એકલું કામ કરે કે મન દોડે જોડે ?

**દાદાશ્રી :** ના, ના, ચિત્ત એકલું જ કામ કરે. આમ રખડીને સૂઈ ગયા હોય ને, તો તે ઘડીએય ચિત્ત તો ઘણું કામ કરે. ક્યાં ક્યાં સુધી જઈ આવે ? આફ્રિકા જાય ને દુનિયામાં બધે જઈ આવે.

**પ્રશ્નકર્તા :** અમુક દશાએ પહોંચે તો જ ચિત્ત એકલું કામ કરે ને ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. એવો યોગ હોય તો એકલુંય કામ કરે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને હઉ ?

**દાદાશ્રી :** બધાને. જ્યાં સુધી અશુદ્ધ છે, ત્યાં સુધી ભટક ભટક કરે. અરે, મહેફીલ કોઈ જગ્યાએ થતી હોય ને ત્યાં હઉ જઈ આવે. ત્યાં આગળ ટેબલ ઉપર બ્રાંડી હઉ જોઈ આવે. કહેવું પડે ! ચિત્તની શક્તિઓ બહુ ભારે. તેથી લોકો કંટાળી જાય છે ને ? આ મન એટલું બધું હેરાન નથી કરતું લોકોને, એટલું ચિત્ત હેરાન કરે છે.

**પ્રશ્નકર્તા :** પહેલી મનની સ્ફૂરણા થાય, પછી ચિત્ત ભટકવા માંડે ?

**દાદાશ્રી :** મનને અને એને લેવાદેવા નથી. ચિત્તનો સ્વભાવ જ ભટકવાનો છે. ચિત્ત ભટકે તેનો કંઈ પાર જ ના આવે. તેથી માણસ બધો બગડી જાય. જેનું ચિત્ત ભટકેલ થઈ ગયું, એટલે માણસ ખલાસ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હવે ચિત્ત ભટકે, તેમાં અહંકાર પણ ભળે ત્યારે જ ભટકે ને કે અહંકાર ભળ્યા વગર ભટક્યા કરે ?

**દાદાશ્રી :** અહંકાર ભળે કે ના ભળે, તેનો કંઈ સવાલ નથી. ચિત્તનો સ્વભાવ ભટકવાનો. જ્યાં સુધી અશુદ્ધ છે ને, ત્યાં સુધી ભટક ભટક ભટક કરવાનું. આખા જગતના લોકોનું ચિત્ત ભટકે છે. લોકો કહે છે ને કે, 'મારું મન આમ જાય છે, તેમ જાય છે.' એવું કશું છે જ નહીં.

એ ચિત્ત ગમે ત્યાં જઈ શકે, બધે ફરી આવે. અહીંથી અમેરિકા જવું હોય તો ટિકિટ નહીં લેવાની, ખુદાબક્ષ ! જ્યાં જવું હોય ત્યાં જવાનું, એવું ચિત્ત છે !

મન તો ગમે તેવું હોય. જેટલું મનથી તમે દૂર રહ્યા, મનમાં એકાકાર, એકાત્મિક ના થયા એટલે છૂટી ગયું. પણ ચિત્ત તો ભટક ભટક કરવાનું છોડે જ નહીં ને ?

## ચિત્ત આમ કાર્યાન્વિત !

એ ક્યાં ક્યાં ભટકી આવે ? સેફસાઈડ (સલામત) જગ્યાએ કે

અનસેફ (અસલામત)માં જાય ?

**પ્રશ્નકર્તા :** બન્ને સાઈડ (બાજુ) જાય.

**દાદાશ્રી :** હા, તું જે ઓફીસમાં બેસતો હોય, એ ત્યાં આગળ જઈને પાછું ટેબલ, ખુરશી બધું જોઈ આવે. એની ઉપર કાગળ મૂકેલા હઉ દેખાય. પ્યુન હઉ દેખાય. ત્યાં આગળ બીજો પોતાનો ઓળખાણવાળો બેઠો હોય તેને જોઈ આવે. બધું જોઈ આવે.

**પ્રશ્નકર્તા :** હમણાં મેં વિચાર કર્યો ને ઘાટકોપર પહોંચી ગયો, તે કેટલી ઝડપ છે ?

**દાદાશ્રી :** એ ચિત્તની ઝડપ છે. ત્યાં આગળ એ જોઈ આવે છે. અને ત્યાં જઈને એમની રૂમ જોઈ આવે, રસોડામાં બધી વસ્તુ જોઈ આવે. રસોડામાં ત્યાં આગળ શું કરતા હોય તે દેખાય તમને. છોકરાનું મોઢું-બોઢું બધું દેખાય. અહીં બેઠા બેઠા દેખાય કે ના દેખાય ? બધું એક્ઝેક્ટ (જેમ છે તેમ) જ દેખાય. એટલે ચિત્તને દેખાય બધું. દેશમાં જઈને માબાપને જોઈ આવે. માબાપ દેખાય, વાતોચીતો કરતાં લાગે. ચિત્તને બધું દેખાય, મનને કશું દેખાય-બેખાય નહીં. સ્થળે સ્થળનું દેખાડે એ ચિત્ત. અહીં બેઠા બેઠા મેચ દેખાડે. એ પોતે ત્યાં જઈને ખબર આપે કે આમ ચાલે છે. અને ચિત્ત એવું છે કે એને કોઈ રોકી શકે નહીં, એ ગમ્મે ત્યારે જાય. તે અહીંથી ઠેઠ ડૉક્ટરને દવાખાને જાય. મુકામ હોય જે રૂમમાં, પોતે સૂતો હોય તે ત્યાં આગળ પલંગ જોઈ આવે, બધું જ જોઈ આવે. એવો ને એવો પલંગ, ગોદડાં બધું એક્ઝેક્ટ દેખાય અને તરત પાછોય આવે. એ મન નથી, એ ચિત્ત છે.

## ચિત્તનો સ્વભાવ !

હવે ચિત્તનો ધંધો શો ? જ્યાં જ્યાં કનેક્શન (સાંધો) હોય ત્યાં ભટકવું, એ એનો ધંધો.

ચિત્ત ચૈતન્ય છે, વ્યવહાર ચૈતન્ય છે. એટલે એને દેખાય બધું ત્યાં આગળ. લોકોની જોડે વાતો કરતા હોય તેય દેખાય. અમેરિકા જઈ

આવ્યા હોય તોય એ જઈ આવે. ત્યારે એને ક્યાં પૈસા-ભાડું ખર્ચવાનું છે ? તમે તો અમેરિકા નહીં ગયા હો ને ? પહેલાં ગયેલા ? ન્યૂયોર્ક ગયેલા ને, તો ત્યાં ચિત્ત જઈ આવે. એ જોયા સિવાય ન દોડે.

**પ્રશ્નકર્તા :** પહેલાં કંઈ આવું જોયું હશે, ત્યારે જ એ જોઈ આવ્યું ને ?

**દાદાશ્રી :** હા, જોયેલું છે એ જોઈ શકે, એ ચિત્ત !

**પ્રશ્નકર્તા :** આજકાલ તો ફિલ્મોમાં ન્યૂયોર્ક જોઈએ છીએ ને ?

**દાદાશ્રી :** એમાં છે તે કાગળ ઉપર ફોટો હોય, એ દેખાડે ને ફિલ્મમાં દેખાડે, એ બે સરખું જ છે. પણ તે નહીં, ચિત્ત તો અસલ જાતે ગયેલા હોય ને, ત્યાં આપણા પગ પડેલા હોય ને, ત્યાં બધે ચિત્ત ફરી આવે.

**પ્રશ્નકર્તા :** દાદા, ચિત્ત જે વસ્તુ દેખાડે તે જોયેલી હોય એ જ દેખાડે ?

**દાદાશ્રી :** એ તો આ ભવમાં ના જોઈ હોય ને ગયા અવતારની જોયેલી દેખાડે.

**પ્રશ્નકર્તા :** તો અમને મહાવિદેહ ક્ષેત્ર દેખાય ખરું ?

**દાદાશ્રી :** બધુંય દેખાય, ત્યાં ફરેલા હોય તો. જ્યાં જ્યાં જઈ આવ્યું હોય ને, ત્યાં ત્યાં ફરી ફરી ફેરો માર માર કરે. એ સ્પેશિયલ, ચિત્તનું જ કામ છે. તમને અનુભવમાં આવતું હશે ને ? એવું કોઈ જગ્યાએ જોઈ આવે છે ફરી ? અહીં બેઠા હોય તોય ? એ ક્રિયા ચિત્તની છે, એ મનની ક્રિયા નથી. જે જગ્યાની એને ટેવ પડી ગઈ છે ને, તે જગ્યાએ દોડધામ કરે. એટલે બીજે બધે ના ફરે. જે બજારોમાં ફરી આવ્યું છે, એ બજારમાં જઈ આવે. જે બજાર જોયાં જ નથી ત્યાં નથી જતું અને જે બજારથી કંટાળી ગયું ત્યાંય નથી જતું. કંટાળી ગયેલાં બજાર બધાં બહુ છે, તેમાં કંઈ જતું જ નથી. આપણે કહીએ, 'ત્યાં જા ને.' ત્યારે કહે, 'ના.' લોકો મન અને ચિત્તના ભેદ સમજતા જ નથી.

હિન્દુસ્તાનના લોકો પૂરેપૂરો ભેદ સમજ્યા જ નથી. એકલા ચિત્તની ઓળખાણ પડે તો બધું કામ નીકળી જાય.

## તત્ત્વ સ્વરૂપ, ચિત્તનું !

**પ્રશ્નકર્તા :** ચિત્ત તત્ત્વ સ્વરૂપે શું છે ?

**દાદાશ્રી :** લોકો કેટલાય હજારો વર્ષથી ચિત્ત શબ્દને ભૂલી ગયા. એ સમજતા જ નથી. ચિત્ત તો કોઇ સમજ્યું જ નથી. આ હિન્દુસ્તાનમાં કોઈ માણસ એવો નથી કે ચિત્તને સમજ્યો હોય. ચિત્તને સમજે તો તો કામ થઈ જાય ને ? બધા મનને જ ચિત્ત કહે છે.

**પ્રશ્નકર્તા :** આ ચિત્તનો અર્થ દરેકે પોતાની સમજ પ્રમાણે કર્યો છે. ચિત્તનો સાચો અર્થ શું ?

**દાદાશ્રી :** ચિત્તના અર્થનું કોઈને ભાન જ નથી. ચિત્ત તો વ્યવહારિક ચેતન છે. વ્યવહારમાં ચેતન હોય તો આ ચિત્ત જ છે.

**પ્રશ્નકર્તા :** મૂળ સ્વરૂપે ચિત્ત એ તો ચેતન છે ને ?

**દાદાશ્રી :** એ અશુદ્ધ છે એટલે વ્યવહારિક ચેતન કહેવાય છે, એ બહુ કામ આપનારી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** મનનાં કરતાં ચિત્તની સ્થિતિ બહુ ઊંચી ?

**દાદાશ્રી :** ઘણી ઊંચી. મનમાં જરાય ચેતન નથી. મનમાં જો પોતે તન્મયાકાર થાય તો જ મનની અસર થાય, એને અડે નહીં તો મન કશુંય નડે નહીં.

**પ્રશ્નકર્તા :** સત્, ચિત્ અને આનંદ કહ્યું તેમાં અને મન-વચન-કાયા- ચિત્ત, બુદ્ધિ, અહંકાર, આ બધામાં ચિત્તને જ આટલું બધું મહત્વ કેમ આપ્યું ?

**દાદાશ્રી :** ચિત્ત એ મિકેનિકલ ચેતન છે. એટલે એમાં ચેતન ચાર્જ થયેલું છે અને ચેતન ડિસ્ચાર્જ થઈ રહ્યું છે. મિકેનિકલ ચેતન

એટલે ચેતનનું અંશ થતું નથી, પણ પાવર ચેતન કહેવાય. કોઈ ચાવી આપેલી ગાડી હોય, એમાં આપણે ચાવી આપીએ એટલે પાવર પૂર્યો હોય, શક્તિ મૂકી હોય એટલે પછી એ ગાડી પોતે એની મેળે ચાલે ને ? એવી રીતે આ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી ચિત્ત જડ કહેવાય કે ચૈતન્ય ?

**દાદાશ્રી :** એ પાવર ચેતન છે, મૂળ દરઅસલ ચેતન નથી. આત્મા એ મૂળ ચેતન છે. એના આધારે આ બધું આમાં ચેતન ભરાય છે, પાવર ચેતન. એના આધારે એટલે આત્માની હાજરીથી. એ ના હોય તો ના થાય.

**પ્રશ્નકર્તા :** નરસિંહ મહેતાએ કેમ કીધું કે, 'ચિત્ત ચૈતન્ય વૈરાગ્ય તદ્રૂપ છે ?'

**દાદાશ્રી :** ચૈતન્ય એટલે કેવું ? એના એક્ઝેક્ટ (યથાર્થ) ફોડ નથી પડ્યા એટલે લોક ગૂંચાય છે. ચૈતન્ય એટલે પાવર ચૈતન્ય છે. પાવર ચૈતન્ય એટલે હું તમને સમજાવું કે બેટરી હોય છે, તેની મહીં સેલ હોય છે. એમાં શું હોય છે ? પાવર ભરેલો હોય છે. એટલે આપણે સ્વીચ દબાવીએ એટલે લાઈટ થાય. પાવર ખલાસ થાય ત્યારે શું થાય ?

**પ્રશ્નકર્તા :** લાઈટ બંધ.

**દાદાશ્રી :** સેલમાં કશું બગડ્યું જ ના હોય. સેલ તો એવો ને એવો જ હોય, પાવર વપરાઈ ગયો. એવા આ મન-વચન-કાયા સેલ છે. મહીં પાવર ભરેલો છે, એ વપરાઈ જાય છે. તદ્દન સત્ય ચેતન નથી એ. સત્ય ચેતન કોઈ પણ જાતની ક્રિયા કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ થયો કે પાવર એને આત્માથી મળે છે ?

**દાદાશ્રી :** પાવરને જ આત્મા માન્યો છે આ બધા લોકોએ, એ

ભૂલ થઈ છે, મૂળ વસ્તુને નહીં ઓળખવાથી. અને આ બધું ફરતું દેખાય છે, એટલે આને ચેતન માન્યું. પણ આ ન હોય ચેતન. આમાં એક અંશ પણ સાચું ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી આત્મા છે ત્યાં સુધી આ દેહની પ્રવૃત્તિ છે ?

**દાદાશ્રી :** આત્મા હોય તો જ દેહ પ્રવૃત્તિશીલ હોય, નહીં તો ના હોય.

**પ્રશ્નકર્તા :** એમનો પાવર છે તે આત્માથી લેવામાં આવે છે ?

**દાદાશ્રી :** આત્માથી પ્રગટ થાય છે. લેવામાં એટલે એ આપતું નથી, લેતું નથી, એની હાજરીમાં પ્રગટ થાય છે. જેમ આ દરિયો હોય છે એ વરાળ કાઢે, સૂર્યની હાજરીમાં. એટલે આ તો એક નિમિત્ત જ છે ખાલી, બે ભેગા થયાનું. અને રોંગ બિલીફ છે તમારી. 'હું ચંદુભાઈ છું' એ રોંગ બિલીફ છે. એ રોંગ બિલીફ છૂટી ગઈ એટલે તમે જે છો એમાં આવી ગયા. એટલે ખલાસ થઈ ગયું આખું કામ !

આ અહીં આગળ પેલું લોહચુંબક હોય, લોહચુંબકનો ટુકડો મૂક્યો હોય અને અહીં ટાંકણી હોય, તે આમ આમ ફેરવીએ તો ટાંકણી હાલે કે ના હાલે ? એવી રીતે ચિત્ત આત્માના લોહચુંબકના ગુણથી હાલ્યા કરે છે. લોહચુંબક ગુણ એ સ્વાભાવિક ગુણ છે. એ ચિત્ત ચૈતન્યમય થયું છે. પણ ચૈતન્યમય કેટલીવાર ? આ પેલાં લોહચુંબકને લઈને હાલે છે. એ ચિત્તને શુદ્ધ કરવાનું છે.

❖ ❖ ❖

## (૨)

# ચિત્ત = જ્ઞાન + દર્શન

## વિશેષ સમજણ, ચિત્તની...

**પ્રશ્નકર્તા :** આપને જ્યારે જ્ઞાનનો ઉદય થયો સુરતમાં, ત્યારે આપની ચિત્તની અવસ્થા કેવી હતી ?

**દાદાશ્રી :** ચિત્ત અને આ જ્ઞાન એકાકાર થઈ ગયેલું. ચિત્ત એટલે શું ? આપણા લોકો ચિત્તને પૂરેપૂરું જે રીતે સમજવું જોઈએ તે રીતે એને ગુણથી સમજતા નથી. ચિત્તને શું સમજે છે આપણા લોકો મને કહો તમે.

**પ્રશ્નકર્તા :** જેને કોન્શિયસ (જાગૃતિ) કહીએ આપણે.

**દાદાશ્રી :** હા, એટલે શું પણ ? ગુજરાતીમાં એને શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** આંતર્ચેતના અથવા તો તળપદી શબ્દ આંતર્સૂઝ કહીએ આપણે.

**દાદાશ્રી :** આંતર્સૂઝ, એ સૂઝ જુદી છે અને ચિત્ત જુદું છે. હું સમજાવું ચિત્ત એટલે.

**પ્રશ્નકર્તા :** મન અને આત્માની વચ્ચેની જે સ્થિતિ છે એ ચિત્ત ?

**દાદાશ્રી :** ના. આત્માનો જે આવરાયેલો ભાગ છે, એને ચિત્ત કહે છે. તે હું આવરાયેલો ભાગ કાઢી નાખું છું. એટલે ચિત્ત શુદ્ધ થાય છે. એટલે આત્મા ને ચિત્ત એકાકાર થઈ જાય. આ ભૂલો ક્યાં સુધી

છે કે આવરાયેલો છે ત્યાં સુધી.

**પ્રશ્નકર્તા :** ચિત્તનો કંટ્રોલ (કાબૂ) કોણ કરી શકે ?

**દાદાશ્રી :** ચિત્તનો કંટ્રોલ કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ગમે ત્યાં ભટકે ?

**દાદાશ્રી :** ચિત્ત તો એની અશુદ્ધતાને લઈને ભટકે છે.

**પ્રશ્નકર્તા :** ચિત્ત બહાર ના ભટકે તેના માટે શું કરવું ?

**દાદાશ્રી :** ચિત્તને શુદ્ધ કરાવવું પડે. એટલે એ ચિત્તને જરા ચોખ્ખું કરવાનું છે. ચિત્ત શુદ્ધ થાય એટલે ભટકે નહીં.

હવે ચિત્ત એનું કાર્ય શું છે ? આપને જે સમજમાં હોય ને, તે મને કહો. લોકોની સમજ જુદી જુદી હોય. દરેકની ભાષા જુદી હોય. બોલે ખરા બધાય ચિત્ત, પણ સહુ સહુની ભાષામાં બોલે. પણ જ્ઞાની પુરુષની ભાષા જોઈએ. જે સમજ્યા હોય તે બોલે ને, તો વાંધો નહીં. હું પછી ફોડ આપું તમને.

**પ્રશ્નકર્તા :** આપ જે કહી રહ્યા છો, એ કદાચ ચૈતન્યની વાત છે અને આ ચિત્તની જે વાત છે, એ અહંકારનું આખુંય કાર્યક્ષેત્ર એ ચિત્તનું છે.

**દાદાશ્રી :** એવું છે ને, ચિત્ત એવી વસ્તુ છે કે દરેક જીવને જ્ઞાન-દર્શન બે હોય છે. દર્શન એ સૂઝ રીતે હોય છે. મહીં દરેકને સૂઝ પડે ને ? જાનવરનેય સૂઝ પડે, એ દર્શન કહેવાય અને પછી વિવેકથી સમજે ત્યારે એને જ્ઞાન કહેવાય. તે જ્ઞાન-દર્શન મનુષ્યોને હોય છે, જીવમાત્રને હોય છે. તે જ્યાં સુધી અધૂરું છે ત્યાં સુધી ચિત્ત કહેવાય છે અને જ્ઞાન-દર્શન સંપૂર્ણ શુદ્ધ થયું એનું નામ શુદ્ધ ચિદ્રૂપ, એનો એ જ શુદ્ધાત્મા કહેવાય.

હવે અહીં બેઠા તમારી ઓફિસમાં જઈ આવે અને ત્યાં તમારો ફ્રેન્ડ બેઠો હોય, તે દેખાય ને ? એ ચિત્તના થકી દેખાય છે, પણ તે

આ અશુદ્ધ જ્ઞાન-દર્શનથી દેખાય છે. અશુદ્ધ શાથી કે અહંકાર સહિત છે. જ્યારે એ જ નિર્અહંકાર થશે અને શુદ્ધ ચિત્ત થશે. શુદ્ધ ચિત્ત ને નિર્અહંકાર એ છેલ્લી દશા !

એટલે ચિત્ત આ બે શબ્દનું બનેલું છે. જ્ઞાન અને દર્શન બે ભેગાં કરે એનું નામ ચિત્ત. એ અશુદ્ધિને લઈને અશુદ્ધ જ્ઞાન-દર્શન. એ શુદ્ધ ચિત્ત એટલે શુદ્ધ જ્ઞાન-દર્શન. અશુદ્ધ જ્ઞાન-દર્શન એટલે શું કે, 'હું ચંદુભાઈ છું, આ બાઈનો ધણી છું, આ છોકરાનો બાપ થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં, ફૂવો થઉં', એ અશુદ્ધ ચિત્ત છે.

**પ્રશ્નકર્તા :** ચિદ્ અને ચિત્ત એ બે શબ્દોમાં ફેર છે ?

**દાદાશ્રી :** ચિદ્ જે લખે છે ને, એ જ ચિત્ત છે. શુદ્ધ ચિદ્રૂપ જ શબ્દ લખેલો હોય છે ને, એ જ આમાં પાછું ચિત્ત ગણાય છે. આપણા લોકો એને ચિત્ કહે છે. એ ચિદ્ એટલે શું ? અજ્ઞાન + અદર્શન. જ્ઞાનેય 'અ' અને દર્શનેય 'અ'. વિશેષ જ્ઞાન + વિશેષ દર્શન તેને ચિત્ત કહે છે. એ શુદ્ધ ચિત્ત થયું એને આત્મા કહેવાય. આ જે મેલું, અશુદ્ધ ચિત્ત છે, એ સંસાર કહેવાય. એને અજ્ઞા કહીએ છીએ આપણે અને પેલું પ્રજ્ઞાની શરૂઆત થઈ જાય.

ચિત્ત એટલે લોકો મન સમજે છે એને. એ તો જ્ઞાન-દર્શન છે. જ્ઞાન-દર્શનનું મિક્ષ્ચર એ ચિત્ત. હવે બોલો, ત્યાં આગળ બીજું બધું આડુંઅવળું આરોપે તો શું થાય ?

## એ છે જ્ઞાન-દર્શન...

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ એ જ્ઞાન ને દર્શન છે ને ?

**દાદાશ્રી :** ના, આ ચિત્ત છે ને, તે જ્ઞાન ને દર્શન ભેગું છે. સાંસારિક જ્ઞાન-દર્શન છે, એને અશુદ્ધ ચિત્ત કહેવાય છે અને આત્માનું જ્ઞાન-દર્શન છે, એને શુદ્ધ ચિત્ત કહેવામાં આવે છે. એટલે ચિત્તશુદ્ધિ કરવી એટલે જ્ઞાન-દર્શન શુદ્ધિ કરવાની. જ્ઞાન-દર્શન શુદ્ધ કરવા માટે તમે પૂછો છો. હવે આમ પેલું ચિત્ત જુદું જાણે તો પછી એવું સમજે

કે આ તો જ્ઞાન-દર્શન શુદ્ધ કરીએ છીએ, પણ પેલું ચિત્ત તો શુદ્ધ કરવાનું રહ્યું ને ? પણ ના, ચિત્ત એટલે જ જ્ઞાન-દર્શન ! જ્ઞાન-દર્શન શુદ્ધ થયું એટલે ચિત્ત શુદ્ધ થઈ જ જાય !

કોઈ જગ્યાએ જુએ, જાણી આવે, એનું નામ ચિત્ત. જોવાનું ને જાણવાનું કામ કરી આવે.

**પ્રશ્નકર્તા :** એ ચિત્તમાં દર્શન-જ્ઞાન છે કે જ્ઞાન-દર્શન છે ?

**દાદાશ્રી :** જ્ઞાન-દર્શન બે ભેગું થાય ત્યારે ચિત્ત કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ જ્ઞાન-દર્શન કે દર્શન-જ્ઞાન ?

**દાદાશ્રી :** એ તો બે, જે તમારે એડોપ્ટ (સ્વીકાર) કરવું હોય તેનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ આપણે તો જ્યારે શબ્દ વાપરીએ કે જ્ઞાન અને દર્શન.

**દાદાશ્રી :** મૂળ જ્ઞાન-દર્શન. એ તો આપણે દર્શન-જ્ઞાન કહીએ, તે તો આપણા અક્રમના આધારે. બાકી, મૂળ જે ચિત્ત છે એ જ્ઞાન-દર્શન.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાન અને ચિત્તમાં ફરક શો રહે છે ?

**દાદાશ્રી :** ચિત્તમાં જ્ઞાન અને દર્શન બે ભેગું હોય. પેલું જ્ઞાન, એ જ્ઞાન એકલું જ હોય. આપણી ઓફિસમાં ચિત્ત જાય ને ત્યાંની ખુરશીઓ, ટેબલો બધું એક્ઝેક્ટ જુએ, પછી બીજી કેટલીક વસ્તુઓ કંઈક છે એવો ભાસ થવો, પણ એક્ઝેક્ટલી ના દેખાય ઝાંખી દેખે એ દર્શન છે અને એ એક્ઝેક્ટ દેખાય છે એ જ્ઞાન છે, એનું નામ ચિત્ત. આ વાત પબ્લિકને ખબર નથી. એ તો 'જ્ઞાની પુરુષ' જ જાણે.

**પ્રશ્નકર્તા :** એટલે ચિત્ત છે તે એને આપણે અરીસા જેવું કહી શકીએ ?

**દાદાશ્રી :** અરીસો જ જોઈ લો ને ? ઝાંખો હોય ત્યારે દર્શન કહેવાય છે ને ફૂલ (પૂર્ણ) હોય ત્યારે જ્ઞાન કહેવાય છે. ઝાંઝવું લાગતું હોય ને ત્યારે દર્શન કહેવાય ને ક્લીયર (સ્પષ્ટ) દેખાતું હોય ત્યારે જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** ચિત્તમાં જો જ્ઞાન-દર્શન હોય, તો ચિત્ત તો ભૂતકાળને ચોંટેલું કહેવાય ?

**દાદાશ્રી :** ના, મારું કહેવાનું કે જ્ઞાન-દર્શન હંમેશાં વર્તમાનકાળનું જ હોય. કારણ કે ભૂતકાળની વાત વર્તમાનમાં જુએ-જાણે છે ને !

❖ ❖ ❖

## (3)

# ચિત્તશુદ્ધિની સામગ્રીઓ

### મૂળ દોષ, ચિત્તઅશુદ્ધિનો !

ચિત્તની અશુદ્ધિને લઈને આ જગત ઊભું થયું છે. ચિત્તશુદ્ધિ થઈ જાય કે કામ થઈ ગયું. બસ, એટલું જ છે. ચિત્તઅશુદ્ધિમાં સંસાર અભિમુખ દૃષ્ટિ છે 'એની.' જેને સાપેક્ષ દૃષ્ટિ કહે છે. એને લઈને ચિત્તની અશુદ્ધિ છે. નિર્પેક્ષ દૃષ્ટિ થાય એટલે ચિત્તશુદ્ધિ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અશુદ્ધ ચિત્તમાં જે અશુદ્ધિ છે એનું સ્વરૂપ શું ?

**દાદાશ્રી :** ચિત્ત, એ તો કદી પોતાના સ્વરૂપ ભણી ના વળતાં, બીજી બાજુ જુએ એટલે અશુદ્ધ થઈ જાય. અન્ય દૃષ્ટિ થઈ કે અશુદ્ધ કહેવાય. પોતાના સ્વભાવ તરફ જુએ તો શુદ્ધ કહેવાય.

લોકોને ચિત્ત સંસાર દૃષ્ટિ તરફ જુએ છે. એટલે ક્રોધ-માન-માયા-લોભ બધાં ઊભાં થયાં છે અને એનાથી બહુ દુઃખ પડે છે. પણ એનો ઉપાય જડતો નથી ને ? એટલે એકમાં રાગ કરે, બીજામાં દ્વેષ કરે, જ્યાં આગળ ઉકળાટ થાય ત્યાં દ્વેષ કરે. જ્યાં આગળ ઠંડક વળે ત્યાં રાગ કરે. કારણ કે સ્વભાવ બેઉ છે. શાતા અને અશાતા વેદનીય બેઉ જોડે ને જોડે ચાલ્યા કરે. ઘણી ફેરા અશાતા વધારે હોય, એમ ચાલ્યા કરે. આ દુષમકાળમાં શાતા જરીક જ છે. કો'ક વખત પણ એના આધારે, લાલચે બેસી રહે છે ને, કે હમણે ઠંડક વળશે, હમણે ઠંડક વળશે. 'આવતે વરસ, આવતું વરસ' એમ કહીને કાઢે છે ને ? અશાતામાં કાઢે છે. આશાનો માર્યો ને ? સારા કાળમાં અશાતા ઓછી

હોય ને શાતા વધારે હોય. આ દુષમકાળમાં અશાતા વધારે હોય, શાતા ઓછી હોય. આ બધી ચિત્તની જ ભાંજગડ છે. અશુદ્ધ ચિત્ત છે, એની જ ભાંજગડ છે. શુદ્ધ ચિત્ત થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો શુદ્ધ ચિત્ત અને અશુદ્ધ ચિત્તમાં ફરક શો ?

**દાદાશ્રી :** અશુદ્ધ ચિત્ત ઊંધું જુએ છે કે 'આ મારા બાપા થાય ને આ કાકા થાય. હમણે છોકરા જોડે મને ગમતું નથી' એમ કહે. આત્મા એ શુદ્ધ ચિત્ત છે. આ સંસાર એ અશુદ્ધ ચિત્તનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો બુદ્ધિ અને જ્ઞાનનો વિષય છે ને ? એમાં ચિત્ત કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** બુદ્ધિની કશી ભાંજગડ નથી. બુદ્ધિ તો છેવટે એન્ડ ઉપર ડિસિઝન લે છે, બીજું કશું કરતી નથી.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' અને 'હું ચંદુભાઈ નથી', એ વસ્તુ તો જ્ઞાનથી જોવાય ને ? એમાં ચિત્ત ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ જ છે તો શુદ્ધ ચિદ્રૂપ છે. શુદ્ધ ચિદ્રૂપ એનું નામ જ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** આત્મા અને ચિત્તમાં શું તફાવત ?

**દાદાશ્રી :** આત્મા અને ચિત્તમાં ફેર એટલો જ છે કે ચિત્ત ક્યાં સુધી ? અશુદ્ધતા છે ત્યાં સુધી. જ્યારે ચિત્તમાંથી અશુદ્ધતા ઓછી થતી થતી થતી ૯૯ ટકા શુદ્ધતા થઈ, તોય ત્યાં સુધી અશુદ્ધ ચિત્ત કહેવાય અને સો ટકા થાય એટલે જ્ઞાન કહેવાય, આત્મા કહેવાય. અશુદ્ધ જ્ઞાન-દર્શન છે એ ચિત્ત છે અને શુદ્ધ જ્ઞાન-દર્શન એ આત્મા છે. એટલે આ અશુદ્ધ ચિત્તને શુદ્ધ કરવાની જરૂર છે.

## ચિત્તની અશુદ્ધિથી સંસાર !

આ મારા સસરા થાય, આ મારા મામા થાય, આ મારા ફૂવા થાય, આ મારો દીકરો થાય, આ મારી દીકરી થાય, આ જે જ્ઞાન છે,

તે અશુદ્ધ ચિત્તનું જ્ઞાન છે. એ અશુદ્ધ ચિત્ત કહેવાય છે. તેવું તો જ્ઞાનીય બોલે કે આ મારા સસરા છે. જ્ઞાની શું બોલે ? સસરાને મામા કહે ? એય એમ કહે કે આ મારા સસરા થાય, આ મારા ફૂવા થાય, આ મારા મામા થાય, પણ એમને શ્રદ્ધા ના હોય. બોલે ખરા પણ બિલીફ (માન્યતા)માં એવું ના હોય, અને પેલા લોકોને ? એ લોકો જેવું બોલે છે એવું એમની બિલીફમાં છે. અને આ લોકો મહાત્માઓ બોલે છે એવું એમની બિલીફમાં નથી, ખાલી નાટકીય બોલે છે.

મન તો અશુદ્ધ થયેલું જ નથી કોઈ દહાડોય ! એ તો એના સ્વભાવમાં જ છે બિચારું. આ ચિત્તની અશુદ્ધિ થયેલી છે. ચિત્તની અશુદ્ધિ એ સંસાર અને ચિત્તશુદ્ધિ એ મોક્ષ, બસ !

## સ્થાનો, ચિત્તને લાંગરવાનાં !

ચિત્ત પોતે જ્ઞાન-દર્શન સ્વરૂપ છે. હવે એ જ જ્ઞાન-દર્શન અશુદ્ધ રૂપે છે અત્યારે. એનું શુદ્ધિકરણ કરો એટલું જ કહેવા માંગે છે આ. રસ્તેસર જવાને માટે શુદ્ધિકરણના રસ્તા છે, પણ લોકો શુદ્ધિકરણના રસ્તા જાણતા નહીં હોવાથી પોતે ફાવે એમ રસ્તાને પકડે છે. એકવાર તો ચિત્તને જ સમજતા નથી. એ વાતો સાંભળીએ તો લાગે કે સાવ ઠોકાઠોક હોય, ત્યાં શી રીતે માણસ વસ્તુને પામે ?

ચિત્ત અશુદ્ધ ક્યાં સુધી છે ? ત્યારે કહે, જગતની એને લાલચો છે, આમાં સુખ છે, આમાં સુખ છે, આમાં સુખ છે. એ જ્યારે પોતાના ઘરનું સુખ જુએ છે પછી બહાર નહીં નીકળે. પોતાના ઘરનું સુખ, પોતાના સ્વરૂપનું સુખ જે જુએ છે, પછી એ બહાર ભટકે નહીં.

જગતના લોકો મોહના સુખમાં રાચતા હોય છે, પણ મહીંલી બળતરા તેનાથી કંઈ જાય નહીં. સાંજે છ જણા પત્તાં રમતા હોય, તેમને કહીએ, 'હવે જમવાનો વખત થયો, ઊઠો.' પણ કોઈ હાલે નહીં ! તે શાથી કે પત્તાંમાં સુખ હોય છે ? ના. એ તો ચિત્તને રોકવાનું સ્થાન ઊભું કર્યું છે. આ જગતમાં મનને રોકવાનાં સ્થાન છે, પણ ચિત્તને રોકવાનાં સ્થાન નથી. પત્તાં રમે એમાં ચિત્ત રોકાય, પણ એ સ્લિપરી

(લપસાવનાર) છે. એમ કરતાં સ્ટેપ બાય સ્ટેપ (પગથિયે પગથિયે) સ્લિપ થતો (લપસતો) જાય. પછી દારૂ પણ પીવે, એટલે અશુદ્ધ ચિત્ત ક્યારેય રોકાય નહીં. એ તો જ્ઞાની પુરુષ અશુદ્ધ ચિત્તનું શુદ્ધિકરણ કરી આપે, તો રોકાય. અશુદ્ધ ચિત્તની શુદ્ધિ કરવા માટે જગતના બધા ધર્મો ફાંફાં મારી રહ્યા છે. સાબુથી કપડાંનો મેલ કાઢે પણ સાબુ એનો મેલ મૂકતો જાય, એવા રિલેટિવ (વ્યવહાર) ધર્મો છે. પણ છેલ્લે શુદ્ધિ તો જ્ઞાની પુરુષ મળે ત્યારે જ થાય.

તે આ બીજા રસ્તા, આ નીચલા રસ્તા બધા દેખાડેલા. કેટલાક ધર્મોમાં મૂર્તિને આમ ધૂવે, ધોવડાવે ને આમ કરે ને તેમ કરે, એ ચિત્તની શુદ્ધિ માટે છે. એટલો વખત જરા પાંસરો રહ્યો. તે થોડીઘણી શુદ્ધિ થઈ મહીં. પણ એમાં કશુંય એક તલ જેટલુંય ના મળે. આખોય દહાડો કષાય, ગાળો જ ભાંડ્યા કરતો હોય માંહ્યોમાંહ્ય.

**પ્રશ્નકર્તા :** એટલો વખત તો એને એકાગ્રતા આવે ને, જ્યાં સુધી સેવામાં હોય ત્યાં સુધી ?

**દાદાશ્રી :** પણ એટલો વખત એને કરવાનુંય શું તે ? એમાં શું દહાડો વળ્યો આપણો ? શુક્કરવાર શું વળ્યો ? જેનાથી અંતરશાંતિ થાય, જેનાથી કોઈને દુઃખ ના દેવાય, એનું નામ ધર્મ કહેવાય. આ તો દુઃખો દેવામાં પાછો શૂરો.

## ચિત્તની મ્યુનિસિપાલિટી કોણ ?

આ સંસાર એવો છે કે નિરંતર ચિત્તની અશુદ્ધિ જ થયા કરે. એટલે આ લોકોએ ધર્મ મૂકેલો કે ધર્મ, ચિત્તની શુદ્ધિ કર્યા કરે. ધર્મ ના હોય તો ચિત્ત અશુદ્ધ થઈ જાય એટલે અધોગતિમાં જતો રહે પછી.

રસ્તામાં કોઈક સામું મળે ને તમને ગાળો દે દે કરે કે આ માણસ ઠેકાણા વગરનો બહુ નાલાયક છે, એવું તેવું બોલે તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** હવે તો કશું જ કહીએ નહીં ને !

**દાદાશ્રી :** એટલે તમે તમારું ચિત્ત અશુદ્ધ ના કરો. ચિત્તઅશુદ્ધિનું

કારણ આ. એ બોલે છે ને તમે સામું બોલો એ તમારી ચિત્તની અશુદ્ધિ થઈ જાય. પણ તે તમે સામું કશું ના કરો, એટલે ચિત્તની અશુદ્ધિ થાય નહીં.

અશુદ્ધ એકલું ચિત્ત જ થયા કરે છે. એ ચિત્તની જ શુદ્ધિ કરવાની છે. તેને બદલે લોકો શુંનું શુંય શુદ્ધ કરવા માંડ્યા !

**પ્રશ્નકર્તા :** ખરી ચિત્તની શુદ્ધિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ ચિત્તની શુદ્ધિ જ કરી રહ્યા છો ને ? આ જે તમે બોલો છો ને, પ્રશ્ન પૂછો છો ને, તે ચિત્તની શુદ્ધિ કરવા માટે જ પૂછી રહ્યા છો. જેમ શરીરને નદીમાં ઝબોળવાથી શુદ્ધ થાય છે, તેમ સત્સંગમાં ઝબોળ ઝબોળ કરવાથી મન અને ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્તની શુદ્ધિ જ થયા કરે અને સંપૂર્ણ શુદ્ધ ચિત્ત થઈ ગયું એનું નામ નિર્વિકલ્પ દશા.

ધર્મનાં પુસ્તક વાંચશો તો એટલો લાભ થશે. કારણ કે બીજી જગ્યાએ રમી રમવામાં તો નથી ને અત્યારે. અને તમારું ચિત્ત અહીં છે ને ? જેટલું ચિત્ત પાંસરું એટલી શુદ્ધિ થશે અને શુદ્ધ થયેલું ચિત્ત બગાડશો નહીં તો આગળ શુદ્ધિ વધતી જશે.

**પ્રશ્નકર્તા :** સારા વાંચનથી ચિત્તશુદ્ધિ થાય ?

**દાદાશ્રી :** હા, થાય. સારા વાંચનથી ધીમે ધીમે ચિત્તની શુદ્ધિ થાય. પણ પાછું જેટલા પ્રમાણમાં ચિત્તની શુદ્ધિ કરીએ છીએ, એટલા પ્રમાણમાં વધારે અશુદ્ધ કરીએ છીએ. એટલે પછી નફો શો રહ્યો આપણી પાસે ? દસ ટકા જેટલી આપણે ચિત્તશુદ્ધિ કરી, તો સાંજ સુધીમાં કો'કની જોડે ભાંજગડો કરી, તેમાં વીસ ટકા અશુદ્ધિ થઈ જાય. એટલે દસ ટકાની આપણે ઘેર ખોટ ને ખોટ જ આવીને ?

## એટલે જ મેલું ચિત્ત !

ચિત્તના અને મનના ભેદને સમજતો જ નથી ને ! મારું મન મુંબઈ જતું રહ્યું એવું તેવું બોલે છે ને, એ ચિત્ત જતું રહે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ સાધુઓ, આ સત્સંગવાળા, બીજા-ત્રીજા, મનની જ વાત કરે છે.

**દાદાશ્રી :** એમને ખબર જ ના પડે ને, ચિત્તનું અને મનનું ભાન જ નથી એ લોકોને ! મન મેલું થાય જ નહીં, ચિત્ત જ મેલું થાય અને સંસ્કૃતમાં અશુદ્ધ ચિત્ત કહે. પણ આમ મેલું ના બોલે હં કે, એનું નામ દુનિયા !

**પ્રશ્નકર્તા :** ત્યારે આ લોકો એમ કહે છે કે મન એ જ બંધન અને મોક્ષનું કારણ છે ?

**દાદાશ્રી :** હા, મન જ કારણ છે.

**પ્રશ્નકર્તા :** તો તમે ચિત્તની વાત કરો છો પાછી ?

**દાદાશ્રી :** મેલું શું આમાં ? તો ચિત્ત મેલું છે, તેથી આ મન ઊભું રહ્યું છે. એટલે ચિત્ત જો ચોખ્ખું થાય તો મોક્ષે લઈ જાય ને ચિત્ત મેલું થાય તો અહીં આગળ બધું રખડાવી મારે. ચિત્તને ને મનને યથાર્થ સમજ્યા વગર બધું ઠોકાઠોક કહેલું છે, બધાંય પુસ્તકોમાં. ચિત્ત અશુદ્ધ થયેલું હોય ત્યારે મન અશુદ્ધ થયેલું હોય, તે એમાં નર્કગતિમાં ને બીજી ગતિઓમાં લઈ જાય, સંસારમાં રખડાવી મારે.

**પ્રશ્નકર્તા :** ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણને અર્જુન પોતે પૂછે છે, કે મન બહુ ચંચળ છે.

**દાદાશ્રી :** મન ચંચળ છે પણ મેલું નથી. ચંચળ તો, દરેક વસ્તુ ચંચળ જ છે ને ? મન એકલું કંઈ ચંચળ છે ?

**પ્રશ્નકર્તા :** ચિત્ત પણ ચંચળ ખરું જ ને ?

**દાદાશ્રી :** એ તો હોય જ. ચિત્ત પણ ચંચળ તો ખરું જ, પણ આ ચિત્ત મેલું છે. ચિત્તનાં મેલાંને લઈને આ જગત ઊભું છે, મનને લઈને નથી ઊભું. એવું સ્ટ્રોંગ રીતે ત્રણેય કાળને માટે સત્ય બોલીએ છીએ આપણે આ.

લૌકિકમાં તો 'મન મેલું છે, ચિત્ત ચંચળ છે', બધું એવું જ હોય. લૌકિકની વાત આપણે કરવાની નહીં. આપણે સમજવા માટે લૌકિક સમજવું. લૌકિક તો ગાયો-ભેંસોને રાડાં નાખે ને, એના જેવા આ રાડાં નાખવામાં આવે છે. પીરસનારાય રાડાં ખાય છે અને એય રાડાં ખાય છે.

## એ વિના નથી છૂટકારો !

**પ્રશ્નકર્તા :** તોફાની જળમાં પવન નાવને ખેંચી જાય છે, તેમ વૃત્તિઓ મનને ખેંચી જાય છે, તેવું ગીતામાં ભગવાન કૃષ્ણે કહ્યું છે.

**દાદાશ્રી :** હવે વૃત્તિઓ ખેંચી જાય, તે ક્યાં સુધી વૃત્તિઓ ખેંચી જાય કે જ્યાં સુધી ચિત્ત અશુદ્ધ છે. ચિત્તની શુદ્ધિ કર્યા પછી વૃત્તિઓ ના ખેંચી જાય.

**પ્રશ્નકર્તા :** મૂળ વાતને પહોંચવામાં મને જે સૌથી મોટો અવરોધ લાગ્યો, એ આટલા વર્ષે સમજાતું થયું કે ચિત્તશુદ્ધિ થવી જોઈએ.

**દાદાશ્રી :** હા, ચિત્તશુદ્ધિ સિવાય બીજો ઉપાય નથી. ચિત્તશુદ્ધિ સિવાય આ જગતમાં કોઈ કાર્ય થાય નહીં.

**પ્રશ્નકર્તા :** અને માનવ કંઈક પુરુષાર્થ કરી શકે એવું ક્ષેત્ર હોય તો આ ચિત્તશુદ્ધિ ?

**દાદાશ્રી :** હા, ચિત્તશુદ્ધિ, બીજું કાંઈ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** બીજેય ફાંફાં મારી જોયાં છે.

**દાદાશ્રી :** ફાંફાં બધાં નકામાં છે.

હવે મોઢે શબ્દમાં બોલ્યા ચિત્તશુદ્ધિ પણ ચિત્ત શું અને શુદ્ધિ શું ? એનું પ્રમાણ વગર બધું નકામું છે. જ્ઞાની પુરુષની ભાષાથી સમજવું પડશે. જે જોઈ શકે છે આ બધું, અનુભવી શકે છે. જે અનુભવની ઉપર જોઈ શકે છે, તે બધું બતાવી શકે છે.

**પ્રશ્નકર્તા :** અશુદ્ધ ચિત્તની શુદ્ધિકરણની ક્રિયા કેવી રીતે થતી હશે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન લીધું એટલે આપણે થઈ ગયું છે ને હવે ! કોના હારુ પૂછો છો ?

**પ્રશ્નકર્તા :** સહજ રીતે.

**દાદાશ્રી :** કોઈ છોકરો ચોરી કરી લાવ્યો, પછી એની મેળે પ્રતિક્રમણ કરે તો શુદ્ધિકરણ થાય. ચોરી કરે છે એ તો અશુદ્ધ ચિત્તના આધારે જ કરે છે, પણ આ પ્રતિક્રમણથી શું કરે છે ? શુદ્ધિ કરે છે.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણની ક્રિયા એ ચિત્તને શુદ્ધ કર્યા કરે છે ?

**દાદાશ્રી :** ચિત્તને શુદ્ધ કરવા માટે જ પ્રતિક્રમણ કરે છે અને સામા સાથે વેર ના બંધાય એટલા માટે, બેઉ કામ.

**પ્રશ્નકર્તા :** ચિત્તની જે બરોબર આમ શુદ્ધતા થવી જોઈએ છેલ્લા સ્ટેજની, એ તો આ કેવળજ્ઞાન થતાં પહેલાં આવતી હશે ને ?

**દાદાશ્રી :** ધીમે ધીમે દહાડે દહાડે વધતું જાય, પણ શુદ્ધ થતાં બહુ વાર લાગે. આખું જગત શુદ્ધ કરે છે. ચિત્તને જ શુદ્ધ કરી રહ્યા છે ને ! બધાય તપ-ત્યાગ, જે જે બધું કરી રહ્યા છે ને, તે ચિત્તને શુદ્ધ કરી રહ્યા છે. શાસ્ત્રો વાંચે છે તેય પણ ચિત્તને શુદ્ધ કરી રહ્યા છે.

## જ્ઞાન જ એને ચલાવે...

એને એવું જ્ઞાન મળ્યું હોય કે, આ જીવો, માંકણ, મચ્છરો મારી નાખવા જોઈએ, આપણને ત્રાસ આપે છે. તો એ એના જ્ઞાનના આધારે ઊંધું કરે છે. જે જ્ઞાન એને આજે પ્રાપ્ત થયું હોય, તે જ્ઞાનના આધારે એ કામ કર્યે જવાનો. એ જ્ઞાન શેમાં પ્રાપ્ત થયેલું ? ત્યારે કહે, ચિત્તમાં મળેલું છે. પણ અશુદ્ધ ચિત્ત એટલે અશુદ્ધ જ્ઞાન-દર્શન, એ એના આધારે કામ કરે છે. ને જરા સારું જ્ઞાન-દર્શન મળ્યું હોય, કે 'ભઈ, જીવોને મારવા એ હિંસા છે.' તો એ ત્યાં આગળ અટકીય જાય છે. એ અહંકાર

ત્યાં અટકી જાય. પણ એવું જ્ઞાન જ ના મળ્યું હોય તે શું કરે પછી ? બધા લોકોને મારતા જોયા ને પછી પોતાને જ એવું જ્ઞાન મળે તો શું કરે ? એને પૂર્વના સંસ્કાર નથી. પૂર્વના સંસ્કાર એવા અહિંસાના હોય તો બધા લોકોને મારતા જુએ તોય એના મનમાં એમ થાય, અરે, કમકમાટી છૂટે. જૈનોનાં છોકરાં મેં જોયાં છે, એમને તો કમકમાટી ઊપજે, એવી કંઈ હિંસા કરવી હોય તો, કારણ કે પૂર્વના સંસ્કાર છે મહીંના.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી ખબર નથી પડી કે આ ચિત્તને શુદ્ધ કેવી રીતે કરવાનું, જ્યાં સુધી સાચું શું, ખોટું શું ખબર નથી, તો ચિત્ત શુદ્ધ કેવી રીતે થવાનું ?

**દાદાશ્રી :** ખબર તો બધુંય છે. સાચું-ખોટું બધુંય ખબર પડે. નાના છોકરાનેય એના ગજાના પ્રમાણમાં, એનાથી મોટાને એના ગજા પ્રમાણે, દરેક પોતપોતાના ગજાના પ્રમાણમાં સારું-ખોટું બેઉ સમજે જ. પણ આનું ફળ ચિત્તશુદ્ધિ થાય છે એવું એ જાણે નહીં અને એ જાણે તો ચિત્તશુદ્ધિનું ફળ શું ? એનું ફળ તો મોક્ષ છે, એવું જાણે નહીં. એવું બધું નહીં જાણવાથી જ આ બધું ચાલ્યા કરે છે, બેભાનપણે.

## એ સમજે કોણ ?

**પ્રશ્નકર્તા :** અશુદ્ધ છે એવું જે સમજે છે તે શુદ્ધ ચિત્ત છે ?

**દાદાશ્રી :** ના, તે તો પાછો અહંકાર સમજી જાય ને, કે મારું ચિત્ત અશુદ્ધ છે. ચિત્તશુદ્ધિ નથી થયેલી એવું અહંકાર સમજે ને અહંકાર બધું કામ કરી શકે છે. 'એ' છેલ્લેવારકું અહંકારને લઈને જ અંધો રહેલો હોય, એટલો ભાગ છે તે આત્માની જરૂર પડે છે, શુદ્ધ લાઈટની. કારણ કે અહંકારને લઈને આંધળો રહેલો હોય. બીજું, અહંકાર બધું લાઈટ આપી દે છે, બુદ્ધિજન્ય લાઈટ બધું આપી દે છે.

## વ્યવહાર સંગે સંગે ચિત્તશુદ્ધિ...

**પ્રશ્નકર્તા :** સંસારમાં રહીને ચિત્તશુદ્ધિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** સંસારમાં ચિત્તશુદ્ધિ કરવા માટે બહુ પ્રમાણિક નિષ્ઠાથી રહેવું જોઈએ અને ઓબ્લાઈઝીંગ નેચર (પરોપકારી સ્વભાવ) રાખવો પડે. પ્રમાણિક નિષ્ઠાથી એટલે કોઈનું કંઈ પણ ખોટું આપણા ઘરમાં ના આવે, એવી રીતે રહેવું જોઈએ. આપણું કો'કને ત્યાં જવું જોઈએ. એટલે જેટલું આપણું લોકોને ત્યાં ગયું એટલી ચિત્તશુદ્ધિ થાય.

**પ્રશ્નકર્તા :** તો તો આપણે વ્યવહાર વધાર્યો, ચોપડા વધાર્યા ઊલટા આપણે.

**દાદાશ્રી :** એ આપણા માટે નથી, આ બહારના માટે વાત કરું છું. આ જે પૂછે છે તે બહારના માટેની વાત કરે છે. એટલે એમને આ રીતે કરે તો કામ લાગે. તેનાથી ચિત્તશુદ્ધિ થાય. પણ છેવટે આત્માને જાણવો પડે, જ્ઞાની પુરુષ પાસેથી ! આત્મજ્ઞાની સિવાય કોઈ દહાડો ચિત્તની શુદ્ધિ ના થાય. આત્મજ્ઞાની મળે તો આપણો ઉકેલ આવે. નહીં તો પછી આ ભાંજગડ છે. રમી રમવા જાય તેના કરતાં જ્યાં છે ત્યાં બેસી રહે તે સારું. એ જગ્યાએ બેસી રહ્યો હોય, તે લપસી ના પડાયને ! એટલે ઉકેલ કરવો હોય તો આત્મજ્ઞાની સિવાય ઉકેલ ના થાય.

## સ્થિરતા ને શાંતિ, ચિત્તની...

**પ્રશ્નકર્તા :** ચિત્તની સ્થિરતા માટે શું કરવું જોઈએ ? કઈ રીતનો અભ્યાસ કરવો જોઈએ ?

**દાદાશ્રી :** ચિત્તની સ્થિરતા શી રીતે થાય જાણો છો ? એ કંઈ આ પતંગ જેવી વસ્તુ નથી કે આપણે દોરો ખેંચીએ અને હાથમાં આવી ગયું. ચિત્ત બધું અશુદ્ધ થઈ ગયેલું છે, પછી ભટકે જ ને !

**પ્રશ્નકર્તા :** હું ભગવાનની ભક્તિ કરું, સત્સંગ કરું તોય પણ સંસારના વિચારો આવે છે અને ચિત્ત સ્થિર રહેતું નથી.

**દાદાશ્રી :** હવે એનું શું કારણ ? એ શાથી નથી રહેતું ? અમને આવું થતું હશે કોઈ વખત ? ના થાય. એવું છે ને, ચિત્ત લપટું પડી

ગયું નથી. ચિત્ત તો ચોક્કસ જ છે. આપણી ભૂલ થાય છે આ. ચિત્ત બગડ્યું નથી અને કાળેય નુકસાન કરતો નથી. કાળ કંઈ નુકસાન કરે નહીં. એ ચિત્ત સરસ છે. ચિત્તને વાંધો નથી. આપણને એડજસ્ટ કરતા નથી આવડતું. હાઉ ટુ એડજસ્ટ (કેવી રીતે ગોઠવણી કરવી) ? હવે બેન્કમાં ગયો હોય અને નોટો આપી દસ હજારની અને થોકડીઓ આપી સો-સોની, તો તમે શું કરો ?

**પ્રશ્નકર્તા :** ગણીએ.

**દાદાશ્રી :** ગણે તે ઘડીએ છોકરો આવે તોય ગમે નહીં. કારણ કે ચિત્ત અસ્થિર થઈ જાય. કારણ કે ચિત્ત સ્થિર કરવાની શક્તિ છે જ તમારી. ચિત્ત તો દસ હજાર ગણતાં સુધી સ્થિર રહે. છોકરો આવે ને તો ભૂલી જાય. એનું કારણ શું ? પૈસા ઉપર એને ઈન્ટરેસ્ટ (રુચિ) છે અને ભક્તિમાં ઈન્ટરેસ્ટ નથી. એટલે આ નથી થતું. કારણ કે જ્યાં ઈન્ટરેસ્ટ ત્યાં ચિત્ત સ્થિર રહે. વેપારમાં સ્થિર રહે છે કે નથી રહેતું ?

**પ્રશ્નકર્તા :** રહે છે.

**દાદાશ્રી :** અને પેલામાં ના રહે, કારણ કે પેલામાં ઈન્ટરેસ્ટ છે નહીં તમારો. ઈન્ટરેસ્ટ બદલવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ઈન્ટરેસ્ટ તો બદલીએ છીએ પણ આ સંસારના પ્રશ્નો જે છે તે સાથે સાથે ચાલુ જ રહે છે, તો એના માટે શું કરીએ અમે ?

**દાદાશ્રી :** સંસારના પ્રોબ્લેમ (મુશ્કેલીઓ)ને ને આને લાગતું-વળગતું નથી. પૈસા ગણીએ છીએ ત્યારે સંસારના પ્રોબ્લેમ ઊડી જાય છે કંઈ ? તોય પૈસા ગણીએ છીએને ? અત્યારે એક ચિત્ત કરવું છે થોડીવાર ?

**પ્રશ્નકર્તા :** હા, કરવું છે.

**દાદાશ્રી :** એમ ! અહીં આવતા રહેજો.

**પ્રશ્નકર્તા :** આમ તો સવારના પ્રાર્થના કરવા રોજ બેસીએ છીએ પણ ચિત્ત સ્થિર નથી રહેતું.

**દાદાશ્રી :** પ્રાર્થનામાં સ્થિર ના રહે અને બેન્કમાં રૂપિયા ગણો તે ઘડીએ સ્થિર રહે છે. લોકોને રૂપિયાની કિંમત છે, ભગવાનની કિંમત નથી.

**પ્રશ્નકર્તા :** તો હવે શું કરવું ?

**દાદાશ્રી :** ખરી કિંમત ભગવાનની હોવી જોઈએ આપણને અને લોકોએ રૂપિયાની કિંમત વધારી. જેમાં પ્રીતિ વધારે હોય તેમાં એકાગ્ર રહે. ભગવાનમાં ઈન્ટરેસ્ટ પડવો જોઈએ, સ્વાદ આવવો જોઈએ. આ છોકરાં કેરી ખાતાં હોય અને પછી આપણે કહીએ કે નાખી દે હવે, તો ખાટી હોય તો નાખી દે મૂઓ, એમ ને એમ અને મીઠી હોય તો નાખી દે ?

**પ્રશ્નકર્તા :** ના નાખી દે.

**દાદાશ્રી :** એટલે મીઠાશ નથી આવતી.

**પ્રશ્નકર્તા :** પણ સંસારના પદાર્થો તરફથી આપણું ચિત્ત કેમ હટતું નથી ?

**દાદાશ્રી :** એ શી રીતે હટે ? કારણ કે હટાવનાર કોણ છે ? તમે હટાવવાના એ ? સંસારના પદાર્થો તો એમ ને એમ જ છે, પણ હટાવવું છે કોને ? તમારે ? તો તમે કોણ છો, એ નક્કી થયા વગર શી રીતે હટાવો તમે ? તમે તો ચંદુભાઈ નામથી રહો છો. હવે તમે ખરેખર ચંદુભાઈ નથી. તમે માની બેઠા છો કે 'હું ચંદુભાઈ છું'. ચંદુભાઈ તો તમારું નામ છે. એટલે 'હું ચંદુભાઇ છું' એ ચિત્તઅશુદ્ધ થયેલું છે, ચિત્તશુદ્ધિ થઇ જાય પછી ચિત્ત સંસારમાં ભટકતું નથી.

## જ્ઞાની કરાવે ચિત્તશુદ્ધિ...

ચિત્તની શુદ્ધિ કરવી છે તમારે ?

**પ્રશ્નકર્તા :** એ જ પૂછું છું, કઈ રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** જેની શુદ્ધિ થઈ ગયેલી હોય ને, તે આપણને શુદ્ધિ કરી આપે. જે લોકોની અશુદ્ધિ હોય, એ આપણને ચિત્તશુદ્ધિ કરી આપે ? ચિત્તશુદ્ધિ તો અહંકાર બહુ જૂજ રહે ને ત્યારે કંઈક ચિત્તશુદ્ધિ થયેલી હોય. ક્રોધ-માન-માયા-લોભ થોડાં થોડાં રહ્યાં હોય ત્યારે ત્યાં ચિત્તશુદ્ધિ થયેલી હોય. આ જગતમાં ચિત્તની શુદ્ધિ કરવા જેવી છે.

**પ્રશ્નકર્તા :** એનો રસ્તો કોણ બતાવે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ સિવાય આ વર્લ્ડમાં કોઈ કરી શકે નહીં આ. એ મોટામાં મોટા નિમિત્ત હોય એના. તોય પણ એ નિમિત્ત છે. બીજા આ લોકો કંઈ કારીગરો બધા કરી શકે નહીં. એટલે જેને કર્તાભાવ છે, તેને શું કહેવાય આપણે ? કારીગરો કહેવા પડે. અને કર્તાભાવ નથી એને કારીગર કેમ કહેવાય ?

જગત આખું શું જાણે કે મનને વશ કરવું એ ધર્મ છે. એટલે મન વશ કરવાની પાછળ પડ્યા છે લોકો. જ્યારે જ્ઞાની પુરુષને પૂછે કે ભઈ, ખરેખર શું છે ? મન વશ થાય ? ત્યારે કહે કે, મન વશ તો મોટા યોગીઓ કરે. હા, એ તો એવું જ ને ! એકાગ્રતા કરે. નહીં તો ત્રાટક કરીનેય કરે મૂઓ ! પણ ચિત્તની શુદ્ધિ થઈ શકે નહીં. ચિત્તની શુદ્ધિ એકલી જ મોક્ષે લઈ જાય છે આ દુનિયામાં. સંસારમાં કરવા જેવો પુરુષાર્થ હોય તો આ ચિત્તની શુદ્ધિ કરવી. તેથી અમે કહીએ ને કે અમારી પાસે બેસી રહેજે ને, એટલે ચિત્તશુદ્ધિ થયા કરશે એમ ને એમ. હું આમ બેસી રહ્યો હોઉં ને એ આમ હાથ અડાડીને બેસી રહ્યો હોય અમને, તોય ચિત્તશુદ્ધિ થયા કરે. એનો છેલ્લો ઉપાય જ્ઞાની પાસે હોય, બધોય.

**પ્રશ્નકર્તા :** ચિત્ત-બુદ્ધિ-મન અને અહંકાર, આમાં જો ચિત્તશુદ્ધિ થાય તો આ બધા અંદર ચિત્તમાં ઓગળી જાય કે નહીં ?

**દાદાશ્રી :** આ ચિત્તશુદ્ધિ થતી જ નથી ને ? ચિત્ત અશુદ્ધ થયું

ને, તેને લીધે આ બધાં ઊભાં થયાં છે અને ચિત્તશુદ્ધિ થાય એટલે પેલાં વિલય થઈ જાય. બીજું કોઈ કારણ નથી.

કોઈ કહે, 'ચિત્તશુદ્ધિ માટેનો શો ઉપાય ?' ત્યારે કહે, 'જ્ઞાની પુરુષ પાસે કૃપા પ્રાપ્ત થવી જોઈએ.' એટલે તમારે જ્ઞાનીને કહેવું જોઈએ કે મારી ઉપર કૃપા વરસાવો. કોની કૃપા ? ત્યારે કહે, 'ભગવાનની કૃપા વરસાવજો !' ત્યારે ચિત્તશુદ્ધિ થઈ જાય. પછી મોક્ષનો માર્ગ નજીક થઈ ગયો, આત્યંતિક કલ્યાણ થઈ ગયું.

એટલે અમે સ્વરૂપનું સુખ દેખાડી દઈએ અને ચિત્તની શુદ્ધિ કરી આપીએ. બધી રીતે આત્મા-અનાત્મા જુદા પાડી આપીએ અને પછી દિવ્યચક્ષુ આપીએ. આ ચામડાની આંખથી સાચી વસ્તુ દેખાય નહીં. આ કોણ આવ્યું ? ત્યારે કહે, 'મારા સાળા આવ્યા.' આ કોણ આવ્યું ? ત્યારે કહે, 'મારા સસરા આવ્યા.' આ કોણ આવ્યું ? ત્યારે કહે, 'મારા મામા આવ્યા.' એવાં કેટલાં છે તમારે ? કેટલાં લફરાં છે આવાં ? લફરાંમાંથી જ નવરો ન થાય ને !

**પ્રશ્નકર્તા :** આ લફરાંમાંથી છૂટવા માટે સ્વરૂપનું જ્ઞાન જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, તે અમે આપીશું. અમે જ્યારે તમને ભેગા થઈશું, ત્યારે બધી રીતે સર્વસ્વ રીતે છોડાવીશું.

## બિના ચિત્તશુદ્ધિ, નહિ મોક્ષમાર્ગ....

**પ્રશ્નકર્તા :** આપે આત્માને જ્ઞાન સ્વરૂપ કહ્યો, પ્રકાશ સ્વરૂપ કહ્યો, તો પછી ચેતન સ્વરૂપ કેમ કહ્યો ?

**દાદાશ્રી :** ચેતનનો અર્થ એ થાય કે જાણવું અને જોવું. બન્ને સાથે થાય ત્યારે એ ચેતન ગણાય છે, ત્યારે ચિત્ત ગણાય છે. અને ચિત્ત એટલે ચેતન, એ જ્ઞાન-દર્શન અશુદ્ધ થયેલું છે. અમે 'હું ચંદુભાઈ છું' એ ભાન કાઢી નાખીએ અને 'તમે આત્મા છો' એ ભાન કરાવીએ. એટલે ચિત્તની શુદ્ધિ કરી નાખીએ. ચિત્તની અશુદ્ધિ થઈ તે એવું બધું દેખાય. અને પેલો આત્મા દેખાય ! આપણા જ્ઞાન આપ્યા પછી ચિત્તશુદ્ધિ જ થઈ જાય.

ચિત્તશુદ્ધિ કર્યા વગર તો મોક્ષમાર્ગ મળે જ નહીં. ચિત્તશુદ્ધિ તો પહેલી કરવી પડે. અને ચિત્તશુદ્ધિ એકલાથી કામ નથી થાય એવું. હું આ બધાની ચિત્તશુદ્ધિ કરી આપું પણ આ બધા ઓવરડ્રાફ્ટ લઈને આવેલા છે. કળિયુગના માણસો, તે એટલા મોટા ઓવરડ્રાફ્ટ છે કે આજ બેલેન્સશીટ મેળવવું મુશ્કેલ પડી જાય !

## જડ શાસ્ત્રોમાંથી દવા ને વૈદું ચેતનનું !

**પ્રશ્નકર્તા :** આ ચિત્ત જે છે તમે જેને શુદ્ધ કરવાનું કહો છો.

**દાદાશ્રી :** એ તો તમને(મહાત્માઓને) શુદ્ધ કરી આપ્યું ત્યારે તો રાગે પડ્યા છો.

**પ્રશ્નકર્તા :** નહીં તો એમ ને એમ શુદ્ધ ના થાત ?

**દાદાશ્રી :** એમ ને એમ તો કોઈનું થયેલું જ નહીં. જેમ શુદ્ધ કરવા જાય તેમ વધારે અશુદ્ધ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાની સિવાય ચિત્તને કોઈ શુદ્ધ કરી શકે જ નહીં ?

**દાદાશ્રી :** અરે પણ ચિત્તને ઓળખતો જ નથી, ત્યાં શી રીતે કરે તે ? શાસ્ત્રમાં જુએ ને રસ્તો કરવા જાય. જાણે વૈદું કરવાનું હોય એવું શાસ્ત્રોમાં જુએ ! શાસ્ત્ર જડ અને ચેતનનું વૈદું કરે ! એટલે કૃષ્ણ ભગવાને સાચી વાત કહી દીધી કે આ ચાર વેદ ત્રિગુણાત્મક છે, રાગ-દ્વેષ કરાવનારા છે. માટે વીતરાગની વાત સમજો. આ જ્ઞાન પછી ચિત્તશુદ્ધિ થઈ ગયેલી જ છે. ચિત્તશુદ્ધિ થઈ જાય, પછી તો આત્મા પ્રાપ્ત થાય. હવે જે ચિત્તની અશુદ્ધિ છે તે નિકાલી બાબત છે. એક વખત ચિત્તશુદ્ધિ કરી આપે પછી બગડે જ નહીં. પછી એ જ્ઞાની પુરુષની આજ્ઞામાં રહેવું. હવે 'આ' દવા કહી છે ને, તેની પાછળ પડવું. એટલે એકદમ શુદ્ધ થઈ જશે.

## આમ કરાય ચિત્તશુદ્ધિ !

સામા ઉપર એટેક (આક્રમણ) કરવાથી ચિત્તની અશુદ્ધિ થાય.

કોઈ એટેક કરે, તેની પર એટેક નહીં કરવાથી ચિત્ત શુદ્ધ થાય. બસ, આટલું જ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી એ પ્રમાણે રહે તો ને ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પહેલા તો હોય જ નહીં. અશુદ્ધ ચિત્ત બગડ્યા જ કરે ઊલટું.

ચિત્તને એકાગ્ર કરવું હોય તો જાપ કરવા જોઈએ. એટલે આનંદ રહે, શાંતિ રહે, ભક્તિ રહે. અને ચિત્તની શુદ્ધતા કરવી હોય તો વાંચવું જોઈએ. વાંચવાનો અર્થ તમે જે રીતે વાંચો છો એ રીતે નહીં, એની વાંચવાની રીત જુદી હોય. એ અમે તમને બતાવીએ. એ રીતમાં આમ ચોપડી વાંચો એવી રીતે વાંચવાનું, પણ ચોપડી પકડીને વાંચવાનું નહીં, આંખો મીંચીને વાંચવાનું. એનાથી ચિત્તની શુદ્ધિ થાય.

ચિત્ત બીજી બાજુએ હોય તોય સંસારી કાર્યો થાય એવાં છે. કારણ કે સંસારની જોડે એનું અશુદ્ધ ચિત્ત રહેલું જ છે. એટલે તમને એમ લાગે કે મારું ચિત્ત નથી ત્યાં આગળ, પણ આની જોડે અશુદ્ધ ચિત્ત રહેલું જ છે. શુદ્ધ ચિત્ત તમારું જે થયું તે તમને એમ લાગે કે મારું ચિત્ત અહીં છે ને ત્યાં કામ ચાલ્યા કરે છે. એટલે જગતવ્યાપી ભાવમાં ભલે ચિત્ત ના રહે. તે ચિત્ત તમારું શુદ્ધ ચિત્ત નથી રહેતું. જે આપણે જ્ઞાન આપ્યું છે ને, ત્યારે ચિત્તશુદ્ધિ થઈ ગઈ. તે આમાં ના રહે. પણ જગત તો ચાલ્યા જ કરે તમારું. સુંદર ચાલે ઊલટું !

એ જ્ઞાની પુરુષના જ્ઞાન આપવાથી અશુદ્ધિ બધી ઊડી જાય. પછી થોડીક વ્યવહારિક અશુદ્ધિના પહેલાંના હિસાબ જામી ગયેલા હોય, એટલું જ ફળ આપવાને માટે તૈયાર થાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તો આવ્યા જ કરે ને ?

**દાદાશ્રી :** એ આવે. પણ એ તો નિર્જરા છે એની. એ નિર્જરા ભાવે નિર્જરા થઈ જ જાય એની. આ તમને સંવર જ રહે. આ જ્ઞાન

જ એવું છે, સંવર જ રાખે. પણ તમે મૂંઝાવ નહીં કે આ શું થયું ને શું નહીં ? તો કશું જ થવાનું નથી !

## ચિત્ત અને મનની ભાગીદારી કેટલી ?

**પ્રશ્નકર્તા :** કોઈ વિચાર આવ્યો તેની સંગાથે એનું જ્ઞાન ને દર્શન પણ શરૂ થઈ જાય. એટલે દૃશ્ય આખું દેખાય, વિચાર જોડે જ. એવું બને ? એટલે જ્યારે જ્યારે કોઈ પણ જાતનો વિચાર આવે તો ચિત્ત હઉ કામ કરતું હશે ?

**દાદાશ્રી :** ચિત્ત ભેગું થઈ જાય તો કરે, નહીં તો ના કરે. જો ચિત્ત ભેગું થઈ જાય તો બેઉ સાથે કામ કરે. પેલું મન વિચારવાનું અને આ જે વિચાર્યું તે જ દૃશ્ય દેખાડે.

**પ્રશ્નકર્તા :** મેં બહુ વખત માર્ક કરેલું, વિચારનું સ્પંદન ઊભું થયું, તો ચિત્ત જોડે કામ કરે.

**દાદાશ્રી :** એ દરેક બાબતમાં ના થાય, અમુક જ બાબતમાં થાય. જે દૃશ્ય હોય આપણને પ્રિય કે અપ્રિય હોય, તે જ આવે. પ્રિય-અપ્રિય ના હોય તો કશું આવે નહીં. વીતરાગને કશું આવે નહીં. આ આવે છે તે પાછલાં પરિણામ છે, નવાં પરિણામ નથી. હવે આ બુદ્ધિ એકલી જ તમને હેરાન કરે. તે તમારે એની પાસે સાચવવાનું. બીજું કોઈ રહ્યું નથી. ચિત્ત શુદ્ધ થઈ ગયું. અને જેટલી અશુદ્ધિ થોડી રહી હોય તે આપણા પુરુષાર્થથી બધી જતી રહે. અવિરોધાભાસ હોય એ સાચું જ્ઞાન, જેનો તાળો મળે. તમને તાળો મળે કે ? તમે વેપારી લોકો, તાળો કાઢો. આ જ્ઞાનના પ્રતાપથી ચિત્તની શુદ્ધિ થાય. એટલે સ્ટેડીનેસ (સ્થિરતા) થાય.

**પ્રશ્નકર્તા :** આ જે દૃશ્ય સૃષ્ટિ છે, એ ચિત્તની છે ? દાખલા તરીકે, આપણે આ દીવાસળીની પેટી જોઈ. હવે મને એમ થાય કે મહીં ખખડે છે, માટે દીવાસળીઓ છે અને મારે બીડી પીવા જરૂર પડશે, એથી એને ગજવામાં મૂકી. એટલે આ જરૂર પડશે, એ ચિત્ત કરે છે કે મન કરે છે ?

**દાદાશ્રી :** અહીં ચિત્ત કામ કરતું નથી, આ બધું મનનો પ્રભાવ છે અને બુદ્ધિનો પ્રભાવ છે. કાર્ય થઈ જાય, નિર્ણય થઈ જાય ત્યારે બુદ્ધિ કરે છે અને ત્યાં સુધી મનનો પ્રભાવ છે. એટલે ખોટું-ખરું કાર્ય કરવું એ બુદ્ધિના હાથમાં છે. બુદ્ધિ ના પણ કરવા દે. મન ગમે તેટલું ડહાપણ કરે પણ બુદ્ધિ ના કરવા દે. અને ચિત્તનું કાર્ય તો, આપણે શું જોયું, શું શું કામ લાગશે, એના બધા આપણને સ્વભાવ દેખાડે. એટલે બીડી સળગાવવી છે એટલે આ પેટી લઈ લેવી છે. આમ કરવું છે એવું દેખાડે પણ 'લઈ લો' એમ ના કહે. અસ્તિત્વનો સ્વભાવ દેખાડે. એ કામ લાગશે ને એ બધું, એટલે જ્ઞાન-દર્શન દેખાડે.

## આ બધાના મૂળમાં તો અહમ્ !

અશુદ્ધ ચિત્ત એ સંસારી મટિરિયલ્સ દેખી શકે અને ભૌતિકને દેખી શકે અને શુદ્ધ ચિત્ત અધ્યાત્મને દેખી શકે, અધ્યાત્મના બધા સાધનો દેખી શકે.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ ચિત્ત હોય તો એ અધ્યાત્મની જે વસ્તુઓ હોય એ જોઈ શકે ?

**દાદાશ્રી :** બધું ચોખ્ખું દેખાય. એ જ સમ્યક દૃષ્ટિ અને એ જ આત્મા છે. અને પરાકાષ્ટાએ એ જ પરમાત્મા છે. અહીં તો આખુંય જગત ચિત્તની શુદ્ધિ કરવા માટે પ્રયત્ન કરી રહ્યું છે પણ એનો રસ્તો જાણતું નથી અને આ મનની પ્રક્રિયામાં જ લપટાયું છે.

**પ્રશ્નકર્તા :** એ અશુદ્ધ ચિત્તથી અહમ્ભાવ ઊભો થાય છે ?

**દાદાશ્રી :** અહમ્ભાવથી અશુદ્ધ ચિત્ત કહેવાય છે. એટલે મૂળ અહમ્ભાવ છે ને કે આ મારો છોકરો, આ મારી વાઈફ, આ મારા સસરા એ બધું અશુદ્ધ ચિત્ત થતું ગયું પછી.

**પ્રશ્નકર્તા :** મૂળ અહમ્ભાવ છે ?

**દાદાશ્રી :** હા, મૂળ અહમ્ભાવ. અહમ્ભાવ ના હોય તો કશુંય

ના થાય. અહમ્ભાવ ના હોય તો અશુદ્ધ ચિત્ત હોતું જ નથી. શુદ્ધ ચિત્ત જ હોય છે. એટલે બધું અહમ્ભાવને લીધે છે આ.

## એ વંશાવળી છે અહંકારની...

**પ્રશ્નકર્તા :** આ વૃત્તિઓ જે છે, તેને માટે કહે છે ને, 'વૃત્તિ વહે નિજભાવમાં', વૃત્તિઓ ઉત્થાન પામે છે, વૃત્તિ વિલય પામે છે. બોલવાની વૃત્તિ, વિચારવાની વૃત્તિ એ બધું શું છે ?

**દાદાશ્રી :** એ બધાં અહંકારનાં છોકરાંઓ છે. એ વંશાવળી જ બધી અહંકારની છે.

**પ્રશ્નકર્તા :** પછી આ જે ચિત્તવૃત્તિ કહીએ છીએ, એમાં પણ વૃત્તિ વપરાય છે.

**દાદાશ્રી :** એ પણ બધી અહંકારની વંશાવળીમાં જાય. એમાં આત્માનો કોઈ છોકરો નથી ને વગોવાય છે આત્મા. આત્માનો કોઈ કુટુંબીયે નથી ને કોઈ પિતરાઈયે નથી. તોય લોક કહે છે ને, આત્માએ જ બધું બગાડ્યું !

**પ્રશ્નકર્તા :** પણ ક્રમિક માર્ગમાં તો એ લોકો વૃત્તિઓ મોળી પાડતા જાય અને વૃત્તિઓને પાછી ફેરવવા માગે છે ને ?

**દાદાશ્રી :** ક્રમિક માર્ગનો રસ્તો જ એવો છે, રસ મોળા પડતા જાય. મેલથી મેલ ધોવો.

**પ્રશ્નકર્તા :** મૂળ અહમ્ તો એમ ને રહે જ છે ને અને પાછું અહમ્થી જ એ લોકો શુદ્ધિ કરવાના પ્રયત્ન કરે છે, એવું ?

**દાદાશ્રી :** એવું છે ને, આ જે લોકો ચોર છે, લુચ્ચા છે, તેમને કહે છે કે તમે ભગવાનની ભક્તિ કરો, દાન આપો, ઓબ્લાઈઝીંગ નેચર રાખો. હવે આ ય મેલ છે ને પેલોય મેલ છે. આ મેલથી પેલો મેલ ધોઈ નાખે. પછી આ મેલ જે રહ્યા, તેને બીજા મેલથી ધૂએ. એ મેલને પછી ત્રીજા મેલથી ધૂએ, એમ કરતો

કરતો અહંકાર શુદ્ધ કરવાનો છે. શુદ્ધ અહંકાર ને શુદ્ધાત્મામાં ફેર નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ અહંકારમાં શું શું ના હોય ?

**દાદાશ્રી :** ક્રોધ, માન, માયા, લોભનું એક પણ પરમાણુ ના હોય, રાગ-દ્વેષનું એક પરમાણુ ના હોય. એટલે લોકો અહંકારને જ શુદ્ધ કરે છે. પણ આ કાળમાં ક્રમિક માર્ગ ફ્રેક્ચર થઈ ગયો. કારણ કે મન-વચન-કાયાનો એકાત્મયોગ હોય તો જ એ ક્રમિક માર્ગ ચાલે. આજે તો મનમાં જુદું, વાણીમાં જુદું અને વર્તનમાં જુદું. એટલે ક્રમિક માર્ગ અત્યારે હેલ્પ કરે નહીં.

## લગામ હાથમાં તો ગુલાંટની શી પરવા ?

**પ્રશ્નકર્તા :** હું કશું દાદાનું કરવા બેસું, ચરણવિધિ કે કંઈ બોલવા બેસું, તો મારું ચિત્ત બધે જતું રહે, ભટકે બહુ. તે મને કશું કરવા ના દે.

**દાદાશ્રી :** એ તો પછી ચોખ્ખું થતું જાય.

**પ્રશ્નકર્તા :** ચિત્ત ભટકે તો ચોખ્ખું થાય ?

**દાદાશ્રી :** તોયે ચોખ્ખું થાય. આપણે શુદ્ધાત્મામાં બેઠા છીએ ને, તે ઘડીએ શુદ્ધ ચિત્ત થાય ! તને દેખાય છે ખરુંને ? તો એ ચિત્ત શુદ્ધ થાય. એટલે આ વિધિ કરતો કરતો જો જોયા કરે ને, એનું ચિત્ત શુદ્ધ થાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ તો ચિત્ત પાછું ખેંચી લાવતાં બહુ વાર લાગે ?

**દાદાશ્રી :** એ ખેંચી લાવવાનું નહીં, ત્યાં ને ત્યાં ભટકવા દેવાનું. તારે જ્યાં જ્યાં ભટકવું હોય ત્યાં ભટક કહીએ. એ તો જઈ આવે, બસ ! તું તારે ગમે એટલા માઈલ જઈશ, તોય હું તો અહીં જ છું, કહીએ.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો ખ્યાલ જ ના રહે આપણને ?

**દાદાશ્રી :** વાંધો નહીં, તે ઘડીએ ગમે તેવું ભટકે, ગમે તેવું કરે તોય વાંધો નહીં. આપણે કહીએ, 'જા ગમે ત્યાં !' એના ખ્યાલનું આપણને કામ શું છે ? જ્ઞાની પુરુષ કહે છે પછી. આ તો ચિત્ત શુદ્ધ થાય !

**પ્રશ્નકર્તા :** દાદાની ચરણવિધિ કરીએ તે ઘડીએ પણ ચિત્ત ભટકે તો શું કરવું ?

**દાદાશ્રી :** વાંધો નહીં. ઈચ્છા એવી હોવી જોઈએ કે ન ભટકવું જોઈએ, તોય ભટકે તો વાંધો નહીં. સંસારી કાર્ય કરતાં ચિત્ત ભટકે ત્યારે નુકસાન થાય.

**પ્રશ્નકર્તા :** સવારે ઊઠીએ, તો પહેલાં પ્રાત:વિધિ બોલું, પછી હું નમસ્કાર વિધિ બોલું, પછી હું નવ કલમ બોલું તો મારું ચિત્ત છે તે વચ્ચેથી તૂટી જાય છે.

**દાદાશ્રી :** એ તો તૂટી જાય, તોય એને આપણે જોયા કરવાનું. ક્યાં જાય છે તે જોયા કરવું. મોટેલમાં ગયું, પછી જઈને પાછું આવે. પછી આપણે જાણીએ કે મોટેલમાં જઈને પાછું આવ્યું. કઈ રૂમમાં ગયું તેય આપણે જાણીએ. જાય તોય વાંધો નહીં. ચિત્ત જાય છે તો એની પાછળ આપણે જોયા કરવું, ક્યાં જાય છે એ. એ આપણે ફરજ બજાવી કહેવાય. એનો વાંધો નથી આપણે ત્યાં.

**પ્રશ્નકર્તા :** અહીં સત્સંગમાં બેઠા હોઈએ છતાં આપણું ચિત્ત બહાર જઈ આવે તો એ અજાગૃતિ છે કે પ્રકૃતિની ખોડ છે ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિનું કામ છે, એ અજાગૃતિ નથી. જઈને પાછું આવતું રહે એય તમે જાણી જાવને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો તમે જાણનાર છો. એ તો બહાર જઈને પાછું આવે. કોઈ બકરું બહાર નીકળી જાય, પછી બહાર જઈને પાછું આવે, એમાં જાણનારને શું ખોટ ? બકરાવાળાને તો એમ માનો કે ગયું ને

નીકળી ગયું, તે પાછું ના આવે તો શું થાય ? પણ આ તો બધાં પાછાં આવવાનાં જ. જેટલાં અહીંથી નીકળીને બહાર ગયાં ને, તે ભૂખ લાગે એટલે એની મેળે પાછાં આવે. ક્યાં જવાનાં છે ? એટલે આપણે જોયા કરવું. 'ઓહોહો ! તમે બહાર ફરો છો ?' કહીએ. 'ક્યાં ભૂલેશ્વરમાં ફરો છો ? શું કરવા ? કેમ કંઈ જોઈએ છે ?' એવું આપણે કહીએ. કોઈ ભૂલેશ્વરમાં ફરતું હોય, તો કોઈ ઝવેરી બજારમાં હઉ ફરે ! એ ચિત્ત ક્યાં જાય છે ?

**પ્રશ્નકર્તા :** આ તો કોઈવાર જાય.

**દાદાશ્રી :** તે જાય તો શો વાંધો છે ? એ દોષ પ્રકૃતિનો છે. જાગૃતિ તો છે, ત્યારે તો ખબર પડે તમને. એમાં કંઈ નુકસાનકારક નથી. એ જાય તેની જોડે આપણે જઈએ ત્યારે મુશ્કેલી થાય. એ ઝવેરી બજારમાં જાય ને આપણેય જોડે જઈએ ત્યારે મુશ્કેલી થાય. આપણે આપણા સ્થાનમાં બેઠા બેઠા જોયા કરીએ કે 'ઓહોહો ! આ ઝવેરી બજારમાં ગયું છે, આ આમ ગયું છે.' તમને ખબર પડી જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** તરત જ.

**દાદાશ્રી :** આપણે જોડે ના જઈએ ત્યાં સુધી કશું ખરીદી ના થાય. છો ને, એ રૂપિયા લઈને ગયું હોય, તો પણ ત્યાં આગળ બજારમાંથી કશું ખરીદી જ ના થાય. એ રૂપિયા લઈને પાછું આવે. વખતે આપણી બેન્કમાંથી પાંચ લાખ રૂપિયા લઈ ગયું હોય તોય પાછું આવે. માટે મનમાં ગભરાવાનું નહીં કે 'ખરીદી કરી લેશે ? શું થશે ? રૂપિયા જશે ?' એવું તેવું કશું જાય નહીં. એટલે એ જાય તોય થાકીને પાછું આવે. એમાં આપણને શી ખોટ છે ? હા, અજ્ઞાની માણસને બહુ ખોટ ! કારણ કે એને તો થોડીવારે ખબર પડે કે મારું ચિત્ત બહાર ગયું છે, તો પાછો એ જોડે જાય. 'ઊભું રહે, ઊભું રહે, હું આવું છું' કહેશે. પછી બહાર જઈને ખરીદી બધું કરે નિરાંતે ! પણ તમારે તો એવું નહીં ને ? ખરીદી ના કરો ને ?

## જોયા કરવું, ચિત્તને...

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા ચિત્તને પણ જોઈ શકે ?

**દાદાશ્રી :** હા, ચિત્ત ક્યાં ફરે છે એ શુદ્ધાત્મા જોઈ શકે છે. પોતાને ખબર પડે કે ચિત્ત અત્યારે અહીં આમાં છે નહીં, આ પેલા મકાનમાં જોવા ગયું છે.

**પ્રશ્નકર્તા :** શરીરની અંદર અશુદ્ધ ચિત્ત હોય કે જે શુદ્ધાત્મા છે એ જ હોય ?

**દાદાશ્રી :** અશુદ્ધ ચિત્ત તો ખરુંને. અશુદ્ધ ચિત્ત છે તેથી તો બહાર ભટકે છે, નહીં તો ભટકે નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે પહેલાં અહીંયાં શરૂઆત થાય છે.

**દાદાશ્રી :** અહીંથી શરૂઆત થાય છે એ અશુદ્ધ ચિત્ત તદ્દન નાશ થઈ જાય એટલે કશું ભટકે નહીં, અંદર નાશ થઈ જાય. એ અશુદ્ધ ચિત્ત રહે નહીં, ખલાસ થઈ જાય, શુદ્ધ થઈ જાય. આત્મા શુદ્ધ થયો, ચિત્તશુદ્ધિ કરવાની છે હવે.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત હું બધી વાર જ્ઞાતા-દ્રષ્ટા હોઉં, પણ તોય એટ-એ-ટાઈમ નથી રહેતું.

**દાદાશ્રી :** પણ ચિત્ત જતું રહે ને બહાર ?

**પ્રશ્નકર્તા :** ચિત્ત જતું રહે છે.

**દાદાશ્રી :** તે અશુદ્ધ છે. એ અશુદ્ધિ જવી જોઈએ હવે. તમારે શું કરવાનું ? એ અશુદ્ધિ એટલી જ બંધ કરવાની.

**પ્રશ્નકર્તા :** પણ એ જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી જશે ને ?

**દાદાશ્રી :** એ તમે જ્ઞાતા-દ્રષ્ટા રહો તો એ એની મેળે ઊડી જાય, અને નહીં તો પ્રતિક્રમણ કરવું પડે.

**પ્રશ્નકર્તા :** હમણાં ચિત્ત વિશે ઘણાં પ્રતિક્રમણ કર્યાં ને તો મારા દર્શનમાં આખો ફેર પડી ગયો.

**દાદાશ્રી :** હા, પ્રતિક્રમણથી બધો ફેર પડી જાય. તેય આપણે જોયા કરવાનું. તું જોયા કરું છું ને ?

**પ્રશ્નકર્તા :** જેમ મનને જગત કલ્યાણમાં પરોવી દઈએ તો ઠેકાણે રહે, તેમ ચિત્તને ઠેકાણે રાખવા શું કરવું ?

**દાદાશ્રી :** ચિત્તને ઠેકાણે રાખવા માટે તો અમારી કૃપા પ્રાપ્ત કરવી, ત્યાર વગર ચિત્ત ઠેકાણે ના રહે. ચિત્ત જ્ઞાની પુરુષની કૃપાથી ઠેકાણે રહે. આ ચિત્ત એકલું બહાર ભટકે, એ જો કદી ઠેકાણે આવ્યું તો પછી કશું કરવાનું રહેતું જ નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ચિત્ત એટલે આપણે શુદ્ધ જ્ઞાન-દર્શનથી પોતામાં રહેવું અને સારું સંગીત વાગતું હોય તે વખતે તો એને જાણવું ?

**દાદાશ્રી :** બેઉ કામ સાથે જ થાય, તો જ કેવળજ્ઞાન કહેવાય.

## નિરોધ, ચિત્તનો કે મનનો ?

**પ્રશ્નકર્તા :** પાતંજલ યોગદર્શનમાં કહ્યું છે કે યોગસ્થ ચિત્તવૃત્તિ નિરોધ, એ બરોબર છે ?

**દાદાશ્રી :** એવું છે ને કે, ચિત્તવૃત્તિને નિરોધ કરવી એનાં કરતાં ચિત્તવૃત્તિને શુદ્ધ કરવી સારી. એ ચિત્તવૃત્તિ નિરોધ થતી નથી, એ મન નિરોધ થાય છે. અને આપણને એમ લાગ્યું કે ચિત્તવૃત્તિ નિરોધ થઈ. એટલે આપણે છેતરાઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એ નેગેટિવ એટીટ્યુડ (ઊંધું વલણ) છે ?

**દાદાશ્રી :** વસ્તુસ્થિતિમાં એ વાત, આમ શબ્દમાં ખોટું દેખાય છે. બાકી માને છે કે ચિત્તવૃત્તિનો નિરોધ કર્યો છે, પણ ખરેખર થાય છે તો મનનો નિરોધ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, મનનો નિરોધ કરવાનો નથી, પણ ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનો છે, એમ લખ્યું છે અંદર.

**દાદાશ્રી :** હા, ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનો. પણ લોકો કરી રહ્યા છે મનનો નિરોધ. હવે કરવાનો છે ચિત્તવૃત્તિનો નિરોધ. એ ના કરે તો તે ગુનો થઈ જાય. હવે ચિત્તવૃત્તિનો અર્થ હિન્દુસ્તાનમાં બરોબર ફેલાયો નથી. તમામ શાસ્ત્રોમાંય સારી રીતે લખાયો નથી. એટલે આખું જગત મૂંઝાયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એમાં બે શબ્દો આગળ છે કે 'અભ્યાસેન વૈરાગ્યેન ચિત્તવૃત્તિ નિરોધઃ યોગાઃ' ચિત્તવૃત્તિનો નિરોધ, અભ્યાસ અને વૈરાગ્યથી કરવો. એ પણ સાધન આપેલું છે.

**દાદાશ્રી :** હા, પણ એ પુસ્તકમાં ચિત્ત એટલે શું કહે છે ? એ મને કહો.

**પ્રશ્નકર્તા :** ચિત્ત વિશે પુસ્તકમાં નથી આપ્યું, મન વિશે આપ્યું છે.

**દાદાશ્રી :** પણ જે કંઈ કહેતા હોય તે કહોને આપણે. ચિત્ત એટલે શું ? ચિત્તને આપણા લોકો શું કહે છે ? પણ એ તમારા વાંચવામાં શું આવ્યું છે, એ કહોને મને. પછી એ શાથી એવું કહે છે, એ સમજાવું એકવાર.

## જ્ઞાની વિના બધી ભાંગફોડ...

**પ્રશ્નકર્તા :** આપની પાસે જ જાણેલું કે ચિત્ત ભમી શકે છે.

**દાદાશ્રી :** હા, બહાર ભટકે છે એ ચિત્ત છે અને મન આ શરીરથી બહાર નીકળે નહીં. અને જો નીકળે તો યોગીઓ તો ફરી પેસવા જ ના દે. યોગીઓ સમજે કે આ રીતે નીકળી ગયું તો બંધ જ થઈ ગયું. પણ એ નીકળે જ નહિને ? અને ચિત્ત ભટકે એ યોગીઓથી અટકાવી શકાય નહિ. યોગીઓએ એને અટકાવવા પ્રયત્નો કર્યા બધા. ચિત્તને ચક્રો ઉપર બેસાડે છે. તે અમુક ટાઈમ ચિત્ત ત્યાં બેસે છે ને પછી પાછું બહાર ભટકવા જતું રહે છે, યોગીઓને હઉ !

**પ્રશ્નકર્તા :** યોગીઓને આ બધાં ચક્રો સિદ્ધ થઈ જાય પછી એ બહાર ભટકવા જાય ખરું ?

**દાદાશ્રી :** ચિત્ત ભટકતું ક્યારે અટકે ? જો જ્ઞાની પાસેથી જ્ઞાન લઈને જ્ઞાનીની આજ્ઞા પાળે તો ચિત્ત ભટકતું અટકે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થાય કે જ્યાં સુધી એ જ્ઞાની પુરુષની પાસે ના આવે ત્યાં સુધી એ ચિત્તવૃત્તિ કોઈ દહાડો પાછી જ ના આવે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની' ના મળે ત્યાં સુધી કશું વળે નહીં. આ બધી ભાંગફોડ કરેલી નકામી છે. જ્યાં સુધી 'જ્ઞાની પુરુષ' ના મળે ત્યાં સુધી ભૂખ્યા બેસી રહેવાય ? કંટ્રોલના ઘઉં મળે તો એ ખાવાના. જે બાવો મળ્યો તે બાવાની પાસે બેસવાનું. કંઈ ભૂખ્યું બેસી રહેવાય નહીં. બાકી જ્ઞાની મળશે તો છુટકારો છે, બીજે ગમે ત્યાં જશે પણ છુટકારાનો રસ્તો નથી.

**પ્રશ્નકર્તા :** પતંજલિએ યોગની વ્યાખ્યામાં કીધું છે કે યોગ એટલે ચિત્તવૃત્તિઓનો નિરોધ. અને આપ એમ કહો છો કે એની મેળે પાછી આવે. પેલામાં પ્રયત્ન છે અને આમાં પ્રયત્ન નથી.

**દાદાશ્રી :** હા, પેલામાં તો નિરોધનો પ્રયત્ન કરવાનો અને આ તો સહજ આવ્યા કરે, પાછી આવે. પહેલાં ચિત્તવૃત્તિઓ જે બહાર ભટક ભટક કરતી હતી, બધી પાછી આવે એ. જાય ખરી પણ ગયેલી પાછી વળી જાય. એવી નથી વળતી ? આપણે હાંકવા ના જવું પડે. અને પહેલાં તો હાંકવા જઈએ તોય પાછી ના વળે.

બાકી, ચિત્ત વાળ્યું વળે નહીં. તેથી તો યોગી લોકો ચિત્તને ચક્કરો પર ગોઠવે છે ને ! એ મનની સાધના નથી, ચિત્તની સાધના છે. પણ ચિત્તને અને મનને ઓળખવાની શક્તિ નહીં હોવાથી એ મન બોલ્યા કરે છે. યોગમાર્ગમાં તો ચિત્તનું જ કામ છે.

## એ છે ચિત્ત ચમત્કાર !

**પ્રશ્નકર્તા :** સિદ્ધ યોગીઓને ધ્યાનમાં આજ્ઞાચક્રમાં જ્યોતિ દેખાય છે તે શું છે ? તે કેટલા અંશે સત્ય છે ?

**દાદાશ્રી :** આ ચક્રોમાં જે જ્યોતિઓ દેખાય ને, તે જ્યોતિ જ ન હોય ! એ તો ચિત્તના ચમત્કાર છે. આ લોકો સિદ્ધેય નથી. એ તો યોગી જ ના કહેવાય. એને મનોયોગી કહેવાય, એટલે ભૌતિક યોગીઓ. આત્મયોગી એ સાચા યોગી. વ્યગ્રતાનો રોગ થયેલો હોય તેને કામનું. તમને વ્યગ્રતાનો રોગ નહીં ને કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં.

**દાદાશ્રી :** વ્યગ્રતાનો રોગ હોય તેને એકાગ્રતા કરવી હોય તો આ દવા ચોપડે ત્યારે રાગે પડે. એટલે વ્યગ્રતાના રોગીઓને કામનું. આ મજૂરોને કહીએ કે કરો જોઈએ, તો ના કરે. એમને એ વ્યગ્રતાનો રોગ જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ રચના પોતે જ રચીને ત્યાં ?

**દાદાશ્રી :** ના, ચિત્તના ચમત્કાર હોય છે આ બધા. જ્યાં સુધી આત્મા પ્રાપ્ત ના થાય, ત્યાં સુધી આ જગતમાં કંઈ પણ થાય છે એ ચિત્તના ચમત્કારો છે. જેટલું જેટલું ચિત્ત નિર્મળ થતું જાય એમ ચમત્કારી થતું જાય. એ જાતજાતના ચમત્કારો કરે.

એટલે આ બધા ચિત્ત ચમત્કારો થયા જ કરે અને લોકો એની મસ્તીમાં રહે છે. અહીં આગળ ભૂરું અજવાળું દેખાય, લીલું અજવાળું દેખાય, આમ થાય, તેમ થાય. આ તો સારું છે પણ કુંડલિનીવાળાને તો બહુ દેખાય અને એમાં જ મસ્તી. કુંડલિનીવાળા અમને ઓળખી જાય કે આ જ્ઞાની છે. ઓળખતા વાર ના લાગે. એક ફેરો હું ગાડીમાં બેઠેલો ને ટિકિટ ચેકર ત્યાં આવ્યો ને મને ઓળખી ગયો ! જે' જે' કરવા લાગ્યો ! શી રીતે તમને ખબર પડી ? આ માળા ઉપરથી ? ત્યારે કહે, 'માળા તો ઘણા પહેરે છે.' મેં કહ્યું, 'આ કોટ-ટોપી ઉપરથી ?' ત્યારે એ કહે, 'ના.' એ ઓળખી જાય. પછી થોડીવાર વાતો થઈ એટલે હું સમજી ગયો કે આ સાધક છે, કુંડલિનીવાળો છે.

**પ્રશ્નકર્તા :** આપણા જ્ઞાનનું તેજ તો જુદું છે. આ તો મને કોઈવાર જ લાઈટ દેખાય છે તે શું છે ?

**દાદાશ્રી :** અશુદ્ધ ચિત્ત પર જ્યારે તું ઉપયોગ દઉંને તો ચમત્કાર ઊભા થાય.

## ભૂમિકાઓ, ચિત્તની....

ચિત્તની ભૂમિકા કેટલી ?

**પ્રશ્નકર્તા :** એક ઠેકાણે મેં વાંચ્યું છે, કે ચિત્તની ચૌદ ભૂમિકા છે. એ મને સમજાવો.

**દાદાશ્રી :** ચિત્તની ચૌદ ભૂમિકા નથી પણ ચિત્તની ચૌદ લાખ યોનિ છે. હા, ત્યારે બોલો હવે, કઈ કઈ જગ્યામાં ચિત્ત જતું હશે ? મનુષ્યોમાંય ચિત્તની ચૌદ લાખ યોનિ છે. બોલો હવે, શી રીતે મેળ પડે આ ? તમારો-મારો સાંધો મળે શી રીતે હવે ? ચિત્તની ભૂમિકા હજુ જગત સમજી શક્યું નથી.

**પ્રશ્નકર્તા :** આપે ચિત્તના ત્રણ ભેદ કહેલા, એક ચિત્ત, અનેક ચિત્ત અને અનંત ચિત્ત. એ ત્રણ ભેદ કેમ પાડ્યા ?

**દાદાશ્રી :** એ તો જેટલા પાડવા હોય એટલા પડે. પણ ત્રણ મુખ્ય ભેદ આપણા લોકો પાડી આપે. જેમ ફર્સ્ટ કલાસ, સેકન્ડ ક્લાસ, થર્ડ કલાસ હોય છે, એવું ત્રણ ભેદ સુધી મૂકે બધા. અને અનંત ચિત્તનું તો કંઈ ઠેકાણું જ ના હોય ને ? એ ચિત્ત તો ઘેર જ ના આવે, ભટક ભટક ભટક. અને અનેક ચિત્ત ઘેર આવેય ખરું અને એક ચિત્ત તો જ્યાં પોતે હોય ત્યાં હોય જોડે ને જોડે. જ્યાં દેહ પોતે હોય, ત્યાં પોતે જોડે ને જોડે હોય. એ એક ચિત્તની તો વાત જ જુદી ને ! એક ચિત્ત થઈ ગયું એટલે થઈ રહ્યું.

પછી પાછા બે ચિત્તેય થઈ જાય, ચિત્ત ભ્રમનો રોગ થાય. ચિત્ત ભ્રમ થાય એટલે બે ચિત્ત કહે આપણા લોકો. એક ચિત્ત તો નથી, પણ બે ચિત્ત કહે. તે બે ચિત્ત થાયને, તેને આ એક દીવો છે ને, તેય બે દેખાય. માણસો છે તે બે દેખાય, આ બે દેખાય, બધા બે દેખાય. એટલે આપણા લોક કહે, બે ચિત્ત થઈ ગયેલો છે. છે એક ને બે દેખાય,

એવું સાંભળેલું નહીં ?

કેટલાકનું ચિત્તભ્રમ થઈ ગયું હોય પાછું ! આ કેટલાક રોડ ઉપર આમ આમ ચાલતા હોય છે ને, એ એનું નામ-બામ બધું ભૂલી ગયા હોય. આ કાળની વિચિત્રતા હોય. કર્મોના પુષ્કળ બોજા, પાર વગરના બોજા ! ખીચોખીચ કર્મો ભરેલાં છે અને નર્યો મોહ વધારે છે. બહુ મોહ એટલે બળતરા ય વધારે, પુષ્કળ બળતરા ને !

**પ્રશ્નકર્તા :** એક બાજુ જેટલો મોહ, એટલી જ બળતરા ને ?

**દાદાશ્રી :** એટલી જ બળતરા, તોય આમાં જે ઊંચો ભાવ હતો ને, તે જ લોકો આ જ્ઞાન પામ્યા છે. બાકી બીજા નથી પામ્યા. બીજા પામે નહીં. આપણે ત્યાં બધો ઊંચો ઊંચો માલ ખેંચાઈને આવે છે. આ જેવો તેવો માલ નથી આવતો.

❖ ❖ ❖

# (૪)

# પરિણામો, ચિત્તની ગેરહાજરીનાં

## ચિત્તને ચરવાનાં ગોચરો...

અહીં બેઠો હોય તે ખોવાઈ જાય તો જાણવું કે ચિત્ત ભટકવા ગયું છે. એવું ચિત્ત ભટકતું હોય તો પછી માણસ જ કેમ કહેવાય ? આ તો અહીં બેઠો હોય ને ચિત્ત ઘેર જાય અને વાઈફ જોડે વાતો કરે, 'આજ શું શાક કરો છો ?' 'અલ્યા અહીં બેસને, પાંસરો મરને મૂઆ !' કોઈ અવતાર પાંસરો મર્યો નથી આ. ભટક ભટક ભટક કર્યા કરે છે, અનંત અવતારથી.

આપણે અહીં બેન્ડવાજાં વાગે તોય જાનૈયા તન્મયાકાર નથી થતા. પછી એ અવાજ સહજ થઈ જાય. એ સંગીત તો ગમે એવી વસ્તુ છે, કાનને પ્રિય લાગે એવી વસ્તુ છે. છતાં લોક તો તે ઘડીએ વેપારમાં હોય ને ક્યાંના ક્યાં પડ્યા હોય ? વેપારમાં હોય કે ના હોય ?

હજુ તમારું ચિત્ત અહીં બેઠા હો તોય જતું રહે. વેપારીઓનું ચિત્ત કેવું હોય કે લપટું પડી ગયેલું હોય !

અહીં માળા ફેરવતો હોય અને મૂઓ વિકારોમાં ખોવાયેલો હોય ! માળા તો એનું નામ કહેવાય કે માળા હાથમાં ઝાલી કે ચિત્ત આઘુંપાછું ના થાય. તો માળા હાથમાં ઝાલવી, નહીં તો માળા ઝાલવી એ જોખમ છે. તો તમે શું ફેરવો છો, માળા ના ફેરવો ત્યારે ?

**પ્રશ્નકર્તા :** એમ ને એમ દર્શન કરું છું.

**દાદાશ્રી :** તે આપણા લોક, પેલો છોકરો વાંચતો હોય ત્યારે નથી કહેતા કે તારું ચિત્ત ઠેકાણે રાખીને વાંચ. કારણ કે અહીં આમ વાંચતો હોય ને ક્રિકેટમાં ગયો હોય તે વખતે.

**પ્રશ્નકર્તા :** વિદ્યાર્થી બહુ વાંચવા છતાં પરીક્ષામાં ભૂલી જાય છે, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** ચિત્ત રમવામાં ના જાય અને વાંચે તો ભૂલાય નહીં. તું વાંચું છું ત્યારે રમવામાં જતું રહે છે ચિત્ત. જતું રહે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ના ભૂલાય. ચિત્તને હાજર રાખીને જો વાંચવામાં આવે તો ભૂલાય નહીં. આપણો છોકરો વાંચતો હોય તે આપણે મહીં બેઠા બેઠા, સૂતા સૂતા સમજીએ કે શબ્દ એના એ સરસ વાંચે, પણ એ મૂઓ હોય ક્રિકેટમાં, શબ્દ વાંચતો હોય છતાં ક્રિકેટમાં ! બને કે ના બને ? જો બે કામ સાથે ચાલે છે ને ? તે બેઉ બગડે, હં કે. ના ક્રિકેટ સારી રીતે દેખાય, ના આ યાદ રહે, હં. ચિત્ત ભટકતું હોય ને, તો કશું યાદ ના રહે. ખાલી એ બધું મિકેનિકલી કર્યા કરે. એ તો ચિત્ત હાજર હોય તો જ કાર્ય થાય, નહીં તો કાર્ય થાય નહીં. તમે કોલેજમાં જાવ છો તો ઘણા ફેરા લેટ થઈ ગયા હોય, તો તમે જમતી વખતે તમારી કોલેજમાં ગયા હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા, બહુ મોડું થયું હોય તો થાય.

**દાદાશ્રી :** તે આમ જમતા જાવ ને ચિત્ત ત્યાં ગયું હોય, બોલો હવે !

ચિત્ત એબ્સંટ હોય, તેનાથી ખવાય પણ નહીં.

જ્યાં ચિત્ત પ્રેઝન્ટ (હાજર) ના હોય, જ્યાં ચિત્ત એબ્સંટ (ગેરહાજર) હોય, એ કોઈ કાર્ય ફળે નહીં. એટલે સારું ના થાય.

ફળે નહીં એટલે શું કે તમને દવાખાનું હતું ને, તો તમારો

ટાઈમ ખરો કે નહીં, દવાખાનામાં જવાનો ? હવે એ ટાઈમે જરાક પા એક કલાક લેટ થયું, તો તમારું ચિત્ત ત્યાં જતું રહે દવાખાનામાં અને તમે ચિત્ત વગર અહીં જમતા હો. બેન સમજી જાય કે આ ધોકડું ખાયા કરે છે. એ ચિત્તની એબ્સંટમાં જમવું એ ભયંકર ગુનો છે. તમારે ત્યાં જવાની જરૂર નથી, દવાખાનામાં જે થવાનું હોય તે થાય. કારણ કે એથી ફાયદો થતો નથી. ત્યાં આપણે જઈ શકતા નથી. ખાલી આ તો ચિત્તની ભાંજગડ જ છે. એટલે ચિત્તની હાજરી રાખીને પછી નિરાંતે ભજિયાંમાં શું શું નાખ્યું છે એ બધું જાણવું જોઈએ. પેલું ભજિયાંમાં શું નાખ્યું છે એય ખબર ના પડે. પછી રોગો ઉત્પન્ન થાય એનાથી. માટે ચિત્તને હાજર રાખજો. દરેક કાર્યમાં ચિત્તને હાજર રાખજો, સંડાસ જાઓ તોય, ચિત્ત હાજર ના હોય ને તો સંડાસમાં ભલીવાર ના આવે તમને.

## ધોકડું ખાય ને ચિત્ત પહોંચે મિલમાં !

ચિત્ત બધું જતું રહેને ? એ માછલી જેવું હોય. પકડતાં પહેલાં હાથમાં જ ના રહે, સુંવાળી જાતને. તમારે હઉ જતું રહે ? કોર્ટમાં કેસ હોય અને કોઈ દહાડો કોર્ટમાં ગયા ના હોય, અને એ જમવા બેસે, ત્યારે સારી સારી રસોઈ હોય તોય એનું ચિત્ત ઠેકાણે હોય ? ખાવામાં મઝા જ ના આવે એને. ચિત્ત ઠેકાણે હોય તો જ બધું ફાવે.

ઘરમાં બધાય કહેશે કે 'કાકા, તમે ઓઢીને સૂઈ જાવ નિરાંતે.' પણ તોય પાછા મહીં યોજના ઘડ્યા કરે. અલ્યા, બે મિલો છે તોય હજી નિરાંત નથી ! શેઠને પ્રેશર તો થયેલું જ હોય. પાછું જમતી વખતે કોઈ દહાડો ચિત્ત એનું હાજર રહેતું ના હોય. ચિત્તની ગેરહાજરીમાં જમે રોજ. અલ્યા, મિલમાં શું કરવા પહોંચી ગયો ? અહીં આ જમી લે ને પૂરેપૂરું ! હવે તો જંપીને ખાવ ! અલ્યા, તારી દશા શી થશે ? તારા કરતાં તો આ ગાયો-ભેંસો બધી સુખી ! એ ચિત્તની હાજરીમાં ખાય-પીવે. પણ તારી તો દશા જ જુદી જાતની ! આ કઈ જાતનું ? આવી પુણ્યૈ ક્યાંથી લાવ્યો ? ગાંડી પુણ્યૈ ! પુણ્યૈ તો એનું નામ કે નિરાંતે ભોગવે. આ ચિત્તની ગેરહાજરીમાં બત્રીસ ભાતની રસોઈ જમે, તે શું

કરવાનું ? અને ચિત્તની હાજરીમાં બે જ ગુલાબજાંબુ ખાધાં ને તો ત્યાં ને ત્યાં જ ફળ આપે અને પેલી બત્રીસ ભાતની રસોઈ પણ ધૂળધાણી થઈ જાય, ઊલટું પ્રેશર વધારે. હું તો આ મોટા મોટા શેઠિયાઓને એવું જ કહી દઉં છું કે 'તારું મને કહી ના દઈશ. હું તો જાણું છું. એમાં વળી તું મને શું કહેવાનો છું ?' આ તો બધા મરવાના રસ્તા ખોળી કાઢ્યા છે. કારણ કે એને સંસ્કાર જ આવા પડ્યા છે. બધા આવું ને આવું કરતા આવ્યા છે અને એનું એને ભાન નથી કે આમાં મારું શું અહિત થઈ રહ્યું છે ! મારું ચિત્ત બહાર જતું રહે છે, એવું એને બિચારાને ભાન નથી.

આ જમવાની થાળી આવી એટલે આ થાળીનો સંજોગ બાઝયો. એટલે એ થાળી ઈટસેલ્ફ શું કહે છે કે તમે નિરાંતે જમો. ત્યારે આ શું કરે છે ? જમતી વખતે જ એબ્સંટ રહે, મૂઓ ! અને જમતી વખતે એબ્સંટ રહેવાથી શું વધારે કમાણી કરી કોઈએ ? આપને કેવું લાગે, શે ? જમતી વખતે એબ્સંટ રહેવાનું કારણ શું છે તે ? એવી તે શી દુનિયા પડી જવાની છે ? કે નથી આ ભીંત પડવાની ! આ સૂર્યનારાયણ કોઈ દહાડો પડી જાય ખરા ? કશું પડવાનું નથી. માટે હાજર રહીને નિરાંતે જમોને ! આ હિન્દુસ્તાનની સ્ત્રીઓય જમતી વખતે કોઈ દહાડો એબ્સંટ થતી નથી. આ મજૂરો પણ એબ્સંટ થાય નહીં, નિરાંતે ખાય-પીએ. આ અક્કલવાળા શેઠિયાઓ બહુ એબ્સંટ રહે છે.

## નથી જમ્યા કદી પાંસરી રીતે !

**પ્રશ્નકર્તા :** એક વખત આપે પેલી વાત કરી હતી ને કે ધોકડું અહીં ખાય ને પોતે મિલમાં ગયો હોય.

**દાદાશ્રી :** એ તો એવું બનેલું, મારી જોડે એક મિલમાલિક શેઠ બેઠા હતા. શેઠ જમવા બેઠા હતા. હવે શેઠને ત્યાં તો બધી રસોઈ પૂરેપૂરી હોય, ચાંદીની થાળીઓ હોય, લોટા-પ્યાલા ચાંદીના હોય, તે જમવા બેઠા હતા. તે પછી શેઠાણી સામાં આવીને બેઠાં. ત્યાં મેં શેઠાણીને કહ્યું કે, 'બધું આવી ગયું છે, તમે જાતે શું કરવા આવ્યાં ?'

ત્યારે શેઠાણી શું બોલ્યાં કે, 'આ પાંસરી રીતે જમતા નથી.' કોની ઉપર આંગળી કરી ? મારી પર નહીં, અમે બે જ જણ બેઠા હતા, તે શેઠ પર આંગળી કરી કે આ પાંસરી રીતે કોઈ દહાડો જમ્યા નથી. એટલે હું સમજી ગયો કે આ છે મિલમાલિક, પણ પાંસરો નથી. પેલીએ આવું કહ્યું ને, એટલે પછી શેઠની તો આબરૂ ગઈને, તે 'ઊઠ, તારામાં અક્કલ નથી, અક્કલ વગરની, જતી રહે અહીંથી' એવું કહેવા માંડ્યા. એટલે મેં કહ્યું કે, 'જુઓ શેઠ, તમે તો અક્કલના કોથળા છો. પણ આવું ના બોલશો. એ તમારા હિતને માટે કહે છે કે પાંસરી રીતે જમો.'

અત્યારે તમારું ચિત્ત મિલમાં પેસી ગયું હોય અને આ અહીં આગળ ધોકડું ખાયા કરે, તે શેનાં ભજિયાં હતાં તેય ખબર નહીં. પછી મને શેઠ કહે છે, 'મારે તો રોજેય આવું થઈ જાય છે. ચિત્ત તો રોજેય ત્યાં મિલમાં જતું રહે છે ને હું અહીં ખાઉં છું.' ત્યારે મેં કહ્યું, 'ચિત્તને ગેરહાજર રાખશો, એબ્સંટ રાખશો તો હાર્ટફેઈલ થશે, એની જવાબદારી તમારી છે. ચિત્તની હાજરીમાં જ જમવું જોઈએ.'

ચિત્તને કોઈપણ સ્થિતિમાં એબ્સંટ રખાય નહીં, તો જમવામાં તો ના જ રખાય ને ? એટલે શેઠ કહે છે કે 'પણ મારું ચિત્ત હાજર રહેતું નથી, એનું શું કરવું ?' આ તો ચિત્ત લપટું પડી ગયેલું, મન લપટું પડી ગયેલું. લપટું પડી ગયા પછી શીશીને બૂચ મારેલો શું કામનો ? પછી આપણે કહીએ, 'તું એકદમ ફિટ થઈ જા', તો ફિટ થઈ જાય ખરો ? લપટો પડી ગયેલો શી રીતે ફિટ થાય ? શીશી આડી થાય ત્યારે બૂચ નીકળી જાય એની મેળે. એવું ચિત્ત લપટું પડી ગયેલું હોય. પછી શેઠને મેં કહ્યું કે, 'જો લપટું પડી ગયું હોય તો એને વેલ્ડિંગ કરી આપું. પેલો બૂચ લપટો પડી ગયો હોય તો જરા વેલ્ડિંગ કરીએ કે ચોંટે પાછો.' એટલે પછી મેં વેલ્ડિંગ કરી આપ્યું. પેલા શેઠને કહ્યું ને કે ચિત્તની ગેરહાજરીમાં જમણ જમીએ તો હાર્ટની ઉપર જબરજસ્ત અસર થાય ને એટેક જલદી લાવે. એટલે જેને એટેક જલદી લાવવો હોય તેણે ચિત્તની ગેરહાજરીમાં જમવું. શું વાંધો છે ? પછી હાર્ટફેઈલની તૈયારી રાખજો. આવું કહેતાની સાથે અમારે ત્યાં સાન્તાક્રૂઝમાં ભીવંડીના એ શેઠ આવેલા, તે મને ખબર નહીં કે આ મિલના શેઠ છે. તે હું પેલા

શેઠની વાત કરતો હતો ત્યારે આ શેઠ એમણે તો એમનું માથું છે તે મારા પગમાં મૂકી દીધું. મને કહે કે, 'હું જ ગુનેગાર છું.' મેં કહ્યું કે 'શું છે એ મને કહો તો ખરા.' ત્યારે કહે, 'હું પણ ભીવંડીમાં મિલનો માલિક છું ને હું પણ જમતી વખતે એવું જ કરું છું.' પછી મને કહે કે 'આપ કહો છો પણ મારું ચિત્ત સ્થિર રહેતું નથી, તેનું હું શું કરું ?' તે રડવા માંડ્યો. મેં કહ્યું, 'શા હારુ રડો છો ?' 'આવું જ કરું છું, દાદા' એણે કહ્યું. મેં કહ્યું, 'અમે કરી આપીશું. ડૉક્ટરની પાસે આવ્યા છોને ? આમાં રડો છો શું કરવા ? રડવાથી કંઈ સંસાર ડરીને નાસી જાય ? એ તો છે એમ જ રહેશે. એ તો અટાવી-પટાવીને કામ લેવાનું.' પછી મેં કહ્યું, તમારું ચિત્ત હાજર ના રહે એ સ્વાભાવિક છે, હું જાણું છું કે તમારું ચિત્ત લપટું પડી ગયેલું છે. ત્યારે એમના સુખેય કેવા કે શક્કરિયાં ભરહાડમાં મૂક્યાં હોય તેમ ચારે બાજુએ બફાય ! એવા આ શેઠિયાઓ બધા ચોગરદમ બફાયા કરે છે. હું શેઠને પૂછું છું કે આ શક્કરિયાં જેવા બફાવાનું ? ત્યારે કહેશે કે હા, એવું જ, એવું જ, એવું જ આખો દહાડો બળ્યા કરે છે. મેં કહ્યું કે કંઈક ફેરવોને સુખને ! હું તમને રસ્તો બતાડું બધો. એટલે આવી બધી મુશ્કેલીઓમાં આખો દહાડો રહ્યા કરવાનું !

## ચિત્તની હાજરી, જમતી વખતે !

તમને સમજાયું હું શું કહેવા માગું છું ? તમે ચિત્તની ગેરહાજરીમાં જમેલા ?

**પ્રશ્નકર્તા :** પણ ચિત્ત તો ફરતું જ હોય છે.

**દાદાશ્રી :** જમતી વખતે હાજર નહીં ? શાં દુઃખ એવાં આવી પડ્યાં છે, કે જમતી વખતેય હાજર નહીં ? ત્યારે બહુ ઉતાવળ હોય તો બે હાથે જમી લેવું ? શાં દુઃખ આવી પડ્યાં છે ? ચિત્તને કહીએ, 'બેસ અહીં આગળ, ચાલ શું શું જમવાનું છે તે મને કહે એક-એક !'

ચિત્ત ત્યાં જવાથી ત્યાં હેલ્પ થશે કે અહીં હેલ્પ થશે ? હેલ્પ થશે ખરી ?

**પ્રશ્નકર્તા :** એટલોય કાબૂ નથી.

**દાદાશ્રી :** લો ત્યારે ! બધું આઉટ ઑફ કંટ્રોલ (બેકાબૂ) થઈ ગયું ? તેથી આ બધાને કંટ્રોલમાં લાવી આપું છું. એક કલાકમાં જ કંટ્રોલમાં આવી જાય છે, કાયમને માટે, પરમનન્ટ કંટ્રોલ. ચિત્ત તો પછી ખસે જ નહીં. ત્યાં સુધી આ દાદાનો ફોટો લઈ જાવ અને દાદા ભગવાનનું નામ દેજોને કે દાદા ભગવાનને નમસ્કાર કરું છું, પાંચ-દશ મિનિટ બોલશો એટલે ચિત્ત પાછું આવશે. તે ઘડીએ ચિત્ત સ્થિર રહેશે.

**પ્રશ્નકર્તા :** તમે શીખંડ ખાવ છો તે તમને સ્વાદ કેવો લાગે ?

**દાદાશ્રી :** મારી ઉપર ઘંટ પડવાનો નહીં ને ! અને આ લોકોને તો માથે ઘંટ પડવાનો હોય એવી રીતે શીખંડ ખાય. આખા મુંબઈ શહેરમાં બધાને માથે ઘંટ છે. મેં જેને આ જ્ઞાન આપેલું છે, તેમને ઘંટ વગર જમજો કહ્યું છે, નિરાંતે ચાવી ચાવીને. ઘંટ નહીં એટલે એ મોજશોખ કરી શકે.

ચિત્તની હાજરી વગર કરેલું કોઈ પણ કાર્ય નકામું જાય. એને બે ચિત્ત કહે છે લોકો. અમારું ચિત્ત જ્યાં હોઈએ ત્યાં રહે. આખું જગત ખાય છે પણ ભોગવતા નથી.

આ મશીનરી હોય છે, એને પેટ્રોલ-ઓઈલિંગ બધું કરીએ છીએને, એવું આ દેહેય મશીનરી છે. તે સવારના પહોરમાં વાઈફ બ્રેકફાસ્ટમાં કેવું સારું સારું પેટ્રોલ (નાસ્તો) મૂકે, તે પેટ્રોલ પૂરો પછી ઓફિસે જાવ. પણ ત્યારે આ તો આમ ઘડિયાળ સામું જુએ ને પેટ્રોલ પૂરતાં પહેલાં તો ઓફિસમાં જતા રહ્યા હોય. ઓફિસમાં જવાનો ટાઈમ થઈ ગયો હોય, જમવાનું બાકી હોય તોય ત્યાં ઓફિસમાં પહોંચી જાય, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, ચિત્ત જતું રહે.

**દાદાશ્રી :** જુઓ હવે, આવું ને આવું બધે થાય છે.

આ જ્ઞાન મળ્યા પછી જમતી વખતે જમવાનું. નોકરી કરતી

વખતે નોકરી કરવાની. જમવાનું લેઈટ થયું ને ત્યાં મોડા પહોંચ્યા ઓફિસે ને શેઠ વઢે, તે ઘડીએ સાંભળવાનું. શેઠ વઢે ત્યારે શું કરવાનું ? તે ઘડીએ બૂટ કાઢવા જઈએ તો નોકરી જતી રહે. એવું ના કરીએ.

આ વકીલોને તો રોજ થાય છે. તે પાછો હું શીખવું છું ત્યારે એ ઠેકાણે આવે છે. આ વકીલનેય ઘેર ખાતી વખતે ચિત્ત કોર્ટમાં પહોંચી ગયું હોય. સાચી રીતે તો કો'ક જ ખાતો હશે. બાકી અગિયાર વાગી ગયા કે ઘડિયાળ જોતો હોય ને એ તો જજની પાસે ત્યાં પહોંચી ગયો હોય. આ તો આપણે અહીં 'જ્ઞાન' આપ્યા પછી વકીલો નિરાંતે ખાય છે. ત્યારે એને અનુભવેય થાય છે કે કશું કામ બગડતું નથી. તે મને કહી જાય કે, 'દાદા આજે તો, હું સવા અગિયારે કોર્ટમાં ગયો હતો. મને એમ લાગતું'તું કે આજે મોડું થઈ જશે. પણ તમે ચિત્ત હાજર રાખીને જમવાનું કહ્યું હતું, તે ચિત્ત હાજર રાખીને હું જમ્યો. પછી 'વ્યવસ્થિત'ને જોયું. ત્યારે ત્યાં તો જજ સાહેબ જ સાડા અગિયારે આવ્યા અને કેસ મારો જ પહેલો ચાલવાનો હતો'. મેં કહ્યું કે, 'આવું જ હોય.' માટે શું કામ ભડકો છો ? આ નથી ભડકવા જેવું જગત ! જજનીય માલિકી છે ને તમારીય માલિકી છે, આરોપીનીય માલિકી છે અને ફરિયાદીનીય માલિકી છે. બધાની માલિકીવાળું આ જગત છે. અને બધાના 'એડજસ્ટમેન્ટ' લેવાય છે, એ કંઈ ગપ્પું નથી આ.

ચિત્તને એબ્સંટ કોઈ જગ્યાએ મૂકાય નહીં. જમતી વખતેય ના મૂકાય અને સંડાસ જતી વખતેય ચિત્તને એબ્સંટ ના મૂકાય. નહીં તો બંધકોષનો રોગ થઈ જશે. અહીં કેટલાક વકીલો એવા છે કે સંડાસમાં અરીસો મૂકેલો હોય, રેઝર મૂકેલું હોય, બ્લેડ મૂકેલી હોય. 'સાહેબ, મહીં શું કામ ?' ત્યારે કહે, 'મને ટાઈમ નથી,' તે આ એક કામમાં બે કામ થાય ને !' 'અલ્યા ચક્કર ! મરવાનું ના હોય તો આવું કર !' અને પાછો દુઃખી હોય !!

## મોટામાં મોટું, ચિત્ત !

આખા શરીરમાં મોટામાં મોટી વસ્તુ હોય તો ચિત્ત છે. મન તો

જાણે કે બહુ ચાલતું હોય તોય કશો વાંધો નહીં ને ના ચાલતું હોય તોય વાંધો નહીં, પણ ચિત્તની જ ભાંજગડ છે બધી ! અમારે તો ચિત્ત વશ રહ્યા કરે, પછી છોને મન કૂદાકૂદ કરે !

અમારે ધંધામાં ચિત્ત ઘાલ્યું હોય તોય ના રહે. હા, એ ધંધામાં ચિત્ત જાય, બીજા લોકોને. લોકોને તો ચિત્ત ગમે ત્યાં જતું રહેને ! આજુબાજુ ફેરવવું હોય તો ફેરવાયને ? અને અમારે તો એવું ના હોય ને અમારે કોઈ ઘેર જવાની રજા નહીંને, 'પર' ઘેર જવાની રજા નહીં. એટલે અમારે તો જ્ઞાનમાં જ રહેવું પડે ને !

ચિત્તને શાંતિ થાય એવું હોય, તો પછી એ રખડે નહીં, બહાર ના જાય. ચિત્ત બહાર ન જાય એવું આપણે કરવાનું છે. આ આપણું વિજ્ઞાન કેવું છે કે ચિત્ત આપણી પાસે રહે, ખસે નહીં. ચિત્ત બહાર ગયું એટલે આ બધુંય, હુલ્લડ ચાલ્યા જ કરે. પછી ચિત્ત બહાર ના જવું જોઈએ. આ તો આવી ચોપડીઓ 'આપ્તવાણી', અક્રમ વિજ્ઞાન તમારા માટે ને જે આવું બધુંય મળ્યા કરશે. પછી ચિત્ત જ બહાર ના જાય. જમ્યા પછી થોડા વખત આરામ કર્યા પછી થોડીવાર અડધો કલાક-કલાક વાંચ્યું હોય તો ચિત્ત ફર્સ્ટ ક્લાસ થાય. એટલે ચિત્તને રાગે પાડવા માટે આવું બધું કરવું પડશે ને ? અમારું ચિત્ત ક્યાં ક્યાં ભટકતું હશે ?

**પ્રશ્નકર્તા :** ક્યાંય નહીં ભટકતું હોય.

**દાદાશ્રી :** હા, એટલે જ્યાં છે ત્યાં જ બધું રાખો. અમારે જ્યાં હોઈએ ને, ત્યાં જ બધું હોય. આઘુંપાછું કોઈ થાય નહીં, એકુય નહીં. જ્યાં હોઈએ ત્યાં બધુંય, રાજા ય ત્યાં ને લશ્કરેય ત્યાં. કોઈ આઘુંપાછું થાય નહીં. અમારી જોડે બેસો એટલે તમારું લશ્કરેય એવું થઈ જાય, વિનયવાળું. ચિત્ત તો આ શરીરનું માલિક છે, એને ગેરહાજર ના રખાય. તમે ચિત્તને નમસ્કાર કરો છો ? કૃપાળુદેવ કહેતા'તા, 'હે ચિત્ત, તને પણ નમસ્કાર છે અમારા !'

## ભગવાન ભેટે ત્યારે ચિત્ત ભટકે ?

તમને કોઈ દહાડો ભગવાન ભેગા થાય છે ? વાતચીત કરે છે ?

પણ તમારું ચિત્ત જ એ બાજુ નહીં ને ! ચિત્ત જ બહાર ને બહાર. એને ભગવાને શું કહ્યું ? બહિર્મુખી કહ્યું. અંતર્મુખી થયેલાં કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** કો'ક કો'ક વખત એનો આનંદ મળે છે.

**દાદાશ્રી :** એ અંતર્મુખ ના કહેવાય. એ તો અંતર્દષ્ટિ કરી કહેવાય. અંતર્મુખ તો જુદી વસ્તુ છે. અંતર્મુખ તો હેંડતા-ચાલતા, ઉઘાડી આંખે બહાર જોતો જાય, છતાં અંદર અંતર્મુખ હોય !

અને ચિત્ત ભગવાનમાં રહે તો સંસારમાં કશો બોજો જ ના લાગે. એટલે પોતાના સ્વરૂપમાં ચિત્ત રહેતું હોય, તેને શાનો બોજો લાગે ? સમાધિ જ રહે.

હું તો માર્કિંગ કર્યા કરતો. બીજા કશામાં જેનું ચિત્ત ના હોય એ માર્કિંગ કર્યા કરે ને ! મને એ ભાંજગડ હતી નહિ કોઈ જાતની. મને આ માર્કિંગ જોઈએ. છતાંય આ માર્કિંગ કરેલું જ્ઞાન નથી. આ તો ગિફ્ટ છે. નહિ તો આવડું મોટું અવિરોધાભાસ વિજ્ઞાન ઊભું કેમ કરીને થાય ?

ચિત્ત દાદા ભગવાનને યાદ કરે, જેમાં ને તેમાં દાદા દેખાય તે ચિત્ત બહુ સારું કહેવાય. એ ઘણા મહાત્માઓને રહે છે. ઘણાખરા મહાત્માઓને થોડું વત્તા-ઓછા પ્રમાણમાં રહે. કોઈને વધુ પ્રમાણમાં રહે ને કોઈને ઓછા પ્રમાણમાં રહે અને દાદા ભગવાન એ પોતાનો શુદ્ધાત્મા છે. એટલે ચિત્ત શુદ્ધાત્મામાં રાખો કે દાદા ભગવાનમાં રાખો, બધુંય એકનું એક જ છે.

આ ભાઈને ચિત્તની ડખલ નહીંને, એ એમનું જુદું કહેવાય. લૉ બુકેય જુદી. ચિત્તની ડખલ ના હોય તેને ગમે તે ચાલે. બાકી, જગતમાં ચિત્તની જ ડખલ છે ને, બધી. આમને તો દાદા અને હું, દાદા અને હું, બસ આ જ ચિત્તમાં. બીજું કશું રમે જ નહીં ને ! પછી તો ચિત્ત બગડતું જ નથી, ચિત્ત તો દાદામાં જ તન્મયાકાર.

આ સંસારમાં જેનું ચિત્ત નથી અને દાદા ભગવાનમાં જ ચિત્ત છે, એને શું અડે ? એટલે આત્મામાં ચિત્ત છે, પાંચ આજ્ઞા પાળે છે, એનું ચિત્ત પાંચ આજ્ઞામાં જ છે. એટલે કોઈ દહાડો કશું અડે નહીં. તેથી આપણે કહીએ છીએ ને, સંસારમાં રહેવા છતાં અક્રમ વિજ્ઞાનથી મોક્ષ જ વર્તે છે.

## એ ચિત્ત પમાડે પરમાત્મપદ !

સંસારમાં તો એ પરણીને ઘેર આવ્યો, તોય છે તે સાસરીમાં જાય, તે ચિત્ત છે ! વરરાજા અહીં આવ્યા હોય પણ ચિત્ત સાસરીમાં જતું રહે. વરરાજા તો અહીં આવ્યા, તે લોક જાણે કે બધી સામગ્રી જોડે આવી ગઈ ને જાન-બાન બધું આવી ગયું. પણ ચિત્ત તો ત્યાં જતું રહ્યું હોય. ચિત્તનું કામ એવું છે. એને કોઈ પરદો નહીં, બરદો નહીં. કોઈની લાજ-શરમ કશું જ નહીં ને, એટલે પેસી જવાનું. ધણી જોડે ચિત્ત જતું રહેતું હોય તો એ સંસારમાં ચિત્ત છે, એમ માનવું. બહારના માણસ જોડે ચિત્ત હોય તો એ લબાડ ચિત્ત છે એમ માનવું અને જ્ઞાની પુરુષમાં ચિત્ત જતું હોય તો ભગવાન પદની પ્રાપ્તિ થઈ રહી છે.

## એ આનંદ આવે એકાગ્રતામાંથી !

ચિત્તની ઉપર સવારી કરતા આવડે તો કામ થઈ ગયું. ચિત્તને આમ ફેરવીએ કે 'જાવ, તમે ડાકોર જઈને દર્શન કરાવો' તો પાછું તેય જાય. એને એવું કશું નથી. એને ભટકવાની ટેવ પડી છે. એટલે ભટકવાના રસ્તેથી લઈ લેવું પડે. ચિત્ત એકાગ્ર થયું એટલે થઈ ગયું. લોકો એકાગ્રતા શેને માટે કરે છે ? મનને માટે નથી કરતા પણ ચિત્તની સ્થિરતા ખોળે છે.

પેલો કહેશે, 'મને રમવામાં આનંદ આવે છે.' ત્યારે પેલો કહેશે, 'મને ક્રિકેટ જોવામાં આનંદ આવે છે.' શામાંથી આનંદ આવે છે તે જગતને ખબર નથી. એ બધાં તો એમ જ જાણે કે ક્રિકેટમાંથી આનંદ આવ્યો. તે ક્રિકેટમાંથી આનંદ આવ્યો હોય તો તમારા જેવાં અમુક

માણસોને તેડી જાય તો સો રૂપિયા આપે તોય ના બેસે. ચિત્ત તમારું એકાગ્ર જ્યાં થયું ત્યાં તમને આનંદ આવે. પછી ટેમ્પરરી એડજસ્ટમેન્ટમાં થયું તોય આનંદ આવે. ગમે તે કચરામાં પણ તમારું ચિત્ત એકાગ્ર થયું એટલે આનંદ આવે.

એક માણસ મને કહેતો'તો કે આ કોઠીના ચાર રસ્તા પર ૧૦૦-૧૫૦ ફૂટ ઊંચે ધૂળ ઊડાડે તો બે હજાર માણસ ભેગું થઈ જાય. એનું શું કારણ કે આ લોકોનું ચિત્ત એકાગ્ર થતું નથી. કોઈ જગ્યાએ ચિત્ત એકાગ્ર થતું નથી. ધૂળ ઊડતી દેખાય તો 'જુઓ, જુઓ' કહેશે. એટલો વખત ચિત્ત એકાગ્ર થઈ ગયું.

અમારી પોળમાં એક વખત હું ઘરમાંથી બહાર નીકળ્યો, ત્યારે લોક પચાસ-સો ભેગું થઈ ગયું. મેં કહ્યું, 'શું છે ભઈ આમાં ?' હું પૂછું નહીં, હું જાણું કે આ લોકો શાથી ભેગા થયા છે ને શાથી વિખરાય છે, એનું ભાન નથી. ત્યારે કહે છે, 'આ દૂધવાળો એમને ગાળો ભાંડે છે ને એ આને ગાળો ભાંડે છે.' 'મૂઆ, આમાં તે શું ભેગું થવાનું ?' તેમાં ઘરમાં ચા પીતો પીતો અરધી ચા મૂકીને દોડેલો. 'અલ્યા, આ કઈ જાતના ચક્કરો છે ! તમારી શી દશા થશે ? અહીં જીવતાં જ ના આવડ્યું, તો મરતાં શી રીતે આવડશે, આ બધાને ? ચા અરધી મૂકીને નાઠા. 'અલ્યા, શેના હારુ આ ?' ત્યારે કહે, 'ચિત્ત એકાગ્ર થતું નથીને' ! કોઈ એવી જગ્યા નથી કે ચિત્ત એકાગ્ર થાય. જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ ના થાય ત્યાં સુધી આ ભટકવાનું છે. ચિત્તની શુદ્ધિ થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એના માટે મુખ્ય ઉપાય શું ?

**દાદાશ્રી :** એ જ્ઞાની પુરુષ જ કરી આપે. તમારાથી થાય એવું નથી. તમારી જાતથી થાય એવું નથી આજના મનુષ્યોને. એટલે જ્ઞાની પુરુષ પોતે કરી આપે. પછી આપણી ચિત્તશુદ્ધિ થયા કરે. પછી આપણે કશું કરવાનું રહ્યું નહીં. પછી એકાગ્ર જ રહેશે. એટલે આઘુંપાછું કરવું હોય તોય જાય નહીં. પછી આપણે કહીએ, 'આઘુંપાછું જા.' ત્યારે કહે,

'ના, હવે નહીં.' અમારે ચિત્ત નિરંતર એકાગ્ર જ રહે. આઘુંપાછું થાય જ નહીં.

## એકાગ્રતા, અધ્યાત્મના આંદોલનમાં !

આ સત્સંગ સાંભળતા હતા, તે ઘડીએ એકાગ્રતા થઈ હતીને ? તે ઘડીએ મહીં અંતર્શાંતિ ઉત્પન્ન થઈ જાય. તમને એવું નહોતું થયું ? હા, અને બહારવટિયાનું પુસ્તક વાંચે તો એકાગ્રતા થઈ જાય. ચિત્તનો સ્વભાવ છે એ તો. આ એકાગ્રતા ઊંચે ચઢાવે અને પેલી એકાગ્રતા નીચે ઊતારે, સ્લીપરી (લપસાવનારી) છે.

અને જ્યારે અમે બોલીએ ને, તે અમારું ચિત્ત બસ એને સાંભળ્યા જ કરે. ખુશ, ખુશ, ખુશ, ખુશ થયા કરે, જાણે મોરલી સાંભળતું હોય એવી રીતે. અમારું ચિત્ત તો સાપની પેઠે મોરલી સાંભળીને નાચે એવી રીતે નાચ્યા કરે. બહાર ભટકવા શાનું જાય તે ? ભટકે કોનું ? ઘેર મજા ના આવે ત્યારે. પોતાને અંદર મજા ના આવે તે આમ ભટકે, તેમ ભટકે, છેવટે તાજમાં જઈને ચા ય પી આવે. ચા-નાસ્તો કરી આવે. અહીં સત્સંગમાં હો તે ઘડીએ મહીં રહેતું નથી એકાકાર ?

**પ્રશ્નકર્તા :** રહે છે.

**દાદાશ્રી :** નિરંતર રહે છે કે, કોઈ ઘર-બર જતા નથી ? એ તો બધું આમ બહાર જાય, તેમ જાય પણ એકાકાર રહે, એનું નામ જ ઉપયોગ ! અને એમ એકાકાર ના રહેવાય ને એકલા પડીએ ત્યારે પાછું દુરુપયોગ થાય, ત્યારે પછી ત્યાં આગળ આપણે જાગૃતિ રાખવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, આઘું ખસતું જ નથી.

**દાદાશ્રી :** એમ ધન્ય છે તમને ! જોબ ઉપર આપણે જ્યારે હોઈએ ત્યારે એમાં જતું રહે. ત્યાં આગળ ઠેકાણે રહેવું જોઈએ. જોબ સારી રીતે કરો, ચિત્ત ઠેકાણે રહેવું જોઈએ અને તેને આપણે જાણીએ કે આ ચિત્ત ઠેકાણે છે. અને ચિત્ત ઠેકાણે એટલે આત્મા ઠેકાણે.

ચિત્તની તો ગેરહાજરી નહીં રાખવી. બીજી બધી ગેરહાજરી હશે તો ચાલશે. બુદ્ધિ ગેરહાજર હશે તો ચાલશે. ચિત્ત તો એબ્સંટ રહેવું જ નહીં જોઈએ કોઈ પણ સ્થિતિએ. આ તમારી સાથે હું વાતચીત કરું છું, એમાં અમારું ચિત્ત એબ્સંટ થાય તો શું રહ્યું ? નર્યું ચિત્ત જ છે, જે અનંત કાળથી અશુદ્ધ થતું આવ્યા કર્યું છે, તે મારી હાજરીમાં મારી સામે એક ચિત્તે રહ્યું તો શુદ્ધિ થયા જ કરે. અને જ્યારે ત્યારે ચિત્તને શુદ્ધ જ કરવાનું છે. ચિત્તશુદ્ધિનો ઉપાય છે આ. આ તમે અમને પૂછો અને જો તમારી એકાગ્રતાએ ચિત્ત સ્થિર રહ્યું તો શુદ્ધ જ થયા કરે.

❖ ❖ ❖

# (૫)

# વિશ્લેષણ, ચિત્તવૃત્તિઓ તણું !

## પર્યાય, ચિત્તના મુખ્યતઃ

**પ્રશ્નકર્તા :** ચિત્તનો મુખ્ય પર્યાય કયો ?

**દાદાશ્રી :** 'આ શું હશે, તે શું હશે ?' એની તપાસ કરવાનો પર્યાય એનો.

**પ્રશ્નકર્તા :** મુખ્ય ?

**દાદાશ્રી :** હા. આ ઈચ્છા કે 'આ શું હશે ?' આંબા ઉપર કેરી લટકતી દીઠી, એટલે 'આ શું હશે ?' એ પછી જો કદી સરસ લાગ્યું તો ત્યાં ને ત્યાં જાય પછી ને ના સરસ લાગ્યું તો ના જાય. ના સરસ લાગે ત્યાં મોકલીએ તોય ના જાય.

ચિત્તનો સ્વભાવ એવો છે કે જ્યાં એક ફેર એને આનંદ આવે ત્યાં જ દોડ દોડ કરે છે. એને આનંદ આવવો જોઈએ. ચિત્ત આનંદ ખોળે છે અને તે આનંદ એકલો ખોળતું નથી, પોતાનું ઘર ખોળે છે. પોતાનું મૂળ માલિકીનું હોય, એ ખોળે છે. મારે ઘેર આટલું બધું સુખ હતું તે આ બધું ક્યાં ગયું ? તે ચિત્ત પોતાનું ઘર ખોળે છે. તે આમાં સુખ હશે કે તેમાં હશે ? છેવટે કેરી સારી દેખાય તોય ચાખી જુએ કે આમાં કંઈ સુખ આવે છે ? પછી કહે, 'ના, આમાંય સુખ નથી.' એના લક્ષમાં હોય કે 'તે' જેવું આ નહીં. એમ કરતું કરતું છોડતું જાય.

## રહસ્ય, ચિત્તની ભટકામણ તણા...

ચિત્ત શાથી ભટકે છે ? કારણ કે સુખ ખોળે છે, કે મારે ઘેર સુખ હતું ને આ બધું કેમ ? આ સોફાસેટમાં સુખ હશે, આમાં હશે, તેમાં હશે એવું ભટક ભટક કરે છે. અને પછી અનુભવ કરે છે. સોફાસેટ અહીં લાવે એટલે એને એમાં સુખ ના રહે. પછી પાછું બીજું કંઈ ખોળી કાઢે. બંગલો બંધાતા સુધી ચિત્ત એમાં રહે. બંગલો બંધાઈ જાય પછી કશું જોઈતું નથી. બંગલો બંધાઈ રહ્યો એટલે પછી ગાડીની ચિંતા થાય.

એટલે એ તો આપણે એક લાઈન દોરી બાંધીએ, લિમિટ રાખીએ, તો એનો ઉકેલ આવે. નહીં તો આનો કંઈ ઉકેલ આવે એવો નથી. એક મકાન બાંધી દેવું છે ફક્ત રહેવા પૂરતું, પછી ગાડી બીજું કશું જોઈતું નથી એવું નક્કી કરીએ, નહીં તો આનો પાર જ નથી આવે એવો, અપાર છે.

**પ્રશ્નકર્તા :** આ ટેમ્પરરી સુખ લાગે છે એટલે અંદર જાય છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, પરમનન્ટ સુખ છે એવું ભાન નથી રહ્યું પોતાને અને ટેમ્પરરી જે કંઈ આવે છે તે સારું લાગે છે. મહીં કેરી ખાય ખરો પણ સહેજ ખાટી છે, એટલે પછી ત્યાં છોડી દે પાછો. બીજી એથી મીઠી ખોળી કાઢે. એટલે આ કોણ ? ચિત્તવૃત્તિ ખોળે છે, કે આમાં સુખ છે, આમાં સુખ છે, આમાં સુખ છે ! પછી એમાં નથી લાગતું એટલે પછી નાખી દે છે. પછી થોડા દહાડા ભાવતું ખાય ને તો આ સુખ કેવું થાય ? સુખનોય અભાવ થાય પછી. તે લગ્નમાં પંદર દહાડા જમાડોને ત્યારે કંટાળીને નાસી જાય ને ઘેર ખીચડી ખાય. 'અલ્યા, સરસ જમવાનું હતું તોય ?' ત્યારે કહે, 'ના, એ કંઈ કાયમ ભાવતું હશે ?' તો જે સુખનો અભાવ થાય ને, એ સુખ સુખ ગણાય જ નહીં. એ સુખની ડેફિનેશનમાં ના ગણાય.

## આંજણ આનંદ તણા અંજાયે આત્મસંગ રે...

**પ્રશ્નકર્તા :** દરેક વ્યક્તિ આત્માનો આનંદ નથી શોધતો ?

**દાદાશ્રી :** એણે જેમાં આનંદ ચાખ્યો છે ને, ત્યાં ચિત્તવૃત્તિ જાય. ચિત્તવૃત્તિ એક ફેરો જાણતી થાય કે આત્મામાં આનંદ છે, ને જો ચાખ્યો હોય તો જ આત્મામાં જાય પણ ચાખ્યો ના હોય ને ત્યાં સુધી જેમાં આનંદ ચાખ્યો હોય, તેમાં ચિત્તવૃત્તિ જયા કરે. બહારનો આનંદ ચાખ્યો હોય તો એમાં જતી રહે.

જ્ઞાની પુરુષ મળે, એ સંગ મળે, ત્યારે ચિત્તને ત્યાં આનંદ થાય કે બીજે હતા તેના કરતાં આ આનંદ કંઈક સારો લાગે છે. બીજે જે આનંદ કરીએ છીએ, તેના કરતાં અહીં આગળ આપણને કંઈક વિશેષ પ્રકારનો આનંદ થાય છે; કંઈ નવી જ પ્રકારનો, નિરાંતવાળો. આપણને નિરાંત જેવું લાગે, નિરાકુળતા લાગે.

અમથો અંગૂઠે હાથ અડી ગયો હશે ને, તોય કલ્યાણ થઈ જાય એવું છે. અહીં ચરણે વિધિ કરે છે ત્યારે મહીં સમાધિ થઈ જાય છે. પછી તો ઊઠાડવા પડે છે કે ભઈ, ઊઠ હવે. કારણ કે મહીં સ્વાદ ઉત્પન્ન થાય. મહીં ચિત્તવૃત્તિ બંધ થઈ જાય. કોઈ એવી દવા નથી વર્લ્ડમાં કે જેનાથી ચિત્તવૃત્તિ બંધ પડે !

આત્માના સુખનો અભાવ જ ના થાયને ! પોતાના સ્વાધીન સુખનો અભાવ જ ના થાય ને ! એ સ્વાધીન સુખ રહે છે, તેનો અભાવ થાય છે તમને ? હવે તમને કયું સ્વાધીન સુખ રહે છે ? સાંસારિક દુઃખનો અભાવ. જે સ્વાભાવિક જ્ઞાનથી પ્રાપ્ત થયો. પછી થોડાક વર્ષો પૂરાં થઈ જશે એટલે સ્વાભાવિક સુખનો સદ્ભાવ શરૂ થશે.

## વૃત્તિઓ વહે નિજઘર તરફ...

અમે ચિત્તની શુદ્ધિ કરી આપીએ તમને. અને વૃત્તિઓ જે ભટકવા જતી હતી, તે બધી પાછી ઘેર આવવા માંડી.

**પ્રશ્નકર્તા :** વૃત્તિનો જન્મ ક્યાં થાય છે ? હવે આપણે ચિત્તને ચેતન કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** હા, ચિત્ત એ ચેતન છે અને એને વૃત્તિ થઈ છે.

**પ્રશ્નકર્તા :** એ મનનો ડિસ્ચાર્જ ભાગ છે ?

**દાદાશ્રી :** ના, ચિત્તનું જ છે. ચિત્તવૃત્તિઓ છે કે મારે આ જાણવું છે ને આ જોવું છે ને આ કરવું છે.

**પ્રશ્નકર્તા :** ચિત્તવૃત્તિ અને ચિત્ત એ બેનું જરા બરાબર ના સમજાયું. આપે કહ્યું ને કે ચિત્ત એટલે જ્ઞાન-દર્શન. હવે જ્ઞાન-દર્શન જતું નથી પણ વૃત્તિઓ ગઈ કહેવાય, એ ફોડ જરા સમજાવોને.

**દાદાશ્રી :** અહીં સૂર્ય આવે છે કે કિરણો અહીં આવે છે ?

**પ્રશ્નકર્તા :** કિરણો અહીં આવે છે.

**દાદાશ્રી :** એ એવું છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ કિરણો એ વૃત્તિઓ કહેવાય ?

**દાદાશ્રી :** વર્તીને પાછું જતું રહે, એ બધું વૃત્તિઓ કહેવાય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ચિત્ત હોય, એને વૃત્તિ ના રહે એ બરોબર ?

**દાદાશ્રી :** શુદ્ધ ચિત્ત, પોતે જ થયો છે.

**પ્રશ્નકર્તા :** હા, પોતે જ થઈ ગયો.

## વૃત્તિ વહાવો નિજભાવમાં...

**પ્રશ્નકર્તા :** હવે મનની વૃત્તિઓ તો ખરીને ?

**દાદાશ્રી :** મનની વૃત્તિઓ સીમિત હોય છે.

એવું છે ને, જ્યારે વિચારોનું જ ગૂંચળું ફર્યા કરે, વિચારનાં વમળ ફર્યા કરે, ત્યારે એ વમળ એને મન કહેવાય છે. વૃત્તિઓને અને એને લેવાદેવા નથી. વિચારવાનું વમળ ફરે છે તે વખતે મન હોય છે સ્વતંત્ર રીતે ને વૃત્તિઓ પછી ઉત્પન્ન થાય છે. તે પછી આઘીપાછી થયા કરે.

આ તો વૃત્તિઓ ઘરમાં પાછી આવે. જેનાં ઘરમાંથી ચિત્તવૃત્તિ બહાર જતી જ નથી, કોઈ જગ્યાએ એની તો વાત જ શી ? ચિત્તવૃત્તિઓ

થાકી થાકીને હેરાન થઈ ગઈ, લોથ થઈ ગઈ છે. તે ચિત્તવૃત્તિઓ, દાદાનાં સ્વપ્નમાં દર્શન થાય ત્યારે વિશ્રામ પામે છે. આ બધું આનંદનું સ્થાન છે. આનંદ મહીંથી આવે છે પણ આ સંયોગ ભેગો થવાથી, પરમાનંદી પુરુષનો સંયોગ ભેગો થાય એટલે આનંદ ઉભરાય.

## વૃત્તિઓ કુંઠિત તે વૈકુંઠ !

**પ્રશ્નકર્તા :** આપ કહેતા ને કે અમને જગત રળિયામણું લાગે ?

**દાદાશ્રી :** છે જ, રળિયામણું જ છે. એની વૃત્તિઓ લક્ષ્મીમાં છે એટલે રળિયામણું શી રીતે દેખાય ? એની વૃત્તિઓ ઘેર છોકરાઓમાં છે, એટલે શી રીતે દેખાય ? એક્ઝેક્ટ જોવા માટે વૃત્તિઓ કમ્પ્લીટ જોઈએ, ચિત્ત તૈયાર જોઈએ, મન તૈયાર જોઈએ અને મન ડખો ના કરે, બુદ્ધિ ડખો ના કરે અને અહંકાર તો બધું જોનારો છે, તો પછી બહુ સુંદર જુએ.

કોઈ કોઈ ઋતુમાં તો કવિઓને પણ લાગે કે ઓહોહો ! કેવું સુંદર છે જગત ! જેમ મોરને થાય છે ને ! કોઈ કોઈ ઋતુમાં કવિઓ મોર જેવા કહેવાય. બાકી, આ વેપારીઓનેય કોઈ દહાડો બિચારાને જગત સારું નથી લાગતું. ચિત્ત વૈકુંઠમાં જાય ત્યાર પછી મઝા આવે. ત્યાર પછી ચિત્ત સારું થાય. કૃષ્ણ ભગવાન કહે છે કે વૈકુંઠમાં તેડી જઈશ. કૃષ્ણ ભગવાનની ભક્તિથી વૈકુંઠમાં ચિત્ત જાય. ત્યાર પછી કરવું ના પડે કશું. એટલે વૃત્તિઓ જ ઊભી ના થાય કશી, કુંઠિત થઈ ગયેલી હોય બધી. અને ત્યાર પછી જ મોઢા પર ટેન્શન રહિત હાસ્ય આવે, નહીં તો ટેન્શન જ ખેંચ્યા કરતું હોય. વૃત્તિઓ બધી જ્યાં જાય ત્યાં ટેન્શન કરે.

એક મોટા ભક્ત હતા, વૈષ્ણવના. મને કહે છે, 'અમે તો વૈકુંઠમાં જવાના.' મેં કહ્યું કે અત્યારથી જ જાવને વૈકુંઠમાં ! ત્યાં ઠેકાણું તો કોઈ એવી જગ્યાએ નથી ને એવું વૈકુંઠ ગામેય નથી ! અહીં વૃત્તિઓ કુંઠિત થાય એ વૈકુંઠ. એ કંઈ મોક્ષ નથી, એ સિદ્ધક્ષેત્ર નથી, એ તો છે વૈકુંઠ.

## રાત્રે હઉ રખડે, વૃત્તિઓ !

આ અમે તમને જ્ઞાન આપીએ છીએ ત્યાર પછી તમારી ચિત્તવૃત્તિઓ જે આમથી આમ બહાર જતી હતી, તે બધી પાછી વળવા માંડી. કોઈની ચિત્તવૃત્તિ પાછી ના વળે. અરે, રાત થાય ને નવરી પડે એટલે ફોર્ટ એરિયામાં ફરવા જાય. અલ્યા, રાતે શું દાટ્યું છે ત્યાં આગળ ? અને નહીં તો ઘરનું કોઈ માણસ ના આવ્યું હોય, સાડા દસ વાગ્યા સુધી, તો ચિત્તવૃત્તિ કહેશે, 'આ આવ્યા નથી, શું થયું હશે ? શું થયું ?' એટલે આપણને ઉપાધિ પાછી. 'શું થયું' કહ્યું કે ઉપાધિ. 'ગાડીમાં કપાયા હશે કે પડી ગયા હશે ?' એવું બધું બતાડે.

## ચિત્તવૃત્તિઓની નિર્મળતા, ત્યાં...

તમે શુદ્ધાત્મા થયા, પણ ચિત્તવૃત્તિની નિર્મળતા હોય તો ગૂંચો ના પડે અને સંસારી કામ સરળ થતાં જાય. ચિત્તવૃત્તિની નિર્મળતા નથી તેથી સંસારી કામ સરળ નથી થતાં. અહીં બેસી રહે છે એટલે ચિત્તવૃત્તિ નિર્મળ થયા કરે પછી તેને સંસારી કામ આગળ આગળ સહજ થયા કરવાનાં.

દેહ ને આત્મા જુદા જ છે પણ દેહનાં સંસારી કામ સરળ થતાં જાય, બધી આગળ આગળ તૈયારીઓ થયા જ કરે. આ તો જ્યાં સુધી આપણે હાથમાં ઝાલી રાખીએ છીએ ને, ત્યાં સુધી મુશ્કેલી છે. દાદાને સોંપી દો તો મુશ્કેલી જ ના હોય. મુશ્કેલી આવે જ નહીં. મુશ્કેલી કેમ કરીને આવે ? આપણને વિચાર આવે ત્યારથી એ કામ થયા જ કરે. મુશ્કેલી આવે નહીં, મુશ્કેલી આવતાં પહેલાં ઓગળી જાય. આવડો મોટો પથ્થર વાગવાનો હોય, તેને બદલે આટલો પથ્થર વાગીને જતો રહે. આ વિજ્ઞાન બહુ જુદી જાતનું છે.

ધન્ય છે 'આ' (દાદાની) ચિત્તવૃત્તિઓને ! આ અમારા જેવી ચિત્તવૃત્તિ થવા માંડી ! અમારું ચિત્ત આઘુંપાછું જ ના થાય કોઈ દહાડો. હેય ! મોરલી વાગતી હોય તો સાપ શું કરે ? સત્યાવીસ વર્ષમાં કોઈ દહાડોય ચિત્ત આઘુંપાછું નથી થયું, મન આઘુંપાછું નથી થયું.

આ તમે છે તે મારી નકલો કરવા માંડ્યા. નકલ એટલે દાદાના કહ્યા પ્રમાણે આજ્ઞામાં રહ્યા તો થઈ ગયું, પૂરા થયા ! આ પૂર્ણાહુતિ એ દાદાની દશા ! આપણા હાથમાં જ છે ને, દાદાના કહ્યા પ્રમાણે ચાલે તો !

**પ્રશ્નકર્તા :** ચિત્તવૃત્તિને પાછી વાળવી અને જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એ બે એક જ છે ?

**દાદાશ્રી :** ના, જુદી વસ્તુ છે. જ્ઞાતા-દ્રષ્ટા તો સ્વાભાવિક વસ્તુ છે. ચિત્તવૃત્તિ તો વૃત્તિ છે. ખાલી કહેવાય છે ચિત્તની એટલું જ, બાકી વૃત્તિ છે.

## ચિત્તે ગરબડ કરી, મતે અભિપ્રાય ધરી !

**પ્રશ્નકર્તા :** હવે ચિત્તનું જરા બરાબર સમજાવો કે ચિત્ત ક્યાં ક્યાં ગરબડ કરે છે ?

**દાદાશ્રી :** ચિત્ત બધું જોઈ આવે છે. ગયા અવતારની જે ફિલ્મ પડેલી છે, તેને ચિત્ત જુએ છે અને એમાં મન છે તે ખાલી અભિપ્રાય આપે છે કે આ સારું છે ને આ ખરાબ છે.

**પ્રશ્નકર્તા :** મન એ અભિપ્રાય અને ગાંઠોથી બનેલું છે ને ?

**દાદાશ્રી :** મન એ તો વસ્તુ જ નથી, એ તો તમારા ખાલી અભિપ્રાય જ છે. અને તે તમારા શું અભિપ્રાય હતા તે દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આપણા સંસારનું મુખ્ય કારણ મન છે કે ચિત્ત છે ?

**દાદાશ્રી :** ચિત્ત છે. તમે છે તે કોઈ જગ્યાએ ગયા હોય અને ભડક્યા હો, તો તમારું ચિત્ત વારેઘડીએ ત્યાં જ જાય. તે તમને ઘેર બેઠાં ભડકાય ભડકાય કરે.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય તો મન આપે છે ત્યારે ભડકાવે છે શું ?

**દાદાશ્રી :** અભિપ્રાય તો મન બાંધે છે, બાકી ચિત્ત જ ભડકાય ભડકાય કરે છે. ભડકવાની ફિલ્મ જોઈ, તે ભડકાટ ભડકાટ કર્યા કરે. બાકી ચિત્ત બધું જોયા કરે છે. હવે એ અભિપ્રાય તો એને જે જ્ઞાન મળેલું છે, તેનાં આધારે એ આપે છે.

**પ્રશ્નકર્તા :** પણ માણસને બાંધે છે શું ?

**દાદાશ્રી :** ચિત્ત જ બાંધે છે ને !

## ભટકતી વૃત્તિઓ, ચિત્તની !

જેટલી ચિત્તવૃત્તિઓ ભટકે તેટલું આત્માને ભટકવું પડે. જ્યાં ચિત્તવૃત્તિ જાય, તે ગામ આપણે જવું પડશે. ચિત્તવૃત્તિ નકશો દોરે છે. આવતા ભવને માટે જવા-આવવાનો નકશો દોરી નાખે. એ નકશા પ્રમાણે પછી આપણે ફરવાનું. તો ક્યાં ક્યાં ફરી આવતી હશે ચિત્તવૃત્તિઓ ?

**પ્રશ્નકર્તા :** પણ ચિત્ત ભટકે એમાં શું વાંધો ?

**દાદાશ્રી :** એ જ્યાં જ્યાં ભટકે છે ને, તે જવાબદારી આપણી. ચિત્ત જે પ્રમાણે પ્લાનીંગ (યોજના) કરે, તે પ્રમાણે આપણે ભટકવું પડશે. માટે જવાબદારી આપણી.

## એનો ફોટોગ્રાફીનો ધંધો ધમધોકાર !

ચિત્ત આખા શરીરમાં અહીંથી અહીં સુધી ભટકે અને બહાર આખા બ્રહ્માંડમાં ભટકવાનું.

**પ્રશ્નકર્તા :** ચિત્તનું બહાર ભટકવાનું કારણ ગ્રંથિઓને ?

**દાદાશ્રી :** ના, એ પોતાની ફિલ્મના આધારે ભટકે છે. અને ગ્રંથિઓના આધારે મન ફર્યા કરે છે. પણ ચિત્ત તો પોતાની જ સ્વતંત્ર ફિલ્મના આધારે છે. ગ્રંથિઓ બધી મનની હોય. એ ગ્રંથિઓના આધારે મન ચાલે છે પણ ચિત્ત તો પોતાની જ સ્વતંત્ર વસ્તુ છે. એટલે અહીંથી મુંબઈ જાય અને કોઈ સ્ત્રી એણે જોયેલી હોય ને સ્ત્રી એને ફરી દેખાય

હઉ પાછી, ઊઘાડી આંખે. ત્યારે આપણે એને કહીએ, મૂઆ, તારું ચિત્ત ચોંટી ગયું છે. એવું આપણા લોક નથી કહેતા ? એવું દેખાય કે ના દેખાય ? એક્ઝેક્ટ મોઢું-બોઢું દેખાય ને ? વાતો હઉ કરતા દેખાય. હવે આનો ક્યારે પાર આવે ? મનને એવું નથી.

**પ્રશ્નકર્તા :** ધ્યાન કરવાનો સૂક્ષ્મ પણ હેતુ હોય તો ટેપ ઊતરે છે. પણ જેમાં કોઈ હેતુ નથી, સ્વાભાવિક, નૈસર્ગિક છે, અંતઃકરણનું ધ્યાન નથી તો તેમાં ટેપ ઊતરે કે નહીં ?

**દાદાશ્રી :** એ તો એમ ને એમ જ ફિલ્મ ચાલ્યા કરે. ચિત્તની જેટલી શુદ્ધિ થાયને પછી ફિલ્મ પડતી બંધ થતી જાય. ચિત્ત અશુદ્ધ છે, ત્યાં સુધી ફિલ્મ પડ્યા જ કરવાની અને એ ફિલ્મ એ જ સંસાર. જે જુએ ત્યાં ફિલ્મ પડે, જે જુએ ત્યાં ફિલ્મ પડે. બે ભાવ ઉત્પન્ન થાય, કેટલું સરસ છે, કેટલું સરસ છે અથવા તો કેટલું ખરાબ છે, કેટલું ખરાબ છે. એ ભાવથી વધ્યા કરે.

**પ્રશ્નકર્તા :** આ કુદરતી સૌંદર્ય જે ફૂલ-ઝાડ, નદી-નાળાં એ બધી વસ્તુઓ આપણને ગમી જાય તો એનાંથી કર્મબંધ કે માયાબંધ થાય ?

**દાદાશ્રી :** હા, બધું ગમી જાય તે એનાંથી ટેપ બગડે આપણી એટલી. જે જે ગમે એના ફોટા લે છે ને લોકો ? એટલા ફોટા બગડી ગયાને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવી રીતે આમાં પેલી ચિત્તની ટેપ બગડે. એટલે ચિત્ત અશુદ્ધ થયા કરે. અને છેવટે તો ચિત્તને શુદ્ધ કરવાનું છે. આ સંસારનું ચિત્રપટ નહીં એવું ચિત્ત શુદ્ધ કરવાનું છે. હવે ફોટા બહુ ના લેવા અને લેવા હોય તો આ દાદાનો ફોટો લે લે કરવો. બહુ કામ આપશે.

એવું છે ને, આ દેરાસરમાં શું કરેલું હોય છે ? જો સુગંધી કરેલી હોય છે, પછી પેલું આમ આમ ફેરવવાનું આપે છે (ચામર), પછી ઘંટ

વગાડવાનું હોય છે. એ બધું જ તમને એકાગ્ર કરવા માટે છે. એની જે આંગીઓ કરે છે, તે બધું તમારું મન બહારથી સ્થિર થઈ જવા માટે. ઈન્દ્રિયો એકાગ્ર થાય તો માણસ એકાગ્ર થાય. એકાગ્ર થાય તો ચિત્તવૃત્તિ અહીં આગળ ફોટોગ્રાફી લઈ લે. એ હેતુ માટે આ બધાં સાધનો છે.

અને ઘંટ તો શા માટે વગાડવામાં આવે છે કે બહારનો કોલાહલ સંભળાય નહિ. જેમ આપણે વાજીંત્ર વગાડીએ છીએ ત્યારે જેને આવડતું ના હોય તે એક સૂર ખુલ્લો રાખે છે અને પછી શીખે છે, એવી રીતે બહારનો કોલાહલ સંભળાય નહીં અને ત્યાં આગળ ચિત્ત એકાગ્ર થાય. એક ફેરો પ્રિન્ટ થયું તો ઘણું હિતકારી થાય. ચિત્ત ફોટો જ લે છે. ચિત્તનો સ્વભાવ શું ? ફોટોગ્રાફી લીધા જ કરવી.

## અંતે અંત, અનંત અવતારની યાત્રાનો !

**પ્રશ્નકર્તા :** આ ચિત્ત તો દરરોજ ક્યાંય ને ક્યાંય ભટકે, તો પછી આપણે બધે ઠેકાણે ભટકવાનું છે ?

**દાદાશ્રી :** હા, એવું ભટક ભટક કરવું પડે.

**પ્રશ્નકર્તા :** તો અંત કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** ના, પણ આ જ્ઞાન પછી હવે તમારે વૃત્તિઓ ભટકતી નથી.

**પ્રશ્નકર્તા :** પણ વિચારો તો ભટક્યા કરે ને ?

**દાદાશ્રી :** ના, એને ચિત્તવૃત્તિ ના કહેવાય. ચિત્તવૃત્તિ તો એને કહેવાય કે એ નકશો ચિતરે છે કે ભઈ, આવતે ભવ મારે ક્યાં ક્યાં જવું છે, એ નક્કી કરી આપે છે. જે જે ખૂણામાં પેસે છે એ ખૂણાના સંસ્કાર લાવીને ભેગા કરીને પછી આવતા ભવનો નકશો ચિતરે, એ બધું ચિત્તવૃત્તિનું કામ છે. એટલે આ જગતને ભટકાવનાર હોય તો એ ચિત્તવૃત્તિ છે, ચિત્ત જ છે. મન કંઈ ભટકાવે એવું નથી. મનનો કોઈ દોષ નથી.

હવે એ ચિત્તવૃત્તિ ભટકે છે કેમ ? અજ્ઞાનતાથી. એ અજ્ઞાન 'જ્ઞાની પુરુષ' પાસેથી જાય ત્યારે ચિત્તવૃત્તિ પાછી ફરે. તમારે તો ચિત્તવૃત્તિ પાછી વળી ગઈ છે. જરાય બહાર જતી નથી. તમને કેમ એવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ વખત બેઠા હોય ત્યારે વિચાર તો બધા આવે ને.

**દાદાશ્રી :** એ વિચારોનો વાંધો નહીં. વિચાર તો મનના છે. મનને જેટલા વિચાર કરવા હોય એટલા એ કરે. પણ ચિત્તવૃત્તિ હવે તમારી ભટકતી નથીને ? હવે તો પહેલાં જે ચિત્તવૃત્તિ બહાર જ ભટકતી હતી, એ હવે અંદર પાછી ઘેર આવવા માંડી. હવે પોતાને ઘેર પાછી વળે. એ ચિત્તવૃત્તિઓ પાછી વળે ત્યારથી જ મોક્ષ થવાની નિશાની મળી ગઈ અને મોક્ષ અહીંથી જ થવો જોઈએ. અહીં સંસારમાં જ ચિંતા બધું બંધ થાય તો જાણવું કે મોક્ષ થવાનો થયો.

બીજું બધું બંધાય પણ ચિત્ત બંધાય નહીં. ચિત્ત શુદ્ધ થઈ ગયું એટલે ફિલ્મો પડતી બધી બંધ થઈ ગઈ. મન કામ કરતું બંધ થઈ જાય. એટલે મન જૂનું હોય એટલું જ ડિસ્ચાર્જ થયા કરે. નવું ઉત્પન્ન ના થાય. અહંકાર કામ કરતો બંધ થઈ જાય. જૂનો છે એટલો જ ડિસ્ચાર્જ થયા કરે. નવો ઉત્પન્ન ના થાય. બુદ્ધિ ય જૂની છે એ ડિસ્ચાર્જ થયા કરે, બીજી ઉત્પન્ન ના થાય.

❖ ❖ ❖

# (૬)

# શક્તિઓ, ચિત્તની

## મટાડવાની, મન ને ચિત્તની શક્તિઓ !

ચિત્તનો ધંધો શો છે ? શરીર આખામાં ફર ફર કરવું. જ્યાં કંઈ જરૂર હોય ને કંઈ વાગ્યું હોય, કે ત્યાં આગળ હાજર થઈ જાય, જ્ઞાન-દર્શન બેઉ. પેટમાં દુખતું હોય કે માથું દુખતું હોય તો ત્યાં હાજર થઈ જાય.

હવે એ શું કહેવા માગે છે કે માથું દુખતું હોય ત્યાં ચિત્ત હાજર તો થઈ ગયું, હાર્ટ દુખે એટલે ચિત્ત અવશ્ય ત્યાં જાય જ. ચિત્તનો સ્વભાવ જ છે કે જ્યાં કંઈ પણ ઉપાધિ થઈ આવી, ત્યાં ચિત્ત આવીને ઊભું રહે અને ચિત્તથી જ ખબર પડે છે કે આ દુખવા માંડ્યું. હવે ચિત્ત ત્યાં આગળ આવીને ઊભું રહે, એટલે એને આરામ થતો જાય. અમે ઘણા વખત આવું કંઈ શરીરને કોઈ દહાડો પેટમાં દુખતું હોય, કશું થતું હોય તો બસ આમ કરીને (ચિત્ર ગોઠવીને) મટાડી દઈએ. અમે આવી દવાઓ લેવાની કંઈ ભાંજગડ ના કરીએ. માથું તો અમારે દુખે જ નહીં. કારણ કે અમે માથું અવળે રસ્તે વાપરેલું જ નહીં. અવળે રસ્તે વાપર્યું હોય તો માથું દુખેને !

ચિત્તને સ્થિર કરે છે. જે ચિત્ત બહાર ભટકે છે, એ ત્યાં ગોઠવે. ચિત્તને એકાગ્ર કરે. એટલે જ્યાં ચિત્ત હોય, ત્યાં આ મન હોય અને મન હોય ત્યાં આ પ્રાણ ને શ્વાસોશ્વાસ જાય. એટલે દુખતું હોય ત્યાં આગળ આવો યોગ કરે તો મટી જાય. પણ એવી શક્તિઓ નથી

આપણા લોકોને. સ્થિરતા નથી, આવડત નથી. નહીં તો બધી જ ચીજો છે આપણી પાસે. પણ આ ક્રમ મોટો હોવાથી આપણા લોક કરતા નથી. આ ડોઝ લઈ આવ્યા કે ચાલ્યું ગાડું ! પેલો ક્રમ મોટો છે, એક-બે દા'ડાથી ના થાય; બધું મટવા માંડે છે એ ચોક્કસ. કારણ કે જ્યાં તમારું ચિત્ત ગોઠવો, મન ત્યાં આગળ સ્થિર રહે. એટલે ત્યાં પ્રાણવાયુ જાય એટલે રોગ મટતો જાય. એટલે રોગ મટતો જાય.

## ચિત્ત જાય ત્યાં દર્દ મટે જ !

ચિત્ત શરીરમાં ક્યાં ક્યાં ભટકે ? જ્યાં કેડો ફાટતી હોય ત્યાં જાય અને આપણને ભૂલાવા ના દે. કેડો ફાટતી હોય ને આપણે દુર્લક્ષ કરવા જઈએ ને, પણ ચિત્ત ત્યાં જઈને જાગૃત કર કર કર્યા કરે. હવે કહેશે, 'ચિત્ત ત્યાં જાય છે, તો ફાયદો શું ? આપણને નુકસાન ના થાય ?' ત્યારે કહે, 'જ્યાં દુઃખેને ત્યાં ચિત્ત રહે તો એ દુખતું મટી જાય.'

**પ્રશ્નકર્તા :** એ સમજ ના પડી. દુખે ત્યાં ચિત્ત જાય તો એ દુઃખ કેવી રીતે મટી જાય ?

**દાદાશ્રી :** મટાડવા માટે જ જાય એ.

**પ્રશ્નકર્તા :** એટલે એ સાયંટિફિક પ્રોસેસ (વૈજ્ઞાનિક પ્રક્રિયા) થઈ જાય ?

**દાદાશ્રી :** હા, સાયન્ટિફિક પ્રોસેસ છે બધી. આ આપણા લોક પાછા બીજા ધંધામાં ચિત્ત પરોવે એટલે પછી પેલું ત્યાં મટવાનું બંધ થઈ જાય. જો તમારે મટાડવું હોય તો ચિત્તને ત્યાં રહેવા દો, એ જગ્યાએ. બીજે બધે બંધ કરીને ચિત્તને એક જગ્યાએ રહેવા દો. ચિત્તમાં તો બધી બહુ શક્તિ છે, એટલે દુખાવો બંધ કરી દે.

**પ્રશ્નકર્તા :** શરીરના કોઈ ભાગમાં કંઈ દુખતું હોય, તો એ ટાઈમે આપણે એમાંથી આપણું ચિત્ત હટાવીને જો આત્મસ્વરૂપમાં લઈ જઈએ તો એ દુખતું બંધ થઈ જાય છે ?

**દાદાશ્રી :** આત્મસ્વરૂપ તો આપણે જ્ઞાન લીધેલું હોય તેને. બહારવાળાને શું ? બહારવાળો તો આત્મસ્વરૂપ જાણતો જ નથી ને એટલે એને ચિત્ત શું કામ કરે કે માથું દુખ્યું એટલે ચિત્ત ત્યાં જયા જ કરે. થોડીવારમાં એનું બધું રેગ્યુલર કરી નાખે. એ લોકો સહન કરે ને ? ચિત્ત તો ત્યાં આગળ જવાનું જ અવશ્ય. ચિત્ત ના જાય તો એ દુઃખ માલમ જ ના પડે. અને ચિત્ત જાય એટલે મટે જ.

## બે મચ્છરાંએ સર્જ્યો હાહાકાર !

બે મચ્છરાં હોય ને મચ્છરદાનીમાં, તો આખી રાત વારેઘડીએ લાઈટ કર્યા કરે. 'કેમ ભઈ લાઈટ કરી પાછી ?' તો કહેશે, 'મચ્છરો પેસી ગયા.' 'અલ્યા મૂઆ બે મચ્છરાં, મેલને પૈડ.' આખી રૂમ મચ્છરાંથી ભરેલી હોય તો આપણે કહીએ, 'મચ્છરાં છે ને હું ય છું.' પણ બે મચ્છરાં એને ઊંઘવા ના દે. આટલા બધા માથાના વાળ ઊંચકાયા છે તો બે મચ્છરાં ના ઊંચકાય ? 'અલ્યા, તારું ચિત્ત શેમાં છે, બળ્યું ?' એ એને કૈડ્યું એમાં ચિત્ત છે. કૈડે ને, ત્યાંથી ચિત્ત ધીમે રહીને ખેંચી લઈએ એટલે પછી એ જગ્યાએ ના રહે. ચિત્તનો સ્વભાવ શું છે ? તમે ખેંચી લો ને એટલે એ જગ્યાએ ચિત્ત ના રહે, આત્મા બધે રહે. આત્મા શરીરમાંથી ઊંચોનીચો થાય નહીં, પણ ચિત્ત ખેંચી લઈએ એટલે આપણને મહીં ફોન ના કરે. હેડ ઓફિસમાં ચિત્ત હોય તો હેડ ઓફિસમાં ફોન કરે કે કૈડ્યું. ચિત્ત ખેંચીને લાવીએ, અહીં આત્મામાં લાવીને રાખીએ.

**પ્રશ્નકર્તા :** તો એનો ખ્યાલ ના રહે કે મચ્છર કરડ્યું કે ના કરડ્યું ?

**દાદાશ્રી :** ખ્યાલ બધો રહે, આત્મા ખરો ને, એટલે. પણ એ હેડ ઓફિસમાં વારેઘડીએ ફોન ના કરે ને, નહીં તો હેડ ઓફિસવાળા પાછા ડી.એસ.પી. મોકલી દે, ચાર પોલીસવાળાને, તે પછી આ હાથ છે તે આમ હલાવે, આમથી તેમ કરે, આંખ્યો આમ કરે ને તેમ કરે. બધું અંગ ચાલુ થઈ જાય.

## મૂળ ભૂલ, 'ઓર્ગેનાઈઝર'ની !

**પ્રશ્નકર્તા :** આ જીભ એવી છે કે ઘડીકમાં આમ બોલી જાય, ઘડીકમાં આમ બોલી જાય.

**દાદાશ્રી :** એવું છે ને, કે આ જીભમાં એવો દોષ નથી. આ જીભ તો અંદર પેલા બત્રીસ દાંત છે ને, એમની જોડે રહે છે. રાતદહાડો કામ કરે છે પણ લડતી નથી, ઝઘડતી નથી. એટલે જીભ તો બહુ સરસ છે પણ આપણે વાંકા છીએ. આપણે ઓર્ગેનાઈઝર (સંચાલક) વાંકા છીએ. ભૂલ આપણી છે. એટલે જીભ એ કચરાય ક્યારે કે આપણું ચિત્ત ખાતી વખતે બીજી જગ્યાએ ગયું હોય ત્યારે જરા કચરાય. અને આપણે જો વાંક હોય તો જ ચિત્ત બીજામાં જાય. નહીં તો ચિત્ત બીજામાં ના જાય ને જીભ તો બહુ સરસ કામ કરે. ઓર્ગેનાઈઝરે આમ આવું જોયું કે જીભ દાંત વચ્ચે કચરાય.

## કર્મશુદ્ધિ, ચિત્તશુદ્ધિના આધારે !

**પ્રશ્નકર્તા :** આ ચિત્ત ખેંચાયા કરે એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ જ પૂર્વકર્મ !

**પ્રશ્નકર્તા :** કર્મની શુદ્ધિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** ચિત્તની શુદ્ધિ થાય એટલે કર્મની શુદ્ધિ થઈ જાય. આ તો ચિત્તની અશુદ્ધિને લઈને કર્મ અશુદ્ધ થાય છે.

**પ્રશ્નકર્તા :** દરેક કર્મ શુદ્ધ થઈ જાય ? ગમે તે કર્મ કરે તે શુદ્ધ થઈ જાય ?

**દાદાશ્રી :** ચિત્તશુદ્ધ થઈ જાય ને, તો પછી કર્મ શુદ્ધ થઈ જાય. ચિત્ત અશુદ્ધ હોય તો કર્મ અશુદ્ધ. ચિત્ત શુભ હોય તો કર્મ શુભ, ચિત્ત અશુભ હોય તો કર્મ અશુભ. એટલે ચિત્ત ઉપર ડિપેન્ડ (આધારી) છે બધું એનું. એટલે ચિત્તને રીપેર કરવાનું છે. આપણા લોક શું કહે છે, કે મારે ચિત્તશુદ્ધિ કરવાની છે. એટલે આ જગતમાં

ચિત્તશુદ્ધિ કરવા માટે જ અધ્યાત્મ છે. એટલે ચિત્તશુદ્ધિ કરવાની જરૂર છે.

ચોરી કરવાથી ચિત્ત અશુદ્ધ થાય અને મહીં પશ્ચાત્તાપ કરવાથી એનું એ ચિત્ત શુદ્ધ થઈ જાય. અને પશ્ચાત્તાપ નહીં કરવાથી આજ લોકોના ચિત્તની અશુદ્ધિ રહી છે. તેથી બધાં અશુદ્ધ કર્મો થયા કરે છે. પશ્ચાત્તાપ કરતા જ નથી. જાણે તોય પશ્ચાત્તાપ નથી કરતા. જાણે તોય શું કહે, કે બધા એવું જ કરે છે ને ? એટલે પોતાનું ચિત્ત અશુદ્ધ થાય છે તે ભાન નથી રહેતું.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર શુદ્ધિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ તો વ્યવહારમાં ચિત્તની શુદ્ધિ રાખે કે ભઈ, આપણે આને દગો કરવો નથી. તો પછી એ વ્યવહારશુદ્ધિ થઈ ગઈ અને દગો થઈ જાય તો વ્યવહાર અશુદ્ધ થઈ જાય. એટલે નીતિ-નિયમથી, પ્રમાણિકતાથી ચાલે તો વ્યવહારશુદ્ધિ રહે. ઓનેસ્ટી ઈઝ ધી બેસ્ટ પોલિસી, ડીસઓનેસ્ટી ઈઝ ધી બેસ્ટ ફૂલીસનેસ (પ્રમાણિકતા એ શ્રેષ્ઠ વ્યવહાર નીતિ. અપ્રમાણિકતા એ શ્રેષ્ઠ મૂર્ખાઇ). વ્યવહારશુદ્ધિ માટે, સામાને સહેજ દુઃખ ના થાય એવો વ્યવહાર રાખીએ એ વ્યવહારશુદ્ધિ કહેવાય. આપણને થયું હોય તે ખમી લેવાનું પણ સામાને ન જ થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ચિત્તથી જ સૌથી વધારે દ્રવ્યકર્મ ઊભાં થયા હશે ?

**દાદાશ્રી :** ખરું કહે છે. ચિત્તથી જ બધાં દ્રવ્યકર્મ ઊભાં થાય છે. રૂટ કોઝ (મૂળ કારણ) બધાં આનાથી જ ઊભાં થાય છે. તેથી અમે કહીએ છીએ ને કે કરવાનું અમારે, લિફ્ટ ચલાવવાની અમારે, તમે બેસી રહો. અમારા કહ્યા પ્રમાણે કર્યા કરો, તમારે કશું કરવાનું નહીં. એવું કહીએ છીએ ને ?

## ચિત્ત ઠારે તે સાચો માર્ગ...

**પ્રશ્નકર્તા :** ભાવ મનને રસ્તો કેવી રીતે અપાય ?

**દાદાશ્રી :** ભાવ મનને રસ્તો તો, આપણે એવું કંઈક આપીએ કે જેની મહીં ચિત્ત ઠરે. ચિત્ત ઠરે એટલે પછી એનું ગાડું ચાલે. લોકોને ચિત્ત ચોંટતું નથી. લોકો ધર્મમાં એવો માલ આપે છે કે જેમાં ચોખ્ખું ઘી તો નથી નાખ્યું પણ પહેલાં વેજીટેબલ ઘી નાખતા હતા, તે હવે વેજીટેબલ ઘી પણ નથી નાખતા. એવો માલ આપે તો શી રીતે ચોંટે બિચારાનું ? કંઈકેય જોઈએ કે નહીં ? થોડુંઘણું ઘી જોઈએ કે ના જોઈએ ? શાથી ચોંટતું નથી ? ઘી વગરની મીઠાઈ આપે છે, પછી મન ચોંટે ? એટલે આપણે અહીં ચોખ્ખા ઘીવાળી મીઠાઈ આપીએ એટલે એનું અહીં ચોંટે પછી, રાગે પડી જાય. આ તો અક્રમ વિજ્ઞાન છે ને !

## નજર લાગે ?

**પ્રશ્નકર્તા :** આ નજર લોકોને લાગે છે, તો નજર લાગે ખરી ?

**દાદાશ્રી :** લાગે તો ખરી જ ને ! પણ આ તો જીવતા માણસને શું ના થાય ? આંખ છે ને ? નજર એટલે શું ? એ તમે સમજ્યા નથી. આપણે આ હલવાઈની દુકાન હોય છે ને, ત્યાં મીઠાઈ જાતજાતની દેખાય છે. ખૂબ ભૂખ્યો માણસ હોય, એ જુએ ત્યાં આગળ એટલે એ નજર લાગી જાય કે કેવી સરસ છે ! અને એકતાન નજર લાગે પેલાની, કારણ કે ભૂખ્યો છે એટલે. અને પેલો ધરાયેલો છે એ કહે કે કેવી સરસ છે, પણ એમાં એકતાન ના થાય. હવે એકતાન થાય એટલે નજર લાગે. પછી મીઠાઈ બગડી જાય. એવી રીતે પેલા માણસનેય અસર કરે. જેને બાબો જ ના હોય, તે કો'કનો ફર્સ્ટક્લાસ બાબો જોયો એટલે કહેશે, કેવો સરસ છે કે ચોંટ્યું ! તેથી આપણા લોકો બાબાને આમ પેલા ડાઘા આમ કરીને કરે છે.

**પ્રશ્નકર્તા :** એને અસર થાય ખરી ?

**દાદાશ્રી :** ચોક્કસ. પણ પેલું કાળું ટપકું દેખાય એટલે પછી પૂરેપૂરું તો એની નજરમાં ના આવે. આમ કાળાં ટપકાં કરે ને ? એ શોધખોળ ખોટી નથી બધી.

**પ્રશ્નકર્તા :** નજર ઉતારે છે તો અસર થાય ?

**દાદાશ્રી :** એય વાત સાચી છે. પણ આ બધા એક્ઝેગરેશન કરી નાખે છે, એવું નથી. મૂળ વસ્તુ સાચી છે. એટલે મન ત્યાં આગળ સ્થિર રહે. આવડાં નાનાં કાળાં છોકરાં હોય ને, તેને નજર ના લાગે પણ આ તો ગોરું ગબ્બ જેવું દેખાતું હોય અને પેલાને ભૂખ હોય, પેલાને છોકરું ના હોય તો એની નજર લાગે. અને ઘેર પાંચ-સાત છોકરાં હોય, તે મૂઓ જુએય નહીં. કંટાળી જ ગયેલો હોય ત્યાંથી. ત્યારે જેને છોકરો ના હોય, એટલે એના મનમાં એમ થાય કે આ કેવું સરસ છોકરું ! એટલે ભૂખ ઉપર આધાર રાખે છે. ભૂખ્યો માણસ છે તે આ હલવાઈની દુકાન જુએ એટલે કેટલીક મીઠાઈઓ બગડી જાય છે. ચિત્ત ચોંટ્યું એ કંઈ ગાંડપણ નથી. અને એનું ચિત્ત ખોવાઈ ગયું હોય તે આપણને દેખાય છે. એટલે નજર લાગે છે તે વાતેય ચોક્કસ છે.

પેલી સાડીઓ શેઠિયાઓએ, દુકાનદારોએ લટકાવેલી હોય છે. તે ઘણાનાં ચિત્ત ત્યાં ખોવાઈ જાય છે, પણ સાડી કશું શામળી નથી થઈ જતી. કારણ કે બગડવા જેવી ચીજ હોય તો બગડી જાય. આને બગડવાનું કંઈ નહીં ને ! પણ એનેય અસર તો થતી જ હશે ને કંઈ પણ !

## ચિત્તશક્તિથી ચમચા ય વળે !

**પ્રશ્નકર્તા :** એક ચોપડીમાં વાંચવામાં આવેલું કે એક પુરુષે પોતાનો દેહપ્રભાવ શક્તિનો પરિચય કાર્યક્રમ દ્વારા આપ્યો, તે ઘરમાં ટેબલ ઉપરના ચમચા, છરી-કાંટા વળી ગયા હતા, ચીજવસ્તુઓ ખસી ગઈ હતી, તો આ કેવી રીતે બન્યું હશે ? શું આ સાચું છે ?

**દાદાશ્રી :** સાચું છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે બની શકે ?

**દાદાશ્રી :** તમે ચિત્તની શક્તિ એક જગ્યાએ બરાબર મૂકો ને, એક જ વસ્તુ ઉપર, તો એ વસ્તુમાં ફેરફાર થઈ જાય. તે પછી ઘણા

કાળ સુધી રહેવી જોઈએ. તમે એક વસ્તુ પર ચિત્તશક્તિને મૂકો ને, તો એ વસ્તુનું શુંનું શુંય કરી નાખે !

**પ્રશ્નકર્તા :** એક જ વસ્તુનો સવાલ નથી, બધી વસ્તુઓ માટે થાય ને ?

**દાદાશ્રી :** હા, બધી વસ્તુનું થાય. અરે, માણસ હઉ ટાઢો થઈ જાય. ચિત્તશક્તિ એટલી બધી જબરજસ્ત શક્તિ છે ! પણ તે કોણ કરી શકે ? હૃદયશુદ્ધિવાળા. બીજા લોકોનું ગજું નહીં.

❖ ❖ ❖

## (૭)

# ઈન્ટરેસ્ટવાળી અટકણો

### રસ, નીરસ, સરસ ત્યાં ચોંટે ચિત્ત !

**પ્રશ્નકર્તા :** ચિત્ત શુદ્ધ થયા પછી અંતરાત્મા જે જ્ઞાન પ્રાગટ્ય કરે છે, એમાં બાહ્ય આવરણોથી મુક્ત રાખે છે. એટલે મન જે છે એ એકદમ બાહ્ય વિચારો તરફ ઝૂકતું નથી પણ આંતરિક વિચારો તરફ વધારે પડતું ઢળે છે.

**દાદાશ્રી :** એ મન નથી પણ ચિત્તવૃત્તિઓ છે. આ જ્ઞાન પછી વૃત્તિઓ પાછી ફરવા માંડે છે. જે વૃત્તિઓ પહેલાં બહાર જતી'તી, એ વૃત્તિઓ પાછી અંદર આવે. ભટકવા ગયેલી હોય તેય વૃત્તિઓ બધી પાછી આવે.

**પ્રશ્નકર્તા :** નીરસતા અને ઉદાસીનતા થાય તો ચિત્તવૃત્તિ પાછી વળી છે એવું કહેવાય ? એની નિશાની છે ?

**દાદાશ્રી :** હા, અને ચિત્તવૃત્તિ પાછી નહીં વળી હોય તોય વળશે. નીરસતા અને ઉદાસીનતા એ શરૂઆત છે. હવે રસ રહ્યો નથી, 'ઈન્ટરેસ્ટ'(રસ) ઓછો થવા માંડ્યો છે. પછી 'ડિસ્ઈન્ટરેસ્ટ' ન થઈ જવો જોઈએ. આમાં 'ઈન્ટરેસ્ટેડ' હતા, તે પાછા આમ 'ડિસ્ઈન્ટરેસ્ટ' થયા, એટલે આ ખાડામાં પડ્યા. 'ઈન્ટરેસ્ટેય' નહીં ને 'ડિસ્ઈન્ટરેસ્ટેય' નહીં. એટલે 'ઈન્ટરેસ્ટ', 'ડિસ્ઈન્ટરેસ્ટ'થી પર થવાનું છે. 'ઈન્ટરેસ્ટ' કરીને શું સ્વાદ પડ્યો કોઈ દહાડો ? આટલી જિંદગી ગઈ, 'ઈન્ટરેસ્ટ'

પડ્યો હશે, એમાં મજા આવી બરોબર ? આ તો ઉપર વજન બધું લટકેલું છે, ક્યારે પડશે એ કહેવાય નહીં ને નીચે ખાવા બેસીએ એના જેવું આ ભોગવવાનું. પેલા અષ્ટાવક્ર મુનિ જમવા બેઠા હતા ને, એવી દશા છે આપણી આ !

ચિત્તવૃત્તિઓ જો પાછી ફરવા માંડી ત્યારે મન શું કરે ? મન 'એક્ઝોસ્ટ' થયા કરે. તે અમારું ખાલી થયેલું મન કેવું સુંદર છે ! ખાલી થયેલું એટલે થોડુંક જ મન હોય. ક્ષણવાદી, ક્ષણનો પ્રયોગ કરનારું હોય અને તમારે તો ગોળ ઉપર માખ ભમ્યા કરે ને એવું. થોડીવાર પા-અડધો કલાક ભમ્યા જ કરે. કોઈએ કશું કહ્યું ના હોય તોય ભમ્યા કરે. અને મારે તો કોઈ કશું કહી ગયું હોય તોય ક્ષણવાદી મન, એટલે આગળ ચાલવા માંડે. એમાં 'ઈન્ટરેસ્ટ' નહીં એટલે પછી મન તો આગળ ચાલ્યા જ કરે. આ તો 'ઈન્ટરેસ્ટ' અને 'ડિસ્ઈન્ટરેસ્ટ'વાળા, ત્યાં આગળ મન માખની પેઠ ભમ્યા કરે.

**પ્રશ્નકર્તા :** દિવસોના દિવસો સુધી ભમ્યા કરે ?

**દાદાશ્રી :** દિવસોના દિવસો સુધી ? મારે હઉ થયેલા બધા પ્રયોગો, તે દહાડાના દહાડા જ ચાલ્યા જાય. આપણે જાણીએ કે આપણા હાથમાં શું આવ્યું આ ? એટલે પછી એમ થાય કે આ બધું જ કરીએ તે ખોટું છે. વાત સાચી જડી નહીં. જડી હોય તો આ દશા થાય નહીં. એટલે મન 'એક્ઝોસ્ટ' થઈ જાય પછી. ચિત્તવૃત્તિઓ પાછી આવી, પછી રહ્યું શું તે ? બુદ્ધિ બરાડા પાડતી બંધ થઈ જાય. કારણ કે મન 'એક્ઝોસ્ટ' થાય, તેમ તેમ 'ઈગોઈઝમ' ઉતરતો જાય. પેલો મૂળ જીવતો 'ઈગોઈઝમ' જતો રહ્યો, પણ હજુ 'ડિસ્ચાર્જ' ઈગોઈઝમ છે ને, તે હલકો થતો જાય, હલકો ફૂલ થઈ જાય !

હવે ચિત્ત કોઈ જગ્યાએ જાય જ નહીં આપણું. એક દહાડો રવિવારને દહાડે બેસવું, તો ચિત્ત આઘુંપાછું ના થાય. એવું જો કદી એક કલાક જોયું, એવું જો આખો દહાડો રહે ને, એવું જો જિંદગીભર રહે, તો થઈ રહ્યું. અને જો ચિત્ત જાય તો એના કોઝિઝ ખોળી કાઢવાં કે

શી એવી અભીપ્સા રહી ગઈ છે, તે આ ચિત્ત જાય છે ?

**પ્રશ્નકર્તા :** એ તો તમે પેલા સિમ્પલ શબ્દોમાં એમ કહ્યું કે ઈન્ટરેસ્ટ હોય ત્યાં ચિત્ત જાય.

**દાદાશ્રી :** એ જ સ્તોને. જ્યાં જ્યાં હજુ ઈન્ટરેસ્ટ છે, ત્યાં ચિત્ત જાય. ઈન્ટરેસ્ટ અને ડિસ્ઈન્ટરેસ્ટ મટી ગયું એટલે ચિત્તવૃત્તિ બહાર નીકળે નહીં અને એ જ પરમાત્મા. આત્મા પ્રાપ્ત થયા પછી બધી વૃત્તિઓ પાછી ઘેર આવે અને ઘડીવાર ગઈ હોય તોય પણ પાછી ઘેર આવશે. એવું કોઈ દહાડો બને છે ?

**પ્રશ્નકર્તા :** હજુ આ જે ચિત્તમાંથી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. ચિત્ત અને વૃત્તિનો સંબંધ એ બરોબર સમજાયો નહીં. ચિત્ત ચેતન છે અને વૃત્તિ અચેતન છે, એમ ?

**દાદાશ્રી :** ચિત્ત અને વૃત્તિ એક જ કહેવાય છે, વસ્તુ એક જ છે. અહીંથી અમુક વસ્તુનો જે ઈન્ટરેસ્ટ હોય, આપણને કેરીનો, એટલે ચિત્તવૃત્તિ અહીંથી માર્કેટે જાય. ચિત્ત અહીં હોય, ઘરમાં હોય ત્યાં સુધી ચિત્ત કહેવાય અને બહાર ફરવા માંડ્યું એટલે ચિત્તવૃત્તિ કહેવાય. એ પછી કેરીઓ જઈને જુએ ત્યાં આગળ ને પછી આપણને કહે કે કેરીઓ લેવા જેવી છે. તે પછી આપણે મહીં મૂંઝાઈએ. પછી મન પકડી લે. પછી બુદ્ધિ પકડી લે. પછી ડિસિઝન (નિર્ણય) આવી જાય. પણ પહેલું ચિત્ત ખોળી કાઢે બધું. કારણ કે ચિત્ત જોઈને બોલે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે વૃત્તિ આપણે કહીએ છીએ ને, તો આ સંજોગ મળતાં મનની ગાંઠો જે ફૂટે છે, એ વૃત્તિ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ તો પછી મનોવૃત્તિ બોલવી હોય તે બોલે. પણ મનોવૃત્તિઓ કહેવા જેવુંય નહીં. વૃત્તિઓ ચિત્તને લાગુ થાય છે.

## તપાસવી, મહીંલી મૂર્છાઓ...

**પ્રશ્નકર્તા :** ચિત્તવૃત્તિ અંદર સ્થિર રહે એના માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** હા, પણ ચિત્તવૃત્તિ કેમ બહાર જાય છે તેની તપાસ તો આપણે કરીએ ને કે ભાઈ, આપણને સાડીની કંઈ પડેલી નથી. તો શેની પડેલી છે ? શામાં 'ઈન્ટરેસ્ટ' રહ્યો છે હવે ? ત્યારે કહે, 'અમુક જાતમાં.' તે કંઈ પણ 'ઈન્ટરેસ્ટ' હોય તો ચિત્ત બહાર ભટકે, નહીં તો ચિત્ત એના ઘરમાં જ બેસે. તમારે હવે શામાં 'ઈન્ટરેસ્ટ' રહ્યો છે ? બધું આઘુંપાછું કરી નાખ્યું, હવે શામાં 'ઈન્ટરેસ્ટ' રહ્યો, એ મને કહો ને ! આમ તો 'ચંદુભાઈ' શું કરે છે તેને 'તમે' જુઓ એવા છો, તો પછી હવે 'તમારે' શેને માટે 'ઈન્ટરેસ્ટ' રહ્યો, એ કહો.

**પ્રશ્નકર્તા :** એવો કંઈ ખાસ 'ઈન્ટરેસ્ટ' રહ્યો નથી.

**દાદાશ્રી :** એ 'ઈન્ટરેસ્ટ' હોય તો એનું પ્લસ-માઈનસ જોઈ લેવું કે આમાં ફાયદો છે કે ચિત્તવૃત્તિ ઘેર રહે તેમાં ફાયદો છે ? આ ચિત્તવૃત્તિ સાસરે રહે તેમાં ફાયદો છે કે આપણે પિયર રહે ત્યાં ફાયદો છે ? સાસરે રહેશે ત્યાં સુધી દુઃખ થશે. આપણે કહીએ, પિયર આવતી રહે, બા !

તમામ શાસ્ત્રોનો સાર, ચિત્તવૃત્તિ ઘેર લાવવી તે. તમારે થોડીઘણી ચિત્તવૃત્તિ ઘેર આવી છે કે નથી આવી ?

**પ્રશ્નકર્તા :** પહેલાં કરતાં સારી આવી છે.

**દાદાશ્રી :** હવે થોડીક બહાર ભટકે છે ?

**પ્રશ્નકર્તા :** ક્યારેક ક્યારેક બહાર ભટકે છે.

**દાદાશ્રી :** પણ એના પ્રયત્નમાં છોને, પાછી વાળ વાળ કરો છોને ? જ્યાં ભટકે છે ત્યાં 'ઈન્ટરેસ્ટ' હશે એમ લાગે ને ?

**પ્રશ્નકર્તા :** પહેલાં કરતાં 'ઈન્ટરેસ્ટ' ઓછા થઈ ગયા, એટલે પહેલાં જેવું નથી હવે.

**દાદાશ્રી :** બરોબર. પણ હવે ધ્યાનમાં રહે છેને કે અહીં થોડો ઘણો ઈન્ટરેસ્ટ છે માટે ત્યાં ચિત્ત રહે છે ? એ 'ઈન્ટરેસ્ટ' ઊડી ગયો એટલે ખલાસ થઈ ગયું ! તેથી હું કહું છું ને કે મારામાં ને તમારામાં

ફેર શું ? આટલો જ ફેર છે. ત્યારે એ કહે, 'ઓહોહો ! એ તો હું ભાંગી નાખીશ.' ત્યારે ભાંગી નાખને, બા. સહેલો રસ્તો દેખાડી દઉં તને. નથી જપ કરવાના, નથી ત્યાગ કરવાનો, નથી બાયડી છોડવાની, નથી છોકરાં છોડવાનાં. બાઈડી ગાળો ભાંડે તેમાં ઈન્ટરેસ્ટ પડે કે ગાળ ના ભાંડે તેમાં 'ઈન્ટરેસ્ટ' પડે ?

**પ્રશ્નકર્તા :** ના ભાંડે તેમાં.

**દાદાશ્રી :** એટલે એ 'ઈન્ટરેસ્ટ' પડ્યો પાછો. અમને તો એય 'ઈન્ટરેસ્ટ' નથી રહ્યો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપ પૂછો છો કે ઈન્ટરેસ્ટ છે તમને ? ત્યારે અમે એમ કહીએ કે ના, નથી. અને આપ આવું કહો. એટલે અમને એમ લાગે કે અમે તો કેવું બધું બોલીએ છીએ ? મૂરખ બનીએ છીએ.

**દાદાશ્રી :** મૂરખ બનવાનો સવાલ નથી. વાત આપણે એમ છે કે 'તમને સ્ત્રી ગાળો ભાંડે છે એમાં 'ઈન્ટરેસ્ટ' પડે છે ?' ત્યારે કહે, 'ના, નથી પડતો !' તો એ સારી રીતે બોલાવે છે તેમાં 'ઈન્ટરેસ્ટ' પડે છે ? ત્યારે કહે, 'હા, પડે છે.' તે 'ઈન્ટરેસ્ટ' છે ત્યાં સુધી વૃત્તિઓ બહાર છે. એટલે આપણને સારું બોલે કે આટલી ગાળો આપે, તે કોને આપે ? એ 'ચંદુભાઈ'ને આપે, એ કંઈ 'તમને' આપનાર છે ? 'યુ આર સેફ, એવર સેફ (કાયમ સલામત) ! હું 'તમને' 'સેફ' કરી આપું. તમને આ બધી જ ચીજોથી 'સેફ' કરી આપું. પછી વાંધો આવે તમને ? 'ઈન્ટરેસ્ટ' છે આ, ખબર પડે કે ના પડે ? અને આમ તો બધું જોવા જઈએ તો કહે, ''હવે કશો 'ઈન્ટરેસ્ટ' નથી રહ્યો.''

## ખેંચાય ચિત્ત, રસીલાં ભણી !

સાડીમાં લોકો ખોવાઈ જાય કે ના ખોવાય ? કેટલાની ત્રણ-ત્રણ હજારની, પાંત્રીસસોની હોયને ? મને તો, 'દાદા ભગવાન' એટલે લોકો સાડીઓનાં કારખાનામાં જાણીજોઈને પગલાં પાડવા માટે બોલાવડાવે. મને કહે કે અમારાં કારખાનામાં પગલાં પાડો. હવે પગલાં પાડે એટલે માલ

જોવો પડે, તે પોત જોવું પડે, અમથું દેખાવનું. એના મનમાં સારું લાગે એટલા માટે આમ ફેરવી ફેરવીને જોઉં. દેખાવ, ખાલી દેખાવ કરું. એના મનને આનંદ થાય એટલા માટે ખાલી ડ્રામા, કપટ નહીં, ડ્રામા જ કરવાનો. પછી હું પૂછું કે 'આ સાડી કેટલાની ?' ત્યારે કહે, 'પીસ્તાળીસસો રૂપિયાની સાડી, મોટાં મહારાણી માટે બનાવી છે.' ત્યારે મેં તોલ કાઢ્યો કે, 'જો સાડી પીસ્તાળીસસોની, તો મહારાણીની કિંમત કેટલી હશે ?'

કેવી ચિત્તવૃત્તિઓ છે ? તેમાં પીસ્તાળીસસોની સાડી તો કોઈક જ દહાડો પહેરે. જો રોજ પહેરીને ઘસી ઘસીને ફાડી નાખતી હોય તો હું જાણું કે પીસ્તાળીસસો વસૂલ થયા. પણ આ સાડી તો મહીં બેઠી બેઠી એમ ને એમ સડી જવાની. અને છ મહિને એક ફેરો કાઢે ! અને પછી પોતે જ અરીસામાં જો જો કર્યા કરે. કોઈ બાપોય જોવા નવરો નથી. એ જાણે કે મને લોકો જોશે હવે. લોક ચિંતાવાળા છે. જો ચિંતા ના હોય ને તો જુએ બિચારાં. લોકોને તો નાટક જોવામાં વાંધો નથી પણ ચિંતાવાળા, તે શી રીતે જુએ તે ? પોતાની ચિંતામાં આખો હોય કે આવું જોવા નવરો હોય ?

એટલે આ 'ઈન્ટરેસ્ટ' હશે ત્યાં આગળ ચિત્તવૃત્તિ જશે અને 'ડિસ્ઈન્ટરેસ્ટ' હશે ત્યાંય ચિત્તવૃત્તિ જશે. જ્યાં 'ડિસ્ઈન્ટરેસ્ટ' થયો કે ત્યાંય ચિત્તવૃત્તિ જશે. માટે 'ડિસ્ઈન્ટરેસ્ટ'ય નહીં ને 'ઈન્ટરેસ્ટ'ય નહીં. હવે બાઈ ઠપકો આપે ત્યારે કોઈ કહેશે, 'તમને આ નથી ગમતું ?' ત્યારે કહીએ, 'ના બા, જે આપે તે ગમે !' તો પેલુંય ગમે છે, ના આપે તો આય ગમે. એ તો રોજ લાડવા હોતા હશે ? અને કો'ક દા'ડો ખીચડી મૂકે કે ના મૂકે ? ખીચડી ને શાક બે જ. એવું છે આ બધું.

**પ્રશ્નકર્તા :** ચિત્તવૃત્તિઓ પાછી ક્યારે વળે ?

**દાદાશ્રી :** 'ઈન્ટરેસ્ટ' એમાંથી જાય ત્યારે. એનો શા માટે 'ઈન્ટરેસ્ટ' પડ્યો છે ? શું એમાં ઈન્ટરેસ્ટ રાખવા જેવો છે કે બીજી કોઈ વસ્તુમાંય રાખવા જેવો છે ? એનું સરવૈયું કાઢીએ એટલે તરત ખબર પડે.

❖ ❖ ❖

## (૮)

# અતૃપ્ત ચિત્ત અનાદિથી, વિષય સુખથી !

### વિકારમાં નિર્વિકારે વીર્ય ઊર્ધ્વગામી !

**દાદાશ્રી :** પ્રકૃતિ અને કુદરતમાં શું ફેર ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને કુદરતમાં ફેર નહિ, દાદા ? પોતાની પ્રકૃતિ અને કુદરત એ જુદી ને ?

**દાદાશ્રી :** પ્રકૃતિ એ કુદરત જ ગણાય છે. પણ આ પ્રકૃતિ જુદી જુદી ખરીને, એટલે જુદું જુદું કહેવાય. પેલું કુદરત ભેગી હોય. પેલો મહાસાગર કહેવાય ને આ નદીઓ કહેવાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર માત્ર એ કુદરત જ છે ને ?

**દાદાશ્રી :** હા, તે કુદરત જ ને ! એ કુદરતની બહાર નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી આ બ્રહ્મચર્યની વાતો કરે છે, એ અકુદરતી નથી થતું ?

**દાદાશ્રી :** અકુદરતી કરવાની જરૂર એટલા માટે છે કે આ વિષય એ એવી વસ્તુ છે કે મનને અને ચિત્તને જે રીતે જતું હોય, તે રીતે નથી રહેવા દેતું ને એક ફેરો આમાં પડે કે આની મહીં આનંદ માનીને ઊલટું ચિત્તનું ત્યાં જ જવાનું વધી જાય છે. અને 'બહુ સરસ છે, બહુ મઝાનું છે' એમ માનીને નર્યા પાર વગરનાં બીજ પાડે છે.

**પ્રશ્નકર્તા :** કેટલાકને તો આમાં રુચિ જ નથી હોતી. રુચિ

ઉત્પન્નેય નથી થતી અને કેટલાકને એ રુચિ વધારે પડતી પણ હોય છે. એ પૂર્વનું જ લઈને આવેલો છે ને ?

**દાદાશ્રી :** એ વિષય એકલો જ એવો છે કે એમાં બહુ લોચા વળી જાય છે. એક ફેરો વિષય ભોગવ્યો કે પછી એનું ચિત્ત ત્યાંનું ત્યાં જ જવાનું.

**પ્રશ્નકર્તા :** પણ એ પૂર્વનું લઈને આવેલો હોય ને એવું ?

**દાદાશ્રી :** પણ એનું ચિત્ત ત્યાંનું ત્યાં જ જતું રહે, એ પૂર્વનું લઈને નથી આવ્યો. પછી ચિત્ત એનું છટકી જ જાય છે, હાથમાંથી ! પોતે ના કહે તોય છટકી જાય. એટલા માટે આ છોકરાઓ બ્રહ્મચર્યના ભાવમાં રહે તો સારું પણ આ છોકરાંઓ, જો એક જ ફેરો વિષયને અડ્યા હોયને, તે પછી રાત-દહાડો એનાં એ જ સ્વપ્નાં આવે.

**પ્રશ્નકર્તા :** અને આ જે સાથે સૂવાની પ્રથા છે, એ અમુક પ્રથાઓ જ ખોટી છે ?

**દાદાશ્રી :** એ બધી પ્રથાઓ ખોટી છે. આ તો સમજણવાળી પ્રજા નહિને, તે ઊંધું ઘાલી દીધું છે બધું ! પછી છોકરા-છોકરીઓ એમ જ માની લે છે કે આ પ્રમાણે હોય જ, આ જ મુખ્ય વસ્તુ છે તેય જો સ્ત્રીને એના ધણીમાં જ ચિત્ત કાયમ રહેતું હોય તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ તે કાયમ રહેતું નથી ને ?

**દાદાશ્રી :** અરે, બીજું જુએ છે ત્યારે પાછો ડખો કરે છે. એટલે ભાંજગડ છે. તે મૂળમાંથી ઉડાડી દેવા જેવી વસ્તુ છે. એનાથી જ બધો સંસાર ઊભો રહ્યો છે. વિકારમાં 'નિર્વિકાર' થતાં આવડે નહિ. વિકારમાં નિર્વિકાર થતાં જો આવડે તો એનું વીર્ય બધું ઊર્ધ્વગામી થાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ વિકારમાં નિર્વિકારી થવું એ કંઈ રમત વાત નથી.

**દાદાશ્રી :** એ રમત વાત નથી ને, છતાં જ્ઞાની પુરુષની આજ્ઞાથી વિકારમાં નિર્વિકાર રહી શકાય એવું છે, નહિ તો આજ્ઞા શી રીતે અપાય ? જે બનવાનું છે, એને છોડાય શી રીતે ?

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞા કરતાંય વિષયનો ફોર્સ બહુ જબરો હોય છે ને ? એટલે એ આજ્ઞા-બાજ્ઞા બધું ફેંકી દે ને ?

**દાદાશ્રી :** ના, પેલાનો નિશ્ચય હોય તો અમારી આજ્ઞા એને કામ કર્યા કરે. ઘણા માણસોને કામ કરે છે.

## મન ભાવન ત્યાં ચિત્ત ચોંટણ !

એક છોકરી હોય, એણે બહાર દુકાને એક સાડી લટકતી જોઈ. હવે, એ શું કહેશે કે 'પપ્પાજી, આ કેવી સુંદર સાડી છે !' એટલે આપણે સમજી જઈએ કે બેનની દાનત ખોરી છે. ત્યારે આપણે કહીએ, 'હા બેન, સાડી બહુ સારી છે.' હવે એ બેનનું ચિત્ત એ સાડીમાં જાય એટલે બેન પછી મૂર્છિત થઈ જાય. એનું ચિત્ત સાડીમાં ખોવાઈ જાય ને ચિત્ત ખોવાયું એટલે એની મૂર્છિત દશા થઈ જાય. પછી એ બેન ઘેર આવે તો પણ બે ચિત્ત ફર્યા કરે. બે ચિત્ત કેમ દેખાય છે ? ત્યારે કહે, 'ચિત્ત પેલી સાડીમાં રહી ગયું છે.' સાડી જોઈ ત્યારથી જ ચિત્ત સાડીમાં વળગ્યું છે. પછી એ બેન અહીં ઘેર બેસી રહે. લોક કહેશે, 'આ બેનને શું થઈ ગયું હશે ?' મારા જેવો કો'ક હોય તે સમજી જાય કે આ બેન એનું ચિત્ત ત્યાં આગળ ભૂલી ગયાં છે. એ બેનને પણ સમજણ ના પડે કે મને શાથી આવું થાય છે. આ ભ્રાંતિ એવી વસ્તુ છે કે પોતાને સમજવા દેતી નથી. અમને તો બધું ફોડવાર સમજાય કે આ બેનને શું થયું છે ? એને શું રોગ છે ? ક્યાંથી રોગ પેઠો છે ? ભૂલેશ્વરના બજારમાં ગયા ત્યાર પહેલાં આ રોગ નહોતો. ભૂલેશ્વરનાં બજારમાં પેઠેલા ત્યાર પછીથી આ રોગ પેઠો છે. હું એ બેનને કહું પણ ખરો, તારે આમ થયું છે. ત્યારે એ બેનને સમજાય પાછું.

હવે આ તો સાડીની વાત થઈ. પણ કોઈ માણસે દુકાનમાં હાફૂસની કેરી જોઈ તો ત્યાં એનું ચિત્ત ખેંચાય. અરે, કેટલીક જગ્યાએ તો ચિત્ત એવું ખેંચાય છે કે આપણે આંબાવાડિયે ગયા હોઈએ ને આંબાના ઝાડ પર ઉનાળામાં આવડી આવડી કેરીઓ લટકતી-હાલતી દેખી તો દેખતાંની સાથે મોઢામાં ખટાશ હઉ અનુભવે. અરે, કેરી નથી ખાધી તે પહેલાં ખટાશ

આવે ? ત્યારે જુઓ, આ આત્માની હાજરીથી કેટલી કેટલી જાતના પર્યાયો ઊભા થાય છે અને અનંત પ્રકારના પર્યાયો ફર્યા કરે છે !

અમે તો એવો અનુભવ કરેલો છે. કારણ કે એક બાજુ તાપ, ઉપર કેરી હાલતી દેખાય, તે આપણે ખાઈએ તે પહેલા ખટાશ આવી જાય મોઢામાં. નાનપણમાં હું કોઈ પણ ચીજને સ્ટડી કર્યા વગર જવા દેતો નહીં. હું ભણતો નહોતો, હું સ્ટડી કરતો'તો.

કોઈ માણસને પોતાને ઘેર સ્વરૂપવાન સ્ત્રી છે, છતાં એણે રસ્તામાં કોઈ એક સ્ત્રી જોઈ. જેમ પેલી બેનનું ચિત્ત સાડીમાં રહી ગયું તેવું આ ભાઈનું ચિત્ત સ્ત્રી દેખીને એમાં રહી જાય છે. એટલે એને મૂર્છિત થઈ ગયો કહેવાય. મૂર્છિત થઈ ગયો એટલે એનામાં શું શક્તિ રહે પછી ? મૂર્છિત થઈ ગયો એટલે એ અને દારૂડિયો બેઉ સરખા થઈ ગયા. એમાં પછી કશી બરકત આવે નહીં.

## ચિત્ત ડોલે, મુરલી સામે સર્પ જ્યમ !

હું શું કહેવા માગું છું કે જગત આખામાં ફરો, કોઈ પણ વસ્તુ તમારા ચિત્તને હરણ ના કરી શકે તો તમે સ્વતંત્ર છો. કેટલાંય વર્ષથી મારા ચિત્તને મેં જોયું છે કે કોઈ ચીજ હરણ કરી શકતી નથી. એટલે પછી મારી જાતને હું સમજી ગયો, તદ્દન સંપૂર્ણ સ્વતંત્ર થયો છું. મનમાં ગમે તેવા ખરાબ વિચાર આવે તેનો વાંધો નથી પણ ચિત્તનું હરણ ના જ થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ખરાબ વિચાર આવે છે તે પણ ચિત્ત વગર આવે છે ?

**દાદાશ્રી :** હા, ચિત્તને અને વિચારને કશી લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** એમ માનો ને, મને બહારની કોઈ વસ્તુનો વિચાર આવ્યો તો એ બહારની વસ્તુ આપણા ચિત્તનું હરણ કરે છે, એ થયું કે ના થયું ?

**દાદાશ્રી :** ના, એ બે વસ્તુનું બેલેન્સ નથી. આ હોય તો આ હોવું સંભવે એવું નથી. બનતાં સુધી હોય, પણ આ હોય તો આ હોય જ એવું નથી. ઘણા ફેરો વિચાર એકલા હોય, ચિત્તનું હરણ ના ય થયું

હોય. ઘણા ફેરો ચિત્ત ગયું હોય અને વિચારમાં ના હોય. એમ હોય ને એ ના પણ હોય.

**પ્રશ્નકર્તા :** ચિત્તનું હરણ ક્યારે થયું કહેવાય કે જ્યારે આપણે ચિત્ત ઉપર આપણો કંટ્રોલ ગુમાવી બેસીએ ત્યારે ?

**દાદાશ્રી :** મૂર્છિત થઈ જાય. પેલી બાઈને ઘેર આવીને સાડી યાદ આવી એટલે એનું ચિત્ત ત્યાં સાડીમાં છે અને ચિત્ત ત્યાં રહ્યું એટલે એનું મન અહીં કૂદાકૂદ કરે. કારણ કે આખી પાર્લામેન્ટ તૂટી કે મન કૂદાકૂદ કરે, બુદ્ધિ બૂમાબૂમ કરે. બધું આખું ઘોર અંધકાર થઈ જાય અને પેલી બાઈ મૂર્છિત થઈ જાય. એવો પેલો ભાઈ પણ મૂર્છિત થઈ જાય.

## વિષય ત્યાં ધ્યાન ચ્યૂત !

તને એવો અનુભવ છે કે અબ્રહ્મચર્ય થાય ત્યારે ધ્યાન બરાબર રહેતું નથી ?

**પ્રશ્નકર્તા :** ચિત્ત જો સહેજ પણ વિષયનાં સ્પંદનોને ટચ થયેલું હોય, તે સ્થૂળમાં નહીં પણ સૂક્ષ્મમાં પણ થયું હોય, તો કેટલાય કાળ સુધી પોતાની સ્થિરતા ના રહેવા દે. અને ચિત્ત એને અડીને પાછું છૂટી ગયું હોય તો પોતાની સ્થિરતા જાય નહીં.

**દાદાશ્રી :** અમારું ચિત્ત કેવું હશે ? એ કોઈ દહાડો સ્થાનમાંથી છૂટ્યું જ નથી ! અમે બોલીએ ત્યારે નિરંતર આમ મોરલીની પેઠે ડોલ્યા કરે. ત્યારે ચિત્ત પ્રસન્નતા ઊભી થાય. નહિ તો મોઢું ખેંચાઈ ગયેલું હોય, જીભેય ખેંચાઈ ગયેલી હોય. લોકો તો આંખો વાંચીને કહી દે કે આ ખરાબ દૃષ્ટિવાળો છે. ઝેરીલી દૃષ્ટિ હોય, તેનેય લોક કહી દે કે આની આંખમાં ઝેર છે. એવી જ રીતે આંખમાં વીતરાગતા છે, એ પણ સમજી શકે છે. લોક બધું સમજી શકે એમ છે, પણ દાળ-ભાત-રોટલી-શાક ખાઈને વિચારે તો ! પણ ખાઈને સૂઈ જાય તો ના સમજે.

## માણે આનંદ અહંકાર !

ચિત્ત ચેતન છે, એ જ્યાં જ્યાં ચોંટ્યું ત્યાં ત્યાં ભટક ભટક

કર્યા કરવું પડે.

**પ્રશ્નકર્તા :** ચિત્ત જ્યાં ને ત્યાં નથી ઝલાઈ જતું, પણ એક ઠેકાણે ઝલાયું તો તે આગલો હિસાબ છે ?

**દાદાશ્રી :** હા, હિસાબ છે તો જ ઝલાય, પણ આપણે હવે શું કરવું ? પુરુષાર્થ એનું નામ કહેવાય કે હિસાબ હોય ત્યાંય ઝલાવા ના દે. ચિત્ત જાય પણ ધોઈ નાખે તો એ અબ્રહ્મચર્ય નથી કહેવાતું. ચિત્ત જાય ને ધોઈ ના નાખે તો એ અબ્રહ્મચર્ય કહેવાય. આપણા કવિરાજે ગાયું છે ને, 'માટે ચેતો મન, બુદ્ધિ, નિર્મળ રહેજો ચિત્તશુદ્ધિ.' કવિ શું કહે છે ? મન, બુદ્ધિને ચેતવે છે. હવે આપણે ચિત્તવૃત્તિ નિર્મળ રાખવા શું કરવું પડે ? આજ્ઞામાં રહેવું પડે ! અમારું ચિત્ત સંપૂર્ણ શુદ્ધ રહે, એટલે પછી કશું અડેય નહિ ને નડેય નહિ. તમે જેમ જેમ આજ્ઞામાં રહેતા જશો. તેમ તેમ પહેલાનું જે અડ્યું હોય, જેમ ચંદ્રગ્રહણ લખેલું હોય છે તે આઠ વાગ્યાથી એક વાગ્યા સુધી, એટલે આઠ વાગે શરૂ થાય પછી એક વાગ્યા પછી, ફરી ચંદ્રનું ગ્રહણ નથી, એવું આજ્ઞામાં રહ્યા કરે એટલે જે ગ્રહણ થઈ ગયેલું છે તે છૂટી જાય અને પછી નવું જોખમ ઊડી જાય. એટલે પછી વાંધો નહિ ને !

**પ્રશ્નકર્તા :** વિષયનો આનંદ અને કષાયનો આનંદ જે થાય છે એ શેમાં થાય છે ? ચિત્તમાં થાય કે મનમાં થાય છે ?

**દાદાશ્રી :** એ તો ચિત્તમાંય નથી થતો ને મનમાંય નથી થતો. એ તો ખાલી અહંકાર ભોગવે છે. અહંકાર માને છે કે હવે મઝા આવી. હવે ટેસ્ટ આવ્યો. બીજું કશું જ બગડતું નથી ને કશું થતુંય નથી. આ અહંકારનું જ બધું ગાંડપણ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એનો અર્થ એ થયો ને કે વિષયનો આનંદ આવ્યો એવું જે કહે છે એ અહંકાર છે ને ?

**દાદાશ્રી :** અહંકાર જ ભોગવે છે આ બધું. કેરીનો રસ મોઢામાં મૂક્યા પછી મહીં ટેસ્ટ આવે ત્યારે તપાસ કરીએ કે આ ટેસ્ટ કોણ ચાખે

છે ? અહંકાર બધું ભોગવે છે આ. અહંકારને શાથી આમાં ટેસ્ટ પડ્યો ? અહંકારે ભાવના કરી હતી કે મારે આ જોઈએ છે, મારે આવું જોઈએ છે. તે પ્રાપ્ત થયું, એટલે એ આનંદમાં આવી ગયો ને આનંદમાં આવ્યો એટલે પછી એને મસ્તી લાગે. બાકી આ તો બધું અહંકારનું જ છે. બીજું મન, બુદ્ધિ, ચિત્ત એ તો બધા એને 'હેલ્પર' છે. જે છે તે અહંકારને છે. અરે, ઉનાળાનો સખત તાપ હોય ને પંખો ફરતો હોય ત્યારે મનમાં એમ લાગે કે ઓહોહો ! સુખ તો બધું અહીંથી જ આવે છે ને ! આ સ્પર્શ વિષયનાં સુખ ભોગવે એ પણ અહંકાર ભોગવે છે, બીજું કોઈ નહીં.

**પ્રશ્નકર્તા :** અને આ દુઃખ એ અહંકાર ભોગવે છે ?

**દાદાશ્રી :** એવું છે ને, અહંકાર કશું ભોગવતો નથી. અહંકાર એટલું જ કહે છે કે મને ઘણું દુઃખ પડ્યું, એવો અહંકાર જ કરે છે. પણ એને દુઃખ પડતું નથી. 'વિષય મેં ભોગવ્યો' એવો એ અહંકાર જ કરે છે. એ વિષય ભોગવતો જ નથી. ઈગોઈઝમ કરે છે એટલું જ. અલ્યા, તું ભોગવતો નથી તો શું કામ ભોગવ્યાનો ઈગોઈઝમ કરે છે ? શું ઈગોઈઝમ કરવા માટે અહીં પડી રહ્યો છું ? બસ, ભોગવ્યાનો અહંકાર જ કરે છે. હવે વસ્તુસ્થિતિમાં અહંકાર એ સૂક્ષ્મ છે અને વિષયો સ્થૂળ છે. સૂક્ષ્મ સ્થૂળને કેવી રીતે ભોગવે ? બેઉનો સ્વભાવ જુદો છે અને અહંકારનો અર્થ શો કે 'મેં ભોગવ્યું, અહમ્-કાર', એટલું જ બોલે, બીજું કશું જ નહીં. પછી તે સુંદર રીતે ભોગવ્યું કે અસુંદર રીતે ભોગવ્યું.

## ત્યાં મન નહીં પણ ચિત્ત !

જે ચિત્તને ડગાવે એ બધા જ વિષય છે. જ્ઞાનની બહાર જે જે વસ્તુમાં ચિત્ત જાય છે એ બધા જ વિષય છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે વિચાર ગમે તે આવે તેનો વાંધો નથી પણ ચિત્ત ત્યાં જાય તેનો વાંધો છે.

**દાદાશ્રી :** હા, ચિત્તની જ ભાંજગડ છે ને ! ચિત્ત ભટકે એ જ ભાંજગડ ને ! વિચાર તો ગમે તેવા હશે એ વાંધો નહીં પણ ચિત્ત આ જ્ઞાન મળ્યા પછી આઘુંપાછું ના થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** વખતે એવું થાય તો એનું શું ?

**દાદાશ્રી :** આપણે ત્યાં આગળ 'હવે એવું ના થાય' એવો પુરુષાર્થ માંડવો પડે. પહેલાં જેટલું ચિત્ત જતું હતું, એટલું જ હજુ પણ જાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, એટલું બધું સ્લીપ થતું નથી, છતાં એ પૂછું છું.

**દાદાશ્રી :** ના, પણ ચિત્ત તો જવું જ ના જોઈએ. મનમાં ગમે તેવા ખરાબ વિચાર આવશે તેનો વાંધો નહિ. એને ખસેડ ખસેડ કરો. એની જોડે વાતચીતનો વ્યવહાર કરો, કે ફલાણો ભેગો થઈ જશે તો ક્યારે એ કરશો ? એના માટે લારીઓ, મોટરો ક્યાંથી લાવીશું ? અગર તો સત્સંગની વાત કરીએ. એટલે મન પાછું નવા વિચાર દેખાડશે.

## સૌથી વધુ ફસામણ, વિષયમાં !

પૂર્વે જે પર્યાયોનું ખૂબ વેદન કર્યું હોય તે અત્યારે વધારે આવે. ત્યારે ચિત્ત ત્યાં જ ચોંટી રહે. જેમ જેમ એ ચોંટ ધોવાતી જાય તેમ તેમ ત્યાં પછી ચિત્ત વધારે ના ચોંટે અને છૂટું પડી જાય. અટકણ આવેને ત્યાં જ ચોંટેલું રહે. ત્યારે આપણે શું કહેવું ? તારે જેટલા નાચ કરવા હોય એટલા કર. હવે 'તું જ્ઞેય ને હું જ્ઞાતા', આટલું કહેતાંની સાથે જ એ મોઢું ફેરવી નાખશે. એ નાચે તો ખરું, પણ એનો ટાઈમ હોય એટલી વાર નાચે. પછી જતું રહે. આત્મા સિવાય આ જગતમાં બીજું કંઈ જ સરસ નથી. આ તો પૂર્વે જેનો પરિચય કરેલો હોય, એ પહેલાંનો પરિચય અત્યારે ડખો કરાવે છે.

વધારેમાં વધારે ચિત્ત ફસાય શેમાં ? વિષયમાં. અને ચિત્ત ફસાયું એટલું ઐશ્વર્ય તૂટી ગયું. ઐશ્વર્ય તૂટ્યું એટલે જાનવર થયો. એટલે વિષય એવી વસ્તુ છે કે એનાથી જ બધું જાનવરપણું આવ્યું છે. મનુષ્યમાંથી જાનવરપણું વિષયને લીધે થયું છે. છતાં આપણે શું કહીએ છીએ કે આ તો પહેલેથી સંઘરેલો માલ છે, તે નીકળે તો ખરો પણ ફરી નવેસરથી સંઘરો નહિ કરો એ ઉત્તમ કહેવાય.

❖ ❖ ❖

## (૯)

# આત્મઐશ્વર્ય, અક્રમ થકી !

## વિખરાઈ વૃત્તિઓ વિધ વિધમાં....

મારી ચિત્તવૃત્તિ મારામાં જ રહ્યા કરે છે, તમારી વિખરાઈ ગયેલી છે. તમારી વિખરાઈ ગયેલી નથી ? બસ આટલો જ આમ તાત્ત્વિક દૃષ્ટિએ ફેર છે. વધારે લાંબો ફેર નથી. જો તમે તમારી ચિત્તવૃત્તિઓ વિખરાવા ના દો, ધીમે ધીમે, તો તમે મારા જેવા જ થઈ જાવ.

આ તો શામાં શામાં વિખરાવા દીધી ? કંઈક ઊંચું ઘડિયાળ જોયું ને ખરીદવા માટે આજે પૈસા નથી, એટલે મનમાં પેઠું કે પૈસા જ્યારે આવે ત્યારે આ ઘડિયાળ લેવું છે. તે પાછી ચિત્તવૃત્તિઓ ત્યાં એ દુકાનમાં ને દુકાનમાં રહે જ. રાત પડે તોય પાછી ના આવે. આ સ્ત્રીઓ છે તે બજારમાં જાય છે, તે પેલા વેપારીઓ સાડીઓ સૂકવવા નાખે છે, દહાડે ? બબ્બે હજારની, ત્રણ-ત્રણ હજારની સાડીઓ સૂકવવા નાખે છે ને ? શા હારુ નાખતા હશે સાડીઓ ?

**પ્રશ્નકર્તા :** આવનાર-જનાર જુએ એટલે.

**દાદાશ્રી :** કેવી સરસ સાડી છે, ઓહોહો ! કેવી સરસ !! એ જ સાડી જો મહીં દાબડામાં પડેલી હોય તો કશી ચિત્તવૃત્તિ ના થાય. આ તો ભાઈ ને બાઈ બે જતાં હોય ને સાડી જોવામાં આવી કે ચમક્યાં ! આપણે વેપારીને પૂછીએ કે, 'ભાઈ, તેં આ સાડીઓ સૂકવવા મૂકી છે ?' ત્યારે એ કહે, 'ના, લોકોને આકર્ષણ કરીને

એમની પાસેથી પૈસા લેવા છે. મારે વેપાર કરવો છે.' 'અરે પણ સાડી, આ જડ વસ્તુ આકર્ષણ કરશે ?' ત્યારે કહે, 'ભલભલાને આકર્ષણ કરશે. પહેરનારીને આકર્ષણ કરશે ને પહેરનારા ના હોય તે પુરુષનેય આકર્ષણ કરશે.' આ સાડીમાં તો આટલી બધી શક્તિ મૂકી છે ! તે સાડી બાઈએ જોઈ અને ધણીને કહે છે, 'જોઈને તમે ?' ત્યારે ધણી જાણે કે આપણે માથે પડશે. 'હા, જોઈ, જોઈ. એવી બધી બહુ હોય છે.' એમ કહે. એ બાઈને પટાવવા ફરે પણ આ પટે નહીં ને પછી બાઈની ચિત્તવૃત્તિ ચોરાઈ ગઈ ત્યાં આગળ અને પછી બાઈ ઘેર આવે ને ત્યારે આપણે મોઢું જોઈએ તો, 'આપણે નીકળ્યા હતા ત્યારે હતું તેવું તારું મોઢું નથી. બજારમાં કશુંક ખોવાઈ ગયું.' ત્યારે કહે છે, 'આખું ચિત્ત ચોરાઈ ગયું છે, બિચારીનું. હવે સાડીમાં ને સાડીમાં ચિત્ત રહ્યા કરશે.' આ એવું તમારું ચિત્ત, ક્યાં ક્યાં બધે ખોવાઈ ગયું હશે ?

મને તો રસ્તામાં ભગવાન મળે ને તોય હું કહું કે 'ચિત્ત ખોવાઈ જશે, એના કરતાં આપણે એને પડતો મૂકોને અહીં આગળથી !' આ તો ચિત્ત આપણે ઘેર છે, તે ફરી પાછું ત્યાં ખોવાઈ જાય ! હા, વળી સાડીમાં ને ભગવાનમાં ફેર શું ? લોકોને માટે એની જરૂર. પણ મારે તો ચિત્તવૃત્તિઓ સ્થિર છે. હવે મારે શું કામ છે ? એ તો જેને એ સ્થિર ના હોય, તે સોદો કરે.

એટલે આ ચિત્ત, મારું મારામાં છે ને તમારું તમારામાં નથી. એ જો ધીમે ધીમે, અંશે અંશે તમે ફેરવવા માંડો તો વાંધો આવે એમ છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આ લોકો જે કહે છે, એ રસ્તા ન હોય મોક્ષના ! અને સ્વતંત્ર થવાનાય રસ્તા ન હોય ને ધર્મનાય રસ્તા ન હોય ! રસ્તો તો આ ચિત્તવૃત્તિ પોતાની પાછી વાળી લાવવી એ જ રસ્તો. આ લોકો જે બખાળા પાડે છે, એ ધર્મનો રસ્તો મહીં એકુય સાચો રસ્તો નથી. છતાં એ બોલે છે એ ખોટુંય નથી. એ કેટલાંક લોકોને માફક આવે

છે. દરેક સ્ટાન્ડર્ડ જુદાં છે. દરેક સ્ટાન્ડર્ડવાળાને જોઈએ તો ખરું ને કે ના જોઈએ ખોરાક ?

વધારેમાં વધારે ચિત્ત ફસાય શેમાં ? વિષયમાં. જેને વિષય ના હોય તેને આ બધું ચલાવી લેવાય તે વખતે. ચિત્તને ફસાવાનું મોટું સ્થળ કયું ? ત્યારે કહે, વિષય. બીજું સ્થળ કયું ? અનાવશ્યક ચીજો. પેટમાં ખાવા જોઈએ. તે ખાવાનું દાળ-ભાત કે રોટલા, જે જોઈએ તે જોઈએ, બીજું શું જોઈએ ? એટલી આવશ્યક કહેવાય. ખાવા-પીવાનું, લૂગડાં એ આવશ્યક ચીજો કહેવાય ને આ અનાવશ્યક. જેની કંઈ જરૂરિયાત નથી.

આ ચિત્ત વિખરાઈ ગયેલું હોય, તે ઘડિયાળના બાલચક્રની પેઠે હલાહલ કરે. અમારું ચિત્ત કશામાં નહીંને ! આ દેહમાંય નહીં ને ! ત્યારે વાણી નીકળે, ત્યારે બધું નીકળે.

આ તો જે દેખ્યું એમાં ચિત્ત ફસાઈ જાય. આમાં ફસાઈ જાય, તેમાં ફસાઈ જાય. જેટલી નવી વસ્તુઓ દેખે ને, પેલી મીણબત્તી દેખે ને, તે નવી જાતની દેખાય એટલે પછી એમાં ચિત્ત ફસાય. જો પેલી બાજુ કેવી સરસ દીવાદાંડી છે ને ! તો એમાં પાછું ચિત્ત ફસાય. ચિત્ત ફસાયું એટલું ઐશ્વર્ય તૂટી ગયું અને ઐશ્વર્ય તૂટ્યું એટલે જાનવર થયો.

## વૃત્તિઓ વિખેરાવાનો આધાર !

**પ્રશ્નકર્તા :** આ ચિત્તવૃત્તિ જે વેરાય છે તેનું મૂળ બેઝમેન્ટ (પાયામાં) શું ? શાથી વેરાય છે ?

**દાદાશ્રી :** નિશ્ચય બધો નક્કી કર્યા સિવાયનો, અને લોકોના કહેવાથી પોતે દોરાય તેથી. લોકોએ જેમાં સુખ માન્યું તેમાં પોતે માને કે બંગલા વગર તો સુખ પડે નહીં. અલ્યા, સારું ખાવાનું ના હોય તો સુખ ના પડે, બંગલાને શું કરવો છે તે ? રોજ લાડવા ખાવા મળતા હોય તો બંગલાની જરૂર ખરી ?

**પ્રશ્નકર્તા :** તો લોકસંજ્ઞા ચિત્તવૃત્તિ વિખેરવામાં હેલ્પ કરે છે ?

**દાદાશ્રી :** લોકસંજ્ઞાથી જ ! આ ધોબીને પૈસા આપી દઈએ, એ

રીત છે ? આપણા ઘૈડિયાએ ધોબીને પૈસો આપ્યો હતો ?

**પ્રશ્નકર્તા :** ને આજે આવડાં નાનાં નાનાં છોકરાંય ઈસ્ત્રી કર્યા વગરનું નથી પહેરતાં.

**દાદાશ્રી :** એટલે આ ચિત્તવૃત્તિ બધી વિખરાઈ ગઈ છે. બીજાની જરૂર જ શું પડે આપણને આખો દહાડો ? બે લાડવા ને થોડુંક શાક મળ્યું હોય તો બીજા કોઈની જરૂર પડે ? બૂમ પાડવી પડે તમારે ? ફલાણા કાકા, અહીં આવો, ફલાણી કાકી અહીં આવો. જેટલી ચિત્તવૃત્તિ વિખરાઈ ગયેલી છે, તેનું ફળ આપણે ભોગવવું પડે. પણ આપણે નક્કી કર્યું છે એટલે હવે વિખરાયેલું છે, તે એક થવાનું છે. આપણી 'બિલીફ' આ બાજુ એક થવા માંડી છે.

**પ્રશ્નકર્તા :** આપણી 'બિલીફ' આ બાજુ પાકી થયેલી, એટલે ચિત્તની જે વિખરાવાની ક્રિયા છે, તે વિખરાઈ પડ્યું છે, પણ પછી વધારે વિખરાતું ના જાય, પણ ભેગું થતું જાય ને ?

**દાદાશ્રી :** આ બાજુ 'બિલીફ' હોય, પછી વિખરાય જ શી રીતે ?

**પ્રશ્નકર્તા :** પણ જે થોડું ઘણું ત્યાર પહેલાં વિખરાયેલું હોય, એનું ?

**દાદાશ્રી :** ના, કશું થાય નહીં. હવે દાદાને મળ્યા પછી તમારા જેવાને તો વિખરાય જ નહીં. જે પી.એચ.ડી થયેલા છે, જે કાંટો લઈને બેઠા છે, તેને તો વિખરાય જ નહીં. એને તો અમારે કશું કહેવું જ ના પડે ને ! કાંટેથી કામ કરે છે, કાંટો જોઈએ.

તમારી પહેલાની 'બિલીફ' રોંગ હતી, સમ્યક નહોતી કરાવી ત્યાં સુધી. તે એનું આ ફળ આવ્યું છે. તે તો તમારે ભોગવ્યે જ છૂટકો. પણ અત્યારે 'બિલીફ' તમારી જુદી જગ્યાએ છે, ઐશ્વર્ય એક કરવા તરફ જ 'બિલીફ' છે અને આમ વર્તનમાં ઐશ્વર્ય રહેતું નથી, વૃત્તિઓ રહેતી નથી. તે એનો વાંધો નથી પણ 'બિલીફ' ક્યાં છે એ જોયા કરવું. બસ રાતદહાડો 'બિલીફ' ક્યાં છે એ જોયા કરવું ને એ 'બિલીફ'ને ટેકા આપ આપ કરવા અને એ 'બિલીફ'ને વિટામિન આપ આપ કરવું.

આમ આ વર્તન જોઈને ગભરાવાનું કોઈ કારણ નથી. આ વર્તન જોઈને ગભરાવાનું તો કોને કહીએ કે આ જેને બાળરમત હોય ને, નાનાં છોકરાં ભાન વગરનાં હોય, ત્યારે એને ટૈડકાવ ટૈડકાવ કરીએ. તમને કંઈ ટૈડકાવીએ. છીએ કોઈ દહાડો ? ના ટૈડકાવીએ. આ છોકરાંઓ બધાંને ટૈડકાવ ટૈડકાવ કરવાં પડે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી જે આ બધા મહાત્માઓ છે, એમની ચિત્તવૃત્તિ ધીમે ધીમે એક જગ્યાએ ભેગી થાય ને ?

**દાદાશ્રી :** આવડતું હોય તો એક થઈ રહે. હવે કાચો ના પડે ને ! અમારા વિજ્ઞાનમાં રહે તો એકાગ્ર થઈ જ જવાની છે, એક અવતારમાં. એવું છે ને, ભલે વર્તનમાં ના હોય, પણ બિલીફમાં છે ને !

**પ્રશ્નકર્તા :** હા, બિલીફમાં છે.

**દાદાશ્રી :** ત્યાર પછી બિલીફમાં છે એ સત્ય, ભલે વર્તનમાં ના હોય. વર્તન એ આપણા હાથની, કાબૂની વાત નથી પણ બિલીફમાં છે ને ?

**પ્રશ્નકર્તા :** બિલીફમાં પૂરેપૂરું.

**દાદાશ્રી :** નહીં તો વર્તનમાં જો કદી ના આવે અને વર્તનની 'નેસેસિટી' (જરૂરિયાત) હોત તો અમારે બધાને વઢવું પડત. અમે વર્તનને જોતા નથી. બિલીફને જોઈએ છીએ, કે તમારી બિલીફ ક્યાં છે ? અમારું વર્તન ને બિલીફ એક જ પ્રકારનાં હોય. તમારું વર્તન જુદી જાતનું હોય ને બિલીફ જુદી જાતની.

બધે શું કહે છે ? વર્તન સુધારો. ત્યારે મને દેખાડ એકુય વર્તન કોઈએ સુધારેલું ? સંડાસ જવાની શક્તિ નથી, તે શી રીતે વર્તન સુધારે ? વર્તન સુધારવાવાળા આવ્યા ! તે બધાય ધર્મવાળા વર્તન સુધારો, કહે છે. પણ અલ્યા આચાર, વિચાર ને ઉચ્ચાર તો સુધરતા હશે ? શેનાથી સુધરે એ શોધખોળ કર. તે અમારી તો વૈજ્ઞાનિક ઢબ છે આ, નહીં તો કોઈ માણસ આ દુનિયામાં સુધરેલો નહીં. આ તો કુદરત જ્યાં

આગળ થાપોટ મારે છે, ત્યાં આગળ એ જાય છે, બસ. એનો પોતાનો મહીં કશો પુરુષાર્થ નથી અને આ તો વિજ્ઞાન આવ્યું, ત્યાંથી આ માણસ ફર્યું. આ વિજ્ઞાન આચાર, વિચાર ને ઉચ્ચાર માગતું જ નથી ને ! જગત તો એ જ માંગતું હતું. એટલે કહેશે, 'આ ભાઈ અવળું બોલે છે, તેને આપણે ધર્મિષ્ઠ કેમ કહેવાય ?' 'અલ્યા, અવળું બોલે છે, તેને આપણે શું લેવા ?' એમની 'બિલીફ' શું છે એ જો ને ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર બિલીફ જ જોવી જોઈએ.

**દાદાશ્રી :** ભલે ને, અત્યારે દેશી કપાસ છે પણ એના નવાં બી કયા નંખાય છે તે જુઓને. આપણે બી તો ખાસ્સાં મોંઘા ભાવનાં લાવ્યા છે, એની તૈયારીઓ કરવા માંડી છે, ખાતર લઈ આવ્યા, એટલે આપણે ના જાણીએ કે આવતું વર્ષ ફક્કડ આવવાનું છે !

કહેશે, 'જપ કરો, ફલાણું કરો', પણ તે શેના હારુ કરો ? મારે ખેતી કરવી નથી હવે, બોલ તું શું કરવા અમારી પાસે ખેતી કરાવે છે ? અલ્યા પણ મારે સ્વતંત્ર થવું છે. મારે ખેતી કે કશું કરવું નથી. જેને ખેતી કરવી હોય, તે જપ કરે, તપ કરે, બીજું શું કરે ? એટલે આ તો પુસ્તક વાંચવું ના પડે એવો માર્ગ નીકળ્યો છે. હા, નહીં તો પુસ્તક વાંચી વાંચીને જડ થઈ ગયો હોય એ. પુસ્તકો વાંચીને ચોપડી થઈ જાય !

## અહો ! અહો ! અક્રમનું ઐશ્વર્ય !!!

કેવું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે ! રસ્તો કેટલો સુંદર !! સહેલો, સરળ, નહીં ભૂખે મરવાનું, નહીં બટાકા છોડવાનાં, નહીં બધું ગળ્યું છોડવાનું, નહીં તીખું છોડવાનું, નથી બૈરી-છોકરાં છોડવાનાં, નથી બંગલા છોડવાના. આ બધું છોને રહ્યું, પણ આમાં ચિત્તવૃત્તિ શેને માટે જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એવું છે કે શુદ્ધાત્મા તરફ એક ફેરો ચિત્ત ખેંચાય અને એને મહીં જે ચોક્કસ ખાતરી થઈ જાય કે આ આપણો રસ્તો

બરોબર છે, 'બિલીફ' બરોબર પાકી થઈ જાય. પછી કંઈક થોડા ઘણા અનુભવ થાય, પછી તો એકદમ પાકું થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, તે અનુભવ તો થાય છે ને અત્યારે ? હવે આ અનુભવ થાય છે છતાં પણ જે ના ગમતું કરવું પડે છે, એનું કારણ પહેલાં બિલીફ વાંકી હતી, તેનું આજે ફળ આવ્યું છે. ગયા અવતારે દેશી કપાસ વાવેલો. તે અત્યારે સમજી જવાનું કે ભઈ, હવે તો પેલો કપાસ નાખવાનો છે અને આ પાછલાં તો ફળ ભોગવી લીધે જ છૂટકો છે. આ તો ફસલ ગઈ, એવું જ કહેવાનું. આવી બધી જાગૃતિ ના રહેવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** રહેવી જ જોઈએ.

**દાદાશ્રી :** હા, અમને હઉ તરત માલમ પડે કે આ ફસલ ગઈ.

**પ્રશ્નકર્તા :** આ ચિત્ત વિખરાય છે એવું ભાન જ નહોતું. હું તો સારું કરી રહ્યો છું, આત્મજ્ઞાન તરફ જઈ રહ્યો છું એવું લાગે એને.

**દાદાશ્રી :** કોને ઘેર જવું છે, એ તો નક્કી કર્યું નથી ને જઈ રહ્યો છે કોને ત્યાં, કશી ખબર જ નથી.

ચિત્ત ક્યારે ના ભટકે ? જગતમાં કોઈ ચીજની કિંમત ના લાગે તો. જેની કિંમત સમજાઈ, ત્યાં ચિત્ત ભટક્યા કરે. હમણે તાંબાનો ઘડો ખોવાઈ ગયો હોય તો ઉપાધિ થાય. સાધારણ માણસને જ્ઞાન ના હોય, તે માણસને ઉપાધિ અને પછી માટીનો આવડો મોટો ઘડો છે, તે ફૂટી જાય તોય જરાક ઉપાધિ થાય. પણ આવડી નાની માટલી ફૂટી જાય તો કહે, બે આનાની છે, એમાં શું ! કિંમત જ નહીં થઈને, એટલે ઉપાધિ ના થાય.

એટલે આ સંસારમાં આવશ્યક ચીજ કઈ ને અનાવશ્યક કઈ, તે નક્કી કરી લેવું. આવશ્યક એટલે અવશ્ય જરૂર પડે જ અને અનાવશ્યક તો માથે લીધેલું, મોહને લઈને. ગમે એટલી અનાવશ્યક ચીજો હોય એની પાસે રાજમહેલમાં, તોય બાર-સાડા બાર થાય એટલે

પાછું આહાર લેવા તો આવવું જ પડશે ને ! કારણ કે એ આવશ્યક ચીજ છે. બીજું નહીં હોય તો ચાલશે. પાણી છે, ખોરાક છે, હવા છે, એ આવશ્યક ચીજો છે.

## વિખરાયેલું ચિત્ત સમેટતાં, પરમાત્મા વ્યક્ત !

જેટલું ચિત્ત વિખરાયું એટલું ઐશ્વર્ય ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એ એક્ઝેક્ટલી કેવી રીતે ખબર પડે કે આ ઐશ્વર્ય ઓછું થઈ ગયું ?

**દાદાશ્રી :** ખબર પડે જ છે ને અત્યારે કે ઐશ્વર્ય ઓછું છે ! તેથી તો કેટલાક લોકો ડખો કરે છે, લોકોનું સહન કરવું પડે, લોકો હેરાન કરે, બોસ ટૈડકાવે. એવું સહન ના કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** હા, સહન કરવું પડે છે.

**દાદાશ્રી :** એ ઐશ્વર્ય ઓછું ત્યારે જ ટૈડકાવે. નહીં તો ઐશ્વર્ય હોય તો એ શું ટૈડકાવે ? એટલે ઐશ્વર્ય ઓછું, તેનું ને ? ઐશ્વર્ય હોય તો તો એને કોણ ટૈડકાવનારો ? ટૈડકાવવા માટે આવે ને, તે મોઢું જોતાં પહેલાં આમ આમ થઈ જાય કે 'શું થશે ? શું થશે ?' કારણ કે ઐશ્વર્ય છે. જોતાંની સાથે જ એને ગભરામણ થાય, પસીનો છૂટી જાય ! માટે ઐશ્વર્યની જરૂર છે. બીજા કશાની જરૂર નથી. અને ચિત્તની સંપૂર્ણ એકાગ્રતા એ પરમાત્મા.

અમારું ચિત્ત કોઈ જગ્યાએ જવાનું જ નહીં. એવી કોઈ ચીજ નથી કે ચિત્તને ખેંચે. આ તો બધું કચરો માલ છે, રબીશ માલ છે. આ તો મહીં ભ્રાંતિ બધું ફસાવે છે. દરેક સાઈડના ચિત્ત ન વિખરાવાનું જુદું વાક્ય હોય. 'મારાથી કોઈ દેહધારી જીવાત્માનો કિંચિત્ માત્ર અહમ્ ના દુભાય, ના દુભાવાય કે દુભાવવા પ્રત્યે ન અનુમોદાય', આ બોલ્યા એટલે હવે પછી અહમ્ દુભાવવાને માટે જે ચિત્ત જતું હતું તે બંધ થઈ જાય. એવી આ નવ કલમો છે !

જેટલી ચિત્તવૃત્તિ વિખરાય એટલું ઐશ્વર્ય ઓછું થતું જાય. અને

જેટલું મૂળ જગ્યાએ સ્ટેબિલાઈઝ થઈ જાય કે ઐશ્વર્ય ઉત્પન્ન થયું, સંપૂર્ણ ઐશ્વર્ય ! ગુરુપૂર્ણિમા, જન્મજયંતિ ને બેસતું વર્ષ, આ ત્રણ દહાડે 'અમારાં' તો સંપૂર્ણ દર્શન થાય. તેથી બધાંને દબાણ કરીએ કે આડે દહાડે દર્શન ન કરીશ તો ચાલશે, પણ તે દહાડે દર્શન કરી જા. કારણ કે સંપૂર્ણ ઐશ્વર્ય પ્રગટ થયેલું હોય. ચિત્તવૃત્તિ આખી સંપૂર્ણ શુદ્ધ થઈ ગઈને એટલે સંપૂર્ણ ઐશ્વર્ય ઊભું થયેલું. એ ઐશ્વર્યના દર્શન કરીએને, તે આપણું ઐશ્વર્ય પ્રગટ થાય !

## ઇચ્છા વેરવાની, વિખરાઈ તેથી !

**પ્રશ્નકર્તા :** હવે આ ચિત્તવૃત્તિ છે એ ઠામ ઠામ વેરી છે કે વિખરાઈ ગઈ છે ?

**દાદાશ્રી :** વિખરાઈ ગઈ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો એની મેળે જ વિખરાઈ જાય છે ને ?

**દાદાશ્રી :** વેરવાની ઈચ્છા તેથી વિખરાઈ ને ?

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ તો વેરવાની જ ઈચ્છા ને ?

**દાદાશ્રી :** હા, ઈચ્છા તેથી, નહીં તો ના વેરાય. આ તો ઈચ્છા છે એટલે પછી ત્યાં જમીનમાં ચિત્ત ગયું. જમીનમાં ગયું એટલે ત્યાં કોર્ટમાં ગયું, ફલાણામાં ગયું, ખેડૂતમાં ગયું, બળદમાં ગયું, કપાસમાં ગયું, એટલે વિખરાય પછી. હવે ત્યાં પછી આવશ્યક અને અનાવશ્યક નક્કી કરે, ત્યાર પછી ગાડું હેંડે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, વિખરાવું એ એની મેળે થાય, પણ આપણે વેરીએ છીએ એનું શું ?

**દાદાશ્રી :** આપણે વેર્યું માટે વિખરાયું. આપણી ઈચ્છા હતી વેરવાની એટલે વિખરાઈ ગયું. આ અમારી બેગ છે ને, તે પૂછી જુઓ કે મહીં જોયું છે કે મહીં હાથ ઘાલ્યો છે ? મહીં શું છે કે શું નહીં, એ જોયું છે મેં ? પૂછી જુઓ ને ? કેટલાય વર્ષથી આ બેગમાં મેં

જોયું નથી કશું અને લોક તો દહાડામાં બે વખત તપાસ કરે. અલ્યા, તપાસ શું કરવાની એમાં ? એની એ જ બેગ ને એના એ લૂગડાં. પણ ના, એનું ચિત્ત ત્યાં ને ત્યાં હોય ને !

**પ્રશ્નકર્તા :** એટલે ચિત્તવૃત્તિ વેરવાની ઈચ્છાથી વિખરાઈ ગઈ ?

**દાદાશ્રી :** હા, આ તો તમે સો રૂપિયા લઈને ગયા હોય, ત્યાં ના વાપરવા હોય તો ના વાપરો ને ? એવું ચિત્તવૃત્તિનું છે. મેં વાપરેલી જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે વેરવાની ઈચ્છા નહીં, એટલે જ વપરાઈ નહીં ?

**દાદાશ્રી :** વિખરાવા દેવાની ઈચ્છા નહીં.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત એવું થાય છે કે આપણે આપણું ચિત્ત નથી વિખેરવું ને, ત્યારે આ (બૈરાંઓ) બહુ વિખેરાવડાવે છે પાછાં.

**દાદાશ્રી :** એ તો એમનેય ચિત્ત વિખરાયેલું હોય અને બધાંય બૈરાંને વિખરાયેલું હોય, પણ એમને શું કરવા ફજેત કરો છો ?

## વૃત્તિઓ વિખરાઈ, હિમાલય ને ડુંગરી વચ્ચે !

જ્યાં જ્યાં ચિત્તવૃત્તિ ફેલાઈ, જ્યાં જ્યાં ચિત્તવૃત્તિ વિખરાઈ ત્યાં આગળ આત્મા વિખરાઈ ગયો. એ ચિત્તવૃત્તિઓ બધી એક જગ્યાએ આવી જાય એટલે પરમાત્મા થાય. વિખરાય એટલે જીવાત્મા કહેવાય અને એક જગ્યાએ આવી ગયું એટલે હિમાલય ! ચિત્તવૃત્તિ વેરાઈ ન હતી ત્યાં સુધી હિમાલય કહેવાતો હતો અને ત્યાંથી થોડેક વેરાઈ એટલે પર્વત કહેવાય. એમાંથી થોડીક વેરાઈ ગઈ એટલે ડુંગર કહેવાય. એમાંથી થોડીક વધારે વેરાઈ એટલે ડુંગરી કહેવાય. પર્વત થતાંની સાથે ભાન જતું રહ્યું !

## વૃત્તિઓ નિવર્તે સમાધાને...

**પ્રશ્નકર્તા :** હવે એ ચિત્તવૃત્તિ વિષય તરફ બેઠી, તો જ્યાં સુધી એને સંતોષ ના આપો ત્યાં સુધી ઘેરાયેલી રહે ?

**દાદાશ્રી :** એનું સમાધાન કરવું. એ સમાધાન જ માગે. એમાં તો ચાલે નહીં. ઘણું ખરું સમાધાન તો અમે ચિત્ત શુદ્ધ કરી નાખ્યું એટલે થઈ ગયું. પણ બીજું છે તે હજુ બાકી રહ્યું ને ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત હઠ કરીને પકડી રાખીએ છીએને, તો બીજું કામ પણ થવા દેતું નથી.

**દાદાશ્રી :** એ તો એને રાજીખુશીથી બધું નિકાલ કરીને પછી થાય.

**પ્રશ્નકર્તા :** એમાં વચલો રસ્તો નથી, કોઈ કંટ્રોલિંગનો ? કારણ કે સમય બધો કંટ્રોલિંગમાં જ જતો રહે છે ને એના પછીનું કામ થવા નથી દેતું.

**દાદાશ્રી :** જ્ઞાનીઓ પાસે રસ્તા તો બહુ ભારે હોય અને તે શીખવાડીએ તોય આવડે નહીં, પેલાની પાસે ટકેય નહીં. આ તમે હઠ પકડી તોય વાંધો આવશે. એની આગળ તમારી હઠ ચાલે છે ? આ તો હઠાગ્રહીઓએ ગાંડાં કાઢેલાં. તે બહુ મુશ્કેલીમાં મૂકાયેલા. હઠાગ્રહવાળાને છેવટે ચિત્તવૃત્તિ હારે. પણ એ તો હઠાગ્રહીઓ જ કરી શકે અને આ તો હઠાગ્રહ કરે એટલે એક નહીં ને અન્ય પકડે. એટલે એના કરતાં પેલું હતું તે સારું હતું. જે ચિત્તવૃત્તિમાં દાદા રમે, એમાં કશુંય આવે નહીં, માયા ઘૂસે જ નહીં ને !

## જ્યાં જ્યાં લીકેજ, ત્યાં ત્યાં દાટા...

આખા દહાડામાં કેટલી વખત ઘડિયાળ જોવી પડે ?

**પ્રશ્નકર્તા :** વીસ-ત્રીસ વખત.

**દાદાશ્રી :** તો પછી આ ઘડિયાળ જોવાનું પચાસ-સાઠ સેકન્ડ ખાઈ જાય !

**પ્રશ્નકર્તા :** તો ઘડિયાળ નહીં રાખવી જોઈએ ?

**દાદાશ્રી :** રાખવી જોઈએ. પણ આપણે અરધો માઈલ છેટે કોઈ

ઘડિયાળ રાખતો હોય તો રાખવી પડે. પણ અત્યારે તો રસ્તો જનારને પૂછીએ તો ટાઈમ કહે. તે બધા નવરા જ છે, નવરાશવાળા. આ મારું ગણિત તમને પ્રિય છે ? ઠેર ઠેર ઘડિયાળ, તે કેટલા વાગ્યા પૂછો, તે ઊલટો 'મને પૂછ્યું ?' એમ ખુશ થઈને ટાઈમ કહે. બાકી આ તો ચિત્તની પરવશતા છે. ચિત્ત છે તે ફ્રેક્ચર થઈ જાય છે. એટલે ચિત્ત એકાગ્ર થાય તો પરમાત્મા છે. સંપૂર્ણ એકાગ્ર વર્તે તો પરમાત્મા છે અને ફ્રેક્ચર થયું તો પછી જાનવર કે મનુષ્યપણું થઈ ગયું. પછી ઐશ્વર્ય ફ્રેક્ચર થાય છે. એટલે જેટલા દાટા મરાય એટલા તો દાટા મારવા જોઈએ ને કે ના મારવા જોઈએ ? જેટલાં પાણી લીકેજ હોય, તો દાટા મારવામાં વાંધો શો તે ?

એવું છે ને, આપણે જિંદગીમાં આવશ્યક અને અનાવશ્યક બેનું લિસ્ટ બનાવવું જોઈએ. આપણા ઘરમાં દરેક ચીજો જોઈ લેવી અને આવશ્યક કેટલી અને અનાવશ્યક કેટલી. અનાવશ્યક ઉપરથી ભાવ ઉતારી નાખવો અને આવશ્યક જોડે તો ભાવ રાખવો જ પડે, છૂટકો જ નથી ને ! કોઈ રેડિયો લઈ આવ્યો, એટલે પેલોય રેડિયો લઈ આવ્યો. અલ્યા મૂઆ, બધે રેડિયા વાગે છે, ઊલટા કાન ફૂટી જાય છે. એ તો રેડિયો મુંબઈ એકલામાં જ હોય ને અહીં ના હોય તો એકાદ લાવવો પડે. આ તો ઘેર ઘેર રેડિયા. તે ઊલટા લોક કંટાળી ગયા. રેડિયા ય બંધ થઈ ગયા.

અને ચિત્ત છે તે આમાંથી વિખરાયું, કે પછી બેચિત્ત થઈ જાય માણસ. ચિત્ત વિખરાઈ ગયું બધું, મુંબઈ ગયું, આમ ગયું, તેમ ગયું, બધે ભટક ભટક કરે, ચિત્તવૃત્તિઓ ફેલાઈ ગઈ, એટલે બેચિત્ત થઈ જાય. પછી આપણે પૂછીએ કે શું ધંધો કરો છો ? ત્યારે કહે, 'મને સમજણ પડતી નથી.' હોય ૪૫ વર્ષનો પણ આવું બોલે. કારણ કે ચિત્તની વૃત્તિઓ બધી ફેલાઈ ગયેલી છે, તે બેચિત્ત થઈ ગયો.

આ તેટલા હારુ મેં કહ્યું કે રસ-રોટલી ખાજો, નિરાંતે ! ત્યારે એક જણ કહે છે, 'પણ ચિત્ત વેરાઈ નહીં જાય ?' મેં કહ્યું, 'અલ્યા, રસ-રોટલી ટેસ્ટથી ખાવાનું તને શાથી કહું છું ? એ તો મન ભોગવે

છે, ચિત્ત નથી ભોગવતું.' ચિત્ત તો આવું તેવું ભોગવે જ નહીં. ચિત્ત તો દાવા કરે, ઝંખના કરે કે આમાં સુખ હશે કે આમાં સુખ હશે ? આમાં સુખ હશે કે આમાં સુખ હશે ? એ સુખ તો તારું મળી ગયું, હવે ચિત્ત શું કરવા બૂમાબૂમ કરે ? આ તો મન શાંત થાય છે. આ રસ-રોટલી ખાવ છો તો મનનું સમાધાન થાય છે. આ બાર રૂપિયે કિલોની કેરી લાવ્યો પણ કહેવું પડે ! ત્યારે મનનું સમાધાન થાય અને મોઢું બગડે એવું હોય તો મનને અસમાધાન થાય. એમાં ચિત્તને લેવાદેવા નથી. લોકો સમજે છે કે મારું ચિત્ત બગડે છે. અલ્યા, ના બગડે. એટલે ખા-પી નિરાંતે દાદાની આજ્ઞા નીચે !

## દાદાઈ અગિયારસે, એક ચિત્ત !

**પ્રશ્નકર્તા :** દાદા, તો આ (દાદાઈ) અગિયારસ કરે, તે વખતે મન, બુદ્ધિ, ચિત્ત ચૂપચાપ બેસી ગયેલાં હોય, કંઈ આપણને હેરાન કરે નહીં ?

**દાદાશ્રી :** એ અગિયારસ કરો છો તેથી બધું એકદમ મજબૂત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પછી અગિયારસ કરી રહ્યા પછી, એવું આપણને ઘણા દહાડા શાંતિ ને એવું વર્તાય, એકદમ એમ ?

**દાદાશ્રી :** બહુ શક્તિવાળો થઈ જાય ને !

**પ્રશ્નકર્તા :** પણ પછી પાછું પેલું ફાઈલ આવે ત્યારે પાછા આમતેમ થઈ જાય, એ કેમ ?

**દાદાશ્રી :** પણ એ તો થઈ જાય. હજુ તો શક્તિ આમ કરતાં કરતાં મજબૂત થશે. અનંત કાળથી બધું ચિત્ત વિખરાઈ ગયેલું. વિખરાઈ ગયેલાં ચિત્તને ઠેકાણે કરવા ટાઈમ લાગે ને ? આ અગિયારસ થાય છે, એ જ મોટી વાત છે ને !

❖ ❖ ❖

# (૧૦)

# સચ્ચિદાનંદ

## સત્ + ચિત્ + આનંદ

શુદ્ધાત્માને શું કહેવાય, તે જાણો છો ? શુદ્ધ ચિદ્રૂપ એનું નામ જ શુદ્ધાત્મા. જેનું જ્ઞાન-દર્શન શુદ્ધ થયું છે એવું રૂપ, સ્વરૂપ પોતાનું, સચ્ચિદાનંદ એ તો અનુભવ દશા છે અને આ શુદ્ધાત્મા એ પ્રતીતિ ને લક્ષ દશા છે વસ્તુ એની એ જ. શુદ્ધ ચિદ્રૂપ અને શુદ્ધાત્મા એક જ શબ્દ છે, બીજું કશું જ નહીં.

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ શબ્દનો અર્થ શું ?

**દાદાશ્રી :** સચ્ચિદાનંદ એ જ સ્વરૂપ છે પોતાનું. શુદ્ધાત્મા જે છે એ સત્-ચિત્-આનંદ. આ અસત્ ચિત્ત થઈ ગયેલું છે. અસત્ એમાં અશુદ્ધ ચિત્ત થઈ ગયું છે. ચિત્ત એટલે જ્ઞાન-દર્શન કહેવાય. એટલે જ્ઞાન-દર્શન અશુદ્ધ થયેલું છે. એ જ્ઞાન-દર્શન જ શુદ્ધ થયું એ સચ્ચિદાનંદ.

**પ્રશ્નકર્તા :** અને સત્ શબ્દ જ છે ?

**દાદાશ્રી :** સત્ શબ્દ એટલે અવિનાશી. આ જગતનું સત્ય નહીં. આ જગતનું સત્ય વિનાશી સત્ય છે. આ જગતનું માનેલું સત્ય એ વિનાશી સત્ય છે અને મૂળ સત્ એ અવિનાશી છે, સનાતન છે.

પ્યૉર (શુદ્ધ) જ્ઞાન, પ્યૉર દર્શન અને સનાતન, એનું ફળ છે તે આનંદ. અત્યારે આ વિનાશી જ્ઞાન-દર્શન છે, કે 'આ મારું ઘર છે ને આ બધું મેં જાણ્યું છે.' એ જ્ઞાન બધું વિનાશી છે અને અવિનાશી તો

પોતાનું સ્વરૂપ છે. એ જાણે ત્યાર પછી અવિનાશી જ્ઞાન ઉત્પન્ન થાય.

## 'સચ્ચિદાનંદ'ને 'જય સચ્ચિદાનંદ' !

**પ્રશ્નકર્તા :** સનાતન સુખ અને આનંદ, એનો પરિભાષામાં કંઈક ફેર ખરો કે એક જ ?

**દાદાશ્રી :** એ એક જ વસ્તુ છે છતાં પણ આનંદ બે પ્રકારના હોય છે. એક તો સનાતન આનંદ અને બીજો તીરોભાવી આનંદ. એટલે આનંદ બે જગ્યાએ વપરાય છે. માટે આનંદ કરતાં સનાતન ઊંચી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એટલે સચ્ચિદાનંદમાં જે આનંદ છે તે સનાતન આનંદ છે ?

**દાદાશ્રી :** એ જ સનાતન આનંદ છે. કેટલાક પક્ષવાળા કહે છે, 'સચ્ચિદાનંદ કેમ બોલો છો ? સચ્ચિદાનંદ આપણાથી બોલાય નહીં.' જાણે બીજા ધર્મનું વાક્ય હોયને ! સચ્ચિદાનંદ સમજો તો ખરા ! સચ્ચિદાનંદ તો એનું પોતાનું સ્વરૂપ છે અને બધાએ એક્સેપ્ટ કરવા જેવી વસ્તુ છે. એ વૈષ્ણવ હોય, જૈન હોય, ગમે તે જાતનો હોય, દરેકે સચ્ચિદાનંદ સ્વરૂપ એક્સેપ્ટ કરવાનું. કારણ કે સ્યાદ્‌વાદ માર્ગ છે આપણો !

અસત્ ચિત્ત કોને કહેવાય ? પુદ્‌ગલપક્ષી ચિત્ત છે, એ અસત્ ચિત્ત કહ્યું અને આત્મપક્ષી, સ્વપક્ષી થયું એટલે સત્ ચિત્ આનંદ.

અશુદ્ધ ચિત્ત એનું રિઝલ્ટ શાતા વેદનીય ને અશાતા વેદનીય. કલ્પિત સુખ અને કલ્પિત દુઃખ, સાચું સુખ એક ક્ષણ વાર જોયું ના હોય. સાચું સુખ જોયા પછી એ સનાતન હોય તો જ અનુભવમાં આવે.

સત્ એટલે અવિનાશી. અને પ્યૉર જ્ઞાન-દર્શન એ જ પ્રભુ છે. એબ્સૉલ્યૂટ પ્યૉર જ્ઞાન-દર્શન એ જ ભગવાન છે ને એ જ પરમાત્મા છે અને એ જ તમે છો, યોરસેલ્ફ.

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ સ્વરૂપ કોને કહેવાય ?

**દાદાશ્રી :** આ જોઈ લો સચ્ચિદાનંદ ! સચ્ચિદાનંદ !! આ સચ્ચિદાનંદ મુક્ત હાસ્યથી માલૂમ પડે. હાસ્ય વિધાઉટ એની ટેન્શન. ત્યાં સચ્ચિદાનંદ પ્રગટ ! સમજાય છે તમને ?

**પ્રશ્નકર્તા :** કો'ક વિરલ જ સાચા સચ્ચિદાનંદવાળા હોય !

**દાદાશ્રી :** સાચા સચ્ચિદાનંદવાળા તો કો'ક, વર્લ્ડમાં એકાદ હોય, બેય હોય નહીં. અજોડ હોય, એની જોડ ના હોય. એટલે મુક્ત હાસ્ય એ સિવાય, બીજી બધી બહુ ચીજો હોય ! દરેક પ્રકારનું, તમે માગો એ મળે, તમે જે માગોને એ બધી મળે.

**પ્રશ્નકર્તા :** આ વ્યાખ્યા તમે પૂરેપૂરી વિકસાવો.

**દાદાશ્રી :** જેનું ચિત્ત નિરંતર પોતાના આત્મામાં રહે છે એ સચ્ચિદાનંદ. જેનું ચિત્ત સહેજે આઘુંપાછું ભટકે નહીં, ગાળ દે તોય ભટકે નહીં, માર મારે તોય ભટકે નહીં, દુનિયાની કોઈ અસર ચિત્તને થાય નહીં, એ છે સચ્ચિદાનંદ.

❖ ❖ ❖

# ખંડ - ૫

# અહંકાર

## (૧)

## અહંકારનું સ્વરૂપ

### આરોપિત ભાવ એ અહંકાર !

**પ્રશ્નકર્તા :** અહંકારની સાચી વ્યાખ્યા શું છે ?

**દાદાશ્રી :** અહંકારની સાચી વ્યાખ્યા જગત સમજ્યું નથી. લોકો સમજ્યા છે એ પ્રમાણ નથી. પોતાની ભાષામાં જ સમજે છે કે આ આને અહંકાર કહેવાય. આ પ્રમાણ નથી. દરેકની પોતપોતાની ભાષા જુદી હોય ને ? જ્યાં ને ત્યાં પોતે કહેશે કે હું સમજું છું, પણ એ ભગવાનની ભાષામાં નહીં ચાલે. જ્યાં આગળ ટેસ્ટ લેવાનો છે, ત્યાં એ કામ લાગે નહીં.

**પ્રશ્નકર્તા :** ઈગોઈઝમ (અહંકાર) છે, એમ શેના પર મનાય ? મારામાં અહમ્ હોય તો હું માનું કે મારે તમારી પાસે સમજવાની જરૂર નથી. ઈગોઈઝમ હોય તો જ એવું થાય ને ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ કોને કહે છે, એ તમે સમજ્યા નથી તેથી આવું કહો છો. હું તમને સમજાવું. ઈગોઈઝમ એટલે શું ? આ તો લોકભાષાનો ઈગોઈઝમ તમે સમજ્યા. હું અહંકારને ઈગોઈઝમ કહું છું. તે અહંકાર તો દરેક જીવમાં હોય જ. ઈગોઈઝમ તમારામાં ખરો

ને ? તમે એને ઓળખો ને ?

**પ્રશ્નકર્તા :** ઈગોઈઝમ છે કે નહીં એ જ માણસ જાણી શકતો નથી. જાણે તો પછી ઉપાય કરી નાખે.

**દાદાશ્રી :** ઈગોઈઝમને લીધે જ અંધારું પડે છે. ઊલટો કંઈક પ્રકાશ હોય ને, તે ઈગોઈઝમને લીધે ખલાસ થઈ જાય છે. ઈગોઈઝમ છે એવું જાણે ત્યાર પછી તો એનો કંઈક ઉકેલ આવવા માંડે. પઝલ સોલ્વ થતું જાય. તમને ઈગોઈઝમ નહિ હોય એમ મને લાગે છે.

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** તમારે હઉ ઈગોઈઝમ છે ? એ તો ક્યારે ખબર પડે ? વાઈફ જોડે લઢવાડ થાય તે ઘડીએ. એટલે અહંકાર શેને કહેવાય, એને જાણવો જોઈએ. અહંકાર એટલે શું ? એની ડેફિનેશન (વ્યાખ્યા) જાણવી જોઈએ. અહંકાર એટલે પોતે જે હોય તે પોતાને ખબર નહીં હોવાથી બીજા લોકોએ કહ્યું કે તમે આમ છો, તે આપણે માની લેવું. એ આરોપિત ભાવ એને અહંકાર કહેવાય. ચંદુભાઈ તમે નથી છતાં તમે આરોપ કરો છો કે 'હું ચંદુભાઈ છું'. જેમ મોરારજીભાઈ જેવો કોઈ માણસ હોય અને અત્યારે એના જેવાં કપડાં પહેરીને એ કહે કે, 'હું મોરારજીભાઈ છું', તો એનો ગુનો લાગુ પડે કે ના લાગુ પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ચંદુભાઈ તમે કહો છો તે એવા ગુનામાં સપડાયા છો, એની જવાબદારી શું આવે ? રાત્રે તમે ચંદુભાઈના નામથી સૂઈ જાવ છો તે વખતે, અને ઊઠો છો તે વખતે, આખો દહાડો ને આખી રાત તમારી ઉપર આરોપનામું ઘડાયા કરે છે ! પછી કહેશે, મેં ગુનો કર્યો ?

## આતેય કહેવાય અહંકાર !

'હું ચંદુભાઈ છું' એ અહંકાર. પછી આ એક જ અહંકાર નથી. અહંકાર કેટલા બધા છે તે દેખાડું. પછી કહેશે, આ બેનનો ફાધર થઉં એ બીજો અહંકાર. પછી આ બઈનો ધણી થાઉં એ ત્રીજો અહંકાર,

હું આટલા વર્ષનો છું એ ચોથો અહંકાર, હું શરીરે ફેટ છું એ પાંચમો અહંકાર, હું કાળો છું એ છઠ્ઠો અહંકાર, હું આનો દાદો થઉં એ સાતમો અહંકાર અને હું આનો મામો થઉં એ આઠમો અહંકાર. આનો ફૂવો થઉં, એ બધા કેટલાક અહંકાર હશે ? એટલે આરોપિત ભાવ એનું નામ અહંકાર અને મૌલિકભાવ એનું નામ નિર્અહંકાર. 'હું ગરીબ છું' એમ કહે ને, તે એનું શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** અહંકાર.

**દાદાશ્રી :** પછી 'હું માંદો છું' એનું નામ અહંકાર, 'હું સાજો છું' એનું નામ અહંકાર, 'હું ડૉક્ટર છું' એનું નામ અહંકાર. પછી કહેશે, 'અમે શાહ', ઓહોહો ! ક્યારેય ચોરી ન કરી હોય એવા શાહ, શાહ કેવા હોય ? ચોપડાની ચોરી જ નહીં, પણ કોઈ જાતની ચોરી જ નહીં, એનું નામ શાહ ! એવું આ જગત છે. આ બધો ઈગોઈઝમ છે, અહંકાર છે. આ લક્ષણ આત્માનું નથી. આ જગત બધું અહંકાર ઉપર તો ઊભું રહ્યું છે. આવું તે ક્યાં સુધી ઊભું રહે છે ? 'હું કોણ છું' ભાન નથી થયું ત્યાં સુધી ઊભું રહે છે.

અને લોકો પહેલેથી જ, એય ચંદુલાલ શેઠનો છોકરો છે આ તો, ચંદુલાલ શેઠનો છોકરો એટલે છોકરો પણ મલકાયા કરે આમ. પછી થાય ફસામણ ! આ જગત તો ઉછેરતી વખતે એવા ખાડામાં નાખે છે ને, તે ફરી નીકળી જ ના શકે. એટલે આ જગત આવું ને આવું જ રહેવાનું. કાયમને માટે આવું રહેવાનું છે, તેમાંય મોક્ષે જયા કરશે નિયમથી જ.

## અહમ્ એ નથી અહંકાર !

**પ્રશ્નકર્તા :** આ અહમ્ કહે છે અને અહંકાર એ એક જ છે કે જુદું જુદું છે ?

**દાદાશ્રી :** જુદું જુદું છે. શબ્દો જ જુદા છે ને ?

**પ્રશ્નકર્તા :** એનો ભેદ શું છે ?

**દાદાશ્રી :** કોઈ અહમ્ આત્મા કહે તો વાંધો નહીં, પણ અહંકાર

આત્મા કહે તો ? શું થાય ? અહમ્‌નો વાંધો નથી, અહંકારનો વાંધો છે. અહમ્ એ અહંકાર નથી. અહમ્ બ્રહ્માસ્મિ, એમાં અહમ્ તો વપરાય છે ને ! કારણ કે અહમ્ તો હોવો જોઈએ, પણ શાનો ? પોતાના સ્વરૂપનો અહમ્ હોવો જોઈએ. જે નથી તેનો અહમ્ કેમ હોવો જોઈએ ? અહમ્ પોઈઝન નથી, અહંકાર પોઈઝન છે. અહમ્ એટલે હું.

**પ્રશ્નકર્તા :** એને અસ્તિત્વપણું કહેવાય ?

**દાદાશ્રી :** હા, અસ્તિત્વ જ કહેવાય. એનું અસ્તિત્વ તો છે જ. અસ્તિત્વનું તો બધા જીવમાત્રને ભાન છે કે હું છું, પણ વસ્તુત્વનું ભાન નથી એને. 'હું શું છું' એ ભાન નથી એટલે અહંકાર ઊભો થયો. પોતાનું સ્વરૂપ છે ત્યાં 'હું છું' બોલવું એ અહંકાર નથી. આ સોનું છે તે એક દહાડો એને વાણી આપે કોઈ માણસ અને એ બોલે કે, 'હું સોનું છું', તો આપણે કહીએ કે 'અહંકાર કરે છે ?' કહીએ ખરા ? ના. અને લોખંડ બોલે કે 'હું સોનું છું' તો ? એટલે 'આપણે કોણ છીએ', એટલું જાણવું જોઈએ. 'હું ચંદુભાઈ છું' એ આરોપિત ભાવ છે. જ્યાં છે ત્યાં બોલે ને, તો અસ્તિત્વ તો છે જ તમારું. 'હું છું', એવો બોલવાનો તમને રાઈટ અધિકાર છે જ, પણ 'હું કોણ છું' ને 'હું શું છું' એ ભાન નથી.

**પ્રશ્નકર્તા :** અહંકારમાંય પોતે તો છે જ ને ?

**દાદાશ્રી :** હા, પોતે છે, પણ પોતાપણું શું છે તે ખબર નથી એ વાત છે. તેને લીધે તો અનંત અવતારથી ભટકે છે. પોતે છે એ વાત નક્કી છે, પણ વસ્તુત્વ એટલે હું શું છું ? પોતાપણું શું છે ? હું ખરેખર કોણ છું ? એનું ભાન ના હોય. અને એનું ભાન થાય ત્યારે એની મેળે પૂર્ણત્વ થાય. આ તો અમારી પાસે રૂપરેખા બધી. એ તો રૂપરેખા તો લેવી જ પડે, પણ પૂર્ણત્વ થયા કરે પછી નિરંતર. વસ્તુનો સ્વભાવ છે એવો. એટલે 'પોતે કોણ છે' એવું જાણે અને પોતાના ક્ષેત્રમાં રહે ત્યારે નિર્‌અહંકાર કહેવાય.

## સહુમાં અહંકાર સરખો જ !

આપણા લોક અહંકારને સમજતા જ નથી. અહંકાર શું કહેવાય ?

અહંકાર તો જીવમાત્રને હોય. જ્યાં દેહાધ્યાસ ત્યાં અહંકાર હોય જ.

**પ્રશ્નકર્તા :** કો'કનો વધારે વાગે એવો હોય.

**દાદાશ્રી :** ના, અહંકાર બધે સરખો જ હોય. વાગે એવો કે ના વાગે એવો હોય, એવું ના હોય. અહંકાર બીજી કોઈ વસ્તુ નથી. જ્યાં પોતે નથી ત્યાં પોતાપણું સ્થાપન કરવું, એટલા જ ભાગને અહંકાર કહેવામાં આવે છે. જ્યાં પોતે નથી ત્યાં પોતાપણાનો આરોપ કરવો, એનું નામ અહંકાર. જ્યાં 'હું' નથી ત્યાં 'હું' માનવું એ અહંકાર. કેટલા લોકો આવે એમાં ?

**પ્રશ્નકર્તા :** બધા જ.

**દાદાશ્રી :** એક ફક્ત જ્ઞાનીઓ છૂટા રહ્યા આમાં. એટલે અહંકારમાં સંસાર જોડે કશું લેવાદેવા નથી, પણ પોતાના આરોપિત ભાવને જોડે છે એ. એ તો બધું આખું જગત એમાં હોય.

**પ્રશ્નકર્તા :** અહંકાર ઓછો-વધતો હોય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** સરખો જ હોય બધામાં ?

**દાદાશ્રી :** સરખો જ.

**પ્રશ્નકર્તા :** કો'ક આપણને બહુ અહંકારી લાગે, કો'ક આપણને નમ્ર લાગે.

**દાદાશ્રી :** એ નહીં. અહંકાર જોડે બીજો શબ્દ જ ના હોય. અહંકાર તો અહંકાર, આરોપિત ભાવ. એ કોઈ વસ્તુ જ નથી, ટકાઉપણું નથી ને આરોપિત ભાવ ઊડી જાય તો જતોય રહે. અમે અહંકાર કાઢી નાખીએ છીએ. દેહને આત્મા માનવો એ અહંકાર. જે જે હું છું માનવું એ અહંકાર. એટલે આ બધી અજ્ઞાન માન્યતાઓ ફ્રેક્ચર કરી નાખીએ તો અહંકાર ઊડી જાય.

## અહંકાર એટલે અહમ્‌ની પ્રસ્તાવના !

**પ્રશ્નકર્તા :** અહમ્ એટલે જ અહંકાર, એવું માનતા હતા.

**દાદાશ્રી :** ના, અહંકાર ને અહમ્‌માં બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** એમાંય ફરક છે ? એમાં શું ફરક છે એ સૂક્ષ્મતાનો ફોડ પાડો ને ?

**દાદાશ્રી :** 'હું'પણું એ અહમ્ અને 'હું'પણાનો પ્રસ્તાવ કરવો એ અહંકાર. 'હું પ્રેસિડન્ટ છું' એ અહંકાર ના કહેવાય. એ તો આપણા લોકો કહે કે અહંકારી પુરુષ છે, પણ ખરેખર એ માની પુરુષ કહેવાય. અહંકાર તો, કશું સંસારની ચીજ-બીજ અડતી ના હોય ને જ્યાં પોતે નથી ત્યાં પોતે 'હું છું' એમ માને તે અહંકારમાં જાય. વસ્તુમાં કશુંય ના હોય અને બીજી વસ્તુને અડે એટલે માન થયું. હું પ્રેસિડન્ટ (પ્રમુખ) છું, એ બધું દેખાડે એટલે આપણે સમજીએને કે આ માની છે.

**પ્રશ્નકર્તા :** પ્રસ્તાવમાં શું આવે ?

**દાદાશ્રી :** વધારે પડતું 'હું'પણું બોલવું. પેલું 'હું'તો છે જ, એ તો અહમ્ તો છે જ મનમાં, પણ એનો પ્રસ્તાવ કરવો, 'આ ખરું ને આ ખોટું' બૂમાબૂમ કરવા જાય, એ અહંકાર કહેવાય. પણ બીજી વસ્તુ ના હોય મહીં, માલિકીપણું ના હોય કશાયમાં. માલિકીપણું આવે એટલે માન આવે.

**પ્રશ્નકર્તા :** અહંકારનો દાખલો ?

**દાદાશ્રી :** આ તો અહંકારના દાખલા તો બધા છે ને ? અહમ્‌ને ખુલ્લો કરવો, પ્રસ્તાવ કરવો એ અહંકાર. અહમ્ તો છે જ મહીં. અને માલિકીવાળો તે માન થયું. એ માન એકલું નહીં, પછી જેમ જેમ માલિકીભાવ વધારે થયો ને, તે અભિમાન. દેહધારી હોય તેને માની કહેવાય ને 'આ ફ્લેટ અમારો, આ અમારું' એ અભિમાન. એટલે અહંકારથી વધીને માની, અભિમાની, બધા બહુ જાતના છે.

## અહંકારની ભોંયરીંગણી !

અહંકાર એટલે આપણા લોકો સમજે છે, એને અહંકાર કહેવાતો નથી. આપણા લોકો જેને અહંકાર કહે છે ને, એ તો માન છે. અહંકાર બિલીફ (માન્યતા)માં હોય, જ્ઞાનમાં ના હોય. જ્ઞાનમાં આવે એ માન

કહેવાય. પોતે કરતો નથી, ત્યાં આગળ 'પોતે કરું છું' એવું માને છે, એનું નામ અહંકાર. જ્ઞાનમાં તો 'હું' પદ આવ્યું કે એ માન કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે એ એક દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** આપણે અહીં કહે છે કે, 'હું નીચે આવ્યો, ઉપરથી નીચે આવ્યો.' હવે એમાં પોતે આવ્યો જ નથી, એ તો આ શરીર આવ્યું. આ શરીર આવ્યું, તેને પોતે માને કે, 'હું આવ્યો'. એવી માન્યતા એ અહંકાર અને પછી એ મોઢે બોલે કે 'હું આવ્યો', એ માન કહેવાય. તો આપણા લોકો 'હું આવ્યો' તેને અહંકાર કહે છે.

અને પછી એ બોલે કે 'આ પ્લોટ મારો, આ મકાન મારું' એ અભિમાન કહેવાય. એ માનેય ના કહેવાય, એ અભિમાન. 'આ બેબી મારી, આ બાબો મારો' એ અભિમાન અને પાછો એ શું કહે, 'હું અભિમાન કોઈ દહાડો નથી કરતો !' તે મૂઆ આ જ અભિમાન, બીજું કયું અભિમાન ? પણ ભાન જ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** મારી બેબી હોય, એને હું કહું કે આ મારી છે, એમાં ખોટું શું ?

**દાદાશ્રી :** બેબી મરી જાય તો એની જોડે ફાધર મરી જાય ખરો ? એની હોય તો જોડે મરી જાય ને ?

**પ્રશ્નકર્તા :** તો શું કહેવું એને ? કેવી રીતે બોલાવવી ?

**દાદાશ્રી :** 'મારી છે' એવું બોલવાનું પણ મમતા નહીં રાખવાની. તે આ નાટકમાં નથી કહેતા, કે 'આ પિંગળા મારી છે', ભર્તૃહરિ એવું કહે. પછી એ પિંગળાએ ગુનો કર્યો ત્યારે ભર્તૃહરિ ભેખ લઈને રડેય ખરો ! પણ નાટક પૂરું થાય ત્યારે પિંગળાને કહે કે 'હેંડ મારે ઘેર ?' તો એ જાય ખરી ?

**પ્રશ્નકર્તા :** નહીં જાય.

**દાદાશ્રી :** તો તો નાટકનું બધું આ ! મમતા નહીં રાખવાની. એમ ને એમ જ નાટકમાં બધું જરૂર. ભર્તૃહરિને કહીએ કે 'કેમ તું

રડતો હતો, તને આટલું બધું દુઃખ થયું હતું ?' ત્યારે કહે, 'ના, અભિનય ના કરીએ તો પગાર કાપી લે, મૂઆ !'

અમેય અભિનયની ખાતર કો'કને ત્યાં જઈએ. કોઈ દુઃખ આવ્યું હોય બિચારાને, કોઈ મરી ગયો હોય તો ત્યાં જઈએ. અમે (મોઢા પર) પાણી-બાણી ચોપડીને તૈયાર, અભિનય કરવો પડે ને ? નહીં તો દુનિયા એમ કહેશે, 'આ પત્થર જેવા હૃદયના છે.'

**પ્રશ્નકર્તા :** મમતા ના હોય, તો એને પછી પિતા કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** તો પછી શું કહેવાય એને ? નાટકમાં મમતા હોય છે ? આ બધું નાટક જ છે અને મમતા હોય તો લોકો કહે છે ને, 'મારા ફાધર મરી ગયા.' તો પછી તારા ફાધર ક્યાં છે અત્યારે ? એ કહેશે, 'બાળી મેલ્યા.' ત્યારે મેં કહ્યું, 'તું નહીં ગયો ?' ત્યારે કહે, 'ના બા, જોડે કોણ જાય ?' એ તો કોઈ ગયેલું ? કોઈ ગયેલું જ નહીં. આ તો ના જાય. અને મારાપણું હોય, ખરી મમતા હોય તો જોડે મરી જાય. કોઈ જતો નથી બાપ, પાછળ ગયેલા નહીં ને કોઈ ? ઘેર આવીને બિસ્કિટ બધું ખાય નિરાંતે !

**પ્રશ્નકર્તા :** અભિમાન અને ગર્વ બે નજીક કહેવાય ?

**દાદાશ્રી :** બહુ ફેર. ગર્વ તો કોને કહેવાય કે, 'આ મેં કેવું સરસ કર્યું છે.' તે હું સમજું, આ કર્યાનો ગર્વ હોય. વકીલ આવે ને તે કહેશે, 'આ મેં તને કેવી રીતે જીતાડ્યો એ હું જ જાણું છું, તને અક્કલ નથી ને !' એ ગર્વરસ લીધો કહેવાય, એ અભિમાન ના કહેવાય. સમજાયુંને તમને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ગર્વરસ. અત્યારે આ બધા સાધુ-સંન્યાસીઓ શેના પર જીવે છે ? એ શું ખાય છે ? ગર્વરસ પીને જ જીવે છે આ બધા.

**પ્રશ્નકર્તા :** કંઈ પણ સારું કામ કરીએ તો આ 'મેં કર્યું', એવું થઈ જાય.

**દાદાશ્રી :** 'મેં કર્યું' એ જાય નહીં. 'હું કરું છું' એ જાય નહીં.

## એને કહેવાય અભિમાન !

**પ્રશ્નકર્તા :** આજે સમાજ એ રીતે જુએ છે, ધારો કે મેં બહુ સારું ઓપરેશન કર્યું હોય અને કહું કે 'બહુ સારું ઓપરેશન કર્યું' તો લોક કહેશે કે આ તો બહુ અભિમાની છે.

**દાદાશ્રી :** હા, એવું કહે. ત્યારે અભિમાની છે કહે અને તમે કહો કે મેં આજે બીજું કોઈ કાર્ય કર્યું, તો તમને અભિમાની ના કહે. પણ તમે એમ કહો કે આણે મને ધોલ મારી તો અભિમાની ના કહે તમને. એટલે આ લોકોનાં સર્ટિફિકેટ લેવા જેવાં નથી. આપણે બુદ્ધિથી સમજવા જેવું છે કે વોટ ઈઝ કરેક્ટ એન્ડ વોટ ઈઝ ઈનકરેક્ટ (યથાર્થ શું અને યથાર્થ શું નથી) એ સમજીને, કરેક્ટનેસ (વાસ્તવિકતા) જોઈને બધું કામ કરવાનું છે.

અહંકાર મૂળ વસ્તુ છે. એમાંથી અભિમાન, પછી ઘેમરાજી, તુંડમિજાજી, ઘમંડ, બધાં જાતજાતનાં બહુ નામો પાડેલાં છે.

**પ્રશ્નકર્તા :** આમાં સહેજ પરિભાષાનો થોડો ફેર છે. જે માણસ અભિમાની હોય એ માણસનો ઈગોઈઝમ વીક (નબળો) હોય અને જે માણસ નમ્ર હોય એનો ઈગોઈઝમ મજબૂત હોય, એમ એ લોકો રજૂ કરે છે.

**દાદાશ્રી :** ના, અભિમાની એનો ઈગોઈઝમ જબરો હોય. તે જબરો હોય ત્યારે તો અભિમાન કરે ને ? અને દારૂ પીતો હોય તેનો ઈગોઈઝમ કેવો હોય ?

**પ્રશ્નકર્તા :** નબળો હોય.

**દાદાશ્રી :** એટલે ભગવાનને ત્યાં નબળા ઈગોઈઝમનું કામ છે. જબરા ઈગોઈઝમની ભગવાનને ત્યાં જરૂર નથી. કારણ કે જબરો ઈગોઈઝમ એટલે પોતાની શક્તિથી ચલાવનારું ગાડું. નબળો ઈગોઈઝમ તો કહી દે કે, 'ભગવાન, હું તો મૂરખ છું, ગધેડો છું, નાલાયક છું, મને બચાવો.' તે ભગવાન બચાવવા તૈયાર છે, આવું બોલે તેને. પેલો

કડક ઈગોઈઝમવાળો બોલે જ નહીં ને ! નબળાવાળો સારો.

## ત્યાં અહંકાર ભગ્નતા !

**પ્રશ્નકર્તા :** ભગ્ન અહંકાર કહે છે, એવું કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર ભગ્ન કહેવાય, એ ક્રેક હોય.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે થઈ જાય ?

**દાદાશ્રી :** માનની આશા રાખે ને ત્યાં જ અપમાન થાય, માનસંબંધી બધી આશાઓ એની તૂટી પડે ત્યારે પછી એ ભગ્ન થઈ જાય. જેમ આ પ્રેમભગ્ન થાય છે ને, એને જ્યાં ને ત્યાં આગળ પ્રેમની વાતને બદલે તિરસ્કાર જ મળ્યા કરે, તે પ્રેમભગ્ન થઈ જાય. એવું આને માન મળવાનું તો ક્યાં ગયું પણ અપમાન જ મળ્યા કરે. પછી માણસ ક્રેક થઈ જાય. એ પછી બોલે તોય ક્રેક જ વાણી નીકળે. એની વાત સીધી ના હોય, એની વાતમાં ભલીવારેય ના હોય.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર ભગ્ન હોય, તેને નોર્માલિટી (સમતુલા)માં આવતાં બહુ મુશ્કેલી પડે ને ?

**દાદાશ્રી :** એ તો ઘણો ટાઈમ લે.

**પ્રશ્નકર્તા :** કે પછી ખસીય જાય એમાંથી ?

**દાદાશ્રી :** ખસી ગયેલાં જ કહેવાય. આ તો પબ્લિક ચલાવી લે. પણ તે શું કરે ? કંઈ નાખી અવાય ? આ દૂધી સડી ગયેલી હોય તેય રહેવા દે છે ને ?

## એય છે અહંકાર !

**પ્રશ્નકર્તા :** આપણે કોઈને ઘેર જઈએ અને આપણને ભાવથી 'આવો, બેસો' એવું ના કહે તો એનો અહંકાર કહેવાય કે માન કહેવાય ?

**દાદાશ્રી :** એને તુચ્છકાર કહેવાય. એનો આપણા પ્રત્યે તુચ્છકાર કહેવાય. આપણો અહંકાર ઘવાયા કરે. ખોટું લાગ્યું એ આપણો

અહંકાર જ છે ને ? એણે તુચ્છકાર કર્યો એટલે એને ગુનો લાગે. અને ખોટું લાગે તો આપણનેય ગુનો લાગુ પડે.

**પ્રશ્નકર્તા :** ઈગોઈઝમને ઓળખવો કેવી રીતે ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ તો બધાને ઓળખાય, હમણાં અપમાન થાય ને તે તરત ઓળખાય કે ના ઓળખાય ? 'તમારામાં અક્કલ નથી' કહેતાંની સાથે ડિપ્રેશન કોને આવે ? ઈગોઈઝમને આવે ને ? એ ઈગોઈઝમ તો વારેઘડીએ સમજણ પડે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ ક્લિયર નથી થતું. એમાં ગૂંચવાડા થાય છે.

**દાદાશ્રી :** ના, ક્લિયર જ છે, આમાં તો. આ વાત વાતમાં તમને 'ઊઠો અહીંથી' એમ કહે, તોય તમારો ઈગોઈઝમ તરત ઊભો થઈ જશે. ઈગોઈઝમ તો વારેઘડીએ આખો દહાડો વપરાયા જ કરે છે. લોકોય સમજી જાય કે મારો ઈગોઈઝમ બહુ ભારે છે. આમાં 'ઈગોઈઝમ ભારે છે' એવું જાણકાર કોણ છે ? ત્યારે કહે, એ જ ઈગોઈઝમ.

ખાલી અહંકારથી જ જીવે છે. 'હમારે જૈસા કોઈ નહીં, હમારે જૈસા કોઈ નહીં, ઈસસે મૈં બડા હૂં, ઈસસે મૈં બડા હૂં', બસ !

આ મનુષ્ય ગમે તેવો નાલાયક હોય, છેલ્લામાં છેલ્લા નંબરનો હોય તોય 'એ' ઉપરી તો છે જ. એટલે પછી એને શું ભાંજગડ ? આ આદિવાસી ય શું કહે ? હું આ ચાર ગાયોનો માલિક છું. લે, પછી એને શું દુઃખ ? એટલે અહંકારથી આ બધું ઊભું કરે છે ને અહંકારથી 'આ ચાર ગાયોનો હું માલિક છું, આ પાંચસો ઘેટાંનો હું માલિક છું' અને લોકોય એવું કહે કે, 'હું આનો માલિક છું.' એટલે મનુષ્યપણું જે છે એ અહંકારથી બધું ઘેરાયેલું છે.

## કાઢવાનો અહંકાર, નહિ કે અહમ્ !

**પ્રશ્નકર્તા :** કેટલાક લોકોનું એવું માનવું છે કે ઈગોઈઝમ એ છે તો, દેહભાન સાથે સંબંધ ધરાવે છે.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે આપનું કહેવું. આ દેહનું કાર્ય

કરવામાં ઈગોઈઝમની જરૂર છે. પણ હવે વધારાનો ઈગોઈઝમ છે તે આવતો ભવ કરાવડાવે છે. અને પુરુષ હોય, (તે કપટ અને મોહ વધે તો આવતા ભવમાં) સ્ત્રી થઈ જાય ! અલ્યા, પુરુષનો સ્ત્રી થયો, આવું શું તે કર્યું ? ઈગોઈઝમ ના હોય તો દેહ ચાલે જ કેવી રીતે ? બાકી, દેહભાનથી તો આ બધું કરે છે, ઈગોઈઝમના આધારે.

ક્ષત્રિયોમાં માન ને ક્રોધ બહુ હોય. આ બે ગુણ કેવા હોય ? ભોળા પાછા. લોક કહે ને કે 'આ શું ? આટલો બધો ક્રોધ કરો છો ?' અને પેલા વૈશ્યોના જે ગુણ છે, લોભ અને કપટ, તે પોતાના ધણીનેય ખબર ના પડે કે મહીં એ ગુણો પડ્યા છે, તે કો'ક તો કહે જ શી રીતે ? અને આ તો ભોળા એટલે તરત જ લોક કહે કહે કરે કે 'શું અહંકાર કરો છો ? છાતી કાઢો છો ?' એટલે પાટિયાં પછી ધીમે ધીમે ઓગળી જાય. ક્રોધ ને માન એ તદ્દન ભોળા ખરાં કે નહીં ? એ તદ્દન ભોળા ગુણ છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર દરેકમાં ઓછા-વધતા પ્રમાણમાં હોય, તો એ અહંકારનું બેઝમેન્ટ (પાયો) શું ?

**દાદાશ્રી :** જેવા સંજોગોમાં એણે અહંકાર ભર્યો હોય એવા સંજોગોમાં એના અહંકાર દેખાય બધા. બહુ તોફાની સંજોગમાં ભર્યો હોય તો અહંકાર ભારે દેખાય. સારા, માઈલ્ડ (નરમ) સંજોગોમાં ભર્યો હોય તો ઓછો દેખાય. એણે શું પૂરણ કર્યું છે તે ઉપર આધાર. સરળ માણસોના ભેગો ભર્યો હોય તો તે અહંકાર બહુ નરમ હોય અને કડક માણસો જોડે ભર્યો હોય તો અહંકાર બહુ કડક હોય.

'હું ચંદુભાઈ છું' એવું બોલવાનો વાંધો નથી પણ તમે કંઈક સારું કામ કર્યું હોય અને લોકોને દેખાય કે 'ચંદુભાઈ જરાક ટાઈટ થઈને ફરે છે', એનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** એને આપખુદી કહેવાય ?

**દાદાશ્રી :** એ ટાઈટ થયા પછી આપખુદીમાં જાય. બહુ એક્સેસ થઈ જાય ને, તે આપખુદી આવે. તે ઘડીએ ખુદા હસે કે યે લડકા

ક્યા કર રહા હૈ ?

**પ્રશ્નકર્તા :** અહમ્‌પણું અને પોતાપણું બે એક જ કે અલગ અલગ ?

**દાદાશ્રી :** બહુ ફેર. અહમ્ તો માનેલું જ રહ્યું અને પોતાપણું વર્તનમાં રહ્યું. વર્તનમાં હોય એને એ રહે અને માનેલું તો જતું રહે. 'હું'પણું માનેલું એ જતું રહે પણ પછી વર્તનમાં રહે ને ?

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને પોતાપણું હોય ?

**દાદાશ્રી :** પોતાપણું તો જબરજસ્ત હોય. ભોળો હોય ને, તેને ઓછું હોય.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું ને, અહંકાર તો આખી દુનિયામાં વ્યાપી જાય એટલો મોટો છે ?

**દાદાશ્રી :** હા, એવડો મોટો હોય. જેમ જાડો માણસને તેમ અહંકાર ઓછો હોય. પાતળા માણસને બહુ અહંકાર હોય.

અહમ્ કાઢવાનો નથી, અહંકાર કાઢવાનો છે. હું તો છે જ પણ તે અહંકાર કાઢવાનો છે. આઈ વિધાઉટ માય ઈઝ ગોડ (મારાપણું વિનાનો 'હું' એ જ ભગવાન) એટલે માય કાઢવાનો છે. માયને લીધે અહંકાર કહેવાય છે. માય ન હોય તો અહમ્, 'હું આત્મા છું' બોલવામાં કંઈ વાંધો નથી. કારણ કે પોતાની વસ્તુ છે આ. 'હું દેહ છું' એ અહંકાર છે. એટલે અહંકાર કાઢવાનો છે.

## ઉદ્ભવ્યા પ્રશ્નો, ગીતામાંથી...

**પ્રશ્નકર્તા :** કૃષ્ણ ભગવાને પણ ગીતામાં કહ્યું હતું કે, 'મારાં હજારો જુદી જુદી જાતનાં સ્વરૂપ છે.' તો એ પણ અહંકાર કહેવાય ? સાથે સાથે એ પણ કહે છે કે, 'પવન મને ઉડાડી શકતો નથી કે અગ્નિ મને બાળી શકતો નથી કે બીજી કોઈ રીતે મારો નાશ થઈ શકતો નથી.' ત્યારે પોતે ભગવાન થઈને મનુષ્યને કહે તો એ એક જાતનો અહંકાર કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** અહંકાર કોને કહેવામાં આવે છે ? એની રીતે હોય. આ ભાગને પવન ઊડાડી શકતો નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી, એ તો પોતાનું વર્ણન કરે છે. એમાં અહંકાર નથી. અહંકાર તો કોને કહેવાય ? તમે કહો છો ને કે મેં આને દવા આપી, જે તમે નથી કરતા, કરે છે બીજો કોઈ, તેને તમે કહો છો, હું કરું છું. એનું નામ અહંકાર. અને તે પાછી પ્રકૃતિ નચાવે છે. આ પ્રકૃતિ નચાવે છે અને પાછો કહે છે કે હું નાચ્યો. પાછો ડબલ આરોપ. નચાવે કોણ ? આ ઊઠાડે છે, ઊંઘાડે છે, કરે છે કોણ બધું ? તમને કોણ લાગે છે ? ને આ લોકો કહે છે ને, 'હું ઊઠ્યો !' 'ઓહોહો ! મોટા ઊઠવાવાળા આવ્યા.'

## એ સત્તા કોની ?

રાતે તમને ઊંઘ આવે છે, તે તમે ઊંઘી જાવ છો કે કોઈ ઊંઘાડે છે ?

**પ્રશ્નકર્તા :** જાતે ઊંઘી જઉં છું.

**દાદાશ્રી :** જાતે, નહીં ? કો'ક ફેરો ના ઊંઘ આવે ત્યારે ?

**પ્રશ્નકર્તા :** ત્યારે પાસાં ફેરવીએ, બીજું શું કરીએ ?

**દાદાશ્રી :** હા, પાસાં ફેરવવા પડે. એટલે આપણા હાથમાં સત્તા નથી ને, ઊંઘવાની ? ઊંઘવાની સત્તા આપણા હાથમાં ખરી ?

**પ્રશ્નકર્તા :** નથી. ગોળીઓ લે તો ઊંઘ આવે.

**દાદાશ્રી :** હા, ગોળીઓ લેવી પડે. હવે જ્યારે ઊંઘવાની સત્તા નથી તો ઊઠવાની સત્તા છે તમારામાં ?

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** 'સવારમાં વહેલો ઊઠ્યો' કહેશે. એ સાચી વાત છે ? આપણે કહીએ, 'ઊંઘી જવું છે ને ?' ત્યારે કહે, 'હા, મારે જ્યારે જોઈએ ત્યારે ઊંઘ આવે.' પછી પાછો બીજે દહાડે કહેય ખરો કે 'આજે ઊંઘ ના આવી.' 'અલ્યા, તું ઊંઘી જઉં છું ને તને ઊંઘ ના આવી,

એ બે વિરોધાભાસ વાત કેમ કરે છે ?' ઊંઘવાની શક્તિ પોતાની હોય તો ધારે ત્યારે ઊંઘ આવી જાય. આ તો આમ ફરે, તેમ ફરે ઊંઘવા હારુ, પણ કશું વળતું નથી. ઊઠવાની શક્તિ એની પોતાની હોય તો રાત્રે બે વાગે પેલું ઘડિયાળ મૂકવું ના પડે. ઘડિયાળમાં એવી શક્તિ છે પણ આનામાં નથી. કઈ શક્તિ છે એવું મને ખોળી આપે ?

**પ્રશ્નકર્તા :** અરે, કોઈ જાતનો વિચાર આવે તો ઊંઘ ઊડી જાય.

**દાદાશ્રી :** પણ ઊંઘેય પોતાના તાબામાં નથી અને વિચાર આવે છે તેય પોતાના તાબામાં નથી. આ તો બધી પરસત્તા છે, આખીય પરસત્તા જ છે. પરસત્તાને પોતાની સત્તા માને છે તે ભ્રાંતિ છે. એટલે આ કરેક્ટનેસ (સચ્ચાઈ) શું છે, એ જાણવું જોઈએ. આપણા હાથમાં સત્તા કેટલી છે ? કોઈ માણસને ઊંઘવાની શક્તિ નથી, ઊઠવાની શક્તિ નથી, ખાવાની શક્તિ નથી, તો કઈ શક્તિ છે, એ બતાવો ને !

## માને 'મેં કર્યું' !

આ ચંદુભાઈ ચા પીવે ત્યારે કહે, 'મેં ચા પીધી.' અલ્યા, ચંદુભાઈ ચા પીવે છે ને તમે શાના ઈગોઈઝમ કરો છો ? એટલે આ બધું ઈગોઈઝમ કરવાની જરૂર નથી. આપણે મોઢે બોલવામાં વાંધો નથી કે આ મેં કર્યું. આમ તો દહાડામાં પાંચ વખત ચા પીવે છે અને પછી એક દહાડો એવો આવે છે કે ચા પીવી છે પણ પીવાતી નથી. કેમ આવું ? પાંચ કપ પીતા'તા ને ! આ નહીં સમજવું પડે ? આવું સમજવું પડશે ને ?

**પ્રશ્નકર્તા :** સમજવું તો પડે.

**દાદાશ્રી :** આહારી જ આહાર કરે છે, આ તો વગર કામનો પોતે અહંકાર કરે છે કે મેં ખાધું. અરે, મેરચક્કર, તું શું ખાવાનો હતો તે ? અને ખાવાનો હોય, તે જ્યારે તાવ ચઢે ત્યારે ખાઈ જો ને ? 'મેં ખાધું પણ ઊલટી થઈ ગઈ !' મેરચક્કર, ખાનારો હશે તો, તે ઊલટી કેમ થઈ જાય ? પછી કહે કે 'મારે ખાવું છે પણ ખવાતું નથી.'

આપણે પૂછીએ, 'આ સંડાસ બીજો જાય છે કે તું જાય છે ?' ત્યારે એ કહે, 'હું જ જઈ આવ્યો' અને પછી ના ઉતરે ત્યારે કહેશે, 'આજે સંડાસ થતું નથી.' 'ત્યારે તું જતો હતો ને, તો જઈ આવને અત્યારે ?' એટલે આ 'ઈગોઈઝમ' કશું કરતો નથી ને બધા ગૂંચવાડા ઊભા કરે છે. મેં ફોરેનના બધા ડૉક્ટરો ભેગા કર્યા. મેં કહ્યું, 'સંડાસ જવાની તમારામાં શક્તિ ખરી ?' ડૉક્ટરો ઊંચાનીચા થવા માંડ્યા, કે 'શું વાત કરો છો ? ભલભલાને અમે કરાવી દઈએ ને ?' ત્યારે મેં કહ્યું, 'એ તો જ્યારે અટકશે ત્યારે ખબર પડશે કે તમારી શક્તિ ન હતી. આ શું કરવા કૂદાકૂદ કરો છો ?' ત્યારે 'યસ યસ યસ' કરવા માંડ્યા. વર્લ્ડમાં કોઈ માણસ એવો જન્મ્યો નથી કે સંડાસ જવાની પોતાની સ્વતંત્ર શક્તિ હોય !

**પ્રશ્નકર્તા :** ડૉક્ટર એક સપોઝીટરી નીચે મૂકે તો સંડાસ ન થતું હોય તો થઈ શકે, તો એ શક્તિ ડૉક્ટરની ખરી કે નહીં ?

**દાદાશ્રી :** એ તો દવા છે તો. એ આપની શક્તિ નથી ને ?

**પ્રશ્નકર્તા :** એ ડૉક્ટરની શક્તિ કહેવાય ને ?

**દાદાશ્રી :** ડૉક્ટરને જ શક્તિ નથી ને ! ડૉક્ટરને જ્યારે અટકે ને ત્યારે બીજાની હેલ્પ લેવી પડે. ડૉક્ટરમાં જ શક્તિ નથી તો બીજામાં શક્તિ ક્યાંથી આવે ? એ મેં ડૉક્ટરને પુરવાર કરી આપ્યું.

અને લોક શું કહે છે ? 'મેં આ કર્યું, મેં પેશાબ કર્યો !' પછી એક ઘૈડા ડૉક્ટર હતા ને, તે બહુ અનુભવી, બહુ સારા માણસ આમ. તે મને એક દહાડો ભેગા થયા. તે મને કહે છે, 'દાદા ભગવાન, કંઈ કૃપા કરો.' મેં કહ્યું, 'શું થયું તમને ? ડૉક્ટરને શું થાય ?' ત્યારે કહે છે, 'બે ટીપાં પેશાબ થતો નથી. માંડ માંડ એક ટીપું પડે છે.' મેં કહ્યું, 'આવું ? તમારા હાથમાં સત્તા નથી, આ પેશાબ કરવાની ?' ત્યારે કહે, 'આપણા હાથમાં નથી આ. અત્યાર સુધી તો અમે એમ જાણતા'તા કે હું જ કરું છું. હવે સમજ પડી કે આપણા હાથમાં સત્તા નથી.'

## 'હું કરું' એ જ અજ્ઞાનતા !

આપને સમજાયું ને, અહંકારના ગુણધર્મ કયા છે ? એ પોતે કશું નથી કરતો છતાં કહે છે, 'હું કરું છું'. બસ, એટલો જ એનો ગુણધર્મ. એક સેન્ટ કરતો નથી. 'કરે છે' બીજા ને એ કહે છે, 'હું કરું છું' એનું નામ અહંકાર. એના ગુણધર્મમાં છે કશી બરકત ? આમાં કિંચિત્‌માત્ર, કશું જ કરતો નથી, એક વાળ પણ એણે તોડ્યો નથી અને કહેશે, 'આ ડુંગર મેં ઉડાવી દીધો. આ ડુંગરમાંથી ટનલ મેં કાઢી, ત્યારે ગાડી નીકળી.'

ત્યારે કઈ સત્તા હશે આપણા હાથમાં ? કમાવાની સત્તા નથી, પૈણવાની સત્તા નથી, છોકરાં થવાની સત્તા નથી. કઈ સત્તા છે એ કહે તું ?

**પ્રશ્નકર્તા :** એ જ જાણવું છે.

**દાદાશ્રી :** તારી જે સત્તા છે, એ જાણતો નથી અને તારી સત્તા નથી ત્યાં આગળ 'મેં કર્યું, મેં કર્યું, આ મેં કર્યું' કહે છે.

અહમ્‌કાર, આ 'હું કરું છું' એ ખોટું ભાન છે. બગાસું એ ખાતો નથી છતાં કહે છે, 'મેં બગાસું ખાધું'. છીંક એ ખાતો નથી, ત્યારે કહે, 'મેં છીંક ખાધી'. એ પોતે સાંભળતો નથી છતાં કહે છે, 'મેં સાંભળ્યું'. 'અલ્યા, કાન સાંભળે છે', તું સાંભળતો હોય તો બહેરાને કહે ને, સાંભળશે. આખી સમજણ જ બધી ટર્ન આઉટ થયેલી છે. (ઊંધી થઈ ગયેલી છે.)

'હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કો'ક જાણે.'

નરસિંહ મહેતાએ કેવું ગાયું છે, કે સૃષ્ટિ મંડાણ કેવું સરસ છે, કે 'હું કરું, હું કરું' એ અજ્ઞાનતા છે. તે આ મંડાણ એની મેળે ફર્યા જ કરે છે રાતદહાડો. એને જોગી જોગેશ્વરા કો'ક જાણે ! ત્યારે આ યોગીઓ લઈ બેઠા ! આ બધા બહારના યોગીઓ હોય છે ને, તે અમે જાણીએ, 'અલ્યા, તમે શું જાણો ?' આત્મયોગી કે આત્મયોગેશ્વર હોય

તે જ જાણે. આ યોગીઓ તો ઠેર ઠેર રસ્તામાં જોઈએ એટલા મળે. એ ના જાણે. આ તો અમથો માથે લઈ લે છે, સહી કરી નાખે છે. અહમ્‌કાર, 'મેં કર્યું' કહેશે. 'અલ્યા મૂઆ, તેં કર્યું નથી. શું કરવા અમથો બોલે છે ?' એટલે ઊલટું જ્યાં આરોપી તરીકે સહી નથી કરવાની, ત્યાં આરોપી તરીકે સહી કરે છે. એટલે આરોપનામું એને માટે ઘડાય છે. હવે એને શી રીતે સમજાય કે હું આરોપી તરીકે ફસાયો.

એ સત્તા 'ના' પાડે ને, તે કામ તમે નથી કરતા અને એ સત્તા 'હા' પાડે એ કામ કરો છો. એ સત્તા પારકી છે. તમારા મનમાં એમ લાગે ઈગોઈઝમથી, કે આ હું જ કરું છું બધું. આ તમને ઊંઘાડે છે, જગાડે છે, ખવડાવે છે, પીવડાવે છે, તમને અહીં તેડી લાવે છે, તેય પારકી સત્તા છે. તમારી સત્તા નથી આ. પણ તમારી સત્તા માનો છો એ ભ્રાંતિ છે.

આ તો બધું ઈગોઈઝમ છે ખાલી. 'આ કરે છે કોણ' એ મેં જોયેલું છે બધું. 'આ કોણે ભેગું કર્યું' એ હું જાણું છું. તમે નિમિત્ત બનો એનો વાંધો નથી. તમે એમ જ કહો કે ''હું ગયો'તો તેથી આવ્યા'', એ કહેવું ખોટું કહેવાય. આપણા હાથમાં સત્તા જ નથી.

**પ્રશ્નકર્તા :** તો સંચાલન કરનાર કોણ ?

**દાદાશ્રી :** કોઈને ચલાવવું નથી પડતું, સ્વયં ચાલ્યા જ કરે છે. જ્યારે જન્મ થાય છે ને, ત્યારથી ચાલ્યા કરે છે. તે મરણ પથારી ત્યાં સુધી ચાલ્યા જ કરવાનું. જ્યાં સુધી આ અહીંથી શ્વાસ લેવાય ત્યાં સુધી આ મશીનમાં કોઈ જાતનું બંધ થવાનું નહીં. શ્વાસ બંધ થઈ જાય તો બંધ થઈ જાય. ઓટોમેટિક બધું ચાલ્યા જ કરે. આ શ્વાસેય લેવાય, તે તમે લેતા નથી. આ તો ડૉક્ટર કહે છે, 'એય ઊંચો શ્વાસ લો', પણ જો તમે લેતા હો તો રાત્રે કોણ શ્વાસ લે છે ? માટે શ્વાસેય તમે લેતા નથી. ઓટોમેટિક ચાલ્યા જ કરે છે. સમજવાની જ જરૂર છે ને ?

આ તો બધાય કહે છે, 'મેં શ્વાસ લીધા. ઊંચા શ્વાસ લીધા, આમ કર્યું.' આ તો નાક દબાવી દે તો બૂમાબૂમ કરે. ''મૂઆ, તું કરતો'તો ને, હવે કંઈક કર ને !'' ત્યારે કહે, 'મારું નાક દબાવે છે.'

''અલ્યા, નાકને લીધે જીવતો'તો ? તે શાના લીધે જીવતો'તો ?'' એ કહે ને ? તારામાં કઈ શક્તિ છે ? કેટલું જીવું છું ? આ નાક દબાવીએ તો ચૂપ, ખલાસ ! તરફડીને ખલાસ થઈ જાય ! અને સત્તા હોત તો આ લોકો સાતસો-સાતસો, હજાર વર્ષ જીવન કાઢે એવા છે. લાઈફ ફરી ચાર્જ કરાવી લે, સત્તા હોય તો. માણસનું ગજું નહીં ને ! પોતાની સ્વસત્તા છે પણ તેનું ભાન નથી એને !

આ તો કર્મના ઉદયને આધીન જીવડાં છે. પ્રાણીઓ કહેવાય છે આને. જે પ્રાણના આધારે જીવે છે, પોતાના આધારે જીવતાં નથી. પોતાના સ્વરૂપનું ભાન થાય ત્યારે પોતે પોતાના આધારે જીવે છે. આ દેહના પ્રાણ જુદા છે અને આત્માના પ્રાણ જુદા છે. પોતાના આત્મસ્વરૂપનું ભાન થાય ત્યારે પોતાના પ્રાણથી જીવે.

## ભમરડો ફરે, હિસાબો પ્રમાણે !

પોતાના સ્વરૂપનું ભાન નથી અને કહે છે, 'હું છું', તે તું શેમાં છું ? માટે વાત સમજને કે કેટલી સત્તા આપણી છે અને કેટલી સત્તા પરાઈ છે ?

આ લોકો મને પૂછે છે કે 'અમે શું છીએ ?' મેં કહ્યું, 'ભમરડા છો ! ટી-ઓ-પી-એસ, ટોપ્સ !' જ્યારે પોતાની સત્તા ઉત્પન્ન થાય ત્યારે એ સત્તાધીશ થયો કહેવાય. આ તો પરસત્તામાં તો ભમરડા ! આ હુંય અહીં આવ્યો તે ભમરડા છાપમાં અને ઘેર જઈશ તોય ભમરડા છાપમાં, પોતાની સત્તા નહીં. આ સત્તા અમારા હાથમાં નથી. 'અમે' અમારી સત્તામાં રહીએ, એક ક્ષણવાર આ સત્તામાં રહીએ નહીં.

એક મહારાજ કહેતા'તા, 'હું કરીશ તો થશે ને !' મેં કહ્યું, 'ત્યારે કરતા કેમ નથી ?' ત્યારે એ કહે, 'મારી ભાવના છે, હું કરીશ.' 'કરી નાખોને, બા ! અનંત અવતારથી આટલી ચોવીસીઓ વટાવી ખાધી, તોય અહીંના અહીં ભટક ભટક કર્યા કરો છો, તો કરનાર હો તો કરી નાખો ને ? અલ્યા, ઝાડે ફરવાની (સંડાસ જવાની) સત્તા નથી, તો શું કરવાનો તે ? વગર કામનો શું કામ ઈગોઈઝમ કરે છે તે ?'

આ જેટલું બોલે છે, એને અહંકાર કહેવાય છે. 'મેં કંઈ કર્યું ને હું કરીશ' એવું બોલે છે, એ ડબલ અહંકાર કહેવાય.

કોઈ જીવ કર્તા જ નથી. 'આ હું છું, આ મેં ત્યાગ્યું, હું આચાર્ય છું, હું આમ છું, હું તેમ છું' એ બધું ભ્રાંતિ છે.

## કરો છો કે 'ઈટ હેપન્સ' ?

આ જગત ચાલી રહ્યું છે કે ચલાવીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** આપણે ક્યાં ચલાવી શકવાના છીએ ?

**દાદાશ્રી :** તો તો આ બધાય એમ કહે છે ને 'મેં આ કર્યું ને મેં તે કર્યું.'

**પ્રશ્નકર્તા :** વિરોધાભાસ થયો ને એ તો ?

**દાદાશ્રી :** એવું છે ને, હકીકતમાં તો બધાય મનમાં સમજે છે કે આપણાથી કશું થાય એવું નથી અને ખરેખર હકીકતમાં તમે કશું કરતા નથી આના, ચાલી જ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** મનુષ્યોનો અહંકાર જ આ બધું કરાવે છે ?

**દાદાશ્રી :** આ બધો અહંકાર જ છે. આ દેખાય છે, ખુલ્લો અહંકાર દેખાય છે. 'હું કંઈક છું ને મેં આ કર્યું' અને પાંચ લાખ કમાયો તે ઘડીએ આમ આમ છાતી કાઢીને ફરે અને પછી ખોટ જાય ત્યારે કહીએ, 'કેમ શેઠ આમ થયું ?' ત્યારે કહેશે, 'મારા ગ્રહો રૂઠ્યા છે, ભગવાન રૂઠ્યો છે.' ના બોલે એવું ?

**પ્રશ્નકર્તા :** બોલે.

**દાદાશ્રી :** શું થાય ? શી રીતે શાંતિ થાય પછી ?

**પ્રશ્નકર્તા :** તો કર્તા કોને માનવા ?

**દાદાશ્રી :** મિકેનિકલને, મશીનરીને. મશીનરી કરે છે, તે આત્મા જાણે છે ફક્ત. બસ આ જ છે. મિકેનિકલમાં રહેવું હોય તો 'કરો' અને 'જાણવું' હોય તો આત્મામાં આવો.

**પ્રશ્નકર્તા :** જેણે જ્ઞાન ના લીધું હોય, તેને સમજવા માટે થોડું કઠણ પડે.

**દાદાશ્રી :** થોડુંઘણું કઠણ પડે પણ જ્ઞાનીની પાસે ફોડ પડે. અને એને જે તકલીફ હોય તે બતાવે, તે પાછો તકલીફનો ફોડ પડે. એમ કરતાં કરતાં વાત સમજાઈ જાય.

'હું કરું છું' એ બધો અહંકાર છે. ત્યારે કહે, 'કોણ કરે છે ?' ત્યારે કહે, 'ઈટ હેપન્સ (બની રહ્યું છે)'. આ થઈ જ રહ્યું છે, તેને આ કહે છે, 'હું કરું છું'. તને સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એ જો તારી સમજમાં આવે તો અહંકાર ઘટી જાય અને બહુ શાંતિ વધે. મોઢે બોલવું પડે ખરું, મોઢે બોલીએ નાટકીય કે 'આ મેં કર્યું, આ હું ઊઠ્યો', પણ મનમાં સમજીએ કે આ મારી શક્તિ નહીં આ. આ થઈ રહ્યું છે, ઊઠી જવાયું. ઈટ હેપન્સ છે.

**પ્રશ્નકર્તા :** તો માણસે કંઈ કરવાનું રહેતું નથી ?

**દાદાશ્રી :** શું કરે છે ? એ તો બિચારો કશું કરતો જ નથી. આ તો કર્તાપણાનો અહંકાર કરે છે એટલું જ છે. પોતે કરતો નથી.

**પ્રશ્નકર્તા :** તો પણ એને અહંકાર કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર એટલે પોતે નથી કરતો, કોઈક કરે છે ને પોતે એને કહે છે, 'મેં આ કર્યું !'

**પ્રશ્નકર્તા :** એ તો મારે જે ક્રમ પ્રમાણે કરવાનું જ હતું ને એ મેં કર્યું, એમાં પછી અહંકારનો સવાલ ક્યાં આવ્યો ?

**દાદાશ્રી :** આ અહંકાર તો એવું છે ને, તમે કહો છો ને, 'હું સંડાસ જઈ આવ્યો', નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** હા, તે કહીએ છીએ.

**દાદાશ્રી :** આ મોટા સંડાસ જવાવાળા ! જુઓ તો ખરા !

**પ્રશ્નકર્તા :** પણ એ તો કુદરતી રચના છે ને ? માનવ શરીરની રચના જ છે એવી.

**દાદાશ્રી :** હા, તો પછી, અહંકાર શું કરવા કરો છો કે હું સંડાસ જઈ આવ્યો ?

અને ગાડીમાં બેસેને, ત્યારે શું કહે ? આમ મુંબઈથી બેઠા હોય, તો પૂછીએ, 'ક્યાં જાવ છો ?' ત્યારે કહે, 'હું તો નવસારી જઉં છું' અને આમ કરીને બેઠા હોય. 'અલ્યા ભઈ, તમે ક્યાં જાવ છો ? તમે તો અહીં આગળ બેઠા છો ને ?' પણ 'હું નવસારી જઉં છું ને' કહેશે. 'અલ્યા, ચક્કર છે કે શું છે તે ? નવસારી જતા હતા તે તમે ? તમે તો બેઠા છો, ગાડી નવસારી જાય છે.' એટલે આ તો કોઈક કરે છે અને પોતે માને છે કે હું કરું છું આ. બધી જ ચીજ કોઈક કરે છે. બધી એટલે અણુ એ અણુ ! ત્યારે આ કહેશે, 'સ્કૂલમાં પાસેય હું થયો !' અને રોફ મારીને ફર્યા અને પછી નાપાસ થાય ત્યારે આપણે કહીએ, 'કેમ દર સાલ પાસ થતો હતો ને આ સાલ નાપાસ થયો ?' ત્યારે કહે, 'પરીક્ષા કડક હતી, આમ છે, તેમ છે', તે લોચા વાળ્યા કરે. ના લોચા વળે ? તમને સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, સમજણ પડે છે.

**દાદાશ્રી :** એટલે આ સત્તા જ નથી આપણી. આ કુદરતની સત્તા છે. આ જે પ્રકૃતિ સત્તા છે, એ બધી કુદરતના હાથની વાત છે. અને પ્રકૃતિ અને પુરુષ બે જુદા પડ્યા પછી પુરુષાર્થ શરૂ થાય છે. ખરો પુરુષાર્થ પુરુષ થયા પછી શરૂ થાય છે.

હજુ તો પુરુષ ને પ્રકૃતિ જુદાં પડ્યાં નથીને કે જુદાં પડી ગયાં છે ? ના પડ્યાં હોય તો અહીં આગળ આવજો. આ જગતમાં બધું ઈટ હેપન્સ છે, બની જાય છે, કોઈ કરી શકે નહીં.

## અહંકારીઓ ચલાવે નિરૂઅહંકારીઓનું !

**પ્રશ્નકર્તા :** વ્યવહારનાં કામોમાં પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગર કામ ના થઈ શકે ?

**દાદાશ્રી :** કશું કામ એના વગર થાય નહીં. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ભેગાં થાય તો જ કામ થાય, નહીં તો કશું થાય એવું નથી અને લોકો કરવા નીકળ્યા છે ! કરવામાં સ્વતંત્રતાની જરૂર છે ? જગ્યા જ ભેગી ના થઈ તો ક્યાં જઈશ ? ભગવાનની વાત સમજણ ના પડે તેથી તો જગત આખું ફસાયું છેને ! ભલેને જ્ઞાની ના મળ્યા હોય, તોય ભગવાનની વાત સમજે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગર કશું બને એવું નથી, તો મારે અહંકાર શા માટે કરવો જોઈએ ? દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ભેગાં થાય તો કાર્ય થાય છે, તો પછી અહંકાર કરવાનું રહ્યું જ ક્યાં ? અને અહંકાર ના કરેને તો એને કોઈક દહાડે જ્ઞાની મળે. અહંકાર ના કરેને તો ચોથા આરામાં જવું પડે, આટલું જો કદી સમજે તો ! પણ આટલુંય ક્યાં સમજે છે ?

એટલી બધી ભ્રાંતિનો ભરાવો થઈ ગયો છે કે, દેરાસરમાં જાય છે, ત્યારે એને ભાન થાય છે કે ભગવાન, ભગવાન ! ભગવાન એને યાદ આવે ! હવે દેરાસરમાં વીતરાગ ભગવાન પદ્માસન વાળીને બેઠેલા હોય છે. તે શું કહે છે કે સાહેબ, તમે આવું પગ વાળીને કેમ બેઠા છો, આપણે પૂછીએ ભગવાનને. ત્યારે કહે છે, 'દુનિયામાં કંઈ કરવા જેવું નથી. બેસી જા છાનોમાનો. કશું કરવા જેવું નથી.' 'અરે પણ સાહેબ, ખાઉં શું ?' ત્યારે કહે, 'તું મારા વિશ્વાસ પર ચાલ ને ટાઈમે તને ખાવાનું-પીવાનું બધું મળી આવશે. માટે તું તારી મેળે તું તારું કર.' કારણ કે કરવાનું નથી એવું તું જાણી ગયો ત્યારથી અહંકાર ખલાસ થઈ ગયો. અહંકાર ખલાસ થઈ ગયો એટલે કોઈ પણ બાબા આમ બેઠેલા હોય, તેની આજુબાજુ લોકો ભમ ભમ કર્યા કરે, અહંકારીઓ, 'બાબા ભૂખ્યા હશે, બાબા આમ હશે, તેમ હશે.' નિર્‌અહંકારીઓનું કોણ ચલાવે છે ? અહંકારીઓ ચલાવે છે. બધું જ ચલાવી લે. કારણ કે પેલાથી જોયું ના જાય કે સવારના બેસી રહ્યા છે, દૂધેય નથી પીધું, કશું નથી પીધું, પોતે આખો દહાડો દોડધામ કરીને કરે.

ભગવાને કેવી શોધખોળ કરી છે, ચોવીસ તીર્થંકરોની શોધખોળ તો જુઓ ! માટે તમે કશું ભો રાખશો નહીં. એવું તીર્થંકર મહારાજ

કહે છે કે બેસોને. ત્યારે કહે, 'ભગવાન શું કહો છો ?' ત્યારે ભગવાન કહે, 'હું દેખાઉં છું એવા જ તારામાં મહીં છે. એ જ સ્વરૂપ છે તારામાં. ત્યાં તપાસ કરને.' ત્યારે કહે, 'ધ્યાન કરવા બેસું તો ધ્યાન થતું નથી.' ત્યારે કહે, 'મારા કહ્યા શબ્દો સમજ્યો નથી તું. જો એ અહંકાર વિલય ના થાય વખતે મારા કહેવાથી, મારા સમજણ પાડવાથી, તો જ્ઞાની પુરુષની પાસે જા, કે જેનો અહંકાર ખલાસ થઈ ગયેલો હોય. જ્યારે તું નિર્અહંકારીને જોઈશને, ત્યારે તને મનમાં એમ થશે કે મારી અહંકારવાળી ભૂલો આ દેખાય છે.' એ અહંકાર ખલાસ થઈ જાય. જ્ઞાની પુરુષ પાપ ધોઈ નાખે.

**પ્રશ્નકર્તા :** આ બધી ઈગોઇઝમની જ પરંપરા ચાલે છે ?

**દાદાશ્રી :** આ બધું ઈગોઇઝમને લઈને જ છેને ! આ તો અહંકાર લઈને ફર્યા કરે, હું આમ કરું ને તેમ કરું.

## ઉત્પત્તિમાં પ્રથમ અહંકાર !

કંઈ આપણે ચલાવવું પડે છે ? આ બધા ચલાવવાવાળા એ ઈગોઇઝમ કહેવાય છે. 'હું ચલાવું છું' એ ઈગોઇઝમ છે અને ઈગોઇઝમ છે ત્યાં સુધી આવતો ભવ મળ્યા કરવાનો. ત્યાં સુધી સંસારમાં ભટકવાનું. ઈગોઇઝમ બંધ થયો એટલે સંસારમાં ભટકવાનું બંધ થાય. પણ ઈગોઇઝમ એમ ને એમ બંધ થાય એવો નથી. એ કાચનું વાસણ નથી, કે ફોડી નાખીએ. એ ઈગોઇઝમ તો જેનો ઈગોઇઝમ ગયો હોય ત્યાં ઈગોઇઝમ જાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર માટે તો ગીતામાં એ પ્રમાણે લખ્યું છે કે આ ઉત્પત્તિના આઠ કારણો છે. આ આઠનું મિશ્રણ થાય એટલે એક જીવ ઉત્પન્ન થયો. આકાશ, જળ, પૃથ્વી, તેજ, વાયુ, મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ થઈને એક પ્રોડક્શન તૈયાર થયું અને અહંકાર જે છે એ તો ઉત્પત્તિ પહેલાંની વસ્તુ હોવી જોઈએને ?

**દાદાશ્રી :** એ ઉત્પત્તિ પહેલાંની જ હું વાત કરું છું. એ તમારી વાત સાચી છે. ઉત્પત્તિ પછી અહંકાર ના હોય. મૂળ તો અહંકાર પહેલો

થાય અને પછી ઉત્પત્તિ થાય છે. એટલે તમે આ ભવમાં જે જે કર્મ કર્યાં તે તમે કરતા નથી, બીજું કોઈ કરે છે. આ તો તમે ભ્રાંતિથી માનો છો કે મેં કર્યું અને જો પોતે કર્તા હોયને તો કોઈ, નનામી કાઢે છે ત્યાં સુધી ના જાય, છેલ્લા સ્ટેશન પર જાય નહીંને કોઈ !

મનુષ્યોમાં સંડાસ જવાની શક્તિ નથી. એની બીજી શક્તિઓ છે, ઓહોહો ! પાર વગરની (જ્ઞાન, દર્શનની) શક્તિઓ છે પણ પ્રગટ થઈ નથી. હવે જે 'હું કરું છું' એવું કહે છે, એ તો બધું પોતાની શક્તિ બહારની વસ્તુ છે. આ તો લોકો કહેશે, 'મેં ખાધું, મેં પીધું'. ત્યારે આમ કહેશે, 'ભૂખ લાગી.' એવું કહે છેને લોકો ? લાગી ત્યારે જાતે ઓલવી નાખને. ત્યારે કહે, 'ના, મહીં નાખ્યા વગર ના ઓલવાય.'

અહંકાર પહેલો થાય છે ને ત્યાર પછી આ શરીર બંધાય છે. ગીતાએ ખરું કહ્યું છે કે પહેલો અહંકાર થાય છે અને ત્યાર પછી આ પરિણામ થાય છે. અહંકારથી કર્મ બંધાય છે અને આ મન-વચન-કાયા એ બધું ફળ છે. અહંકાર કોઝિઝ છે ને આ મન-વચન-કાયા ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** ધેન ઈગોઇઝમ ઇઝ ધી ફન્ડામેન્ટલ કૉઝ (તો પછી અહંકાર મૂળ પાયાનું કારણ છે) ?

**દાદાશ્રી :** ફન્ડામેન્ટલેય નથી. એ તો આ તમારું ઊભું થયેલું કૉઝ છે. કૉઝીઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કૉઝીઝ (કારણ ને પરિણામ, પરિણામ ને કારણ) હવે આ લીંક (શૃંખલા) તોડી નાખે તો મોક્ષ થાય. તો શું આમાંથી તોડી નાખવું જોઈએ, બેઉમાંથી ? કયો ભાગ કાઢી નાખશે ?

**પ્રશ્નકર્તા :** કૉઝ કાઢી નાખવાનાં.

**દાદાશ્રી :** હા, કૉઝ કાઢી નાખવાનાં. ઈફેક્ટ તો કોઈથી બદલાય નહીં. હવે કૉઝીઝ કેવી રીતે કાઢી નાખીએ ?

**પ્રશ્નકર્તા :** કર્મથી રહિત થઈ જાવ એટલે.

**દાદાશ્રી :** નહીં, કર્મના કર્તા ના થવું જોઈએ. અકર્તાભાવ ઉત્પન્ન થવો જોઈએ. એને પોતાના અનુભવમાં આવવું જોઈએ કે હું

કરતો નથી.

**પ્રશ્નકર્તા :** ઈટ હેપન્સ.

**દાદાશ્રી :** ઈટ હેપન્સ ! પણ ઈટ હેપન્સ જાણવાથી કંઈ આપણને બહુ લાભ થતો નથી. ઈગોઇઝમ જરા નરમ થઈ જાય પણ ગાદી છોડે નહીં. જ્યાં સુધી ઈગોઇઝમ ગાદી છોડે નહીં ત્યાં સુધી કોઝિઝ બંધ થાય નહીં. કોઝિઝ એ ઈગોઇઝમનો જ ધંધો છે. ઈગોઇઝમથી કર્મ બંધાય છે.

કર્તા થયો કે બંધન થયું, પછી જેનો કર્તા થાય, તું સકામ કર્મનો કર્તા થા કે નિષ્કામ કર્મનો કર્તા થા. પણ કર્તા થયો એ બંધન. નિષ્કામ કર્મનું ફળ સુખ આવે, શાંતિ રહે સંસારમાં અને સકામનું ફળ દુઃખ આવે.

વીતરાગોએ કહ્યું કે આ કર્મ અને આત્મા, બે અનાદિથી છે. એટલે એની કંઈ આદિ થઈ નથી. એટલે કર્મના આધારે આ ભાવ ઉત્પન્ન થાય છે ને ભાવના આધારે કર્મ ઊભાં થાય છે. એમ ચાલ્યા જ કરે છે નિરંતર. આત્મા ત્યાં ને ત્યાં જ રહે છે.

**પ્રશ્નકર્તા :** પણ આત્માને જ શરીરનું વળગણ છે.

**દાદાશ્રી :** એ તો એને પોતાનું લાગતું નથી, વળગણ કશું લાગતું નથી. આ તો બધું અહંકારને જ છે. જો અહંકાર છે, તો આત્મા નથી અને આત્મા છે તો અહંકાર નથી, કર્તાય નથી.

શાસ્ત્રકારોએ બધા બહુ દાખલાઓ આપ્યા છે, પણ એ સમજ કેમ પડે તે ? આ તો બધા જ અવળે રસ્તે ચાલે છે. જો આત્મજ્ઞાની પુરુષ હોય, તો છુટકારો થાય. આવું જાણેને કે કેટલા ભાગમાં કર્તા છે એ સમજાવે પેલા જ્ઞાની. આ તો એવું જ માને છે કે આ સામાયિક કરું છું તે હું કરું છું ને હું જ આત્મા છું. સામાયિક કરે છે તે આત્મા છે અને આ બીજું બધું કરે છે એ મિથ્યાત્વ છે. ક્રોધ-માન-માયા-લોભ કરે છે એ મિથ્યાત્વ છે. અલ્યા, 'કરે છે' શબ્દ આવે છે ત્યાંથી જ એ મિથ્યાત્વ છે. કરોમિ-કરોસિ ને કરોતિ એ બધું મિથ્યાત્વમાં.

## અહંકારે અર્પી પરવશતા !

પોતાનું સ્વરૂપ જાણીએ ત્યારે અહંકાર વિલય થઈ જાય. આ જગત કોણે બનાવ્યું ? કેવી રીતે ચાલે છે ? કોણ ચલાવનાર છે ? ઈશ્વર કોણ છે ? આપણે કોણ છીએ ? આ બધાં વળગણ કેમ થયાં છે ? ના ગમતું હોય તોય વળગે અને ગમતું હોય તોય વળગે અને પરવશતા લાગે કે નહીં લાગે ? પરવશતા બહુ લાગે છે, નહીં ? શા માટે પરવશતા આપણને ? આપણે સ્વતંત્ર પૂરેપૂરા સ્વતંત્ર છીએને તોય પરવશતા કેમ ? ત્યારે કહે, 'આ અહંકારથી બધું પરવશ થઈ ગયા. આ બધું જાણો તો એ અહંકાર ખલાસ થઈ જાય, ઊડી જાય, એટલે કે ઉકેલ આવી જાય.' એ ઈગોઈઝમ તમારે કાઢવો છે ?

**પ્રશ્નકર્તા :** એ તો બહુ સારું, બધાં પ્રોબ્લેમ સોલ્વ થઈ જાય.

**દાદાશ્રી :** બે કલાકમાં કાઢી આપું, બે કલાકમાં !

**પ્રશ્નકર્તા :** સારું ત્યારે, આવી જઈએ. બે કલાક તો શું પણ તમે કહો એટલો ટાઈમ આવી જઈએ.

**દાદાશ્રી :** શૂરવીર છેને ? કાઢી આપીશું ઈગોઈઝમ.

'પોતે કોણ છે' એટલું જ જાણવા જેવું છે. એ જાણ્યું કે છુટકારો થઈ ગયો. એ બધું તમને અહીં જાણવાનું મળશે. માટે તમારે અહીં આગળ ટાઈમ આપવો સત્સંગમાં.

## અહંકાર રહ્યો છે ગુપ્તપણે !

જગતના લોકોને અહંકાર કેટલા કાળે ઊડે ? કેટલા અવતારે અહંકાર જાય ?

**પ્રશ્નકર્તા :** અનુભવ વગર શી રીતે સમજણ પડે ?

**દાદાશ્રી :** આ આટલા અવતારથી લોકોને અહંકાર ગયો નથી એવું દેખાય છે. મોટા મોટા આચાર્ય મહારાજોને ગયો નથી. એટલે આપણે કોઈ આચાર્ય મહારાજને કહીએ કે 'સાહેબ, અહંકાર કરો છો તમે ?' ત્યારે એ કહેશે, 'મેં અહંકાર કર્યો જ નથી !' પણ એ એમને

પોતાને ખબર નથી કે અહંકાર એટલે શું ? કારણ કે એ આચાર્ય મહારાજ પોતાના સાધુપણાનો જરાય ડોળ કરતા ના હોય, બીજું કશું ના કરતા હોય. એટલે એમ જ લાગેને કે મારામાં અહંકાર નથી. પણ ખરો અહંકાર તો આ જ, જે ગુપ્ત રહ્યો છે અને અહંકાર કાઢે ત્યારે એ ગુપ્ત તત્ત્વ મળે. અને અહંકારેય ગુપ્ત રહેલો છે. બેઉ તત્ત્વ ગુપ્ત છે. એક ગુપ્ત કાઢે કે બીજું ગુપ્ત આવે.

**પ્રશ્નકર્તા :** એટલે ખાલી જગ્યા ખાલી નથી રહેતી, પૂરાઈ જાય છે ?

**દાદાશ્રી :** દુનિયાનો નિયમ એવો છે, ખાલી જગ્યા રહે જ નહીં. આ બધા ઘર આ ખાલી કરાવો જોઈએ, ગમે તે પેસી જશે. અગર તો એનો માલિક હોવો જોઈએ એક જગ્યાએ. ખાલી થયેલું હોય તોય પણ માલિક પેલો બેઠેલો હોય કે 'મારું છે, મારું છે' કર્યા કરતો હોય, તાળાં વાસીને.

## આઈ - માય = ગૉડ !

**પ્રશ્નકર્તા :** અહંકાર અને મમતા એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** એવું છેને, જો મમતા વગરનો અહંકાર હોય તો મોક્ષે લઈ જાય. આ મમતાવાળો અહંકાર એટલે ફસામણ થઈ છે. તમારે મમતાવાળો અહંકાર કે મમતા વગરનો ?

**પ્રશ્નકર્તા :** એ હજુ ખબર નથી પડતી.

**દાદાશ્રી :** મમતા નથી ? આ તમારું શરીર ન્હોય ?

**પ્રશ્નકર્તા :** એ જ દ્વિધામાં છીએ.

**દાદાશ્રી :** દ્વિધામાં છો કે સાચું છે ?

**પ્રશ્નકર્તા :** દ્વિધા છે કે સાચું શું ને ખોટું શું ? હજી ખબર પડતી નથી.

**દાદાશ્રી :** ખબર પડતી નથી, તો પણ મમતા તો છે જ, અત્યારે પચાસ રૂપિયા ખોવાઈ જાય, તો ઉપાધિ થાય કે ન થાય ?

**પ્રશ્નકર્તા :** સહેજ વાર થાય.

**દાદાશ્રી :** હા, પણ થોડી કંઈ થાયને ? એ મમતા છે, કંઈક ને કંઈક મમતા છે. મમતાને લઈને જ આ જગત જીવે છે.

જ્યાં સુધી અહંકાર જીવતો હોય ત્યાં સુધી મમતા મહીં પડી રહી હોય. અને મમતા શું છે ? ત્યારે કહે, જેમ આરોપિત પોતાપણું અને તેની મહીં આ મારું કહ્યું તે મમતા. મમતાય આરોપિત ભાવ છે. અને મમતા ગઈ એટલે ગોડ (ભગવાન) કહેવાય. હું જતું ના રહે, હું તો આરોપિત હતું તે મૂળ સત્ય રીતે આવી ગયું ! હું તો છે જ. એનું અસ્તિત્વ તો છે જ, પણ વસ્તુત્વનું ભાન નથી કે 'હું કોણ છું'. એ જો ભાન થઈ જાય, વસ્તુત્વનું ભાન થાય તો એ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આરોપિત ભાવ ખરી પડે ?

**દાદાશ્રી :** હા, ખરી પડે.

**પ્રશ્નકર્તા :** મારાપણું મટાડી દેવું પડે ?

**દાદાશ્રી :** એ શી રીતે મટી જાય પણ તે ? આ છોડી દે, આ છોડી દે કહે, તો શું રહે ? મારાપણું છોડી દે તો રહે શું ?

**પ્રશ્નકર્તા :** નિજાનંદ.

**દાદાશ્રી :** હા, પણ મારાપણું છોડતાં કોઈને આવડ્યું છે ? એ છોડ્યું છૂટ્યું છે કોઈનું ? કોઈનું છૂટ્યું હોય તો મને દેખાડો, એકાદ માણસ. તો આપણે ત્યાં જઈએ, અહીં શું કરવા સત્સંગ કરીએ ? બીજી જગ્યાએ છૂટ્યું હોય તો હું હઉ ત્યાં આવું કે છૂટ્યું હોય તો ધનભાગ કહેવાય, કે ઓહોહો ! આવા કાળમાં છૂટ્યું !!

એટલે મારાપણું છૂટે એવું નથી. જો 'માય', મારાપણું જો છોડતાં આવડેને, તો પછી કશું રહેતું જ નથી. આ જ્ઞાન પણ જાણવાનું કશું રહેતું નથી. મારાપણું છોડવું એટલે શું ? તમે જૈન છો, એટલે તમે વાતને સમજી જાવ કે તમારે મારાપણું છોડવું હોય તો પહેલું આ ઘડિયાળ તમારું છેને, એને બાજુએ મૂકી દો. છૂટી ગયું. ચશ્માં બાજુએ

મૂકી દો. પછી આ હાથ તમારા છેને ? તે બાજુએ મૂકાય એવા નથી, ભલે ત્યાં ને ત્યાં રહ્યા, પણ તમારા છે ? એ સમજી ગયા. તમારી માલિકી ન હોય, એવું સમજી જવાનું. હાથ મારા છે, આ પગ મારા છે, માથું મારું છે, આંખો મારી છે, બધા પરથી માલિકી ઊઠાવી લો. આ નામેય મારાપણું છે. શું નામ છે તમારું ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ.

**દાદાશ્રી :** તે ચંદુભાઈ, એ પણ મારાપણું છે. એટલે ચંદુભાઈનેય આઘું મૂકી દેવાનું. ધણી છું આનો, તેય મારાપણું છે. આ બાઈનો ધણી છું, કહે છે. એ બધું મારાપણું કાઢી નાખવાનું. પછી મન મારું છે, બુદ્ધિ મારી છે, ચિત્ત મારું છે, અહંકાર મારો છે. પછી તમે રહેશો, એ કોણ રહેશે ? બધું મારાપણું છોડી દો, પછી કોણ રહેશે ? 'હું' ને 'મારું' બે છે, તે 'હું' રહેશે પછી ! દરઅસલ 'હું' !

## 'હું' ખસ્યું કે ખસ્યું 'મારું' !

જે જે આરોપિત ભાવે 'હું છું, હું છું' કહેવામાં આવે છે, તે બધું મિથ્યાત્વ છે. 'મારું છે' બોલે એની ચિંતા નથી, પણ 'હું છું' બોલે તેની ચિંતા એ જ મિથ્યાત્વ.

**પ્રશ્નકર્તા :** 'મારું છે' બોલે છે એનો વાંધો નથી, એ કઈ રીતે ?

**દાદાશ્રી :** હા, 'મારું' બોલે તેનો આપણને વાંધો નથી. એ તો જ્યાં આગળ બેઠો હશે, જે જગ્યામાં બેઠો હશે, તે જગ્યાને જ 'મારું' કહેશે. એ આત્મામાં બેઠો તો ત્યાંય 'મારું' કહેશે અને અહીં સંસારમાં બેઠો હશે તો અહીંય 'મારું' કહેશે. એટલે 'મારું' કહે એનો વાંધો નથી. 'હું'ની જ ભાંજગડ છે, એ જ મિથ્યાત્વ છે. 'મારું' છોડવાની કંઈ જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** 'હું' છૂટ્યું કે 'મારું' છૂટી જ જાય છે ?

**દાદાશ્રી :** હા, 'હું' જ છોડવાનું છે. 'હું' એ જ મિથ્યાત્વ છે, 'મારું' એ મિથ્યાત્વ નથી. 'મારું' છોડે તો તો માણસ ગાંડો થઈ જાય.

'ન હોય મારું, ન હોય મારું' કરે તો ગાંડો થઈ જાય. પહેલું 'હું કોણ છું' એ નક્કી કર્યા પછી 'ન હોય મારું' કહેવાય. 'મારા'ની ભાંજગડ જ નથી, 'હું'ની ભાંજગડ છે. ત્યારે જગતને શેની ભાંજગડ છે ? 'મારા'ની ભાંજગડ છે. 'મારું' છોડી દે, કહેશે. અલ્યા, એ છોડીને ક્યાં જતો રહીશ ? 'હું'ના આરોપણની ભૂલ છે, તેથી આ 'મારા'ની ભૂલ થઈ છે. એટલે 'મારું' એ કંઈ ભૂલ નથી. એ તો અહીંથી અહીં બીજી જગ્યાએ બેસાડીએ તો ત્યાં 'મારું' કહેશે. કેટલી બધી ચીજો 'મારી' કરેલી હોય. પણ તે આપણે ના છોડાવીએ અને ફક્ત 'હું'ને 'અહીં'થી 'અહીં' (આત્મામાં) બેસાડીએ તો પછી પેલું 'મારું' બધું છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** અંતઃસ્ફુરણા થઈને 'હું'માંથી નીકળી જાય, એને જ્ઞાન કહી શકાય ?

**દાદાશ્રી :** 'હું'માંથી શી રીતે નીકળે ? 'હું'માં તો છે. એક ગાળ ભાંડેને તો ફૂંફાડો મારે, તો 'હું'માંથી શી રીતે નીકળે ? 'હું'માંથી નીકળી કેમ શકે ? નીકળીનેય ક્યાં ટળે એ ? 'હું'માંથી નીકળીને એવી કઈ જગ્યા છે કે ત્યાં એ ઊભો રહે ? લોકો કેવું શીખવાડે છે, 'હું'માંથી નીકળી ગયો ! લે !! ક્યાં ઊભો રહે છે ત્યારે ? એ 'હું'માં જ ઊભો રહે છે !

**પ્રશ્નકર્તા :** 'હું' લય થઈ જાય એટલા માટે આવ્યો છું.

**દાદાશ્રી :** 'હું' એકલું જ લય નથી કરવાનું, 'મારા'નો પણ લય કરી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** 'મારું' એ તો 'હું'નું વર્તુળ છે.

**દાદાશ્રી :** હા, બધું લય કરવું પડે. એ અહીં આગળ લય થઈ જશે.

## પુણ્ય-પાપ બાંધે અહંકાર...

**પ્રશ્નકર્તા :** જો મને અહંકાર પણ ના હોય અને મમતા પણ ના હોય અગર તો બેમાંથી એક વસ્તુ ના હોય તો હું કયું કર્મ કરું ?

**દાદાશ્રી :** મમતા ના હોય તો નિષ્કામ કર્મ છે.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં મારાથી કર્મ જ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પછી અત્યારે તમે કરો છો એ નિષ્કામ કર્મ જ કરી રહ્યા છોને ! અત્યારે તમે કોઈની પાસે ફળની આશા સિવાય બધાં કાર્યો કરો છો, હવે બીજી કંઈ ફળની આશા નથીને ? તમે નિકાલ જ કરો છોને આ ? નિષ્કામ તો અહંકાર-મમતા ગયા પછી નિષ્કામ થાય.

**પ્રશ્નકર્તા :** મેં દાન આપ્યું એવો અહંકાર કરે એટલે પુણ્ય બંધાય છે ? અથવા મેં કસાઈખાનું બંધાવ્યું એવો અહંકાર છે માટે પાપ બંધાય છે ?

**દાદાશ્રી :** અહંકાર છે તો પાપ ને પુણ્ય હોય. અહંકાર ગયો એટલે પાપ-પુણ્ય ગયાં. અને અહંકાર લોકો ઓછો કરે છેને, તેનું ફળ ભૌતિક સુખ આવે. અહંકાર વધારે કર્યો તેનું કર્મ બંધાય, તે ભૌતિક દુઃખ આવે. અહંકાર ઓછો કરવાથી કંઈ અહંકાર જાય નહીં, પણ તે ભૌતિક સુખ આપનારું છે. જ્યાં જ્ઞાની હોય ત્યાં જ અહંકાર જાય, નહીં તો અહંકાર જાય નહીં.

અમુક હદ સુધી જ અહંકાર ઘટી શકે. તેને સંસારમાં અડચણ ના પડે. મહાવીર ભગવાનની આજ્ઞામાં રહે, તો અમુક હદ સુધી અહંકાર ઘટી શકે ખરો પણ નોર્મલ રહે. નોર્મલ અહંકાર રહે ત્યારે સંસારમાં ક્લેશ ના થાય. ઘરમાં સહેજેય ક્લેશ કે અંતર ક્લેશ એવું ના થાય. એવું હજુય આપણા ક્રમિક માર્ગમાં છે એટલું, પણ તેય કો'કને હશે. થોડા માણસને ક્લેશ ના થાય, અંતરમાં ક્લેશ ના થાય. પણ તેય અહંકાર, મોક્ષ કરવા માટે કાઢવો પડશે. અને એ અહંકાર જાય અને 'હું જે છું' એ રિયલાઈઝ (ભાન) થાય તો થઈ રહ્યું, પછી કંઈ બંધાય નહીં. પછી જજ હોય તોય કર્મ ના બંધાય, દાનેશ્વરી હોય તોય કર્મ ના બંધાય, સાધુ હોય તોય કર્મ ના બંધાય અને કસાઈ હોય તોય કર્મ ના બંધાય. શું કહ્યું મેં ? કેમ ચમક્યા ? કસાઈ કહ્યો તેથી ?

કસાઈને પૂછોને તો એ કહે, 'સાહેબ, મારો વેપાર જ છે આ. મારા બાપ-દાદાથી ચાલી આવેલો વેપાર છે.'

**પ્રશ્નકર્તા :** અહંકાર કરતો હોય તો જ પુણ્ય શબ્દ વપરાય અને અહંકાર કરતો હોય તો જ પાપ શબ્દ વપરાય ?

**દાદાશ્રી :** એ બરોબર છે. અહંકાર કરતો હોય તો જ પાપ-પુણ્ય શબ્દ વપરાય. પણ અહંકાર છે તે અહંકાર કરતો હોય તો આમાં થોડોક ચેન્જ મારે, બીજું કંઈ લાંબું આમાં ચેન્જ મારે નહીં. એ તો બની ગયેલી વસ્તુ છે, એ ઈટ હેપન્સ છે અને નવું પાછું થઈ રહ્યું છે. નવી ફિલ્મ થઈ રહી છે અને આ તો જૂની ફિલ્મ ઊકલે છે.

**પ્રશ્નકર્તા :** બધું થઈ રહ્યું છે તો નવું કરવાનું ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** નવું કરવાનું તો, જગત એ નવું જ કર્યા કરે છેને ? જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી નવું ચીતર્યા વગર રહે જ નહીંને ! આપણે ગમે તેટલું સમજણ પાડીએ પણ નવું ચીતર્યા વગર રહે જ નહીંને ! અહંકાર શું ન કરે ? અહંકારથી જ આ બધું ઊભું થયું છે. જો અહંકાર વિલય થાય એટલે મુક્તિ છે.

આ રાજા શું કહે છે કે, મેં લાખો માણસોને મારી નાખ્યા. રાજા તો ખાલી અહંકાર જ કરે છે, ગર્વરસ લે છે. એ તો જે લડાઈ ઉપર હતા, તેમણે માર્યા. રાજા વગર કામની જોખમદારી લે છે ! માર્યા હોય, પેલા લડવૈયાએ પણ રાજા કહે કે મેં માર્યા. ગાંડું જ બોલે છે. એ લોકોને ફળ કેવું મળે છે ? આનાથી મારનાર છે એ છૂટી જાય. નિયમ શું છે કે જે અહંકાર વહોરી લે, તેના માથે જોખમદારી થાય. 'મેં માર્યું' ત્યારે કહે કે લે. હવે આખું ગુપ્ત તત્વ લોકો સમજે નહીંને?

**પ્રશ્નકર્તા :** ને જોખમદારી તો વિચારે જ નહીં.

**દાદાશ્રી :** ભાન જ ન હોયને ? આ તો એમ જ જાણે કે ઓહોહો ! આ દુનિયામાં મારી આબરૂ વધી ગઈ. હા, એક બાજુ આબરૂ વધી ગઈ, પણ એનું ફળ આવશે, તે તારે એકલાને જ

ભોગવવાનું. અહંકાર જે કરે તેને એનું ફળ મળે. થતું હોય એની મેળે, કર્મના ઉદયે રાજા બનાવ્યા એમને. પણ એ અહંકાર કરે, 'મેં કર્યું !' કે માર પડ્યો.

## ન બંધાય કર્મ, ક્રિયા થકી !

**પ્રશ્નકર્તા :** કર્મ બાંધ્યા વગર લગભગ તો ના ચાલે.

**દાદાશ્રી :** શાથી કર્મ બાંધવા પડે ?

**પ્રશ્નકર્તા :** ક્રિયા વગર તો રહીએ જ નહીંને ? કંઈ ને કંઈ તો કરીએ જ છીએને ?

**દાદાશ્રી :** ક્રિયા એ કર્મ નથી. ક્રિયા એ અમુક અપેક્ષાએ કર્મ છે અને અમુક અપેક્ષાએ ક્રિયા એ કર્મ નથી. જો ક્રિયા એ કર્મ હોયને તો ભગવાન મહાવીર જ્યાં જ્યાં વિચર્યા એ બધુંય એમને કર્મ બંધાય. ભગવાન અનાર્ય દેશમાં વિચર્યા'તા, તો તે એ બધાં એમનેય કર્મ બંધાય પણ એવું નથી. એમને કર્મ બંધાયા નહીં. મહાવીરના જન્મ પછી એકુય કર્મ બંધાયેલું નહીં. છતાં એ પૈણેલા હતા, છોડી થઈ હતી, બધુંય હતું. ત્યારે એવું તે શું કર્યું કે એમને કર્મ બંધાતાં નહોતાં ને આ લોકો એવું શું કરે છે કે એમને કર્મ બંધાય ?

**પ્રશ્નકર્તા :** હા, ખરેખર પ્રશ્ન છે એ ?

**દાદાશ્રી :** આ ભાઈ વકીલાત કરે છે, તોય કર્મ બંધાતા નથી, એની અમે ગેરેન્ટી આપીએ છીએ. અને લોકો ઊંઘે છે ઘસઘસાટ તોય કર્મ બંધાય છે અને આ ક્રિયા કરે છે છતાંય કર્મ બંધાતા નથી. એવું તે શું છે ? એવો કયો પ્રયોગ છે ? એ પ્રયોગ જગતને લક્ષમાં નહીં હોવાથી આજે જગત આખું માર ખાય છે. જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી કર્મ બંધાશે. અહંકાર નહીં હોય તો કર્મ બંધાશે નહીં. પછી શરીરની ક્રિયાઓ બધી ચાલતી હોય તેથી કંઈ કર્મ બંધાય નહીં. તો અહંકાર કાઢીને આવજો કાલે. કેમ બોલ્યા નહીં ? ના નીકળે, નહીં ? નીકળે નહીં જાતે ?

**પ્રશ્નકર્તા :** તો તો બધા જ કાઢીને આવેને ? એ નીકળી ગયો હોય તો આવીએ જ શું કામ ?

**દાદાશ્રી :** એ વાત ખરી. એ આપણાથી નીકળતો હોય તો અહીંયાં આવવાની જરૂર શું તે ? વાત તો ખરી જ ને પણ. એનું મૂળભૂત કૉઝ એવું છે કે તમે જે છો એ જાણતા નહીં હોવાથી, જ્યાં તમે નથી ત્યાં આગળ તમે આરોપણ કરો છો કે હું જ આ છું.

## સર્જન અહંકારનું, વિસર્જન કુદરતનું !

**પ્રશ્નકર્તા :** 'અહંકાર કર્મ બાંધે છે ને કુદરત તેને છોડે છે' આ સમજાવો.

**દાદાશ્રી :** કર્મ પુદ્ગલેય નથી કરતું અને આત્માય નથી કરતો. જો પુદ્ગલ કર્મ કરતું હોય તો આ જ્ઞાની પુરુષનુંય પુદ્ગલ કર્મ કરી શકે અને આત્મા કર્મ કરતો હોય તો એમનામાં આત્માય છે, કર્મ એ નથી કરતો. કર્મ અહંકાર કરે છે. અહંકાર ગયો એટલે કર્મનો કર્તા ગયો એટલે કર્મ ગયાં. કર્મ બાંધ્યા પછી કુદરત, 'વ્યવસ્થિત શક્તિ' એને છોડાવે છે. તું ખાઉં ખરો પણ વિસર્જન ? વિસર્જન વ્યવસ્થિતના હાથમાં છે. તેં ખરાબ ખાધું તો છેવટે મરડો કરીનેય પણ કાઢવું જ પડેને, વ્યવસ્થિતને તો, છૂટકો છે ?

**પ્રશ્નકર્તા :** કુદરત ક્યારેય પણ પરફેક્ટ નથી, ઈમ્પરફેક્ટ (અપરિપૂર્ણ) છે એવું કહેવામાં આવે છે.

**દાદાશ્રી :** કુદરત પરફેક્ટ છે, માટે નિરંતર ચેન્જ થયા કરે છે. જો ઈમ્પરફેક્ટ હોયને તો ચેન્જ ના થાય. જીવમાત્રને શાંતિ રાખવા માટે અને એમને ડેવલપ કરવા માટે નેચર નિરંતર ચેન્જ થયા જ કરે છે. નેચર જો સહેજ અટકેને તો એ નેચર ડેવલપ નથી. એ સહેજે અટકી નથી, સહેજ અટકશે નહીં, એનું નિરંતર પરિવર્તન થયા કરે. નેચર તો એટલી બધી પરફેક્ટ છે કે આફ્રિકાના જંગલમાં બધે ધોધમાર વરસાદ પડતો હોય અને ઈન્ડિયામાંય વરસાદ પડવાનો, પણ ત્રીજી સાલ દુકાળ પડ્યા વગર રહે નહીં. કારણ કે જ્યાં ઈગોઈઝમવાળા લોક

છે ત્યાં આગળ નેચર એનો કંટ્રોલ એવી રીતે રાખે છે કે આ લોકોને દશ વર્ષ જો કદી વરસાદ ખૂબ પડેને, સરસ પાક થાય તો તો છરા લઈને મારી નાખે લોકોને. એટલે કુદરત આમને ઠેકાણે જ રાખે છે. ઈગોઈઝમવાળાને માર ઠોકાઠોક કરીને ઠેકાણે જ રાખે છે અને જે લોકોને ઈગોઈઝમ લાંબું નથી ને ડેવલપ્ડ થયું નથી એ આફ્રિકામાં ઢગલેબંધ વરસાદ પડે છે. એટલે આ કુદરત પરફેક્ટ છે. કુદરત ભગવાનનું જ કામ કરી રહી છે. પણ એ કુદરતને આપણે કર્તા રાખતા નથી, પણ ઈગોઈઝમ કરી નાખીએ છીએ. ઈગોઈઝમ વચ્ચે ના હોય તો કુદરત બહુ સુંદર છે, અહંકારનો વાંધો છે.

## પરપોટો રચનાર કોણ ?

કઈ જાતની પ્રકૃતિ ના હોય ? પ્રકૃતિ જાતજાતની હોય. ધોધ પડે ત્યારે પરપોટા કોણ બનાવતું હશે ? કોઈ આવડો થાય, કોઈ આવડો થાય, કોઈ આવડો થાય, તે પ્રકૃતિ બંધાય પછી. તે કેટલાક મોટા થઈને અહીં ને અહીં ફૂટી જાય, કેટલાક ક્યાંય સુધી ચાલે એવી રીતે પ્રકૃતિ બધી બંધાય છે.

બધા જીવોમાં માણસ જાત એકલી જ એવી છે કે અહંકારનો ઉપયોગ કરવામાં આવે છે અને તેથી જ આ જગત ગૂંચાયેલું છે. સહજભાવ હોત બધા જાનવરોની પેઠે, દેવોની પેઠે, તો તો આ મોક્ષ તરફ ચાલ્યા જ કરે. પણ અહંકારનો ઉપયોગ કરેને, પછી તિર્યંચગતિ થાય. ગધેડા, કૂતરા કોણ થાય ? નહીં તો ગધેડાવાળા માટી શેનાથી ઉપાડે ? એટલે ગધેડાં, કૂતરાં, ગાયો, બધાં જગતની સેવા કર્યા કરે છે પછી.

## લજામણીમાંય અહંકાર !

અહંકાર વગર તો જીવે જ નહીં. દેવોમાં અહંકાર, બધે અહંકાર, અહંકાર ના હોય તો પરમાત્મા કહેવાત. પાડા ને ગધેડામાંય બહુ અહંકાર હોય. પેલી લજામણી હોય છેને, તેના છોડને આમ હાથ અડાડીએ તો પાંદડા બધા ખેંચી લે. આમ ખાલી હાથ જ અડાડવાથી. લજામણી જોઈ છે ?

**પ્રશ્નકર્તા :** સાંભળ્યું છે.

**દાદાશ્રી :** જોયું નથી ? તે લજામણી અમે આમ જાત્રામાં જતા જતા જોઈ'તી. તે આમ હાથ અડાડીએને તો બધાં પાંદડા ચૂપ. આમ હાથ અડાડતાંની સાથે એટલી બધી લજવાઈ જાય. શરમ આવે એને. બધાં પાંદડા ગુપ્ત કરી નાખે. અને પછી હાથ આપણે છોડી દઈએ તો કશુંય નહીં. એનું નામ લજામણી પાડેલું. એવું બધા બહુ ઝાડ ને વેલા છે.

## શીશુને કર્મ અડે ?

**પ્રશ્નકર્તા :** નાના બાળકને કર્મો અડે નહીંને ?

**દાદાશ્રી :** જેટલો અહંકાર હોય એટલાં કર્મ અડે. 'હું કરું છું' એવું બોલે ત્યારથી કર્મ. સભાનપૂર્વક 'હું કરું છું' એવું બોલ્યા કરે, તેટલાં કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** આવડા નાના બાળકને આ ઉંમરમાં જે ડિસ્ચાર્જ કર્મ થતાં હોય તે એ કયા ભવનાં કર્મ હોય ?

**દાદાશ્રી :** બધાં ગયા અવતારનાં કર્મો ડિસ્ચાર્જ થયા કરે. અહંકાર સિવાય કર્મ ચાર્જ થાય નહીં. અહંકાર જ્યારે થયો કે ચાર્જ થયું, ત્યાં સુધી ડિસ્ચાર્જ જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** માણસમાં અહંકાર કેવી રીતે આવી શકે છે ?

**દાદાશ્રી :** બે વરસનું છોકરું હોય ને ત્યારે બાપ કહેશે, ''દાદાજીને જે' જે' કર'', પણ ખભો ચઢાવે, તે જે' જે' કરે જ નહીં. પછી પેલા બાપે કંઈ બહુ કહે કહે કર્યું કે કંઈક આ આપીશ ને તે આપીશ ત્યારે આમ ઊંધું ફરીને જે' જે' કર્યું. કારણ કે ગયા અવતારમાં અહંકારથી મરી ગયેલા ને ફરી અહંકાર ઊભો થયો પાછો. સંસ્કાર છે ને, એના એ જ સંસ્કાર આવ્યા. સાપનાં બચ્ચાંને કંઈ ફેણ મારવાનું શીખવવું પડે ? આમ અડાડે કે તરત ફેણ માંડે. ક્યાંથી શીખ્યો ? પૂર્વના સંસ્કાર.

બાળક નાનું હોય તેને કશું થતું નથી, તોય રડે છે. એની મા પાસે જવાય એવું ના હોયને તો એ રડે છે. કારણ કે અહંકાર નથી એની પાસે, શી રીતે જાય ? એ બાળકોમાં જે અહંકાર છે એ તો પૂર્વ નિમિત્તનો છે, કાર્યકારી નથી. અહંકાર મોટો થતો જાયને અને કરવાની શક્તિ ઊભી થઈ કે 'આ મેં કર્યું' એમ કહે છે, એવું માને છે ત્યારથી અહંકાર ઊભો થઈ ગયો. કંઈ પણ કરવાની શક્તિ ઉત્પન્ન થાય, દશ વરસનું થયું, નવ વરસનું થયું કે આઠ વરસનું ત્યારથી વધી વધીને મોટાં ઝાડ જેવો થઈ જાય.

આ માણસો તો અહંકાર કરે છે એટલું જ. બાકી અહંકાર ના કરે તો તો બધું બાળકનાં જેવું જ જીવન છે. અત્યારે અમારો અહંકાર જતો રહ્યો છે, તો બાળક જેવા જ લાગીએ છીએને ! તમારો અહંકાર જતો રહે તો તમે બાળક જેવા લાગો.

આ જ્ઞાન પછી તમારો મૂળ અહંકાર તો જતો રહ્યો છે. પણ દુનિયાને દેખાવાનો (ડિસ્ચાર્જ) અહંકાર રહ્યો છે ને તમારે કર્મ બંધાતાં હતાં (ચાર્જ) તે અહંકાર ગયો. કારણ કે કર્તાપદનું ભાન નથી એટલે એ અહંકાર ગયો.

❖ ❖ ❖

## (૨)

# પ્રયાણ, અહંકારમુક્તિ તરફ

### અહંકાર શી રીતે કાઢીશ ?

**દાદાશ્રી :** અહંકાર છે તમારામાં ?

**પ્રશ્નકર્તા :** થોડોઘણો તો હોય જ ને ?

**દાદાશ્રી :** થોડોઘણો ? અને બીજો ક્યાં ગીરો મૂકી આવ્યા ? આ અહંકાર જો આટલો નાનો જ હોયને તો હમણે છંછેડે તો આવડો મોટો થઈ જાય. ઘણા સંતોએ અહંકાર નાનો કરેલો હોય છેને, બિલકુલ નાનો. આપણે એમને 'આમ આમ' હલાવીએને ત્યારે ફેણ માંડે. તે અહંકાર મોટો થઈ જાય. છંછેડોને તો ફૂંફાડો મારે. માટે અહંકાર નાનો-મોટો ના બોલવું કોઈ દહાડો.

**પ્રશ્નકર્તા :** આ દેહ જ અહંકારથી ભરેલો છે.

**દાદાશ્રી :** હા, ખરું કહે છે. આ દેહ જ બધો અહંકારનો ભરેલો છે. અહંકારથી તો આ બધું ઊભું થયેલું છે. એટલે અહંકારને નાનો કરવાનો પ્રયત્ન ના કરશો, અહંકારને દૂર કરવાનો પ્રયત્ન કરો. એ અહંકાર શું કરવા રાખી મૂક્યો છે ? વેચી દે ને.

**પ્રશ્નકર્તા :** એ માલ જલદી નથી વેચાઈ જતો. એના માટે તો તપશ્ચર્યા કરવી પડે.

**દાદાશ્રી :** શેનું તપ કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** અહંકાર ઉપર કાબૂ મેળવવા માટે.

**દાદાશ્રી :** એમ ? ભૂખ લાગી તો સહન નથી થતી, ક્રોધ તો તારાથી થઈ જાય છે, તે વળી અહંકાર ઉપર તું શું કાબૂ મેળવવાનો છે તે ? પણ તું અહંકારનોય ઉપરી ખરોને ?

**પ્રશ્નકર્તા :** હા, ખરો જ ને !

**દાદાશ્રી :** એમ ! અહંકાર તારો કે તું અહંકારનો ? તું અહંકારની માલિકીનો કે અહંકાર તારી માલિકીનો ?

**પ્રશ્નકર્તા :** અત્યારે તો મારો જ છે.

**દાદાશ્રી :** એ જો અહંકાર તારો હોય તો એને કહી દે ને કે 'ભઈ, આજે અહંકાર કરવો નથી. અહંકાર બંધ કરી દે, નહીં તો હું તને ગેટઆઉટ કરી દઈશ.' કેમ કહેતો નથી ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર ખબર પડે છે એટલે પ્રયત્ન કરું છું ગેટઆઉટ કરવાનો, અહંકાર કાઢવાનો.

**દાદાશ્રી :** કાઢનારો કોણ ?

**પ્રશ્નકર્તા :** આત્મા.

**દાદાશ્રી :** આત્મા થયા વગર તું શી રીતે કાઢનારો થઈશ ? આત્મા થવું પડેને ? તું પોતે જ અહંકાર સ્વરૂપ છે. તારું સ્વરૂપ જ અહંકાર છે. જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી તું અહંકાર સ્વરૂપ છે અને જ્ઞાન થયા પછી આત્મસ્વરૂપ પોતાનું થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધાનું કારણ તો અજ્ઞાન જ કહેવાયને ?

**દાદાશ્રી :** અજ્ઞાન જ બધાનું કારણ છે. અને અજ્ઞાન શેનું છે પાછું ? આત્માનું જ અજ્ઞાન. બીજું બધું અજ્ઞાન હશે તો ચાલશે પણ આત્માનું અજ્ઞાન જવું જોઈએ. અમને આત્માનું અજ્ઞાન ગયું છે. બીજું બધું તો અમને સમજણ પડે કે ના પડે, ને જરૂર પડે તો તારા જેવા એક આવીને શીખવાડી જાય. પણ અત્યારે આત્માનું જ્ઞાન જાણનાર નથી હોતા, વર્લ્ડમાં. તે મારી પાસે આ સબ્જેક્ટ (વિષય) બહુ સરસ આવી ગયોને ! અને તારે આર્કિટેક્ટનો સબ્જેક્ટ આવ્યોને !

એટલે આત્મા જાણ્યા પછી ઈગોઈઝમ જતો રહે. જ્યાં ઈગોઈઝમ છે ત્યાં આત્મા નથી. આત્મા છે ત્યાં ઈગોઈઝમ નથી. તારે ઈગોઈઝમ કાઢવો છે ?

**પ્રશ્નકર્તા :** ધીરે ધીરે કાઢવાનો હું પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** કેટલા વરસથી આ દુનિયા પર છે ?

**પ્રશ્નકર્તા :** એની ખબર નથી.

**દાદાશ્રી :** આ કેટલાંય વર્ષોથી છે અને ત્યારથી આ પ્રયત્નો કરે છે. તે આજે અત્યારે તારી પાસે આટલી મૂડી છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે મૂડી જેવું તો કશું નથી.

**દાદાશ્રી :** ના, એમ નહીં. આ મનુષ્ય નામની મૂડી એમાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધું મૂડી જ કહેવાયને ?

**પ્રશ્નકર્તા :** અહંકાર છે, ક્રોધ છે, એટલે સારી બાજુ તો નથી જ ને ?

**દાદાશ્રી :** સારી બાજુ નથી છતાં એ મૂડીમાં છે તારી પાસે. હવે તું તો અત્યારે 'હું ચંદુભાઈ છું' એવું જ જાણે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું' એ જ અહંકાર. જ્યાં તું નથી ત્યાં તું, તારાપણાનો આરોપ કરે છે. તું સ્વક્ષેત્રમાં રહે, તારા ક્ષેત્રમાં રહે તો તું આત્મા છે ને આરોપ કરે કે 'હું ચંદુભાઈ છું', તે જ અહંકાર. અહંકાર પર તો તારું જીવન છે, તે શી રીતે અહંકાર કાઢીશ ?

## અહંકાર જતો કેમ નથી ?

**પ્રશ્નકર્તા :** આ અહંકાર ખોટો છે, એવું આપણને કહેવામાં આવે છે અને બધું સાંભળીએ છીએ ને સંતપુરુષો પણ એ જાતની સલાહ આપે છે, પણ એ જતો કેમ નથી ?

**દાદાશ્રી :** અહંકાર જાય ક્યારે ? આપણે એને ખોટો છે, એવું

એક્સેપ્ટ (સ્વીકાર) કરીએ ત્યારે જાય. એક્સેપ્ટ એટલે, વાઈફની જોડે કકળાટ થતો હોય તો આપણે સમજી જવું કે આપણો અહંકાર ખોટો છે. એટલે આપણે એ અહંકારથી જ પછી એની માફી માગ માગ કરવી અંદર. એટલે એ અહંકાર જતો રહે. કંઈ ઉપાય તો કરવો જોઈએને ? કંઈ આમ ધોતિયું મેલું થયું હોય તો સાબુ ઘસીએ તોય મેલ જતો રહે છે, એવું આનો કંઈ સાબુ કે કશું જાણવું જોઈએ કે ના જાણવું જોઈએ ? સાબુ ના જાણીએ ને એમ ને એમ ધો ધો કરીએ તો ક્યારે પત્તો પડે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** એટલે તમે જેટલી વાર એમ કહો કે અહંકાર ખરાબ છે, જે બાજુ ત્યાં આગળ અહંકાર બગડેલો હોય તે મને કહો, તો હું તમને બધા ઉપાય બતાવું. એ અહંકાર સાફ થઈ જાય એવું છે અને તદ્દન અહંકાર કાઢવો હોય તો એ કહો તો હું તમને આખો અહંકારેય કાઢી આપું. તમારી જે ઇચ્છા હોય તે કહોને. આ અહંકાર ખોટો છે, એવા જ્ઞાનથી એ અહંકાર જાય. આ ભૂલ છે, એ ભૂલ ભાંગી નાખીએ તો અહંકાર જાય. અને અહંકાર ગયો એટલે થઈ ગયા તમે 'સ્વરૂપ' ! નિજ સ્વરૂપનું ભાન થયું અને સમાધિનું કારણ થયું.

## શી રીતે ઓગળે એ ?

**પ્રશ્નકર્તા :** અહંકાર ઓગળવાની વાત બધા એક્સેપ્ટ કરે છે પણ ઓગાળી શકતા નથી.

**દાદાશ્રી :** શી રીતે ઓગાળે ? ના ઓગાળી શકે, એની રીત છે. કોઈ અમને પૂછે તો બધું દેખાડીએ. એમના માર્ગમાં રહીને આગળના બધાય રસ્તા દેખાડીએ. આ અહંકાર ઓગળે શી રીતે એ જાણતા જ નથીને ? કોઈ માણસને ભાન જ ના હોય. કેવી રીતે ભાન હોય તે ? અહંકાર ઓગાળવાનો રસ્તો છે પણ જાણતા જ નથી ત્યાં આગળ ! અહંકાર વધારવાના રસ્તા તો આવડે છે એમને ! અહંકાર વધારવાનો રસ્તો આવડે છે કે નહીં આવડતો આ લોકોને ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો બધાને આવડે.

**દાદાશ્રી :** તો અહંકાર વધારવાનો જે રસ્તો છે તેનાથી વિરુદ્ધનો અહંકાર ઓગાળવાનો રસ્તો છે.

**પ્રશ્નકર્તા :** એ જરા સમજાવોને. કારણ કે એ જાણીએ કે આ રીતે અહંકાર ઓગળે તો એ રીતે હવે અહંકાર ઘટાડીએ, પણ એ ખબર નહીં પડેને ?

**દાદાશ્રી :** ના, એ ઊંડો ઉતરે નહીંને ! આમાં એને ઊંડા ઉતરવું પડે. અહંકાર ઘટાડવાનો રસ્તો એ કંઈ લાડવા ખાવાના ખેલ નથી.

## અહંકારને દબાવાય ?

**પ્રશ્નકર્તા :** અહંકારને દબાવી દઈએ, બધામાં શુદ્ધાત્મા સ્વરૂપનું દર્શન કરે, તો એ બરોબર કે નહીં ?

**દાદાશ્રી :** અહંકારને દબાવાય નહીં, નહીં તો ભડકો થાય પાછો. એ અહંકારે તો તમને આ વકીલાત કરાવડાવી. અહંકારને દબાવીએ તો અહંકારને દબાવનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** આપણો અહંકાર જ છે પાછો.

**દાદાશ્રી :** અને એને દબાવનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** એ પાછો અહંકાર. એટલે અહંકારને દબાવાય તો નહીં, તો શું અહંકારને ઓગાળી નાખવાનો ?

**દાદાશ્રી :** ઓગાળનાર કોણ પણ ?

**પ્રશ્નકર્તા :** એ પણ અહંકાર. તો ગુરુના ચરણમાં મૂકી દઈએ ?

**દાદાશ્રી :** 'દાદા ભગવાન, આ બધું તમને સોંપું છું, સાહેબ. મને તો કંઈ સમજણ પડતી નથી.' તો ઉકેલ આવે, નહીં તો ઉકેલ ના આવે.

આ દબાવનાર કોણ નીકળે ? લોકો, આખું જગત અહંકારને દબાવવા ફરે છે. આમ કોને દબાવે છે ? નહીં સમજણ પડવાથી

પાછળ પડ્યા છેને ? હેય, હિમાલયમાં બધા બાવાઓ અહંકારને દબાવ દબાવ દબાવ કરે છે અને નિર્માનીપણું રાખે છે. નિર્માનીપણું એ જ અહંકાર છે. પેલા માનીપણાના અહંકારને દબાવનાર કોણ ? નિર્માનીપણાનો અહંકાર. પાછું નિર્માનીપણાનું કોણ દબાવે ? એ જ, જે છેલ્લો અહંકાર હોયને, સૂક્ષ્મતર, જે ભગવાનથી પણ છૂટે નહીં અને નિર્માની અહંકારવાળો હોયને, તેને તમે જોયેલા ? તમે ગાળો ભાંડોને, તોય હસે !

એ અહંકારને પોતે શી રીતે દૂર કરી શકે ? પોતે તો અમથો ગા ગા કરે કે નિર્માની, નિર્માની, એ પછી બીજો અહંકાર ઊભો થાય. નિર્માનીપણાનો અહંકાર ઊભો થાય. એ કહે કે હું નિર્માની છું. આ કેટલાક સાધુઓ શું બોલે છે કે અમે નિર્માની છીએ. મેં કહ્યું, 'પેલો અહંકાર સારો હતો, આ નિર્માનીપણાનો અહંકાર કોણ ધોઈ આપશે તને ?' એ બહુ સૂક્ષ્મતર અહંકાર હોય. આ અહંકાર તો સારો, ખબરેય પડે, ભોળો હોય, કે ચંદુભાઈ છાતી કાઢીને ફરે છે. પેલો ખબરેય ના પડે. એટલે અહંકાર જ્ઞાની પુરુષ કાઢી આપે, એમને કહો કે હું આ તમને સોંપી દઉં છું, તો એનો ઉકેલ આવે. બીજું કોઈ કાઢી ના આપે.

## 'હમ' જ પરણે ને રાંડે !

**પ્રશ્નકર્તા :** એમ ને એમ અહમ્‌પણું જાય નહીંને ?

**દાદાશ્રી :** હા, એ અહમ્‌પણું જાય નહીં, ત્યાં સુધી ભટક ભટક કરવાનું. જ્યાં જાય ત્યાં એનું એ જ જોડે ને જોડે.

આ 'હમ' તો મોક્ષે જવા જ ના દેને ! આટલા બધા લોક છે, એ હિમાલયમાં ફર્યા કરે છે પણ તોય 'હમ' ના જાય, બળ્યું ! મોક્ષમાં જવાની તો ક્યાં વાત, પણ 'હમ' જ ના જાયને ! આખો દહાડો હમ, હમ, હમ.

જ્યાં 'હમ' છેને, ત્યાં બધા પ્રકારનો સંસાર ઊભો છે. એ 'હમ' જ પરણે છે અને એ જ રાંડે છે પાછો. એ જ ત્યાગી થાય છે અને એ જ પાછો સંસારી થાય છે. એ 'હમ' જ છે બધું. એ 'હમ' ગયું

કે બધું કલ્યાણ થઈ ગયું.

ઈગોઇઝમને લઈને આ સંસાર ઊભો રહ્યો છે, બીજા દોષને લઈને નહીં. બંધન ઈગોઇઝમને લીધે છે આ. ઈગોઇઝમ કોઈ પણ રસ્તે નષ્ટ થાય તો મોક્ષ થાય.

**પ્રશ્નકર્તા :** અહંકારનો સંપૂર્ણ નાશ કરવાની રીત જણાવવા કૃપા કરશો.

**દાદાશ્રી :** આ દુનિયામાં કોઈ બુદ્ધિનો નાશ કરવા માંગતો હશે ખરો ? કોઈ ના માગે ?

**પ્રશ્નકર્તા :** ઊલટું લોકો બુદ્ધિ વધે એવું માગે.

**દાદાશ્રી :** તો આ તો તમે બુદ્ધિનો નાશ માગો છો ને તો જ અહંકાર સંપૂર્ણ નાશ થાય.

## જાય શું, એ જપ-તપથી ?

**પ્રશ્નકર્તા :** જપ કરવા, યોગ કરવો, ભક્તિ કરવી કે શું કરવું કે જેથી અહંકારનો વિલય થાય ?

**દાદાશ્રી :** જપ, યોગ એ બધા તો અહંકારને વધારનારા છે. આમાં ભક્તિ અહંકાર નથી વધારતી, ભક્તિ તો અહંકારને ઘટાડે છે.

**પ્રશ્નકર્તા :** ભક્તિથી અહંકાર કંટ્રોલમાં આવી શકે ?

**દાદાશ્રી :** ભક્તિથી અહંકાર ઓછો થાય. પણ ભક્તિ ના કરે એટલે પાછો વધી જાય. ઓછો થાય ને વધી જાય. પણ 'એને' ખરેખર 'હું કોણ છું' એનું ભાન થાય, એ જાણે એટલે ઈગોઇઝમ ખલાસ થઈ જાય, એક્ઝેક્ટ જાણે ત્યારે. આ તો જાણ્યું ના કહેવાય. જાણ્યું એટલે તો ઈફેક્ટિવ (અસરકારક) હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ કરીએ છીએ એ ઈગોઇઝમ છે, તો એ ઈગોઇઝમ આપણે છોડવો હોય તો એ બધું નહીં કરવાનું, એમ ?

**દાદાશ્રી :** પણ આ કોણ બોલે છે ? આ ઈગોઇઝમ પોતે જ

બોલે છે કે, 'મારે ઈગોઈઝમ છોડવો છે.' બોલો હવે, એ જાતે મરતો હશે ? જાતે ઝેર ખાય ? એટલે આ ઈગોઈઝમ પોતે બોલે છે કે 'મારે ઈગોઈઝમ છોડવો છે.' કેટલો બધો વિરોધાભાસ લાગે ?

**પ્રશ્નકર્તા :** તો માનવી અહંકાર મુક્ત થઈ શકે નહીં ?

**દાદાશ્રી :** અહંકાર મુક્ત ના થાય તો પછી મોક્ષ હોય જ નહીંને ! મારામાં છાંટોય અહંકાર નથી, સેન્ટ પરસેન્ટ (સો ટકા) નથી. જ્યાં સેન્ટ પરસેન્ટ બુદ્ધિ ના હોય ત્યાં સેન્ટ પરસેન્ટ અહંકાર ના હોય.

**પ્રશ્નકર્તા :** મારામાં અહંકાર નથી એમ કહેવું એ અહંકાર નથી ?

**દાદાશ્રી :** એ સમજવાનું છે. આ કોણ બોલે છે એ તમે જાણો છો ? આ ઓરિજિનલ ટેપરેકર્ડ વાત કરે છે.

**પ્રશ્નકર્તા :** એ વસ્તુ બરાબર છે પણ અહંકારશૂન્ય બનવું કેવી રીતે, એ જ તકલીફ છે ?

**દાદાશ્રી :** એ બનવાનું તો, એ અહંકારશૂન્યની પાસે જાવ, ત્યાર પછી એનો રસ્તો જડે. અને જ્યારે પોતાના સ્વરૂપમાં આવો ત્યારે અહંકારશૂન્ય થાય.

અહંકાર ઓગાળેલો હોયને તેમને કહીએ, 'તમે અમને કંઈક હેલ્પ કરો.' આપણે કહીએ તો એ હેલ્પ કરે. જેમ આપણે કોઈ એક જગ્યાએ ડૉક્ટરને કહીએ કે 'સાહેબ, આ મારી તબિયત આમ થઈ છે, મને હેલ્પ કરો.' એમાં પૈસા લેવાના હોય છે અને આમાં પૈસા ના હોય એટલો જ ફેર. આપણે કહીએ કે હેલ્પ કરો એટલે હેલ્પ કરે તરત જ. એટલે ઈગોઈઝમ સમાપ્ત કરવાનો માર્ગ ના હોય તો ઈગોઈઝમ ઉત્પન્ન જ ના થાય. આ જગતમાં જે જન્મે એનું મરણ હોય જ, પણ લોકોને રસ્તો જડતો નથી. હવે એ ઈગોઈઝમ તો ખાલી થાય, પણ ક્યાં આગળ થાય ? ત્યારે કહે, જેણે ઈગોઈઝમ ખાલી કરેલો હોય ત્યાં આપણે જઈએ કે ભાઈ, મારો ઈગોઈઝમ ખાલી થાય, એવી કંઈ કૃપા કરો તો એ થઈ જાય. બાકી જેની પાસે ઈગોઈઝમની સિલક જ હોય, તે આપણો ઈગોઈઝમ શી રીતે કાઢી આપે ?

## આમ ઓછો અહંકાર, અજ્ઞાનદશામાં !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ના લીધું હોય તો ઇગોઇઝમ કેવી રીતે ઓછો કરી શકાય ?

**દાદાશ્રી :** કોઈ અપમાન કરે એટલે ઈગોઈઝમ તૂટવા માંડે. ઈગોઈઝમ તૂટવો અને ઘસાવો એમાં બહુ ફેર. આ ઈગોઈઝમ તૂટે આમ. એટલે કોઈ અપમાન કરે તો 'દાદા ભગવાન, એને શાંતિ આપો' એવો ભાવ કરવો જોઈએ. પછી કોઈ જગ્યાએ દસ ડૉલર પડી ગયા તો ચિંતા નહીં કરવાની. 'દાદા, તમને ગમ્યું એ ખરું', કહીએ. પછી 'હું અક્કલવાળો છું' એવું ક્યારેય બોલવું નહીં. 'હું અક્કલ વગરનો છું' એ ક્યારેય બોલવું નહીં. નહીં તો સાયકોલોજી ઈફેક્ટ થઈ જાય. 'અક્કલવાળો છું' બોલવાથી ઇગોઇઝમ વધતો જાય. એટલે આવા બધા પ્રયોગ કરે, સહન કરવાના અને બીજું, દાદા ભગવાનને ગમ્યું એ ખરું, એમ કહીને ચલાવીએ. એટલે ઇગોઇઝમ ઓછો થઈ જાય. તમને સમજાયું ? ટૂંકું ને ટચ છે, લાંબું નથી બહુ. આટલો થોડો પ્રયોગ કરશોને તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે વખત આવે ત્યારે પ્રેક્ટિસમાં નથી આવતું.

**દાદાશ્રી :** દાદા ભગવાનનું નામ દેશો એટલે થશે. એમ ને એમ તું સીધું કરવા જઈશ તો નહીં થાય. અમે આશીર્વાદ આપીએ. કોઈ ફેરો સામાને દુઃખ થાય એવું બોલાઈ જવાય, ન ઇચ્છા હોય તોય, તો તે ઘડીએ પસ્તાવો કરજે. અને પછી એવું કહેજે કે, 'દાદા ભગવાન, એને શાંતિ આપજો.' ઇગોઇઝમની અસરેય થાય છે. અત્યારે ઇગોઇઝમ કાપી નાખેને તો કપાઈ જાય. પણ એની લીંક જતી નથી એ, મૂળિયું જતું નથી. પછી બાર મહિના, બે વર્ષ પછી ફરી ફૂટી નીકળે. આ વિજ્ઞાન સાયન્ટિફિક છે, એટલે યથાર્થ કામ કરનારું છે.

## કોણ કાઢે અહંકારને ?

**પ્રશ્નકર્તા :** આપણે બધા જાણીએ છીએ, જ્ઞાનીઓ કહે છે કે અહંકારનો કંટ્રોલ હોવો જોઈએ અથવા અહંકાર ન હોવો જોઈએ,

છતાં એ કેમ કંટ્રોલમાં આવતો નથી ?

**દાદાશ્રી :** તમારાથી અહંકાર કંટ્રોલમાં ના આવતો હોય તો મારી પાસે આવોને, તો બે કલાકમાં (એક કલાક જ્ઞાનવિધિ તથા એક કલાક પાંચ આજ્ઞાની સમજ) લાવી આપું. અહંકાર ને મમતા બેઉ, અહંકાર એકલો જ નહીં. એવું નથી બનતું એવું નથી, બને એવું હોય છે પણ લોકોને જડતું નથી. શું થાય છે ? અંતરાય કર્મને લઈને જડતું નથી. એક કલાકમાં જ, વધારે વારેય નહીં, સંપૂર્ણ અહંકાર લઈ લઈશું. પછી અહંકાર દેખાય તો મને કહેજો.

**પ્રશ્નકર્તા :** અત્યારે હમણાં ખાલી એક જ સમજ આપો કે અહંકારને અમે કેમ કંટ્રોલ કરી શકીએ ?

**દાદાશ્રી :** કંટ્રોલ નહીં, અહંકાર જ ચાલ્યો જાય એવું કરી આપીશું. અહંકાર ચાલ્યો જાય પછી ધંધો કરો, વાંધો નહીં પણ ચિંતા નહીં થાય અને ધર્મધ્યાનમાં રહેવાય. પાંચ લાખ અવતારનો માલ પડેલો હશે અગર તો બે લાખ અવતારનો માલ હશે તોય જોખમદારી બધી અમારી. એવું છે ને, અનંત અવતારે એ અહંકાર નીકળે એવો નથી. તેથી તો આ બધા અનંત અવતારથી ભટકે છેને ! એ તો જો જ્ઞાની પુરુષ મળ્યા અને તે સર્વ સિદ્ધિવાન હોય તો એક કલાકમાં બધું કાઢી આપે.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ માટે બે આઈડેન્ટી (ઓળખ) જોઈએ, પ્રાપ્ત થનાર અને પ્રાપ્ત કરનાર, જો મોક્ષ મેળવવો એટલે આત્માને ઓળખવો, તો પ્રાપ્ત થનાર કોણ ? પ્રાપ્ત કરનાર કોણ ?

**દાદાશ્રી :** પ્રાપ્ત કરનાર જે બંધાયેલો છે ને, તે મોક્ષ ખોળે છે. બંધાયેલો છે તેને છૂટું થવું છે, તે જ મોક્ષ ખોળે છે. જે ડિપેન્ડન્ટ (પરતંત્ર) છે, તેને ઈન્ડિપેન્ડન્ટ (સ્વતંત્ર) થવું છે. મોક્ષનો અર્થ શું ? સનાતન સુખ. જેને આ કલ્પિત સુખ ગમતું નથી, તે સનાતન સુખ ખોળે છે, તે પ્રાપ્ત કરનાર.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ કોણ ?

**દાદાશ્રી :** અહંકાર. આત્મા તો પરમાત્મા છે. આ ઈગોઈઝમની મુક્તિ કરવાની છે. આત્મા તો મુક્ત જ છે. ઈગોઈઝમ અને મમતા બેની મુક્તિ કરવાની છે. પ્રાપ્ત થનાર કોણ ? પોતે પોતાને જ પ્રાપ્ત કરવાનો છે. અહંકાર જાય તો નિવેડો આવે, નહીં તો નિવેડો ના આવે. અહંકાર કેટલા વર્ષે જાય ?

**પ્રશ્નકર્તા :** એ તો એનું કંઈ કોષ્ટક નથી એવું.

**દાદાશ્રી :** એમ ? કોષ્ટક નથી ? તમારે કેટલા વર્ષે કાઢવો છે ?

## અહંકાર જાતે કાઢી શકાય ?

**પ્રશ્નકર્તા :** પણ અહંકાર તો પોતાને જ કાઢવો પડેને ? બીજા કેમનો કાઢી આપે ?

**દાદાશ્રી :** પોતે કાઢી શકે જ નહીં. બંધાયેલો માણસ પોતે પોતાની મેળે મુક્ત થઈ શકે નહીં. એને બીજાની મદદ લેવી પડે. જે ક્રોધ-માન-માયા-લોભથી અહંકાર બંધાયેલો છે, એ બીજાની હેલ્પ (મદદ) લે, ત્યાર પછી એ છૂટો થાય.

**પ્રશ્નકર્તા :** પણ બીજાની મદદ લે, એ સમજ સમજવા પૂરતી જ ને ?

**દાદાશ્રી :** ના, ખરેખર મદદ લેવાની, બધા બંધાયેલા ઊભા હોય આમ. એ બધા સામસામી કહે કે 'ભઈ, તું મને મુક્ત કર.' ત્યારે પેલો કહેશે, 'અલ્યા, હું જ બંધાયેલો છુંને !' એટલે કોઈ રસ્તામાં જતો હોય એમ ને એમ મુક્ત, એને કહીએ કે 'ભઈ, બીજું કશું નહીં, પણ એક આંટો ફક્ત છોડી આપને.' એક આંટો છોડી આપે પછી ઉકલી જાય. પણ છોડાવનાર છૂટો હોવો જોઈએ, મુક્ત પુરુષ હોવો જોઈએ.

જાતે 'હું કોણ છું' એવું સમજાય નહીં. જો અહંકાર જતો રહે તો 'હું કોણ છું' એ સમજાય. પણ અહંકાર જતો રહ્યો નથી, એટલે 'હું કોણ છું' એ શી રીતે સમજાય ? એટલે તમારો અહંકાર હોય અને તમારે 'હું કોણ છું' એ જાણવું હોય તો જ્ઞાની પુરુષ પાસે જવું પડે.

તે જ્ઞાની પુરુષ અહંકારની હાજરીમાં 'હું કોણ છું' જણાવડાવે. ત્યાર પછી તમારો હિસાબ બેસી જાય.

## જ્ઞાની વિણ છોડાવે કોણ ?

જ્ઞાની પુરુષ સિવાય દેહાધ્યાસ છૂટે જ નહીં. કોઈ માણસ એવો નથી કે જેનાથી દેહાધ્યાસ જાય. જ્ઞાની પુરુષ વીતરાગ હોય એ સ્વપરિણતિમાં જ નિરંતર રહે. એ દેહમાં રહેતા નહીં હોવાથી, મનમાં રહેતા નહીં હોવાથી, બુદ્ધિમાં રહેતા નહીં હોવાથી, અહંકારમાં રહેતા નહીં હોવાથી જ્ઞાની પુરુષ એકલા જ દેહાધ્યાસ છોડાવે. બીજો કોઈ દેહાધ્યાસ છોડાવી શકે નહીં. આખું જગત દેહાધ્યાસમાં જ પડેલું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની અહંકાર કેવી રીતે તોડી શકે ?

**દાદાશ્રી :** જ્ઞાની એ તો બધી બહુ રીતે અહંકાર તોડી નાખે. એ તો સપાટાબંધ તોડી નાખે. અમને ભેગો થાય, અમારો પરિચય થાયને એટલે અહંકાર તૂટતો જાય દહાડે દહાડે ! આ બધા (મહાત્માઓ)ને એક કલાકમાં કાઢી નાખેલો.

**પ્રશ્નકર્તા :** તે અમારો અહંકાર કાઢી નાખો.

**દાદાશ્રી :** હા, એ તો પણ તમારે એના માટે ભૂમિકા તૈયાર થવા માટે થોડો વખત અહીં આવ-જાવ કરવું પડે.

**પ્રશ્નકર્તા :** માનસિક દૃષ્ટિએ તમારી સાથે આવ-જા ચાલુ જ છે.

**દાદાશ્રી :** એ ચાલુ છે પણ અહીં રૂબરૂ હાજર થવું પડે.

**પ્રશ્નકર્તા :** એટલે જ આવ્યા છીએ.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો 'આપ જે કરો છો', એ કંઈ નથી કરતા ?

**દાદાશ્રી :** શેક્યો પાપડ ભાંગવાની શક્તિ અમારામાં નથી.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** આ શું કહે છે ?

'શેક્યો પાપડ ના ભાંગે, મારો અહમ્ તે ભાંગે'.

એ શું કહે છે ? શેક્યો પાપડ ભાંગે નહીં, પણ મારો અહંકાર તોડી નાખે છે. આ બધામાં કર્તાપણું નામેય નથી. અને તે બીજાનેય કર્તા ના દેખે. પેલો માણસ એમ માનતો હોય કે હું કરું છું, પણ તેનેય આ લોકો કર્તા માને નહીં. કારણ કે બીજાને કર્તા માનવા તેય ભ્રાંતિ છે. સાહેબની ઈચ્છા છે, અહંકાર કાઢવાની કે રહેવા દેવાની ઈચ્છા છે ?

**પ્રશ્નકર્તા :** કાઢવો છે.

**દાદાશ્રી :** તે એક ફેરો મારી પાસે આવો, અહંકાર કાઢી આપીશ. આ પેલા ભઈ આવ્યા, તે કહે છે, 'મારે અહંકાર કાઢવો છે.' મેં કહ્યું, 'આવો અહીં આગળ.' તે એ ભઈનો અહંકાર કાઢી આપ્યો. હવે અહીં આગળ તમને જ્ઞાન મળશેને, તો ચોખ્ખું થઈ જશે, ઈગોઈઝમ જતો રહેશે.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ અહંકાર તો જાય જ નહીંને ?

**દાદાશ્રી :** બધી જાતનો અહંકાર જવો જોઈએ, સૂક્ષ્મ ને સ્થૂળ. સ્થૂળ અહંકાર સારો, સૂક્ષ્મ અહંકાર તો બહુ ખોટો !

## ક્રમિક માર્ગ એટલે અહંકાર શુદ્ધિ !

ક્રમિક માર્ગ એટલે શું ? શી રીતે શુદ્ધાત્મા પ્રાપ્ત થતો હશે ? ત્યાં અહંકાર જ શુદ્ધ કર્યા કરે. ક્રમિક માર્ગ એટલે અહંકારનું શુદ્ધિકરણ. અહંકાર શુદ્ધ બનાવે. ત્યાં ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલે.

**પ્રશ્નકર્તા :** એ આજ્ઞા જરા કહોને, એ શું જિન આજ્ઞા હોય છે ક્રમિક માર્ગમાં ?

**દાદાશ્રી :** એ આજ્ઞા એટલે શું કે આ જે સ્વરૂપ છે, તે આ રીતે સ્વરૂપ છે અને તેને પામવાને માટે આ રસ્તા છે, અને એ રસ્તા અમે તને બતાડીએ, તે રસ્તા ક્લીઅર રાખજે.

**પ્રશ્નકર્તા :** એ પાંચ આજ્ઞા ?

**દાદાશ્રી :** ના. આ તો જુદું, અહીં તો તમે નિર્અહંકારી થયા અને પેલા લોકોએ તો અહંકાર શુદ્ધ કરવાનો બાકી રહ્યો. એ લોકો અહંકારનું શુદ્ધિકરણ કરે છે. એ ક્રિયા બહુ કઠણ ક્રિયા છે. અહંકારનું શુદ્ધિકરણ કરવાનું એટલે શું કે એમાં ક્રોધ-માન-માયા-લોભના જે પરમાણુઓ બધા ભર્યા છે તે ખેંચી ખેંચી ખેંચીને અહંકાર બિલકુલ પ્યૉર રાખવાનો. જ્યારે અહંકાર સંપૂર્ણ પ્યૉર થાય ત્યારે એ અને શુદ્ધાત્મા એક થઈ જાય, તે છેલ્લો અવતાર. એ કાયદો ક્રમિક માર્ગમાં. પ્યૉર અહંકાર એટલે શું કે જ્યાં કર્તાપણું હોય નહીં, જેમાં કિંચિત્‌માત્ર ક્રોધનું, માનનું, લોભનું, કપટનું પરમાણુ નથી, એ પ્યૉર અહંકાર. તો ક્યારે એ પરમાણુ બધા ખલાસ થઈ જાય ? આ તો સમકિતનું સ્ટેશન આવતું નથી ને આ કરોડો અવતારોથી ફર ફર કરે છે. સમકિતનું સ્ટેશન આવ્યા પછી થોડોઘણો અહંકાર શુદ્ધ થવા માંડે, શુદ્ધ થવાની શરૂઆત થાય. નહીં તો અહંકાર ઊલટો રખડાવે ને વધ વધ થાય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ જ્ઞાન વગર અહંકાર જાય નહીં ?

**દાદાશ્રી :** ના જાય. અહંકાર જાય તો એક બાજુ શુદ્ધ જ્ઞાન ઉત્પન્ન થાય અગર તો અહંકાર હોય પણ અહંકાર શુદ્ધ કરવો પડે.

**પ્રશ્નકર્તા :** અહંકાર શુદ્ધ કરવો પડે એટલે આપ શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** એમાંથી કોઈ પણ રસ્તે, ગમે તે રસ્તે, અહંકારમાં ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ કોઈ મિક્ષ્ચર ના હોવું જોઈએ. અહંકાર મિક્ષ્ચર વગરનો હોય. એ 'પ્યૉર' (શુદ્ધ) અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ મિક્ષ્ચર દૂર કર્યા પછીનું જે સ્વરૂપ રહે છે, એ જ શુદ્ધ સ્વરૂપ છે કે પાછું બીજું કંઈ છે ?

**દાદાશ્રી :** ના, એ શુદ્ધ સ્વરૂપ જે છે, તે મૂળ જે સ્વરૂપ છે,

એની મહીં આ શુદ્ધ અહંકાર થયો તે એકાકાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ સ્વરૂપ જે એકાકાર થઈ જાય એમાંય પ્રેરણા વગર થઈ શકે ?

**દાદાશ્રી :** આ જે અહંકારની શુદ્ધિ થવી એ વ્યવહાર આત્માની શુદ્ધિ છે અને વ્યવહાર આત્મા શુદ્ધ થયો તો એ નિશ્ચય આત્મા જોડે એકાકાર થઈ જાય. એ નેચરલ લૉ (કુદરતનો કાયદો) છે. જે રિયલ આત્મા છે ને એ બે જોઈન્ટ થઈ (જોડાઈ) જાય, એકાકાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ આપોઆપ થાય કે પછી બીજી કોઈ પ્રેરણાથી થાય ?

**દાદાશ્રી :** આપોઆપ થાય, કોઈની પ્રેરણા-બ્રેરણાથી નહીં. એ નિયમથી જ થાય અને અમારી પાસે એને પહેલો શુદ્ધાત્મા કરીએ. પેલો અહંકાર શુદ્ધ કરતાં તો બહુ ટાઈમ લાગે. કરોડો અવતારેય ઠેકાણું નહીં પડે.

**પ્રશ્નકર્તા :** હા, તો એટલે જ આપની પાસે આવ્યા છીએ.

**દાદાશ્રી :** એટલે આ સીધો માર્ગ છે. ઝટપટ ઉકેલ લાવી નાખીએ. પોતે જે દશાને પામ્યા છે એ દશામાં તમને બેસાડી દે.

## શુદ્ધિ અહંકારની, અહંકારથી !

**પ્રશ્નકર્તા :** અમુક ધર્મોમાં આ સમર્પણવાળું જે બતાવે છે, કે હું સમર્પણ કરું છું, તો પછી હું અને સમર્પણ બે જુદા રહે છે એ અહંકારી સમર્પણ ખરુંને ?

**દાદાશ્રી :** અહંકારી સમર્પણ પણ કોણ કરે છે ? મારું કહેવાનું કે અહંકાર તો છે જ ને ? ક્રમિક વિજ્ઞાન શું કહે છે કે 'અહંકારને શુદ્ધ કરો.' ત્યારે કહે, 'શી રીતે શુદ્ધ કરીએ ?' આ બધા સંસારની મમતાથી શુદ્ધ કરો. પહેલો મમતાથી, પછી ક્રોધ-માન-માયા-લોભ આંતરિક દુશ્મનોથી શુદ્ધ કરો. અને જે અહંકારમાં અહંકાર-મમતા એ

કોઈ ગુણ ના હોય, એ શુદ્ધ અહંકાર. એ (શુદ્ધ) અહંકારમાં ઈગોઈઝમ ના હોય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ અહંકારમાં અહંકાર ના હોય તો શું હોય ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ ના હોય. 'હું છું' એટલું જ, 'હું છું' એટલે પોતાના અસ્તિત્વનું ભાન છે એટલું જ. અને ઈગોઈઝમમાં તો હું આમ છું, તેમ છું, એ આરોપિત ભાવ હોય. ઈગોઈઝમ કોને કહેવાય ? 'હું ચંદુભાઈ છું ને ફલાણો છું' એ આરોપિત ભાવને. અને પેલો તો શુદ્ધ અહંકાર. એ ક્રમિક માર્ગમાં આગળ જ્ઞાનીઓને અહંકાર શુદ્ધ થતો થતો ૮૦ ટકા શુદ્ધ થયો હોય તો ૨૦ ટકા અહંકાર હોય.

**પ્રશ્નકર્તા :** એ અહંકારનું શુદ્ધ થવું એ વ્યવસ્થિતને આધીન છેને ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિતને માનતો જ નથીને ! અહંકાર છે એટલે કર્તાપદ એને માને છેને !

**પ્રશ્નકર્તા :** હા, પણ કર્તાપદેથી તો થાય એવું નથીને ? એટલે જ આ મોડું થતું હશેને ?

**દાદાશ્રી :** તેથી જ મોડું થાયને. એટલે બહુ મુશ્કેલી ! કર્તાપદ જેમ જેમ એને સમજાય કે આ ખરેખર કર્તા નથી, એટલો ભાગ છૂટ્યો ને જેટલો કર્તા છું, એટલો ભાગ આગળ રહ્યો હજુ. એટલે પાછો આટલો અમથો કર્તા, 'હું ના કરું તો શી રીતે ચાલે ?' એટલું રહ્યા કરે.

**પ્રશ્નકર્તા :** પછી છેવટના સ્ટેજે અહંકાર નીકળી જાય ?

**દાદાશ્રી :** પછી એને જ્ઞાની મળી આવે. દરેક શાળાના પેલા શિષ્યો તૈયાર થાયને તે પ્રમાણે એને માસ્તર મળી આવે છે, એવા આ જગતના નિયમ છે. બધા પદ્ધતિસરના, જે જે જરૂરિયાત છે તે બધી જરૂરિયાત પ્રમાણે મળી આવે. આ 'અક્રમ' તો જાણે અપવાદ છે. પેલી વ્યવહારિક વસ્તુ જુદી છે. ત્યાં તો એક જ્ઞાની પુરુષ થાય, ત્યારે

વધારેમાં વધારે ત્રણ કે ચાર શિષ્ય પામે. શાસ્ત્રકારોએ બે કે ત્રણ જ કહ્યા છે, ચારેય નથી બોલ્યા. આ 'અક્રમ' તો અપવાદ છે. કો'ક ફેરો બને આવું.

## ગો ટુ જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** હવે અહંકાર ઓછો કરવા માટે આપણે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** જેનો અહંકાર ખલાસ થઈ ગયો હોય ત્યાં જવું અને નહીં તો અહંકાર વધારવો હોય તો આ ગુંડા લોકોની પાસે ગયા કે અહંકાર ખૂબ વધી જાય. જેવો સંગ એવો રંગ લાગે.

અહંકાર જ આ કર્મ બાંધે છે અને અહંકારને કાઢી નાખે, એટલે કર્મ બંધાતાં અટકી ગયાં અને આપણો સંસાર અટકી ગયો. પણ જેની પાસે ઈગોઈઝમ છે ત્યાં આપણો ઈગોઈઝમ શી રીતે નીકળે ? એટલે મારી પાસે આવશો તો હું તમને ઈગોઈઝમ કાઢી આપીશ.

## જ્ઞાની સમર્પણે, અહમ્ શૂન્યતા !

**પ્રશ્નકર્તા :** આ અક્રમ માર્ગમાં, ઈગોઈઝમ જે છે એ જ્ઞાની પુરુષને સરેન્ડર (સમર્પણ) કરો તો જ ઈગોઈઝમ જાયને ?

**દાદાશ્રી :** એ તો સેકન્ડરી સ્ટેજ થયું. પણ જ્ઞાની પુરુષ જે પહેલાં થાય, એણે કોને સરેન્ડર કરવાનું ? જ્ઞાની પુરુષને જ્ઞાનથી આ ઈગોઈઝમ બધો ઊડી જાય. જ્ઞાન થતાંની સાથે જ ઈગોઈઝમ ઊડી જાય. અમારે બહુ ઈગોઈઝમ હતો. ૧૯૫૮ પહેલાં ઘણો ઈગોઈઝમ હતો પણ જ્ઞાન થતાંની સાથે જ ઈગોઈઝમ બધો સાફ થઈ ગયો.

હવે અહીં તમે બધું સમર્પણ કરો એટલે ઈગોઈઝમ જાય. આ જ્ઞાન પછી તમને પણ ડિપ્રેશન કે એલિવેશન ના થાય. અને કોઈ ટૈડકાવે કે જેલમાં ઘાલી દે તોય ડિપ્રેશન આવે નહીં, એનું નામ વિજ્ઞાન કહેવાય. આ વૈજ્ઞાનિક રસ્તો છે.

લાખ અવતાર નાગા થાય તોય આ સંસારનો મોહ છૂટે એવો નથી. અહંકાર કોઈ દહાડો ઓગળે તેવો નથી. અહંકાર ફ્રેક્ચર થાય એવો નથી, મમતા જાય એવી નથી અને માયા તો આઘી ખસે જ નહીં. એક કેરી હોયને તોય રાત્રે સંતાડી રાખે, કહેશે, 'સવારમાં ખાઈશ.' જંગલમાં રહેતો હોય તોય માયા જોડે હોય ! એટલે આ તો આવો લિફ્ટ માર્ગ નીકળ્યો છે ! તમારું પુણ્ય છે, તે અમે ભેગા થયા છીએ, સરળ માર્ગ છે ! એટલે 'અહીં તમારું કામ કાઢી લો', એટલું કહી છૂટીએ.

## ક્રમિક માર્ગમાં અહંકાર ઠેઠ સુધી !

બાકી ક્રમિક માર્ગમાં તો ધર્મ-અધર્મ બેઉ અહંકારે કરીને થાય છે. એ ધર્મ કરો કે અધર્મ કરો, બેઉ ભ્રાંતિ જ કહેવાય. ધર્મ-અધર્મથી પર જવાનું, તો એ આત્મધર્મ. એનો તો છાંટોય ના હોયને ? આ તો આખો અહંકાર જ કપટભાવવાળો છે અને જે કરે છે, એ તો ક્રિયાઓ બધી બરોબર છે પણ એ અહંકારને વધારે છે.

જે જ્ઞાનથી અહંકાર ઓછો થાય, એ વીતરાગી જ્ઞાન કહેવાય અને જે વર્તનથી, જે ક્રિયાથી, જે ક્રિયાકાંડથી અહંકાર ઓછો થાય એ ભગવાનની કહેલી આજ્ઞાપૂર્વકનું કહેવાય. એમ કરતાં કરતાં બધા અનુભવ ચાખી ચાખીને પછી આત્માનુભવ થાય. આ તો ઈગોઈઝમ વધી ગયો એ જ દુઃખ છે. સહુ સાધન એ બંધન છે. સાધનોથી તો પુણ્યૈ બંધાય. અહંકાર વધે ને પુણ્યૈ બંધાય. પણ અહંકાર વધે એ ખોટ ગઈ. પાશેર હતો તે અચ્છેર (અડધો શેર) થયો, તે મરતાં સુધી સવાશેર થાય. બહુ ઝીણી વાત છે આ.

## અહંકાર લઈ લે એ વિરાટ પુરુષ !

**પ્રશ્નકર્તા :** અહંકાર તો જે વ્યક્તિનો હોય, એ જ વ્યક્તિ કાઢી શકેને ? બીજું કોણ કાઢી શકે ?

**દાદાશ્રી :** બીજાનો અહંકાર લઈ લે એનું નામ વિરાટ પુરુષ કહેવાય.

**પ્રશ્નકર્તા :** વિરાટનું દર્શન થાય એટલે અહંકાર જાય ?

**દાદાશ્રી :** અહંકાર જાય તો જ વિરાટ સ્વરૂપના દર્શન થયાં કહેવાયને !

**પ્રશ્નકર્તા :** વિરાટનું દર્શન થવું એટલે જ્ઞાન થવું ?

**દાદાશ્રી :** વિરાટનું દર્શન એટલે જ્ઞાની પુરુષને ઓળખવા. ખરી રીતે વિરાટ કોને કહેવાય કે જે આપણા અહંકારને પણ ખાઈ જાય. આપણા અહંકારનેય ભક્ષણ કરી જાય, એનું નામ વિરાટ ! અને તેનું ફળ શું આવે ? આપણને વિરાટ બનાવે. વિરાટ સ્વરૂપ વગર કોઈ નમે જ નહીંને ! એવું કૃષ્ણ ભગવાને અર્જુનને વિરાટ સ્વરૂપ બતાડ્યું ત્યારે નમેલોને, નહીં તો નમે નહીં.

લાખો અવતારેય આ અહંકાર જાય એવી વસ્તુ નથી. ત્યારે એક જણ મને કહે છે, 'તમે અહંકાર તો મારો લઈ લીધો !' ત્યારે એ જ વિરાટ પુરુષ ! ત્યાં પુસ્તકોનો વિરાટ પુરુષ ખોળવા જાવ છો ? જે આપણો અહંકાર લઈ લે, એ વિરાટ પુરુષ, બીજો વિરાટ પુરુષ દુનિયામાં કેવો હોય ? સાદી ને સીધી વાત ! લોક મને કહે છે, 'તમારે વિરાટ પુરુષ થવાનો શોખ છે ?' મેં કહ્યું કે આ વિશેષણ પાછું ક્યાં વળગાડું હું મહીં ? એ.બી.સી.ડી., એમ.બી.બી.એસ... ફલાણું ને આમતેમ. આ હું તો કંઈ વિશેષણવાળો છું ? (જ્ઞાની પુરુષ તો નિર્વિશેષ કહેવાય.)

વિરાટ સ્વરૂપ કોનું નામ કહેવાય કે જેનામાં સહેજ પણ બુદ્ધિ ના હોય, છાંટોય બુદ્ધિ ના હોય. આમ ગોદા મારી મારીને અહંકાર જ કાઢી નાખે, ટાયરમાંથી હવા જ કાઢી નાખે. એટલે જેનો અહંકાર સંપૂર્ણ ગયેલો હોય તે જ લઈ શકે. જેનો પોતાનો અહંકાર ખલાસ થયો એ આત્મજ્ઞાની, બીજાનો અહંકાર લઈ જે લે એ વિરાટ પુરુષ !

❖ ❖ ❖

(3)

# અહંકાર મુક્તિ પછીની શ્રેણીઓ

## એક જ છે ઉપાય !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી નિરંતર અહંકાર રહિત કેવી રીતે થઈ શકાય ?

**દાદાશ્રી :** એ દશા જ થયેલી છે તમારી.

**પ્રશ્નકર્તા :** ફાઈલ નંબર એકનું સતત નિરીક્ષણ કરવાથી અહંકાર રહિત થઈ શકાય ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું' એ ડ્રામેટિક (નાટકીય) એટલે નામને જાણવા ખાતર અને 'હું ખરેખર ચંદુભાઈ નથી ને હું શુદ્ધાત્મા છું' એ જ અહંકાર રહિત. પહેલાં તો 'હું ખરેખર ચંદુભાઈ' જ બોલતા'તા, એનું નામ જ અહંકાર અને 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય, તે પછી અહંકાર નહીં.

**પ્રશ્નકર્તા :** રોંગ બિલીફ આપણે કહીએ છીએ, એ અને અહમ્‌ભાવ એ એક જ ?

**દાદાશ્રી :** રોંગ બિલીફ (અવળી માન્યતા) એ જ અહંકાર છે અને રાઈટ બિલીફ (સવળી માન્યતા) એ શુદ્ધાત્મા છે. મૂળ જગ્યાએ 'હું' હતું ને તે આરોપિત જગ્યાએ બેસે એનું નામ અહંકાર. કલ્પિત જગ્યાએ, જ્યાં નથી ત્યાં આગળ હું બોલવામાં આવે એ જ ઈગોઈઝમ અને મૂળ સ્વરૂપમાં બેસે, 'હું શુદ્ધાત્મા છું', એને ઈગોઈઝમ ના કહેવાય.

એ છે જ, હકીકત છે જ.

## અક્રમની અનોખી સિદ્ધિ !

ઈગોઈઝમ ઉડાડવાનો રસ્તો કોઈ જગ્યાએ વર્લ્ડમાંય નથીને !

**પ્રશ્નકર્તા :** બરોબર છે. આ તો એક કલાકમાં ઈગોઈઝમ જતો રહે, એ કોઈએ સાંભળ્યું જ નથીને !

**દાદાશ્રી :** હા, અને પછી દિવ્યચક્ષુ સાથે જ !!

**પ્રશ્નકર્તા :** અને કોઈ માનવા તૈયાર નહીં થાય.

**દાદાશ્રી :** માનવા તૈયાર નહીં, માને જ નહીંને ! તેથીને, મારા કેટલાય ઓળખાણવાળા નથી માનતા, તેથી નથી પામતા.

**પ્રશ્નકર્તા :** પણ જેણે જ્ઞાન નથી લીધું એને એવું લાગે કે આ 'હું શુદ્ધાત્મા છું' બોલવું એ અહંકાર છે.

**દાદાશ્રી :** એને તો એવું જ લાગે. એ લોકોને સત્-અસત્નો વિવેક નથી હોતો. આપણને સત્-અસત્નો વિવેક હોય છે કે વ્યવહારથી અસત્ છું અને નિશ્ચયથી સત્ છું. આ દુનિયામાં કોઈને ખબર જ નથી આ, વ્યવહાર-નિશ્ચયનો ભેદ ! એટલે એ એમ જ માને કે વ્યવહારમાં હતો તેનો તે જ અત્યારે હું આ છું. એટલે એમને અહંકાર કહેવાય. અને એ પોતાનું જેવું માને એવું જ આપણને માને. એ જાણે કે હવે તમે શુદ્ધાત્માનો અહંકાર કરો છો !

આપણે સમજીએ કે આ જુદો અને હું શુદ્ધાત્મા છું, એવું આપણને શુદ્ધાત્માનું લક્ષ બેસી ગયું કે 'હું ખરેખર આ જ છું'.

આપણા જ્ઞાન લીધેલાંઓને જ્ઞાન આપ્યું તે દહાડે અહંકાર કાઢી નાખ્યો. પણ આમને બિચારાંને સમજણ ના પડેને ? આપણા મહાત્માઓ બધાનો અહંકાર ગયેલો જ છે. જેમણે જ્ઞાન લીધેલું નહીંને, એટલે એમનો અહંકાર ના જાય અને એ ડિસ્ચાર્જ (નિર્જીવ) અહંકારને જ અહંકાર સમજે.

## પછી નથી કર્મ, હળુ કે ભારે !

અને આ તમારો અહંકાર આખોય ગયેલો છે, પણ તમને હજુ સમજ ના પડે. એવું છેને, અહીં તો પારસી ય ખરા. આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ ગયાં છે એમને.

એવું છેને, આ અમે (જ્ઞાન આપ્યા પછી) જે દશા કર્યા પછી છોડનારો રહેતો નથીને. મેં કહ્યું કે નવું ગ્રહણેય નહીં કરવાનું ને જૂનું છોડવાનું નહીં. જે છે એ એની મેળે છૂટી જવું જોઈએ, ખરી પડવું જોઈએ. હા, તે દશ-પંદર વર્ષ પછી ખરી જાય. જેટલા મહીં સંસ્કાર પડેલા છે, એ ઓગળી જાય એટલે પડી જાય. પોતાને અહંકાર રહ્યો નહીં, એટલે પછી શી રીતે કાઢે ? અહંકાર જ મેં લઈ લીધો હોય ત્યાં ?

**પ્રશ્નકર્તા :** હળુકર્મી-ભારેકર્મીનો આ આત્મજ્ઞાન મળ્યા પછી તો પ્રશ્ન જ નથી રહેતોને, અકર્તાપદ મળ્યા પછી ?

**દાદાશ્રી :** ના, આપણે શુદ્ધાત્મા થયા. હળુકર્મી-ભારેકર્મી વિશેષણવાળા હોય તે ચંદુભાઈ, આપણે શું લેવાદેવા ? અને તે તો નિકાલી બાબત છે. એ નિકાલ થઈ જવાનો. જેને દુકાન મોટી હોય કે નાની, પણ નિકાલ કરવા માંડ્યો એટલે મોટીનોય નિકાલ થઈ જાય અને નાનીનોય નિકાલ થઈ જાય. નિકાલ કરવા માંડ્યો પછી ઊલટી પાનની દુકાન ખાલી થતા વાર લાગે અને આ મોટી હોલસેલની દુકાન તો તરત ખાલી થઈ જાય, માટે કશો વાંધો નહીં. કારણ કે આપણે ત્યાં ગ્રહણીય બાબત નથી તેમ ત્યાગેય નથી. ત્યાગ અને ગ્રહણ એ અહંકારનાં લક્ષણ છે અને નિકાલ એ નિર્અહંકારનાં લક્ષણ છે. આપણે નિકાલ કરવાનો છે.

## અહંકાર, મહાત્માઓનો !

**પ્રશ્નકર્તા :** અહંકાર હોય તો જ માણસ જ્ઞાનમાં કંઈક આગળ વધી શકેને ?

**દાદાશ્રી :** ના, એ અહંકાર છે માટે નહીં. હવે આ અહંકાર છે, એ કેવો છે ? જેમ આપણે સત્સંગ માટે અહીંથી બોરીવલી ગયા

હોઈએ, પણ પાછું તો આવવું પડેને ? એવું આ પાછો ફરતો અહંકાર, જે મોક્ષે જાય છે, તે ઉતરતો અહંકાર, સમાઈ જતો અહંકાર અને પેલો ઉત્પાત કરતો અહંકાર.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર ઉતરતો જાય, એમ સમતા ભાવ આવતો જાય ?

**દાદાશ્રી :** જેટલો જેટલો સમતા ભાવ થાય, એટલો એટલો ઉઘાડ ઉત્પન્ન થાય, એટલું એટલું અજવાળું દેખાતું જાય. અને સંપૂર્ણ સમતા થઈ ગઈ એટલે પૂર્ણ ઉઘાડ થઈ જાય. અહંકાર અંધારામાં છે. તે માર ખા ખા કર્યા કરે છે જાત જાતનો !

એક માણસ આપણા મહાત્માને માટે કહે છે, 'આ ફલાણાભાઈ અહંકારી છે.' ત્યારે મેં કહ્યું, 'એ પોતે અહંકારને જાણે છે એટલે અહંકારી નથી.' હવે પેલા કહેનારને શું થાય ? એ તો જેવું દેખે એવું જ કહેને. અને હું તો દેખું એવું ના કહું, એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** અહંકારને જાણનારો થયો, એટલે પોતાને અહંકાર નથી ?

**દાદાશ્રી :** હા, એ આત્મા છે.

## અહંકાર ઓગાળવાનું એસિડ !

**પ્રશ્નકર્તા :** આ (ચરણે) વિધિનું મહત્ત્વ જાણવું છે.

**દાદાશ્રી :** બહુ મોટું મહત્ત્વ. આનું મોટું મહત્ત્વ અહીં આગળ ! આ વિધિનો શો ગુણ છે ? આ વિધિ તો પગનો અંગૂઠો લઈને હું હઉ કરું છું, આમ પગ ઊંચા લઈને ! ઊંચો લેવાય કે ના લેવાય?

**પ્રશ્નકર્તા :** લેવાય.

**દાદાશ્રી :** એટલે અમારી વિધિ હું જ કરતો'તો પહેલાં, પગ ઊંચો લઈને ! મહીં ભગવાન બેઠા છે, એને પહોંચવું તો જોઈએને ?

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાનની વિધિ છેને એ તો ?

**દાદાશ્રી :** હા, મારી નહીં. મહીં ભગવાન બેઠા છે. તારામાં બેઠા છે કે નહીં બેઠા ?

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** તારામાં અવ્યક્ત છે ને આ વ્યક્ત છે. અવ્યક્તને બીજા શબ્દોમાં કહીએ તો અનાવરણ વિધિ જોયેલી, સ્ટેચ્યુ (પૂતળા)ની ? તે સ્ટેચ્યુની અનાવરણ વિધિ કરે ત્યારે દેખાય મહીં કે ટોપી પહેરી છે કે પાઘડી પહેરી છે, ત્યારે ખબર પડે. અને આમાં નિરાવરણ વિધિ કરે ત્યારે થાય. પેલી અનાવરણ વિધિ અને આ નિરાવરણ વિધિ ! તે આ નિરાવરણ થાય આનાથી ! રહસ્ય તો ખરું ને આમાં ?

**પ્રશ્નકર્તા :** ઘણા લોકોને થાય કે દાદાજી આવું શું કામ કહે છે કે આવું નમન કરવાનું ને અહીં પગે વિધિ કરવાનું ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ ઓગાળવાનું સાધન છે આ. અને મહીં ભગવાન પ્રગટ થયા છે ને, એ ભગવાનની શક્તિ ડિરેક્ટ (સીધી) પ્રાપ્ત થાય. જે માગું એ શક્તિ મળે. તમારે એક આંગળી પર દુનિયા ઝાલવી છે ? એક જ આંગળી પર ઊંચકી શકાય ! ઈન્ડિયન ફેલો (હિન્દુસ્તાનનો માણસ) એટલી બધી શક્તિ ધરાવે છે !

થોડી વાત સમજાય અહીં આગળ આવ્યા પછી ? જો ઈગોઈઝમ સંપૂર્ણ કાઢવો હોય તો અહીં આવજે. જ્યારે કાઢવો હોય ત્યારે, એટ એની ટાઈમ (ગમે ત્યારે). અહીં ચરણવિધિનો ઉદ્દેશ એ છે કે મહીં આત્મા જુદો પડે ને આત્માની શક્તિ વધી જાય અને અહંકાર ઓગળે.

**પ્રશ્નકર્તા :** આ ચરણવિધિ જે બોલવાની થાય છે ને, જ્ઞાન લીધા પછી, એ કોણ બોલે છે ?

**દાદાશ્રી :** જેને છૂટવું હોય એ બોલે. બંધાયેલા હોય તે બોલે.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ કોણ છે ? એ કોણ બંધાયેલું છે ?

**દાદાશ્રી :** આ અહંકાર, પ્રતિષ્ઠિત આત્મા. શુદ્ધાત્મા તો બંધાયેલો છે જ નહીં ને ! જે બંધાયેલો હોય તે છૂટવા માટે બૂમો પાડે.

**પ્રશ્નકર્તા :** હું 'દાદા ભગવાન'નો મહાત્મા છું એ મનમાં થાય એ અહંકાર કહેવાય ?

**દાદાશ્રી :** ના, ના, એ (જીવતો) અહંકાર ના કહેવાય અને એ અહંકાર જતો અહંકાર છે, ડિસ્ચાર્જ થતો અહંકાર છે.

## અહંકાર, પણ ડ્રામેટિક !

**પ્રશ્નકર્તા :** હુંપણાનો ભાવ કે મદદ કર્યાના ભાવ કે દિલની ઉદારતા ઘણી વખત આવી જાય છે. જરૂરિયાતવાળાને મદદે જવાથી આઈ ડીડ ઈટ (મેં કર્યું) એવો ભાવ તો ચોક્કસ આવી જાય છે.

**દાદાશ્રી :** હવે એ હુંપણાનો ભાવ ના બાંધે. કારણ કે આ હુંપણાનો ભાવ ડ્રામેટિક છે ને ! પહેલાં તો 'હું જ ચંદુભાઈ છું' એ જ હતું ને, હંડ્રેડ પરસેન્ટ. અને હવે એમાં આપણને તિરાડ પડી ગઈ, શંકા પડી ગઈ કે ખરેખર હું ચંદુભાઈ નથી, હું તો આ છું. એટલે આપણને કર્મ બંધાય નહીં. આ બધું તમે 'આઈ ડીડ ઈટ' બોલો કે તે બોલો, પણ તે વ્યવહારથી બોલવું પડે, છૂટકો જ ના થાય. એટલે 'મેં આ કર્યું, મેં કર્યું, આમ છે, તેમ છે' બધું બોલવું પડે. અને તે એ કરવામાંય અહંકારની જરૂર છે, પણ તે નાટકીય અહંકાર હોય છે.

**પ્રશ્નકર્તા :** આ બધું નાટક જ છેને ?

**દાદાશ્રી :** નાટક, આ ડ્રામા (નાટક) જ છે. પણ ડ્રામાને સાચું માની બેઠો છે. આ મારી વાઈફ કાયમની જ છે અને હું એનો ધણી થઉં કહે છે. અલ્યા મૂઆ, ડ્રામામાં ધણી ના હોય. ડ્રામામાં તું હસબંડ અને એ વાઈફ, ધણી નહીં અને તેય જ્યાં સુધી ડ્રામા ચાલે ત્યાં સુધી જ.

નાટકમાં મોટો ભર્તૃહરિ રાજા હોય અને 'ભિક્ષા દેને મૈયા પિંગળા' બોલતો હોય તે વખતે એમની સ્થિતિ જોઈ હોય તો એની આંખોમાં પાણી દેખાય, તે અભિનય કરે છે અને કેટલાક વિચારશીલ અને ડાહ્યા માણસો જોનારા હતા, તે એમના મનમાં એમ થયું કે 'ઓહોહો ! આ સ્ત્રીઓ આટલી બધી દગાખોર હોય, તો આ દુનિયામાં

રહેવા જેવું નથી.' તે ૧૯૨૮માં ચાર જણ જતા રહેલા, તે હજુ પાછા નથી આવ્યા. 'અલ્યા ભઈ, એમને અંદર જઈને પૂછ્યું હોત તો ખબર પડત કે ભર્તૃહરિ તમને બહુ દુઃખ થયું હતુંને ?' ત્યારે એ કહે, 'હું તો લક્ષ્મીચંદ તરગાળો છું. આ તો મારે પાઠ ભજવવો પડે. અભિનય ના કરું તો મારો પગાર પૂરો ના આપે.'

**પ્રશ્નકર્તા :** એવું જ ચાલે છે, અહીં આપણે આ પાઠ કરીએ પાછા ઊભા થઈને, બીજી જગ્યાએ બીજું કરીએ.

**દાદાશ્રી :** આ બધું પાઠ જ છેને ? પાઠમાં પાર્ટ (ભાગ) કોણ લે છે ને આપણે કોણ છીએ ?

**પ્રશ્નકર્તા :** એટલું યાદ રાખ્યા કરવું ?

**દાદાશ્રી :** ના, એ તો નાટકમાં પાર્ટ લેનારને લક્ષમાં હોય કે હું લક્ષ્મીચંદ છું.

**પ્રશ્નકર્તા :** એટલે એનું ભાન કન્ટીન્યુઅસ (સતત) હોવું જોઈએ ?

**દાદાશ્રી :** એ કરતો હોય તો એના લક્ષમાં જ હોય ને એટલે ઈગોઈઝમ ઊભો ના થાયને. ઈગોઈઝમ ક્યારે ઊભો થાય કે 'આ હું જ કરું છું' તો જ. એટલે આપણાં મહાત્માઓને 'હું શુદ્ધાત્મા છું' અને આ વ્યવહાર ચાલ્યા કરે છે, એટલે ઈગોઈઝમ ઊડી ગયો. આ ડ્રામા જ કહેવાય. એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે જ્ઞાનીઓને માટે આ જગત ડ્રામા જ છે. અને અજ્ઞાનીઓને માટે તો હતું તેમ જ જગત છે.

## નાટકનો રાજા !

**પ્રશ્નકર્તા :** એ નાટકના ટાઈમમાં તો અહંકાર હોય જ ને ?

**દાદાશ્રી :** ના, ના. આ નાટકમાં છે તો પોલીસવાળો આવે. તે એ વેશ ભજવે, તમારા જેવો જ, પણ એને અહંકાર ના હોય. નાટકમાં અહંકાર હોય ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** નાટક ભજવાતું હોય ત્યાં આગળ પોલીસવાળો ઊભો હોય, તો ગુનેગાર જે જોવા બેઠેલા હોય તો એ ગુનેગાર નાસતો નથી.

**દાદાશ્રી :** નાસી ના જાય. એવી રીતે હવે આ તમે ડ્રામેટિક રહ્યા છો. ડ્રામેટિકમાં શું રહ્યું ? ચંદુભાઈના નામનો ડ્રામા ભજવવાનો અને તમે શુદ્ધાત્મા છો. પેલો ભર્તૃહરિના નામનો ડ્રામા ભજવે ને લક્ષ્મીચંદ છે એ. એટલે ભર્તૃહરિ 'જીવંત' હોય નહીં, એ નિર્જીવ વસ્તુ છે. ભર્તૃહરિ બોલે કે મારી નાખો, કાપી નાખો, તો એને ગુના લાગુ ના થાય. એ બોલે ખરું બધુંય, પણ કશોય ગુનો લાગુ ના થાય. આ તો બહુ ઊંચી શોધખોળ છે, જો સમજો તો અને નહીં સમજો તોય ફળ તો આપનારી જ છે !

**પ્રશ્નકર્તા :** અહંકાર જતો નથી રહેતો, ઠંડો પડી ગયો. જતો નથી રહ્યો એમ લાગે છે.

**દાદાશ્રી :** એમ નહીં, જીવંત અહંકાર જતો રહ્યો અને આ છે તે નાટકીય અહંકાર રહ્યો, ડ્રામેટિક અહંકાર. 'હું ચંદુલાલ છું' એવું બોલે. આનો ભઈ થઉં, આનો મામો થઉં, એ બધું બોલે પણ નાટકીય, અંદરખાને જાણતો હોય કે 'હું શુદ્ધાત્મા છું'. ત્યારે પેલો ભર્તૃહરિ અંદરખાને જાણતો હોય કે 'હું લક્ષ્મીચંદ છું'. આ ડ્રામેટિક અહંકાર કહેવાય. અહંકાર જો પૂરો જતો રહે તો કશું કામ જ ના થાય.

હવે જે અહંકાર રહ્યો તે મડદાલ રહ્યો, મડદાલ એટલે ડ્રામેટિક કહેવાય. તે ડ્રામામાં રાજ જતું રહે તો રડે, તેથી કંઈ સાચું રડતો હશે ? ના, એ જાણે કે 'હું લક્ષ્મીચંદ છું', એ ભૂલી જાય કે ? અને અભિનય તો પૂરેપૂરો કરે જ. એવું આ ડ્રામામાં જ છે. ચંદુભાઈનો ડ્રામા તમારે રહ્યો છે તે ભજવવાનો છે. પાછું યથાર્થ અભિનય કરીને. રડવાની જગ્યાએ રડવું આવતું ના હોયને તો આપણે બાથરૂમમાં પાણી-બાણી ચોપડીને પછી બેસવાનું. અભિનય તો પૂરો કરવો જોઈએને ?

**પ્રશ્નકર્તા :** ડ્રામેટિક અહંકાર તો સંસારમાં રાખવો પડેને ?

**દાદાશ્રી :** એ તો એની મેળે રહે જ, સ્વાભાવિક રીતે. કોઈ કાર્ય ડ્રામેટિક અહંકાર સિવાય થાય નહીં. વ્યવહારમાં બોલવું જ પડેને કે 'આ મેં કર્યું છે' એવું, પણ 'મેં'માં 'હું'પણું ના હોય. લોકોય સમજી

જાય કે અહંકાર નથી.

હવે અહંકાર ખસી ગયો. અહંકાર પોતાના સ્વરૂપમાં લીન થઈ ગયો. હવે પૌદ્ગલિક અહંકાર, જેને ડ્રામેટિક અહંકાર કહે છે, એ કાર્ય કર્યા જ કરે. અહંકાર સિવાય તો કાર્ય થાય એવું જ નથી. એ પૌદ્ગલિક અહંકાર ! અહંકાર એ વન ઑફ ધી એવિડન્સ (પુરાવાઓમાંનો એક) છે. પણ કંઈ એવો કાયદો નથી કે જીવતો જ અહંકાર જોઈએ.

## ન થાકે નિર્અહંકારી !

**પ્રશ્નકર્તા :** એવું કહે છે, માણસને પ્રવૃત્તિમાં ચલાવનાર કોઈ મોટિવેટિવ ફોર્સ (ચાલક બળ) હોયને, એનું મૂળ શું ? એ અહંકાર જ હોય છે ને કે જે માણસને પ્રવૃત્તિમાં ને પ્રવૃત્તિમાં ચલાવ્યા જ કરે છે ?

**દાદાશ્રી :** અહંકાર વગર ચાલુ જ છે ને ! આ આખો દહાડો, આ વિધિઓ કેટલા કલાક કરી મેં આજે, સવારથી તે અત્યાર સુધી.

**પ્રશ્નકર્તા :** પુષ્કળ.

**દાદાશ્રી :** સવારે નવથી બાર, અત્યારે છે તે ચાર વાગેથી આ વિધિઓ ચાલુ છે. તે નવ વાગ્યા સુધી ચાલુ રહે છે. એ અહંકાર વગર બધું થયા કરે છે. અહંકાર હતો ત્યારે નહોતું થતું. કારણ કે અહંકાર શું કરે ? 'હું કરું છું' કહે એટલે ભગવાનપણું ગયું. ભગવાન કોને કહેવાય ? ચંદુભાઈ કરે ને એ પોતે જુએ. જોનારો ભગવાન અને કરનારો ચંદુભાઈ.

**પ્રશ્નકર્તા :** એટલે 'ઓબ્ઝર્વેટરી'માં રહેનારો ભગવાન છે અને આ મોટર સ્ટીઅરીંગ વ્હીલ ઉપર બેઠેલો છે એ અહંકાર છે ?

**દાદાશ્રી :** એ અહંકાર છે, પણ તે અહંકાર છે એવું નક્કી નથી પાછું. નિર્અહંકારીય ગાડી ચલાવે, સારી ચલાવે પેલા અહંકારી કરતા. આ બધા અહંકારી અથાડે છે ને ?

## નિર્જીવ અહંકાર કરે સંસાર પાર !

**પ્રશ્નકર્તા :** અહંકાર વગર માણસ જીવી શકે ખરો ?

**દાદાશ્રી :** અહંકાર વગર જીવી જ શકે નહીં ને માણસ.

**પ્રશ્નકર્તા :** અહંકાર તો કર્મો કરાવે ને પછી.

**દાદાશ્રી :** પણ અહંકાર બે પ્રકારનાં હોય છે. એક નિર્જીવ અહંકાર હોય છે ને એક સજીવ અહંકાર હોય છે. તે આ નિર્જીવ અહંકારથી આ બધા (મહાત્માઓ) જીવી રહ્યા છે. આ જ્ઞાન પછી છે તે નિર્જીવ અહંકાર રહ્યો છે. અમે છે તે આખો જીવભાવ ખેંચી લીધો છે. આ ચંદુભાઈ એ મિશ્રચેતન હતું. એમાં જે જીવભાવ આખો પેસી ગયો'તો, બાકી આત્મા હતો તેની તે જ જગ્યાએ હતો. એ જીવભાવ અમે ખેંચી અને આત્મામાં સ્થિર કરી દીધો. એટલે હવે નિર્જીવ અહંકાર રહ્યો. તે કાર્ય બધું કરે પણ નવું ઉપાર્જન ના કરે. જે સજીવ અહંકાર છે, તે કાર્યેય કરે ને નવું ઉપાર્જનેય કરે, બેઉ કરે.

**પ્રશ્નકર્તા :** આ અહંકાર કયો કહેવાય ? બીજા પ્રકારનો કહ્યો ને એ ?

**દાદાશ્રી :** એ કાર્ય કરે અને નવું ઉપાર્જન કરે, બેઉ કરે. નવું ચાર્જ કરે પાછો. એટલે ચાર્જ અને ડિસ્ચાર્જ બેઉ થયાં કરે. નવાં કર્મ બંધાતાં જાય અને જૂનાં છૂટતાં જાય અને બંધ પડે એનો અર્થ જ નહીં ને ? આ તમને બંધ પડે નહીં, તમને સંવર રહે.

નિર્જીવ અહંકારમાં ત્રણ બટન કામ કરે, આશ્રવ થાય, નિર્જરા થાય, ને સંવર થાય અને સજીવ અહંકારમાં ત્રણ બટન કામ કરે, આશ્રવ થાય, નિર્જરા થાય ને બંધ થાય. પેલામાં બંધ ના થાય, એટલે ત્યાં સંવર રહે. સજીવ અહંકારમાં બંધ પડે.

## અહંકાર, કર્તા-ભોક્તાપણાનો !

**પ્રશ્નકર્તા :** આપ બધું કહો કે ભઈ, અમારામાં અહંકાર નથી, અમને કંઈ જોઈતું નથી, તો એ પણ અહંકાર ના કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર કહેવાયને, પણ આ ડિસ્ચાર્જ થતો અહંકાર છે, તે બોલીએ તો પછી એ કર્મ છૂટું થઈ જાય, ભોગવાઈ જાય. આ ભોક્તાપણાનો અહંકાર છે. કર્તાપણાનો અહંકાર નથી રહ્યો. અમે ક્રોધ-માન-માયા-લોભ બધું કાઢીએ છેને, તે કર્તાપણાનો કાઢી નાખીએ છીએ, ભોક્તાપણાનો રહેવા દઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે કે આ કર્તાપણાનો અહંકાર ને ભોક્તાપણાનો અહંકાર શું છે, એ જરા ડિટેલમાં સમજાવોને !

**દાદાશ્રી :** આ ઉદયકર્મ એ બધો ભોક્તાપણાનો અહંકાર છે અને કર્મ એ કર્તાપણાનો અહંકાર છે. જ્યારે ફળ આપવા તૈયાર થાય એનું નામ ઉદયકર્મ અને કર્મ એ કર્મ. કર્મ એ કોઝિઝ (કારણ) કહેવાય અને ઉદયકર્મ એ ઈફેક્ટ (પરિણામ) કહેવાય.

એટલે કોઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝિઝ ચાલ્યા કરે છે. જ્યાં સુધી કોઝિઝ બંધ ન થાય ત્યાં સુધી સંસાર ચાલુ રહેશે. એટલે કર્મ કરતો બંધ ના થાય, કર્તાપણું છૂટે નહીં ત્યાં સુધી આ સંસાર ચાલુ રહેશે. એ કર્તાપણાનો અહંકાર અમે તમારી પાસે લઈ લઈએ. અહંકાર-ક્રોધ-માન-માયા-લોભ જે કર્તાપણામાં વિચરી રહ્યાં છે, એ અમે લઈ લઈએ અને ભોક્તાપણાનો તો ઈફેક્ટિવ છે એટલો તમારી પાસે રહેવા જ દેવો જોઈએ, નહીં તો આ શી રીતે શરીર ઉદયકર્મો ભોગવે ? ઊઠવા માટેય અહંકાર જોઈએ, ચાલવા માટે પણ એ ભોક્તાપણાનો અહંકાર જોઈએ.

આ તમે કહ્યુંને, 'દાદા, તમે જે બોલો છો એ બધું અહંકાર નથી ?' ત્યારે મેં કહ્યું, 'અહંકાર છે પણ આ ભોક્તાપદનો અહંકાર, એટલે ફળ આપીને ચાલ્યો જશે.' એ ફળ આપવા માટે બંધાયેલો છે. કર્તાપદનો અહંકાર તો કર્મ ઊભાં થવા માટે છે.

## દાદાનો નિર્જીવ ખટપટિયો અહંકાર !

**પ્રશ્નકર્તા :** દાદામાં થોડોક અહંકાર તો હોયને ?

**દાદાશ્રી :** એ આ પટેલમાં, જે ચાર ડિગ્રી ઓછી છેને, તે

અહંકારેય પાછો કેવો ? નિર્જીવ અહંકાર, જીવતો નહીં. નિર્જીવ અહંકાર ડ્રામેટિક હોય. ડ્રામામાં ભતૃહરિ અંદરખાને જાણતો હોય કે 'હું લક્ષ્મીચંદ છું', એવું હું અંદરખાને જાણું છું કે 'હું તો દાદા ભગવાન જ છું' અને આ નિર્જીવ અહંકાર છે.

એ નિર્જીવ અહંકાર શું કરે ? ખમીસ પહેરે, જોડા પહેરે, અહીં મેલું થયેલું હોય તો કાઢી નખાવડાવે, ઉજળું પહેરાવડાવે, ખટપટો કરે. 'આવજો ચંદુભાઈ, તમને જ્ઞાન આપું, હું તમને સમજણ પાડીશ.' એ ખટપટ કહેવાય કે ના ખટપટ કહેવાય ? શેના હારુ ? ભગવાન 'આવજો' બોલતા હશે ? એ તો વીતરાગ કહેવાય ! એ તો આવજો ને જજો કશું બોલે નહીં અને 'હું તમને મોક્ષ આપીશ,' એમ કહેલુંને ? શા હારુ આ ખટપટ ? એટલે અમે ખટપટિયા વીતરાગ ! આવી ખટપટો કરીએ ને વીતરાગ દશામાં રહીએ. એટલે આ ચાર ડિગ્રી અમારો અહંકાર રહ્યો છે, નિર્જીવ અહંકાર. એ ફરી સજીવન થાય નહીં. જે નાટકનો ભાગ છેને, 'એ. એમ. પટેલ' નામનો પાઠ પૂરો થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી બુદ્ધિ, અહંકાર એ કશાની જરૂર રહેતી જ નથી ?

**દાદાશ્રી :** અહંકાર ચાલ્યો જ જાય છે, ત્યાર પછી જ્ઞાન પ્રાપ્ત થાય. જ્ઞાની પુરુષ અહંકારને જ ડિસમિસ (બરતરફ) કરી દે છે. ત્યાર પછી આ જ્ઞાન પ્રાપ્ત થાય. ત્યારે કહે, 'હવે સંસાર ચલાવવા માટેનું શું ?' ત્યારે કહે, 'તેનો એ નિર્જીવ અહંકાર રહે છે, જીવંત નહીં.' એ જીવંત અહંકારને ડિસમિસ કરી દેવામાં આવે છે. નિર્જીવ ઈગોઈઝમ ડિસ્ચાર્જ રૂપે હોય એટલે આ જ્ઞાન લીધા પછી તમારે નિર્જીવ અહંકાર રહ્યો છે. એટલે તમને હેરાન ના કરે. કામ કરે, ડ્રામેટિક. ધી વર્લ્ડ ઈઝ ધી ડ્રામા ઈટસેલ્ફ (જગત સ્વયં નાટક છે) !

હવે તમારે મહીં આ જે કાર્યકારી રહ્યું, અહંકાર ને એ બધું, તે નિર્જીવ છે. એટલે અમે કહીએ છીએ કે ચાર્જ થતું નથી, ડિસ્ચાર્જ થઈ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** પણ એ નિર્જીવ માની લેવાનું ?

**દાદાશ્રી :** માની લેવાનું નહીં. આ જગતમાં માની લીધેલું બધુંય ખોટું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીના સંપર્કમાં આવેલા માણસો હોય, એમનો અહંકાર તો વધતો જ જાય છે, એવું બને ને ?

**દાદાશ્રી :** ના, એ તો લાગે એવું. આ જ્ઞાન લીધા પછી એમને અહંકાર જ ના હોય. એમને જે અહંકાર હોયને, તે નિર્જીવ અહંકાર હોય અને જગતના જીવોને સજીવ અહંકાર હોય. અને એ ક્રોધ કરે કોઈની જોડે, તો એમને ઠપકો ના આપું. હું જાણું કે એ કર્તા નથી.

## આ છે એનું તારણ !

જ્યાં સુધી જીવતો ઈગોઈઝમ છે, ત્યાં સુધી આત્માનું લક્ષ બેસે નહીં. જ્યાં સુધી અહંકાર કેન્દ્ર છે, ત્યાં સુધી બીજાં બધાં લક્ષ બેસે. તમારો ફ્રેન્ડ કોઈ મરી ગયો હોય ને, તો તમે એક જ ફેરો સાંભળો કે એની સાથે લક્ષ બેસી જાય. પછી તમે ત્રણ વર્ષે એને ત્યાં ઘેર જાવ તો તમારા ફ્રેન્ડને ખોળો ખરા ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કારણ કે અહંકારના કેન્દ્રમાં લક્ષ બહુ સુંદર બેસી જાય બધાં જ. પણ અહંકારનાં કેન્દ્રથી શુદ્ધાત્માનું લક્ષ બેસે નહીં. કારણ કે જીવતો અહંકાર માર્યો જાય તો જ શુદ્ધાત્માનું લક્ષ બેસે. આ એનું તારણ કાઢવું હોય તો તારણ શી રીતે નીકળે આનું ?

## નિરૂઅહંકારીનો સંસાર સાહજિક !

પુરુષાર્થ કોને કહેવાય કે સ્વતંત્ર કરીએ તેને.

**પ્રશ્નકર્તા :** પણ એવો તો સ્વતંત્ર હોતો જ નથીને ?

**દાદાશ્રી :** તો પછી એ પુરુષાર્થ કહેવાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** સ્વતંત્રતાનો જે એરિયા (વિસ્તાર) છે એટલા ભાગમાં

અમારાં જેટલાં સાધનો છે, એને તો અમે પૂરેપૂરાં વાપરીએને ?

**દાદાશ્રી :** વાપરો પણ રીત બદલો, એમાં સમજણ ફેર કરી નાખોને !

**પ્રશ્નકર્તા :** કઈ જાતની રીત કરીએ ?

**દાદાશ્રી :** કે આ ખાલી ડ્રામેટિક જ કરવાનું છે. ધીસ ઈઝ નોટ રિયલ, બટ ઑલ્સો નોટ અન્‌રિયલ ! આ અન્‌રિયલ પણ નથી !

**પ્રશ્નકર્તા :** પણ અમે નાટકના રાજા થઈએ તો એટલા ભાગનું તો કામ કરવું પડશેને જે રાજાનો રોલ છે તે ?

**દાદાશ્રી :** એ તો એની મેળે થઈ જ જાય છે. તમારે ગોઠવણી કરવાની, યોજના કરીને મૂકી દેવાની. એટલે એ એની મેળે થઈ જ જાય.

**પ્રશ્નકર્તા :** સજીવ અહંકાર આવતો ભવ બાંધે છે ?

**દાદાશ્રી :** હા, સજીવ અહંકાર આવતો ભવ બાંધે છે.

**પ્રશ્નકર્તા :** મારે ત્યાં બધા મહેમાન આવ્યા. હું બધાને જમાડું છું અથવા હું કહું કે બધાને હું જમાડું છું તો ?

**દાદાશ્રી :** તેનો વાંધો નહીં પણ એ નિર્જીવ અહંકાર હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એ ધારો કે સજીવ અહંકાર થઈ ગયો તો ?

**દાદાશ્રી :** સજીવ અહંકાર થાય જ નહીંને ! જમાડવામાં તો કેટલી ચીજ હોય ? ઘી હોય, તેલ હોય, ખાંડ હોય, તેલ જ ના મળે તો શાક શી રીતે બનાવો ?

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી અમે એવું સમજ્યા કે કામ કરવા માટે અહંકાર કરવાનો પણ અહંકારી નહીં થઈ જવાનું.

**દાદાશ્રી :** પણ અહંકાર કરે એ અહંકારી જ છેને !

**પ્રશ્નકર્તા :** પણ આપ કહો છોને કે અહંકાર કર્યા વગર તો પગનું મોજુંય ના પહેરાય.

**દાદાશ્રી :** એ તો નિર્જીવ અહંકાર છે. અને નિર્જીવ અહંકાર તો છે જ ને ! આપણે આ જ્ઞાન આપીએ છીએ, ત્યારથી પછી નિર્જીવ અહંકાર કાર્ય કર્યા જ કરે છે. આ સંસાર ચલાવે છે, એ નિર્જીવ અહંકાર છે અને સજીવ અહંકાર આવતો ભવ બાંધે છે.

નિર્જીવ અહંકાર એટલે આ ડ્રામેટિક, આપણે બોલવાની જરૂર કે મારે હવે નાહી લેવું છે. એટલે બધું ભેગું થશે. પાણી ભેગું થાય, બીજું ભેગું થાય, ત્રીજું ભેગું થાય, હાથ રેડે-કરે. મન ને બીજા બધું કામ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** આ નક્કી કરે કે આ કરવું છે અગર તો મુંબઈ જવું છે, તો પછી બધી ક્રિયાઓ સહેજે થઈ જાય ?

**દાદાશ્રી :** હા, એની મેળે થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** પણ નક્કી કરતી વખતે ત્યાં અહંકારનું બટન દબાય ખરું ?

**દાદાશ્રી :** ના, એ અહંકાર કશો હોતો જ નથીને ! એ નિર્જીવ અહંકાર જ કાર્ય કર્યા કરે છે. એ નક્કી કરનારોય નિર્જીવ અહંકાર છે. આ સંસારીઓનેય નિર્જીવ અહંકાર નક્કી કરે છે પણ એ પોતે એને સજીવ કરે છેને, એટલે એ આવતો ભવ બાંધે છે જોડે.

**પ્રશ્નકર્તા :** સજીવ એટલે કેવો અહંકાર ?

**દાદાશ્રી :** સજીવ એટલે મારા વગર ચાલે જ નહીં, 'હું જ કરું છું', નહીં તો કોણ કરી શકે ? કોઈ ના કરી શકે. એ ઈગોઈઝમ કરે છેને, એ સજીવ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** જ્યાં એને એમ લાગે કે મારા વગર ન ચાલે, તેને તમે સજીવ અહંકાર કહો છો ?

**દાદાશ્રી :** આ દરેક ક્રિયા કરે છે, તે 'હું કરું છું' એવું ભાન

છેને, એ જ સજીવ અહંકાર છે. આ ગાંયજાનેય નક્કી કરવું પડે કે મારે આમની હજામત કરવી છે. એટલે એ થઈ જ જાય. અને જો કદી 'હું કરું છું, મારા વગર કોઈ ના કરી શકે' કહે તો ઊલટો લોહી કાઢશે !

એટલે સહજ થાયને, તો સો ટકા ફળ મળે અને જો કદી બીજું કરવા ગયા તો ચાલીસ ટકા ફળ મળે. એટલે સહજનું ઊંચું ફળ મળે ! અહંકાર આંધળો છે, એ કામ પૂરું સફળ થવા દેતો નથી અને આવતો ભવ બાંધે છે પાછો, એ જુદું !

**પ્રશ્નકર્તા :** હું કહું કે મારા વગર આ ચાલે નહીં, એવું જો કહ્યું, એમાં ક્યાં બંધાઈ જાય છે ?

**દાદાશ્રી :** 'મારા વગર ચાલે નહીં', એવું કહેવાની જરૂર શેના માટે હોય છે ? આ કોઈ મોટા માણસ એમ કહે કે હું ના હોઉં તો આ જગતનું શું થશે ? ત્યારે લોક શું કહે કે તમારા જેવા કેટલાય આવ્યા ને ગયા !

**પ્રશ્નકર્તા :** બાકી કોમનસેન્સવાળો માણસ 'મારા વગર નહીં ચાલે' એવો અહંકાર નથી કરતો, તો એમાં બંધાવાનું ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** ના, આ બધાય લોકો સજીવ અહંકાર જ કરી રહ્યા છે. એવું છેને, આ ઘરમાં પેલો શું કહે છે, 'મારા લીધે ચાલે છે, નહીં તો હું ના હોઉં ને તો તારી દશા જ બેસી જાય એવું છે.' આવું કહે ત્યારે પેલી બાઈ પાછી શું કહેશે, 'આ જુઓને ! કરવાવાળા આવ્યા ! એ તો હું છું તે આ ચાલે છે, નહીં તો તો આ છોકરીઓ રખડી જાય.'

ત્યાં પેલો ડ્રાઈવર કહેશે, 'મેં બચાવ્યો'. ત્યારે પેલા બચનારાને આપણે પૂછીએ, ત્યારે એ કહે, 'એ તો હું વધારે કૂદ્યો તેથી બચી ગયો. એ શું બચાવવાનો હતો !' ત્યારે પેલો પોલીસવાળો કહે છે, 'એ તો હું હતો, તેથી તમે બચી ગયા.' હવે પેલો ડ્રાઈવર કહે છેને, 'મૈંને બચા દિયા.' એટલે એ બધું ગાંડપણ છે.

**પ્રશ્નકર્તા :** પણ એવું બધાએ કરેલું તો હોય છે જ ને ? એ માણસ કહે કે મેં બ્રેક મારી ને પેલો કૂદ્યોય ખરો, એવું બની શકેને ?

એટલે એવું કહે તો ખરોને ?

**દાદાશ્રી :** પણ પોતે જો બ્રેક મારવા જાયને, તો અવળી બ્રેક વાગે. આ તો અંદર એવી સુંદર વ્યવસ્થા છે કે બ્રેક એના ટાઈમે એક્ઝેક્ટ વાગી જ જાય. આ અહંકાર કરવા જાય છેને, તો ઊલટી બ્રેક બગડી જાય છે. બધું અહંકારથી બગડ્યું છે. જગતને બગાડ્યું હોય તો આ બધું અહંકારથી, નહીં તો સહજ ચાલે એવું આ જગત છે ! તમારે તો ખાલી બોલવાનું, નક્કી જ કરવાનું. આ વાત બધી મારા જ્ઞાનમાં બધું જોઈ-તપાસીને બોલું છું.

## રૂપાળા જગતને બગાડ્યું અહંકારે !

હવે તમને લાગે છે, અહંકાર ગયો એવું ?

**પ્રશ્નકર્તા :** કોઈ વખત આવી જાય છે કે 'હું ચંદુભાઈ છું'.

**દાદાશ્રી :** એ લાગે એવું કે આવી જાય છે પણ એ આવે જ નહીં કોઈ દહાડોય !

**પ્રશ્નકર્તા :** પણ આપણે સમાજમાં જે હોય, તે વખતે તો કહીએને, કે 'હું ચંદુભાઈ છું'.

**દાદાશ્રી :** ના, ના, સમાજનું શું ? ધોલ મારે તોય અહંકાર ના આવે.

**પ્રશ્નકર્તા :** એ અહંકારને છૂટવું હોય તો એ વારે ઘડીએ વચ્ચે વચ્ચે ઊભો કેમ થઈ જાય છે ?

**દાદાશ્રી :** એ ઊભો થતો જ નથી. અહંકાર કોને કહેવાય કે 'હું ચંદુભાઈ છું' અને આ અહંકાર જે દેખાય છે ને વારે ઘડીએ ઊભો થાય છે, એ તો નિર્જીવ અહંકાર છે. એને આપણે જોયા કરવાનું કે, કહેવું પડે ! એટલે આપણું વિજ્ઞાન છે, તે તદ્દન સમજાય એવું છે.

## બંધ કર્યું ચાર્જીંગ પોઈન્ટ !

એટલે બેટરીના સેલ જેમ ડિસ્ચાર્જ થાયને, એ સેલ કંઈ જીવંત

છે ? એ નિર્જીવ છે છતાં પણ ડિસ્ચાર્જ થાય છે એમાંથી. એવી રીતે આ મનની, વચનની અને કાયાની ત્રણ બેટરીઓ જુદી પાડી દઈએ છીએ, નિર્જીવ કરી દઈએ છીએ. એ પછી ડિસ્ચાર્જ થયા કરે. પહેલાં તો બધું જીવતું હતું. અહંકારેય જીવતો, મન પણ જીવતું, એટલે નવું ચાર્જ થાય અને જૂનું ડિસ્ચાર્જ થાય.

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યુંને કે આ જે ટેપ વાગે છે, તો એ અહંકાર સિવાય તો વાગે જ નહીંને ?

**દાદાશ્રી :** ના, પણ એ અહંકાર તો ડિસ્ચાર્જ અહંકાર.

## છૂટ્યા ચિંતા-ઉપાધિ કાયમનાં !

સંસાર ચલાવવો હોય તેને માટે અહંકારની બહુ જરૂર છે. મોક્ષે જવા માટે અહંકારની જરૂર નથી. એટલે સંધિકાળમાં શું થશે ? મોક્ષમાં જવું છે ને સંસાર ચલાવવો છે, તેવી જગ્યાએ શું થશે ? ત્યારે કહે, અહંકાર સિવાય સંસાર ચાલશે. કારણ કે કોઝિઝ વગર પરિણામથી જીવાશે. અને જેને સંસાર ચલાવ ચલાવ કરવો છે, તેને કોઝિઝ ને પરિણામ બેઉ ભેગું રહેશે.

આ જ્ઞાન આપ્યા પછી તમને ચિંતા ના થાય, વરીઝ ના થાય. કારણ કે અહંકાર ને મમતા ઊડી ગયાં. એટલે સંસાર નિરાંતે ચાલ્યા કરે. સંસાર ચલાવવા માટે જીવતા અહંકારની જરૂર નથી, આવતો ભવ બાંધવા માટે એ અહંકારની જરૂર છે. હા, જેને આવતો ભવ ના બાંધવો હોય તેને જીવતો અહંકાર નહીં હોય તોય સંસાર ચાલે એવું છે. આ સંસાર આખો ડિસ્ચાર્જ સ્વરૂપે છે. ડિસ્ચાર્જ એટલે એની મેળે થયા જ કરવાનું, ખાવા-પીવાનું બધું મળ્યા કરે, છોકરા પૈણશે, છોડીઓ પૈણશે, એ બધું થયા જ કરવાનું.

હવે ઈગોઈઝમ ખલાસ થઈ જાય તો કોઈ કહેશે કે કાર્ય કોઈ થાય નહીં. એ વાત ખરી છે પણ જે ઈગોઈઝમ હતો, એ મિક્ષ્ચર ઈગોઈઝમ હતો. જડ અને ચેતન બે વસ્તુનો, તે ચેતન ખેંચી લીધું. જડ રહ્યું છે કે જે કાર્યકારી છે. કાર્યકારી એટલે બધું ક્રિયા કરી શકે.

હવે એમાં જો ચેતનનું હોત તો આવતા ભવનું પાછું ફરી ચાર્જ થાત. તે ચેતન નથી, માટે ચાર્જ ના થાય અને આ ડિસ્ચાર્જ એકલું રહે.

## અહંકાર, ચાર્જ-ડિસ્ચાર્જ !

**પ્રશ્નકર્તા :** આ અહંકાર ઉપર પૂર્વભવની અસરો ખરી ?

**દાદાશ્રી :** પૂર્વભવની જ અસરો છે આ, આ ભવની અસર નથી. અહંકાર ઓછો-વધતો દેખાય છે એ બધો ડિસ્ચાર્જ સ્વરૂપ છે. એ નવો થયેલો નથી. નવો ચાર્જ તો મહીં થઈ રહ્યો છે. આ જૂનો અહંકાર જે દેખાય છે એ ડિસ્ચાર્જ થઈ રહ્યો છે. માટે પોતાને આજે ધાર્યું હોય એવો ફેરફાર કરી શકાય નહીં.

જ્યાં અહંકાર ત્યાં ભમરડો. તમે શુદ્ધાત્મા કહેવાઓ, એટલે તમે ભમરડા સ્વરૂપ ના કહેવાઓ. અને આ ચંદુભાઈ ભમરડો પાછો ! પણ જે અત્યાર સુધી ભૂલ કરેલી છે તેનાં પરિણામ રહ્યાં. એટલે આ પરિણામી અહંકાર છે એ કાર્ય કર્યા કરે એ. એમાં તમને કોઈ નુકસાન કરનાર છે નહીં. અજ્ઞાને કરીને અહંકાર ઊભો હોય, તે અજ્ઞાન જાય કે અહંકાર જાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર અને ચિત્ત એ બન્નેય વ્યવસ્થિતમાં આવે ?

**દાદાશ્રી :** બધાંય વ્યવસ્થિતના તાબે. આપણે ત્યાં આ જ્ઞાન લીધા પછી અહંકાર વ્યવસ્થિતના તાબે. બહારના લોકોનો અહંકાર વ્યવસ્થિતના તાબે નહીં. કારણ કે આપણે તો વ્યવસ્થિત એટલે વિસર્જન કરે, સર્જન નથી કરતું. એટલું જ કામ કરે છે એને. ચાર્જ થયેલું હોયને, તેને ડિસ્ચાર્જ કરવાનું કામ એ વ્યવસ્થિતનું છે. આપણને ચાર્જ નથી કરતું ફરી અને બહારના લોકોને ચાર્જ અને ડિસ્ચાર્જ બન્ને થવાનું. તે ક્યારે ઊંધું કરી નાખે એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આપ જે કહો છો કે અહંકાર તો ગમે તે કરી શકે.

**દાદાશ્રી :** હા, ગમે તે કરી શકે.

**પ્રશ્નકર્તા :** એટલા માટે આપે કહ્યું કે આ જે અહંકાર છે ત્યાં સુધી વ્યવસ્થિત એને અપાય જ નહીં ?

**દાદાશ્રી :** ના, અપાય નહીંને ? તે વ્યવસ્થિત આપીએ જ નહીંને, ઊંધું જ કરે.

## ઉદયાધીન એક જ ભવ પૂરતું !

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને માટે વાત નથી, પણ હવે જગતની અંદર તો બધાય કર્માધીન જ છેને ?

**દાદાશ્રી :** કર્માધીન છે, બધાય.

**પ્રશ્નકર્તા :** અને કમ્પ્લીટ (સંપૂર્ણ) કર્માધીન જ ચાલે છેને ?

**દાદાશ્રી :** ના, એવું નથી, કર્માધીન એક અવતાર માટે છે.

**પ્રશ્નકર્તા :** હવે એમાં નવું કરી શકે પોતે ?

**દાદાશ્રી :** ના, એમાં નવું કર્યું હોય તે પ્રમાણે આવતે ભવ ફેરફાર થાય. અને એમાં તો પોતે સ્વતંત્ર રહે છે પણ આ એક અવતાર માટે ઉદયકર્મ છે. એમાં અહંકાર ડખો કરે છે, નવું ફેરફાર કરી શકતો નથી.

**પ્રશ્નકર્તા :** હવે એક અહંકાર તો ગમે તે કરી શકે. દા.ત. હીટલરે આખી દુનિયાને બદલી નાખવાનો અહંકાર કર્યો, તે એમાં બધાનું વ્યવસ્થિત નહીં સાથે ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત બધાનું હોય તો જ આ સંજોગ ઊભો થાય. બધાનું એટલે આખી દુનિયા કંઈ ઓછી ડૂબી ગઈ ?

**પ્રશ્નકર્તા :** પણ આ બધુંય પાછું એક જ ભવની વાત છે ?

**દાદાશ્રી :** બસ, એક ભવની જ વાત. બીજા ભવને કંઈ લેવાદેવા નથી. અને આપણું તો બે ભવ, ત્રણ ભવ બાકી હોય, પણ બધું વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે ચાર્જ નથી. હવે આ અવતારમાં અજ્ઞાનીને

ઉદયકર્મ છે. એ ઉદયકર્મ ભોગવતાં ભોગવતાં જે નવાં બાંધે છે, એમાં એ સ્વતંત્ર છે ?

**દાદાશ્રી :** હા, એમાં એ સ્વતંત્ર જ છે. નવું ચાર્જ કરવામાં અહંકાર છેને, તે ઊંધું કરી શકે છે એમ છતુંય કરી શકે છે.

**પ્રશ્નકર્તા :** એક જ ભવનું ઉદયાધીન છે ?

**દાદાશ્રી :** એક જ ભવનું. આ બધું આપણને દેખાય છે તે બધું ઉદયાધીન જ છે. બીજા ભવનું આપણે જોવાની શી જરૂર છે ?

એટલે જગત બધું નિર્દોષ જ છે. આંખે દેખાય એ બધું ઉદયાધીન હોય. મહીં શું પુરુષાર્થ કરે છે એ જોવાનું. એની ક્રિયાને આપણે જોવાની નથી. એ શેના આધીન છે આજે ? ઉદયાધીન, ગાળો બોલી ગયો તે ઉદયાધીન અને નુકસાન કરી રહ્યો છે તેય ઉદયાધીન. બધું ઉદયને આધીન જ છે. એટલે જગત આખું નિર્દોષ જ છે, જેને છૂટવું છે તેને માટે અને જેને બંધાવું છે તેને જગત દોષિત જ દેખાય.

જગતમાં બે જાતની દૃષ્ટિ. એક દોષિત દૃષ્ટિ, તે બંધાયા જ કરે નિરંતર અને બીજી, નિર્દોષ દૃષ્ટિ છોડ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** જે કંઈ જીવનમાં થઈ રહ્યું છે, તે પાછલાં કર્મના હિસાબે થઈ રહ્યું છે ?

**દાદાશ્રી :** હા, બીજું શું તે ? અને નવો હિસાબ ના બાંધીએ એટલે કશો વાંધો જ નથી.

**પ્રશ્નકર્તા :** પાછલાં કર્માનુસાર એ ખરાબ કામ કરતો આવ્યો હોય ને અત્યારે સારાં કર્મો એને કરવાં હોય તો એ થઈ શકે ? અત્યારે જે પાછલાં કર્મોના હિસાબે ચાલે છે, એમાં કંઈ ફેરફાર કરી શકીએ ?

**દાદાશ્રી :** અહંકાર છેને, થોડોઘણો ફેરફાર થાય. જે ડિઝાઈન થઈ ગઈ હોય, તેને ફેરફાર ના થાય. અને અહંકાર ના હોય, તેને કશોય ફેરફાર ના થાય.

**પ્રશ્નકર્તા :** બધું વ્યવસ્થિત છે, કર્મનું પરિણામ છે, તો આપણે જે ભાવથી કરીએ છીએ તે પ્રમાણે આવે. પણ ભાવના કરીએ તેમાં પુરુષાર્થ ખરો ? પુરુષાર્થથી ભાવના બદલાય, કે એય વ્યવસ્થિત ?

**દાદાશ્રી :** ના, એ વ્યવસ્થિત નહીં. ભાવનાથી તું પુરુષાર્થ કર. વ્યવસ્થિત ક્યાં સુધી હેલ્પ કરે કે અહંકાર ના હોય ત્યાં સુધી. અહંકાર હોય ત્યાં સુધી વ્યવસ્થિત કહેવાય નહીં. એટલે અહંકારથી અવ્યવસ્થિત કરે, માટે ભાવનાથી એ બદલાવી શકાય. જગત છે વ્યવસ્થિત પણ અહંકાર છે, તે ગોદો માર્યા વગર રહે નહીં. ગોદો ના મારે તો બિલકુલ વ્યવસ્થિત છે, એક્ઝેક્ટ છે ! અહંકાર કંઈની કંઈ ડખોડખલ કર્યા કરે છે. ના હોય દુઃખ ત્યાંથી લઈ આવે.

## ખુલે પ્રકૃતિ, 'વ્યવસ્થિત' પ્રમાણે !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને વ્યવસ્થિતને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** બેઉને સંબંધ છે, સાચો સંબંધ જ છે. જો કદી અહંકાર ડખલ ના કરે તો બધું, તે વખતે વ્યવસ્થિત છે. પણ અહંકાર જીવતો છેને, મૂઓ ?

**પ્રશ્નકર્તા :** અત્યારે જીવ ભોગવી રહ્યો છે, એ એની હાલની પ્રકૃતિ મુજબ એને 'વ્યવસ્થિત' છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ ને 'વ્યવસ્થિત' બે એક જ છે, પણ અહંકાર છે તે ડખલ કરે છે. પ્રકૃતિ રહેવા દેતો નથી. એટલે 'વ્યવસ્થિત' કહેવાય નહીં. અહંકારમાંથી સજીવ ભાગ કાઢી આપીએ પછી 'વ્યવસ્થિત' કહીએ, એ જુદું છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે 'વ્યવસ્થિત' ચાલે છે, તે એની હાલની પ્રકૃતિ મુજબ ચાલે છે ? દા.ત. ચંદુભાઈની જે પ્રકૃતિ હાલની છે અને ચંદુભાઈનું જે 'વ્યવસ્થિત' છે એ બેઉનો સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એક જ છે, કહું છું ને ! 'વ્યવસ્થિત' પ્રમાણે જ પ્રકૃતિ ખુલે છે, જો એ અહંકારની ડખલ ના હોય તો. તેથી એને 'વ્યવસ્થિત'

જ છે કહેવાય. અહંકારની ડખલ છે એટલે બહાર 'વ્યવસ્થિત' કહેવાય નહીં. પ્રકૃતિ 'વ્યવસ્થિત' છે. પણ અહંકાર મહીં ગાંડું કરે ?

**પ્રશ્નકર્તા :** કરે.

**દાદાશ્રી :** હેં ! આખો દહાડો ગાંડાં જ કાઢે છેને ! અને ભમરડો છે તે કૂદાકૂદ કરે છે વગર કામનો ! જગત 'વ્યવસ્થિત' છે ક્યારે કહેવાય કે આ અહંકાર બંધ થાય ત્યારે. ત્યાં સુધી 'વ્યવસ્થિત' કહેવાય નહીં. આપણા આ જ્ઞાન પામેલા લોકો જ 'વ્યવસ્થિત' કહી શકે, બાકી બીજા નહીં. કારણ કે એને અહંકાર છે ત્યાં સુધી ડખલ કર્યા વગર રહે જ નહીં.

## પછી જ ક્રમબદ્ધ પર્યાય !

અહંકાર હોય ત્યાં સુધી બધા જ ફેરફારો કરી નાખે. ડખો કર્યા વગર રહે જ નહીં. અને જ્ઞાન મળ્યું એટલે અહંકાર ખલાસ થયો એટલે તમે કહેતા'તા ને, પેલું શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ક્રમબદ્ધ પર્યાય.

**દાદાશ્રી :** આપણે 'વ્યવસ્થિત' કહીએ છીએ અને એ 'ક્રમબદ્ધ પર્યાય' કહે છે, એ અહંકાર ખલાસ થાય ત્યાર પછીનું બધું. જ્ઞાન ના હોય ત્યારે કશુંય કહેવાય નહીં. કારણ કે અહંકાર ગમે તે ટાઈમે બોમ્બ ફોડીને ઊભો રહે. અહંકાર બોમ્બ ફોડે કે ?

**પ્રશ્નકર્તા :** એકદમ ફોડે.

**દાદાશ્રી :** હા, નહીં તો વાઈફ જોડે વઢે કે ? બાપ જોડે હઉ લડી પડેને ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો, કંઈ કરવાની શક્તિ નથી પણ ભાવ કરવાની શક્તિ છે કે નહીં, આત્મામાં ?

**દાદાશ્રી :** ભાવ કરવાની પણ શક્તિ નથી. અહંકાર હોય ત્યાં સુધી ભાવ થાય. આપણે જ્ઞાન આપ્યા પછી નથી. પછી ભાવ બંધ થઈ ગયા. ભાવ ના થાય એટલે ભાવ બંધ થઈ ગયા. અત્યારે જે ભાવ

છેને, એ તો નિર્જીવ ભાવ થાય છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષનો ભાવ ?

**દાદાશ્રી :** મોક્ષનો ભાવ તો છે જ, એ તો સદ્‌ભાવ છે. એ તો પોતાના સ્વભાવમાં આવે એટલે એમાં જ મોક્ષ !

**પ્રશ્નકર્તા :** અહંકાર હોય ત્યારે મોક્ષનો ભાવ કરવાની શક્તિ ખરી કે નહીં ? અહંકારી, અજ્ઞાનમાં હોય ત્યારે ?

**દાદાશ્રી :** ખરીને, બધી જાતના ભાવ કરવાની શક્તિ. એંસી વર્ષે પૈણવાનોય ભાવ કરે !

**પ્રશ્નકર્તા :** એ અજ્ઞાન અવસ્થામાં મોક્ષનો ભાવ કરે તો જ્ઞાની પુરુષનો ભેટો થવાની શક્યતા વધારે ખરી ?

**દાદાશ્રી :** મોક્ષનો ભાવ થાય ત્યારે તો બધી શક્યતા ખરીને. એવું છે ને, જેને અમેરિકા જવું હોય, તેને કોઈ વખત વિમાન મળી આવે. પણ જેને જવું જ નથી, તેને વિમાન શી રીતે મળે ? એટલે ભાવ કરે તો એને સંજોગ ભેગા થઈ જાય.

## કર્તાપણું જોયું ત્યાં માર પડે !

**પ્રશ્નકર્તા :** આપનું એક વાક્ય છે કે ક્રમિક માર્ગનો પુરુષાર્થ શું ? ત્યારે કહે, બુદ્ધિ અને અહંકારને બેને જુદાં રાખે. અહંકારને બુદ્ધિની મહીં ભળવા ના દે. એ જરા સમજાવોને. તો અક્રમમાં કેવો પુરુષાર્થ હોય ?

**દાદાશ્રી :** અક્રમમાં તો અહંકાર ને બુદ્ધિની જરૂર જ નહિને ! અહંકાર ને બુદ્ધિ બેઉ રહેતું જ નથીને ! અહંકાર છે તે નિર્જીવ અહંકાર રહે છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, નિર્જીવ અહંકાર જ્યારે બળતરા ઊભી કરે કે કોઈને દુઃખ પહોંચાડે કે પોતાને દુઃખ પરિણામ થાય, તો ત્યારે પણ નિર્જીવ જ અહંકાર રહે છેને ?

**દાદાશ્રી :** બીજો કયો ત્યારે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ કેટલી બધી જાગૃતિ માગે છે !

**દાદાશ્રી :** આ જ્ઞાન જ આપણું જાગૃતિવાળું છે, બહુ જાગૃતિવાળું છે.

**પ્રશ્નકર્તા :** સામાને કર્તા માને પણ પછી પોતાને બળતરા ઉત્પન્ન થાય, એટલે પછી ધોઈ નાખે.

**દાદાશ્રી :** ધોઈ નાખે પણ તોય કર્તા માન્યો, માટે કર્તા થયો એ પોતે. 'હું કરતો નથી, તે કરતો નથી, તેઓ કરતા નથી', આવું રહેવું જોઈએ. કોઈ કર્તા છે જ નહીં. કર્તા દેખાય ત્યાં સુધી જોખમ છેને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી આવું બીજાનું કર્તાપણું ઘણીવાર દેખાતું હોય, દાદા.

**દાદાશ્રી :** પછી માર પડેને ! કર્તાભાવ જ ભ્રાંતિ છે. અમારાથી શેક્યો પાપડ ભાંગે નહિ ! કર્તાભાવ જ નહિને અમારામાં ! ઈગોઈઝમ નામેય નહિ એટલે ભાંગે કોણ ? જેનામાં ઈગોઈઝમ હોય, તે શેક્યો પાપડ તો શું પણ મકાનો તોડી નાખે ! આખો સુરતનો કોટ તોડી નાખે ! પણ જે શેક્યો પાપડ ભાંગી ના શકે એ જ્ઞાની પુરુષ, છતાં આખા બ્રહ્માંડની શક્તિ હોય ત્યાં આગળ ! અજાયબ શક્તિ હોય !! એ ચાહે સો કરે !!!

**પ્રશ્નકર્તા :** આપના વાતાવરણમાં, સત્સંગમાં, સાન્નિધ્યમાં અમે રહીએ, તો અમારો અહંકાર જલદી ખલાસ થઈ જાય એ ખરું ?

**દાદાશ્રી :** અહંકાર ખલાસ કરવાનો નથી, અહંકાર તો ખલાસ થઈ ગયેલો જ છે. આ તમને હવે ડિસ્ચાર્જ અહંકાર રહે છે. હવે સત્સંગથી તમારી સમજણ વધી જાય, દર્શન દેખાવાનું બધું ઊઘડી જાય, અનવેઈલ્ડ (અનાવરણ) થઈ જાય. હંઅ, એને માટે અમારા સાંનિધ્યમાં આવવું જોઈએ. ત્રણસો કલાક, થ્રી હંડ્રેડ અવર્સ, તો ફૂલ (પૂર્ણ) થઈ જાય, ફૂલ મૂન !

❖ ❖ ❖

# (૪)

# અહંકારની અવસ્થાઓ !

## સાક્ષી કર્યો અહંકારને !

**પ્રશ્નકર્તા :** આપે દેહ જોડે પાડોશીનો ભાવ રાખવા જણાવેલ છે, જૈન શાસ્ત્રના ભગવતી સૂત્રમાં દેહ જોડે આત્મદશા પામવા માટે સાક્ષીભાવ જણાવેલ છે, તો સાક્ષીભાવ અને પાડોશીભાવ વચ્ચે ભેદ શું છે ?

**દાદાશ્રી :** સાક્ષીને પાડોશી ના કહેવાય. સાક્ષી એટલે અહંકાર, અહંકાર સાક્ષી હોય અને પાડોશીભાવમાં જ્ઞાતા-દ્રષ્ટાભાવ હોય, સાક્ષીભાવ ના હોય. એટલે આ ભગવતી સૂત્રમાં બરોબર લખેલું છે. કારણ કે ક્રમિક માર્ગમાં હોય એમાં અહંકાર ખરો. એટલે કે સાક્ષીભાવમાં રહીને તું દેહની બધી ક્રિયાઓ જો !

**પ્રશ્નકર્તા :** સાક્ષીભાવ કેવી રીતે, એ સમજાયું નહિ.

**દાદાશ્રી :** ભગવતીસૂત્રમાં જે લખ્યું છેને, સાક્ષીભાવ રાખવાનું, તે આ દેહ જે જે ક્રિયા કરે, તેને તું ખ્યાલમાં રાખ કે આ શું થયું, આ શું કર્યું, આવું કર્યું, આ ન કરવું જોઈએ. જાણે સાક્ષી હોયને, એવી રીતે તું ખ્યાલ રાખ, કહે છે. હવે એ ખ્યાલ રાખવા, પ્રેક્ટિસ કરતાં કરતાં એ ક્રમિક માર્ગ જ્ઞાતા-દ્રષ્ટા થવાનું કહે છે. આપણે અક્રમમાં જ્ઞાતા-દ્રષ્ટા થયા. આપણે સાક્ષીભાવ ના રહ્યો. અહંકાર હોય તો જ સાક્ષીભાવ.

આ જેટલી જાતના બહાર ધ્યાન કરાવે છે, એ બધા અહંકારથી.

એ તો જેટલું થયું એટલું. જેટલી દવા ચોપડીને એટલું એનું દર્દ મટે. પણ મોક્ષનું તો ઘણા કાળ બાદ થાય.

જ્ઞાતા-દ્રષ્ટા એક સેકન્ડ થયો, તો થઈ ગયો પરમાત્મા ! સર્વથી રહિત થઈને ઊભો રહે. તેને પાડોશી કહેવાય. નહીં તો ત્યાં સુધી એ દેહાધ્યાસ કહેવાય. સાક્ષીભાવ કો'કને રહે, લાખોમાં બે-પાંચને રહે, જો પ્રયત્ન કરે તો. બાકી, મેણો ઊતરે નહીંને ? આ મોહ ઊતરે નહીં ને એ સાક્ષી રહેવા ના દે. સાક્ષી રહેતો હોય તો મોહ કરે નહીં, મૂઓ. પોતાની ભૂલો ખબર પડે તો, સાક્ષીભાવ રહેતો હોયને, તે પોતાના દોષ કહી આપે. અને પેલાને તો યાદ જ ના રહેને !

સાક્ષીભાવ કોને કહેવાય ? અહંકાર સહિત જ્ઞાતા-દ્રષ્ટા થવું એને સાક્ષીભાવ કહ્યો અને આ તો અહંકારરહિત જ્ઞાતા-દ્રષ્ટા ભાવ. સાક્ષીભાવ એ ભ્રાંતિ કહેવાય અને આ યથાર્થ જ્ઞાન કહેવાય. એટલે કંઈ હરકત નથી આ !

**પ્રશ્નકર્તા :** જીવ સાક્ષીભાવથી પોતાનો જન્મ નથી જોઈ શકતો, પોતાનું મરણ પણ નથી જોઈ શકતો, તો વચલું જીવન સાક્ષીભાવથી કેવી રીતે જોઈ શકે ?

**દાદાશ્રી :** ખરેખર સાક્ષીભાવ નથી આ તો. અત્યારે જેટલો વખત રહે, એ જાગૃતિ છે એક જાતની. સાક્ષીભાવ એટલે તું સાક્ષી તરીકે 'શું થાય છે' તે જોયા કરે, પણ તે અજ્ઞાન દશામાં સાક્ષીભાવ હોય, અહંકારથી જોવામાં આવે એ સાક્ષી કહેવાય. આ જ્ઞાન લીધા પછી જ્ઞાનદશામાં તમારે જ્ઞાતા-દ્રષ્ટા હોય સાક્ષીભાવ ના હોય. અહંકાર જોનારો અને આમાં આત્મા જોનારો, બેમાં ફેર નહીં ? અહંકાર જુએ એટલે સંસારમાં ભટકવાનો જ રસ્તો એ. બીજું વચલું જીવન ના જોઈ શકે સાક્ષીવાળો તો ! અહંકારથી વચલું જીવન શી રીતે જોઈ શકે ?

**પ્રશ્નકર્તા :** તો અહંકાર જન્મ જોઈ શકે ? મૃત્યુ જોઈ શકે ?

**દાદાશ્રી :** ના, ના. અહંકાર પોતે પોતાને જ જોઈ શકે નહીં.

આ તો સાક્ષીભાવ એટલે લોકોને જાગૃતિ રહે કે ભાઈ, હવે શું થઈ રહ્યું છે મહીં તે જો, એ જાગૃતિ હોય તો જુએ. એટલે ત્યારે કહે, 'શી રીતે જોઉં ?' ત્યારે કહે, 'જાણે તાજનો સાક્ષી ઊભો હોયને, એવું તટસ્થ', એ તટસ્થને બદલે સાક્ષી બોલ્યા. એવું સાક્ષીઓની બધી વાતનો અર્થ જ નથી. છતાં એને આવું બજારમાં ભાવ છે, શબ્દ છે, એટલે આપણે સાક્ષીભાવ મૂકવો જોઈએ. બાકી મરણેય ના જોઈ શકે ને જન્મેય ના જોઈ શકે. પોતે પોતાને જ જોઈ શકે નહીં, એ અહંકાર. જે સાક્ષી છે ને, એને પૂછીએ કે તમે કોણ છો ? તે નહીં જોઈ શકે. અને આ જ્ઞાતા-દ્રષ્ટા એટલે તો પોતે પોતાને જાણે અને પરને પણ જાણે.

**પ્રશ્નકર્તા :** સાક્ષીભાવ પણ સામાન્ય માણસ માટે તો બહુ દુર્ગમ્ય છેને ?

**દાદાશ્રી :** સાક્ષીભાવ તો કોઈ સંત પુરુષને હોઈ શકે, પણ એ સંત પુરુષનેય પછી આગળ વધવા માટે પ્રયત્ન કરવો પડે. સાક્ષીભાવ હોવા છતાં ભ્રાંતિ ગયેલી ના હોય ! અને છેલ્લું પદ તો જ્ઞાતા-દ્રષ્ટાનું છે. સાક્ષીભાવ અને જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં તો બહુ ફેર છે. જ્યાં સુધી અહંકાર છે ત્યાં સાક્ષીભાવ. એ તો અર્થ જ નહીં, મિનિંગલેસ છે વસ્તુ. એ આમ તદ્દન ખોટું નથી. પણ એક પ્રકારની જાગૃતિ લાવે છે. અહંકાર પોતે પોતાના કાર્યને જુએ છે, મન શું કરી રહ્યું છે તેને જુએ છે, પણ સાક્ષીભાવ એટલે અહંકારીભાવ. એટલે સંસારમાં રખડવાનો ધંધો. એ કંઈ છૂટકારો થાય નહીં. લડવાનો ટાઈમ થાય ત્યારે લડી બેસે. રડવાનો ટાઈમ થાય ત્યારે રડી બેસે. એટલે આમાં નિવેડો ના આવે. એ તો લડવાને ટાઈમે લડે નહીં, રડવાના ટાઈમે રડે નહીં, બધામાં કોઈ વસ્તુ એને અડે નહીં. નિર્લેપ રહી શકે એનું કામ છે. સાક્ષીભાવ તો ઘણાને હોય છે. એટલે કોર્ટમાં હોય છેને, એના જેવું. એ કોર્ટમાં પૈસા ભરવા પડે અને આ વગર પૈસાના સાક્ષી, પછી ક્રોધ-માન-માયા-લોભ જાય નહીં.

એ સાક્ષીભાવ એટલે શું ? પૂરણ કરેલું હોય તો જ ગલન થાય

ને પૂરણ ના કરેલું હોય તો એને ગલન ના થાય. જેમ આ તપ હોય છેને, તે પૂરણ કરેલાં હોય તો જ ગલન થાય. એવું એય પૂરણ કરેલું હોય તો જ થાય. દરેકને થાય નહીં. અને બીજું એ અહંકાર છે, માટે એને ને મોક્ષને કશું લેવાદેવા નથી. આ અહંકારી કાર્ય છે. આ જોવા-જાણનાર કોણ રહે છે ? સાક્ષી કોણ રહે છે ? અહંકાર રહે છે. તે અહંકાર સાક્ષી રહ્યો એટલે પુણ્યૈ બંધાઈ ને આવતા ભવમાં સારું ફળ મળે. ખાવા-પીવાનું સારું મળે.

## પ્રકૃતિ, પ્રજ્ઞા ને અહંકાર !

**પ્રશ્નકર્તા :** 'પ્રકૃતિને જાણે છે અને પ્રકૃતિના આધારે ચાલે છે' એ કોણ ?

**દાદાશ્રી :** એ અહંકાર, બસ.

**પ્રશ્નકર્તા :** અહંકાર પ્રકૃતિને જાણે ?

**દાદાશ્રી :** હા. પ્રકૃતિને જાણે. જ્યારે વિચારવા બેસે ત્યારે બધું જાણે.

**પ્રશ્નકર્તા :** પણ અહંકાર તો પણ આંધળો કહેવાય છેને ?

**દાદાશ્રી :** હા, પણ અહંકાર બુદ્ધિવાળોને ! એટલે બુદ્ધિથી બધું સમજી શકે કે આ હાથ છે, પગ છે, આ મારા સસરા થાય, મામા થાય, બધું જાણે જ છે ને ! બીજું બધું મહીં ફોડ પડે, ખોટું-ખરું કહી આપે. અજ્ઞાનીય સમજે, બુદ્ધિથી.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિના વિભાગમાં અહંકાર શું શું જાણી શકે ?

**દાદાશ્રી :** જેટલું એના કબજામાં હોય એટલું જ જાણે. આ શાનાથી દોષ થયા એ બધુંય જાણે છે. અમુક જ ભાગ ઓછો હોય છે, બીજું બધું જાણે. નવ્વાણું સુધી જાણી શકે, સો ના જાણે. બુદ્ધિ એટલી બધી કેળવે તો નવ્વાણું સુધી જાણી શકે પણ તોય છે તે

અહંકારથી પૂરું કામ ના થાય, શુદ્ધ જ જોઈશે.

**પ્રશ્નકર્તા :** પછી બીજું વાક્ય છે કે 'પોતાને જાણે છે અને પોતાના આધારે ચાલે છે' એ કોણ છે ?

**દાદાશ્રી :** એ આપણી પ્રજ્ઞાશક્તિ છે.

**પ્રશ્નકર્તા :** ખુદના આધારે ચાલવું એટલે ?

**દાદાશ્રી :** પોતે પોતાના પ્રકાશથી જ જાણી રહ્યો છે. ચાલવાનું એટલે ચાલવાની ભાષામાં નહીં, એ વ્યાપે.

**પ્રશ્નકર્તા :** વ્યાપે એટલે ફોડ પાડોને ?

**દાદાશ્રી :** આ લાઈટ એના આધારથી ચાલી રહ્યું છે. તે આપણે આ ભીંતો તોડી નાખીએને એટલે એ બહાર જાય, વ્યાપે ! એને ચાલવું પડ્યું કંઈ ?

**પ્રશ્નકર્તા :** ના. તો મૂળ આત્મા પછી ? એ તો મૂળ આત્માનો સ્વભાવ છેને એવો ?

**દાદાશ્રી :** એ જ મૂળ આત્માનો સ્વભાવ. જે પ્રજ્ઞાનો છે તે જ મૂળ સ્વભાવ છે, એ આત્માનો જ ભાગ છે.

## અહંકાર છે આંધળો !

**પ્રશ્નકર્તા :** એક બાજુ તમે ઈગોઈઝમને બ્લાઈન્ડ (આંધળો) કહો છો ને પાછું...

**દાદાશ્રી :** હા, ઈગોઈઝમનો અર્થ જ બ્લાઈન્ડ. જેમાં ઈગોઈઝમ વધારે, એ લાઈનમાં બ્લાઈન્ડ જ હોય એ માણસ.

**પ્રશ્નકર્તા :** તો ઈગોઈઝમ બ્લાઈન્ડ તમે એક્ઝેક્ટલી (ખરેખર) કોને કહો છો ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ એટલે શું કે આ લોભિયો ખરોને, તે

જન્મથી જ લોભિયો હોય. તે મરતાં સુધી લોભિયો હોય. તેની એક એક વાતમાં લોભ હોય, એને પેશાબ કરવામાંય લોભ. કહેશે, 'અહીં વધારે પેશાબ કરીશ તો પેણે આગળ ઓછો થશે.' અને માની માણસ જન્મથી તે મરતાં સુધી માની જ રહેવાનો. માનીને તો એના માનનો જ લોભ હોય. જો માનનો લોભ ના હોય તો એ એટલો ઇગોઇઝમ ઓછો કહેવાય, તે એને ચોખ્ખું દેખાય એ. પણ માનનો લોભ જ થઈ ગયો તો પછી આંધળો જ થઈ ગયો.

આ સમ્યક દૃષ્ટિએ આત્મા દેખાય અને આ મિથ્યા દૃષ્ટિએ સંસાર દેખાય, બે જ દેખાય છે. સંસાર એટલે માયા ને માયા એટલે લોભ.

**પ્રશ્નકર્તા :** તો લોભ એટલે ઇગોઇઝમ ?

**દાદાશ્રી :** હા, ઇગોઇઝમ. બસ ! લોભ એટલે ઇગોઇઝમ એમ બહાર કહીએ તો એ ના સમજાય. હું તમને ઇક્વેશન (સમીકરણ) આપું છું, એ કરેક્ટ ઇક્વેશન નથી. પણ તમને સમજવા માટે એ આપું છું.

**પ્રશ્નકર્તા :** એટલે લોભ એ ઇગોઇઝમનો બાપ કહી શકાય ?

**દાદાશ્રી :** હા, કહી શકાય. પણ ઇગોઇઝમ એક લાઈનમાં નથી હોતો. ઇગોઇઝમ તો દયા કરવામાંય ઇગોઇઝમ હોય છે માણસને. પણ એમાં ઇગોઇઝમ એ અંધ હોય. એ પછી દયા કરવામાંય અંધ હોય. એ દયા કરે પણ અંધ રીતે કરે, એટલે અંધ થઈ જાય, પછી આંધળો જેમ કરે ને એમ, વિવેક જતો રહે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો દરેકની જે પ્રકૃતિ હોય, એક બાબતમાં તો એ આઉટ ઑફ બેલેન્સ જ હોયને ?

**દાદાશ્રી :** હા, પણ એ ઇગોઇઝમ હોય તો જ પ્રકૃતિને ? પ્રકૃતિ તો આ ફિલ્મ ખુલે છે, તેમ દેખાતી જાય. ફિલ્મ ચાલુ થઈ એટલે આવી જ દેખાશે, એવું કહીએ. પણ ઇગોઇઝમ એટલે ઇગોઇઝમ. એ ફિલ્મ જ ઇગોઇઝમ ભરેલી હોય ને !

**પ્રશ્નકર્તા :** ઈગોઈઝમને લીધે જ અમારી આખી ફિલ્મ છે ને ?

**દાદાશ્રી :** ફિલ્મ તેથી જ છે, પણ તે હેતુ લોભનો છે.

**પ્રશ્નકર્તા :** એટલે બધી જગ્યાએ જુદા જુદા લોભને લીધે જ ઊભું છે ?

**દાદાશ્રી :** હા, બસ. અને એક પ્રકારનો લોભ નથી, અનેક પ્રકારના લોભ છે. અને જેમાં વધારે પડતો લોભ હોય એમાં એ અંધ થઈ ગયેલો હોય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનની પાછળ લોભ લાગે તો ? માણસને જ્ઞાનનોય લોભ તો લાગેને ?

**દાદાશ્રી :** એ લોભનો વાંધો નથી. એ લોભ તો સારો લોભ છે. એ તો 'રિયલ'નો લોભ છેને, લોભ એકંદરે સારો નહીં. આય લોભ સારો નહીં પણ આ હેતુ, આ લોભ હશે તો આના લોભમાં બહુ નુકસાન ના થાય. પેલા લોભમાં તો આંધળો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ વસ્તુનો લોભ તો માણસને જરાક અનુભવમાં આવે અને અથડાય એટલે એના બધા લોભ છૂટી જાય.

**દાદાશ્રી :** હા, બસ છૂટી જાય એ તો.

**પ્રશ્નકર્તા :** પૈસાનો લોભ એવો છે કે એય છૂટી જાય ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ રહે, પણ અજવાળું મહીં થઈ જાય. પછી એ છૂટી જાય. અજવાળું થાય એટલે અંધપણું ઓછું થઈ જાય.

અહંકાર ને આંધળો બે સરખા કહેવાય. જેનો જેમાં અહંકાર વધારે તેમાં તેને અંધાપો વધારે રહ્યા કરે. જેટલી જાગૃતિ વધે એટલો અહંકાર ઊડી જાય. અજાગૃતિને લીધે અહંકાર છે ને અહંકાર છે તેને લીધે અજાગૃતિ છે. અજાગૃતિ ગઈ એટલો અહંકાર ઊડ્યો.

અહંકાર એટલું આંધળાપણું છે. જેટલું આંધળાપણું એટલો અહંકાર.

એ અહંકારના પાછા ચાર ભાગ પડે, ક્રોધ-માન-માયા-લોભ. આ લોભમાં પડે, પૈસામાં પડે તો લોભાંધ થઈ જાય, માનમાં પડે તો માનાંધ થઈ જાય. ક્રોધમાં પડે તો ક્રોધાંધ થઈ જાય. બધાયમાં અંધપણું હોય. ગમે તેમાં પણ અહંકાર એ જ અંધપણું છે. અહંકાર એ ભ્રાંતિથી ઊભી થયેલી વસ્તુ છે.

અહંકાર આંધળો હોય એટલે બધું ઊંધું-છતું કરે. સ્વભાવથી જ આંધળો છે, સહેજ બુદ્ધિની આંખે થોડુંઘણું જુએ છે અને બુદ્ધિની સલાહથી ચાલે છે. એ બુદ્ધિ જ્યાં કહે ત્યાં એ એની સહી કરે. બુદ્ધિ એનો વડોપ્રધાન અને પેલો પ્રેસિડન્ટ. બાકી આમ પોતે આંધળો છે, એને દેખાય નહીં કશુંય. એ બુદ્ધિ કહે કે ભઈ, આ પ્રમાણે કરી નાખો. એટલે સહી કરી આપે. પણ કરું છું એવો અહંકાર. હા, બસ, હુંપણાનો, એ હું પદ કહેવાય. બાકી, અહંકાર ઓગળી ગયા પછી પોતાનું હિત સચવાય, હિતની સમજણ પડે, નહીં તો અહંકાર છે ત્યાં સુધી આંધળો છે.

જેટલો અહંકાર એટલું આંધળાપણું છે. મેં મારો અહંકાર જતો જેમ જેમ જોયો તેમ તેમ આંખો ખુલતી ગઈ. આંધળાપણાને લઈને પોતાના દોષો પોતાને દેખાય નહીં. એ અહંકાર ઓછો થઈ જાય ત્યારે પોતાના દોષ દેખાય. આ ભઈને એના દોષો જે દેખાય છે, એનો ઈગોઈઝમ ખુલ્લો દેખાય છે. જેમ તમે મારી આંખે મને સામા દેખાવ છો, એવો એને એનો અહંકાર દેખાય છે. અહંકારનું ગાંડપણ બધું દેખાય છે. તે સવારમાં વર્ણન કરતો'તો બધું. હવે આટલી બધી દૃષ્ટિ ક્યાંથી હોય તે ? પોતાનો અહંકાર દેખાય આમ. અને તે પાછું ગાંડું શું કાઢે છે ? તેય પણ કહે. આવું કોઈ દહાડો બનેલું જ નહીં. આ નવી જ જાતનું છે આ. માટે આપણે આપણું કામ કાઢી લેવા જેવું છે.

## અહંકાર, 'હું જાણું છું'નો !

**પ્રશ્નકર્તા :** પણ જગતના બધા લોકો અહંકારના જાળામાં ભટકાય છે.

**દાદાશ્રી :** હા, ભટકાય છે, બસ ! અહંકાર એટલે શું ?

નિર્બળતા. એ નાનો હતો ત્યારે પગે લાગતો હતો, અંગૂઠા પકડતો હતો. અત્યારે મોટો થયો ત્યારે નથી પકડતો, એ અહંકાર દોઢ શેર થઈ ગયો. પછી કહેશે, 'હું જાણું છું.' અલ્યા, શું જાણ્યું ? જેમ છે તેમ જાણી જાય તો ટેન્શન રહે નહીંને ? પછી ટેન્શન શાનાં રહે ? ટેન્શન બધાં આનાં જ છે, આ ડખાનાં જ. 'એ ભઈ જાણતો નથી ને હું કંઈ જાણું છું' એ પંચાત કરવાની જરૂર જ ક્યાં રહી ? બસ આ જ ડખો. આ તો ધર્મને જાણતો નથી અને અધર્મનેય જાણતો નથી. જાણ્યું તો કોનું નામ કહેવાય કે આ ઝેરની શીશી છે, એને ઝેર જાણ્યા પછી અડે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના અડે.

**દાદાશ્રી :** અને અડે તો આપણે જાણીએ કે આ ખાલી જાણ્યાની વાતો કરે છે, અહંકાર કરે છે કે 'હું જાણું છું, હું જાણું છું' પણ કશું જ જાણતો નથી. જો જાણતો હોય તો ફરી ઝેરને અડે નહીં. આ તો જાણવાનો લોકોને અહંકાર છે ખાલી ! અને એ બધું શુષ્કજ્ઞાન છે. જ્ઞાન ચોખ્ખું હોવું જોઈએ કે જે જ્ઞાન આપણને તે રૂપે વર્તાવે. પોઈઝનની શીશી જાણી, ત્યારથી તો આપણે અડીએ જ નહીં પછી ! એવું જ્ઞાન હોવું જોઈએ !!

એટલે 'હું સમજું છું ને હું જાણું છું' એ જે બોલે છે, તે ખાલી ઈગોઈઝમ છે. સમજ્યા પછી ઊંધું કરે નહીં. આ તો સમજ્યો જ નથી હજુ. તમે સમજ્યાનો અહંકાર નહીં કરેલો ? કહોને ?

**પ્રશ્નકર્તા :** કરેલોને.

**દાદાશ્રી :** 'આ મેં જાણ્યું' કહેશે. અલ્યા, જાણ્યું તો એનું નામ કહેવાય કે એ તરત જ ખબર પડે. તરત દેખાય આમ ઊઘાડું. એટલે સમજ્યા જ નથી આ બધું. સમજ્યાનોય અહંકાર કરે છે. જેમાં ને તેમાં અહંકાર જ કર્યા કરે છે. ભક્તિ કરી તોય કહે, 'મેં ભક્તિ કરી,'

આ લોકો કહે છેને, હું સ્થિતપ્રજ્ઞ થયો છું, હું આમ છું, તેમ

છું, હું જાણું છું, એ બધું લૌકિક છે. એને બજારમાં વેચવા જાય ત્યારે ચાર આનાય ના આવે. એ તો મનમાં માની બેઠો હોય એટલું જ.

**પ્રશ્નકર્તા :** એ તો અહંકારનું જ બીજું સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** હા. એટલે એ બધા સૂક્ષ્મ અહંકારો છે. સ્થૂળ અહંકાર ને સૂક્ષ્મ અહંકાર. પણ સારું છે, એટલે સુધી જાય તોય સારું છે. એટલે સુધી ડગલાં માંડે તોય સારું છે. એમ કરતાં કરતાં કો'ક દહાડો પહોંચશે. 'હું કંઈ જ જાણતો નથી' એ ભાવ એટલે શું કહેવા માંગે છે ? જો તમે જાણો છો એટલે શું કે તારા ભોટવામાં (માટલીમાં) અંદર પીવાનું પાણી છે, તો પછી શા માટે પાણી લેવા આવ્યો છે ? અને જો પાણી નથી તો લઈ જાવ. આપણે શું કહીએ છીએ જો તમે જાણો છો તો જાણવાનું બીજું રહ્યું જ શું ? અને જો નથી જાણતા તો જાણીને જાવ.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનનો અહંકાર શું કરવા નડે છે ?

**દાદાશ્રી :** જાણપણાનો અહંકારને ? એવું છે, અહંકાર એવો હોવો જોઈએ કે જાણપણું વધે. તેને બદલે આ જાણપણા ઉપર આવરણ આવે છે, એવો અહંકાર છે. જાણપણામાં અહંકારથી અંધ થઈ જાય. જાણપણું ખોવાઈ જાય, એ અહંકાર બહુ નુકસાન કરે. બધી રીતે નુકસાન કરે.

## ગુરુતા બને આત્મઘ્ન !

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞ અને આત્મઘ્ન એ બે શબ્દો સમજાવો.

**દાદાશ્રી :** આત્મજ્ઞ એટલે આત્માને સર્વ પ્રકારે જાણનાર અને આત્મઘ્ન એટલે આત્મઘાતી !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** જેટલો અહંકાર વધે એટલો આત્મઘાત થઈ ગયો. અને આ લોકોએ ધંધો જ અહંકારનો માંડ્યો છેને ! મારી બુદ્ધિ વધારે છે, હું આના કરતાં વધારે અક્કલવાળો. એ આત્મઘાત થઈ

રહ્યો છે. આપણે જો લઘુ માણસ છીએ, તો આત્મઘાતી નથી એ. અને ગુરુ થવા ગયો એટલે આત્મઘાતી થયો. એટલે વ્યવહારમાં ગુરુ થઈને કોઈ મોક્ષે ગયેલો નહિ. વ્યવહારમાં લઘુ થઈ જવું. ગુરુ હોય તેણે બધાને એમ ના કહેવું જોઈએ કે 'હું લઘુ છું' પણ લોકો એને ગુરુ માને ત્યારે એણે અંદરખાને 'હું લઘુ છું' એમ માનવું. તો નિવેડો આવશે. નહિ તો એ લોકોએ ગુરુ માન્યું ને તમેય ગુરુ માન્યું એટલે પછી ઉભરાશે, ઉભરણ આવશે. અને તે ઉભરણ આવે પણ તે સાચું દૂધ ન્હોય એ. ઉભરાયેલું દૂધ આખી તપેલી ભરેલી લાગે તેથી કરીને તપેલી ભરેલું દૂધ છે ? એ બેસી જશે ત્યારે ખબર પડશે.

## 'હું'પણું ત્યાં પડે માર !

**પ્રશ્નકર્તા :** 'હું કંઈક છું' એ મહીં હોય તો માર બહુ ખાવો પડે ?

**દાદાશ્રી :** માર ખાવો જ પડેને ! પણ માર ખાયને એટલે પછી છોડી જ દેને, 'હું'પણું છૂટતું જાયને ! માર ખાધા વગર છૂટે નહીં. અનુભવ થવો જોઈએ. પ્રતિક્રમણથી જાય નહીં એ.

**પ્રશ્નકર્તા :** એ પોતાનું 'હું'પણું હોય, કંઈક છું, હું આ કરી શકું છું, એ શાનાથી જાય ?

**દાદાશ્રી :** માર ખાય તો જ છૂટે, નહીં તો છૂટે નહીં.

**પ્રશ્નકર્તા :** માર ખાય તો એને ભૂલ ખબર પડે એ વસ્તુ જુદી છે, પછી એના રિએક્શનમાં ઊંધા ટ્રેક પર ચાલે એવુંય બનેને ?

**દાદાશ્રી :** કોઈ અવળો થઈ જાય, અવળો ખરેખરો થઈ જાય. જો કે આપણા જ્ઞાનમાં ના થાય, પણ બીજા જ્ઞાનમાં તો થઈ જાય. આપણું જ્ઞાન તો એને હેલ્પ કરે, પાછું જોવડાવે કે મારી કંઈ ભૂલ થાય છે. એવી ખબર પડે, થોડે છેટે જાય તોય !

**પ્રશ્નકર્તા :** એ તો પછી પોતાને બળતરા થાયને ?

**દાદાશ્રી :** એ બળતરા જ એને કહે કે, આ ભૂલ થઈ ગઈ. એટલે પાછો ફરી જાય. કારણ કે બળતરા વગરના દિવસ જોયા છે એણે. એટલે એને બળતરા થઈ કે પાછો ફરી જાય. એટલે લોકો કહે છે ને કે દાદા તમારા જ્ઞાનમાં પેઠા પછી હવે આઘુંપાછું જતું રહેવું હોય તો હવે અહીંથી જવાય જ નહીં. નહીં તો બળતરા ઊભી થઈ જાય અને બળતરા સહન થાય નહીં પાછી.

**પ્રશ્નકર્તા :** આજુબાજુનો વ્યવહારેય એવો હોય કે પોતાની કંઈક ગિફ્ટ હોય, તેમાં પોતાનો અહંકાર પોષાય. અને એવી એને ટેવ જ પડેલી છે કે જ્યાં જાય ત્યાં પોતાને બધા આમ આમ કરે (માન આપે), તમે કંઈક આમ આમ છો, કહે. એટલે પછી મહીં એ બધું મીઠું લાગેને. એટલે પોતાનું 'હું'પણું આખું ક્રેક (ગાંડો અહંકાર) થતું જાયને ?

**દાદાશ્રી :** પણ એ નિર્જીવ છે. આપણા જ્ઞાન આપ્યા પછી જીવ નથી રહેતો.

**પ્રશ્નકર્તા :** જીવ નથી રહેતો, પણ નિર્જીવ હેરાન કરેને ?

**દાદાશ્રી :** નિર્જીવ વધે નહીં. જે છે એટલાનો ઉકેલ આવી જાય.

**પ્રશ્નકર્તા :** બીજાને એ નુકસાન થાયને ?

**દાદાશ્રી :** એ તો નુકસાન થાય. પોતાને ને બીજાને, બન્નેવને નુકસાન થાય. પણ નિર્જીવપણું છે એટલે બેઉને એટલું બધું ના થાય, જ્ઞાનમાંથી પડી જાય એવું ના થાય. નહીં તો એમને આ જ્ઞાન ક્યારનુંય ફર્સ્ટ ક્લાસ થઈ ગયું હોત. પણ આ તો જરાક ડખો કરે છે કે, 'હું કંઈક છું', 'હું કંઈક છું' તે 'હું'નું રહી ગયું છે. તે 'હું' કાઢવા ફરું છું પણ નીકળતું નથી.

એ 'હું' સેન્સિટિવ થયો એટલે આ બધો ડખો થાય. મેં કહ્યું. 'અરે નથી કશામાં ! હું જ નથી ને કશામાં, તો તમે ક્યાંથી આવી ગયા ?' તો પણ એમને 'હું' જતું નથી. નહીં તો આ જ્ઞાન પ્રગટ થાય, દીપી નીકળે એવું છે. 'હું'ને વળી શું કરવું છે ? 'હું'ને તો

કાઢવાનો છે. એટલે અમારી રીત તમને સમજાવી દઉં. કશામાં ડખો જ કરવા જેવો નથી.

આ તો દરેક વાતમાં બોલે. ઘડિયાળની વાત કાઢીને 'ફલાણું થાય, ફલાણું...' અલ્યા, તું શેની બાબતમાં સમજે છે તે ? સંડાસ જતાં આવડતું નથીને, વગર કામના લોકો ડખો કર્યા કરે છે અને મહીં 'હું' 'હું' કર્યા કરે છે. કર્મના આધીન છે બિચારાં !

અહંકાર 'હું કંઈક છું' માની બેઠેલાંને ! આટલા શબ્દ બોલીએને, તે બધાય શબ્દ પાછા પડે. કહેશે, 'તમારે શું ?' એટલે આપણે ના જાણીએ કે આપણા શબ્દ મોઢામાં ઘાલી દીધા આ માણસે ? એટલે ફરી બોલાય જ કેમ કરીને ? આ જેટલો સામાન છેને, બધો અહંકારનો. એ સંપૂર્ણ મૂળ સાથે કાઢી નાખવામાં ના આવે, ત્યાં સુધી ફરી બધું ઊભું થઈ જતાં વાર નહીં લાગે. કેવા સંયોગોમાં ક્યારે ઊભું થઈ જાય એ કહેવાય નહીં. માટે આનું શું કરવાનું ? અજ્ઞાનતા તો ગઈ હવે. હવે અહંકારને ખોદવાનો પ્રયત્ન રાખવો પડે. આ જરૂરિયાત અહંકાર એ તો ડ્રામેટિક છે જ. પણ મહીં બીજો ગૂંચાયા કરે છાનોમાનો, એ ખબર પડે નહીં.

## સત્તા ને અહંકારની મિત્રાચારી !

એટલી બધી કરુણતાવાળી લાઈફ છે અને એમાં આવા અહંકાર કરવા જઈએ, ગાંડાં કાઢીએ તે બહેરાશ થઈ જાય તો ? અગર તો બેતાળાં થવા આવ્યાં તો, શાને માટે અહંકાર ? જેને આધાર આપવા જેવા માણસ છે, ત્યારે એને અહંકાર હોતો નથી. જેને આધાર આપવા જેવા નથી હોતા, ત્યાં અહંકાર હોય છે બધો !

તું સ્કૂલમાં ભણતો હતો ત્યારે અહંકાર ક્યાં ગયો'તો ? તે અત્યારે અહંકાર જાગ્યો છે તે ? 'સર' છે તે ખુરશીમાં બેસતા'તા ને આપણે નીચે બેસતા'તા. તે ઘડીએ અહંકાર કેમ ના ચઢ્યો ? આ તો કંઈક સત્તા-બત્તા હાથમાં આવે છે ને, તે ચગ્યું. અને કુદરતનો કાયદો એવો છે કે સત્તાનો દુરુપયોગ કર્યો એટલે સત્તા જાય. જે સત્તા તમને

પ્રાપ્ત થઈ છે, એ સત્તાનો તમે દુરુપયોગ કરો તો એ સત્તા જાય. આ હું જ્ઞાનીના પદ ઉપર બેઠો છું. એનો દુરુપયોગ કરું એટલે આ પદ મારું જતું રહે, એની મેળે. દુરુપયોગ ના કરું અને બીજી રીતે સિદ્ધિઓ વટાવી ખાઉં, તો ત્યાં કુદરતમાં પકડાઈ જાય ! સિદ્ધિઓ હોય ખરી ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** એ દુરુપયોગ કરે તો શું થાય ? પદ જતું રહે. કોઈ પણ વસ્તુનો દુરુપયોગ કરો એટલે એ પદ ખોઈ નાખશો.

જ્યાં સુધી પોતાના સ્વરૂપનું ભાન ના થાય ત્યાં સુધી માર્કેટ મટિરિયલ (બજારૂ માલ) કહેવાય. એનો ઈગોઈઝમ શું રાખવાનો હોય ? અને ઈગોઈઝમ રાખવાનો તે જ્ઞાની પુરુષે રાખવાનો હોય કે જેની પાસે આખા બ્રહ્માંડની સત્તા પડેલી હોય, પણ ત્યારે એમને ઈગોઈઝમ હોય નહીં. જ્યાં સત્તા છે ત્યાં ઈગોઈઝમ નથી. જ્યાં સત્તા નથી ત્યાં આગળ ઈગોઈઝમ છે. આખા બ્રહ્માંડની સત્તા હોય, ત્યારે જ્ઞાની પુરુષ બાળક જેવા હોય !

❖ ❖ ❖

# (૫)

# અહંકારનો ભોગવટો

## એ ભોગવનારો છે અહંકાર !

**પ્રશ્નકર્તા :** માણસ સારાં કર્મ કરે તો સ્વર્ગમાં જાય, ખરાબ કર્મ કરે તો નર્કમાં જાય. આત્મા શુદ્ધ જ છે તો સ્વર્ગમાં-નર્કમાં કોણ જાય છે ?

**દાદાશ્રી :** જે કરે છે તે.

**પ્રશ્નકર્તા :** પાપ કોણ કરે છે ? શરીર કરે છે કે આત્મા કરે છે ?

**દાદાશ્રી :** આત્મા તો કરતો નથી.

**પ્રશ્નકર્તા :** તો શરીર કરે છે ?

**દાદાશ્રી :** ના, શરીર નહીં, ઈગોઈઝમ કરે છે. 'હું ચંદુભાઈ છું' એ ઈગોઈઝમ કહેવાય અને એ ઈગોઈઝમ ભોગવે છે આ. પાપેય એ કરે છે ને પુણ્યૈય એ કરે છે. આત્મા તો કશું કરતો નથી.

આત્મા ખરાબ કરતો નથી, આત્મા પાપ કરતો નથી. જે પાપ કરે છે તે જ નર્કમાં જાય છે, જે પુણ્ય કરે છે તે જ સ્વર્ગમાં જાય છે. અહંકાર કરે છે આ બધું. આત્માએ કશું ભોગવ્યું હશે ? આત્માએ શું ભોગવ્યું હશે ?

**પ્રશ્નકર્તા :** સુખ તો કોઈ દી ભોગવ્યું જ નથી. અત્યાર સુધી દુ:ખ જ ભોગવ્યું હશે.

**દાદાશ્રી :** હવે જે દુઃખ ભોગવે છેને, એ આત્મા જ ન હોય. દુઃખ આત્મા ના ભોગવે, અહંકાર દુઃખ ભોગવે. અહંકાર સુખેય ભોગવે. આત્મા આમાં હાથ ઘાલે નહીં. કારણ કે અહંકાર જ બધું કર્તા-હર્તા, કરે એ અને ભોગવેય એ. ઊંધું કરે છે એ અહંકાર અને ઊંધાનું ફળ, દુઃખ ભોગવે છે અને પુણ્ય કરે છે તેય અહંકાર કરે છે અને પુણ્યનું ફળ, પોતે સુખ ભોગવે છે. આ સામ્રાજ્ય જ આ અહંકારનું છે.

## સુખ-દુઃખ કોને થાય છે ?

**પ્રશ્નકર્તા :** સુખ-દુઃખ આત્માને નથી થતાંને ? તો મનને જ થાય છેને ?

**દાદાશ્રી :** ના, મનને નથી થતાં. મન તો બધું જેવું હોય એવું પેમ્ફલેટ દેખાડે. આ જેમ પેપર હોય છેને, એ પેપરમાં જેવું બન્યું હોય એવું બધું આવે. એમાં ઈગોઈઝમને દુઃખ થાય છે. મનને દુઃખ થતું નથી.

**પ્રશ્નકર્તા :** તો કર્મો જે બંધાય છે તો એ પુદ્ગલ જ ભોગવે છે ? આત્મા તો ભોગવતો જ નથીને ?

**દાદાશ્રી :** પુદ્ગલ એટલે અહંકાર ભોગવે છે. અહંકાર કર્મો કરે છે ને ભોગવે છેય અહંકાર. એ બધું જ પુદ્ગલ જ છે. એમાં આત્માને કશી લેવાદેવા નથી. આત્મા ચોખ્ખો જ છે, મૂળ આત્માને તો કશું થતું નથી. આ વ્યવહાર આત્મા, માનેલો આત્મા એ જ દુઃખી થાય છે.

હવે ઈગોઈઝમ એ સચર આત્મા છે, એ જ આપણે માનેલો આત્મા અને મૂળ દરઅસલ આત્મા છે. એને દુઃખ થતું નથી. હા, આત્માને જો દુઃખ થતું હોય તો આ બરફને દેવતા અડાડીએ તો બરફ દઝાય ખરો ? તેમ આત્માને દુઃખ અડે જ નહીં. આ બરફ એ ઠંડી વસ્તુનો ગોળો છે અને આત્મા છે તે પરમાનંદનો ગોળો છે, એને દુઃખ અડે જ કેમ કરીને ? ઊલટું જે દુઃખ અડે તે સુખરૂપ થઈ જાય !

## વેદનીયને ભોગવે કોણ ?

**પ્રશ્નકર્તા :** આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે, આ દેહ ને એ બે જુદા છે, છતાં પણ આ શરીરના રોગ કે શરીરનાં દર્દો આત્માને કેમ લાગે છે ?

**દાદાશ્રી :** આત્માને નથી લાગતું બધું, અહંકારને લાગે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ પુદ્‌ગલને ખીલો વાગ્યો પછી જે દુઃખ થાય છે, તે કોને દુઃખ થયું ?

**દાદાશ્રી :** એ તો આ અહંકારને દુઃખ થાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી અહંકાર ઊડી ગયો, તો પછી આ પુદ્‌ગલને દુઃખ રહેશે, ખીલો વાગ્યા પછી ?

**દાદાશ્રી :** હા, તે આ પુદ્‌ગલની મહીં અહંકાર ખરોને, હવે નિર્જીવ અહંકાર રહ્યો છે. એટલે દુઃખ તો થયા જ કરવાનું, પણ જેટલું જ્ઞાન પ્રમાણ થાયને એટલે ભોગવટો ઓછો થતો જાય. કોઈક ગાળ ભાંડે તોય એને દુઃખ ના થાય. પણ આ દેહને ખીલો વાગે તોય હજુ અસર થાય. કારણ કે આ દેહ એ સંગી ચેતના છે.

**પ્રશ્નકર્તા :** તો જ્યાં સુધી દેહ હશે ત્યાં સુધી પોતાને દુઃખ થશે એમ જ ને ?

**દાદાશ્રી :** ના, એનું જ્ઞાન જો વધી જાય તો એને દુઃખ ના થાય.

**પ્રશ્નકર્તા :** તો મહાવીર ભગવાન પોતે સમાધિમાં હતા અને એમના કાનમાં ખીલો માર્યો તે વખતે એમને આંસુ નીકળ્યાં હતાંને ?

**દાદાશ્રી :** હા, તે એ દેહ દુઃખમાં જ હોય. તે ઘડીએ એને અશાતા વેદનીય કહી, દેહમાં અશાતા વેદનીય હતી.

**પ્રશ્નકર્તા :** દેહનાં જે દુઃખ ભોગવવાનાં એમાં ફેરફાર ના થાય ?

**દાદાશ્રી :** કોઈ ચીજમાં ફેરફાર ના થાય. અહંકારથી ફેરફાર

થાય. અહંકારનું મિક્ષ્ચર (મિશ્રણ) નાખે તો ફેરફાર થાય.

**પ્રશ્નકર્તા :** આ શરીરની જે અસરો બધી થાય છે તે અહંકાર, પ્રતિષ્ઠિત આત્મા સુધી જ થાયને ? શુદ્ધાત્માને તો થાય નહીંને ?

**દાદાશ્રી :** શુદ્ધાત્માને તો કશી લેવાદેવા જ નહીંને ! બેને ઓળખાણેય નહીં, પારખાણેય નહીં.

## અનેક પ્રકારે ભોગવટા !

આત્મા કશું દુઃખ ભોગવતો નથી. આત્મા પોતે જ સુખનો કંદ છે. એને દુઃખ અડે નહીંને. જે સુખ ભોગવે છે તે જ દુઃખ ભોગવે છે. એટલે સુખ કોણ ભોગવે છે ? અહંકાર. દુઃખ કોણ ભોગવે છે ? અહંકાર. લોભ કોણ કરે છે ? અહંકાર. ખોટ કોણ કરે છે ? અહંકાર. શાદી કોણ કરે છે ? અહંકાર. વિધવા કોણ થાય છે ? અહંકાર. વિધુર કોણ થાય છે ? અહંકાર. અહંકાર તો વગર કામનો મૂઓ પૈણે છે ને રાંડે છે ! કોઈ માણસ આફ્રિકા રહેતો હોય ને એમ ને એમ અમસ્તુ કહીએ કે તારાં વાઈફ ઓફ થઈ (મરી) ગયાં છે, તો એ પાછો રડવાય માંડે ! અલ્યા, હજુ જીવતાં છેને ! અને એ પાછો લોકોને કહેય ખરો કે હું રાંડ્યો !

કેટલાક માણસ તો એવો અહંકાર કરે છે કે હું નાટકમાં સ્ત્રીનો પાઠ લઈશ. પછી એને શરમ-બરમ કશું નહીં. કારણ કે અહંકાર જ કરે છે, બીજું કશું કરતો નથી. મેં આમ ભોગવ્યું ને તેમ ભોગવ્યું.

ઈગોઈઝમ કશું ભોગવતો નથી નામેય, અને કહે છે શું ? અહંકાર કરે છે કે મેં તો મોટી મોટી સાહેબી ભોગવી છે બસ. નહીં તો ભોગવ્યાની તૃપ્તિ રહેતી હોયને તો તો પચ્ચીસ વર્ષ રાજ કર્યા પછી, ગમે એટલું દુઃખ આવે તોય મનમાં એમ રહ્યા કરે કે મેં તો રાજ કર્યું છેને, હવે એમાંથી દુઃખ બાદ કરીશું તોય ચાલશે બધું. પણ ના, ચાર દહાડા દુઃખ ના ભોગવાય. ચાર દહાડા પછી તો રડી ઊઠે ! એનું શું કારણ ? ત્યારે કહે, બસ, અહંકાર એકલો જ કર્યો છે. ભોગવેલું સ્ટોકમાં કશું નથી. જો સ્ટોકમાં હોત તો તો આપણે બાદ કરત કે પચ્ચીસ વરસ ભોગવ્યું છે,

એમાંથી આ ચાર દહાડા કાઢી નાખો. એટલું સુખ રહ્યું આપણું. આ તો ખાલી અહંકાર જ કરે છે, ગાંડપણ કર્યું છે, મેડનેસ જ !

ત્રણ વર્ષનું છોકરું હોય, એની મા મરી જાય તો એ દુઃખ ભોગવતો નથી અને બાવીસ વર્ષનો છોકરો હોય એની મા મરી જાય તો દુઃખ ભોગવે કે ના ભોગવે ? કારણ કે બાળકને અહંકાર નથી અને મોટાને અહંકાર છે.

અહંકાર, એ એકલો જ કહે છે, કે આ મેં સુખ ભોગવ્યું ને આ મેં દુઃખ ભોગવ્યું. એવો અહંકાર કરે છે, અહંકાર એટલે બોલે છે, એનું નામ જ અહંકાર. એ સિવાય બીજું કશું કરતો જ નથી. તે એનાથી બધા કર્મ બંધાય છે. કષાયો ભોગવે છે. કરે છે બીજો અને કહે છે 'હું કરું છું, મેં કર્યું', બસ આરોપિત ભાવ, એનાથી કર્મ બંધાય છે.

**પ્રશ્નકર્તા :** 'પ્રત્યેક જન્મ અહમ્ રૂપક ભોગવિયું, સર્વે અવસ્થિતે આડ-બીજ રોપિયું.' સમજાવો.

**દાદાશ્રી :** અહંકાર જ રૂપક બધું ભોગવે છે (એવું માને જ છે), બીજો કોઈ ભોગવતો નથી. કોઈ દહાડો જીવે વિષય ભોગવ્યો જ નથી. જીવને વિષય ભોગવવાની શક્તિ જ નથી. જીવ એટલે આ દેહમાં જે જીવ છે અને આત્મા છે તે જાતે જુદો છે. પણ આમાં જે જીવ છે તે જ જીવે-મરે, એ જીવ કહેવાય. એ ભ્રાંતિ સ્વરૂપ છે. તે કોઈ દહાડો કશું ભોગવતો નથી. એટલું જ બોલે છે કે 'મેં ભોગવ્યું !' બસ. ભોગવ્યું-ના ભોગવ્યું એ વાત જુદી પણ 'મેં ભોગવ્યું' કહ્યું એટલે તૃપ્તિ થઈ જાય છે એને.

વિષયો કોણ ભોગવે છે ? વિષયો ઇન્દ્રિયો ભોગવે છે. આત્મા કોઈ દહાડો વિષય ભોગવે નહીં. આત્મા સૂક્ષ્મતમ છે અને ઇન્દ્રિયો સ્થૂળ છે અને આત્માએ ક્યારેય પણ વિષય ભોગવ્યો જ નથી. આત્મા વિષય ભોગવી શકે જ નહીં. ત્યારે અહંકાર વિષય ભોગવી શકે નહીં. અહંકાર એવી સૂક્ષ્મ વસ્તુ છે કે પોતે વિષય ભોગવી શકે નહીં. ફક્ત 'ભોગવ્યું'નો અહંકાર કરે કે મેં તો બહુ સરસ ભોગવ્યું. અગર તો એમ

કહે કે મેં ભોગવ્યું નહીં, ખાલી અહંકાર કરે છે. બીજું કશું નહીં.

આ તો બોલે એટલું જ કે હું પૈણ્યો. અહંકાર કરે એટલું જ, બીજું કશું નહીં. પૈણે પેલા કષાયો, ભોગવે છેય કષાયો અને આ તો મેં ભોગવ્યું, એટલું જ બોલે. બે વસ્તુ છે જગતમાં, અહંકાર પોષવો યા ભગ્ન કરવો. આ જગતમાં આ બધાનો અહંકાર પોષાય છે કે ભગ્ન થાય છે. બેમાંથી ત્રીજું કશું બનતું નથી. દુઃખ ભોગવ્યું તેનો અહંકાર કરે છે. એમણે તો મને બહુ દુઃખ દીધું છે, તેનો પણ અહંકાર કરે છે. એ દુઃખ ભોગવતો નથી. એ અહંકાર કર્યો છે કે એ બધી અસર થઈ ગઈ. છે પોતે પરમાત્મા, પણ જો દશા થઈ છે આમની તો ! શક્તિ અનંત છેને, એટલે ભાવો ય અનંત હોય.

## એ કેવો ક્ષત્રિય અહંકાર ?

આજના જમાનામાં તો ઠીક છે, પણ પહેલાંના જમાનામાં લલ્લુકાકા આવ્યા સાડા બાર વાગે. આપણે કહીએ, 'કાકા, જમવાનું તૈયાર છે', તૈયારી કરીએ બધીય, ત્યારે કહે, 'ના, હું તો જમીને આવ્યો છું.' પાટીદાર આવું બોલતા. કોઈ દહાડો પાંસરું બોલ્યા નથી. પેલો જબરજસ્તી કરે તો બેસે પણ 'ના, હું તો જમ્યા પછી જ નીકળ્યો છું,' કહેશે. આપણે જાણીએ કે કાકા ભૂખ્યા છે ! પણ આપણે લક્ષણ જોઈએ તો ખરા, પછી બપોરે ચા-પાણી થાય તો કાકા ઊઠતા નથી. આપણે કહીએ, 'નાસ્તો જોઈશે કે ચાલશે ?' ત્યારે કહેશે, 'ના, ચાલશે' એ ઈગોઈઝમ છે. ઈગોઈઝમથી જીવાય છે. એટલે આ બધું ખાય છે, પીએ છે, તેય અહંકાર ખાતો નથી પણ અહંકાર કરે છે, બસ.

**પ્રશ્નકર્તા :** માણસ જ્યારે અહંકાર કરે કે હું જમીને આવ્યો છું, તો એને પેટમાં તો ભૂખ જ રહેને ?

**દાદાશ્રી :** આ શરીરની ક્રિયા એટલી બધી મુશ્કેલીવાળી નથી, અહંકાર મહીં ભળે તો જ મુશ્કેલીવાળી થઈ જાય એવી છે.

**પ્રશ્નકર્તા :** પણ ભૂખ તો ભૂખ જ રહેને ?

**દાદાશ્રી :** ભૂખ તો ભૂખ રહે પણ જો કદી એમ કહે કે ના, હું જમીને આવ્યો છું તો એના મોઢા પર દેખાવા ના દે.

**પ્રશ્નકર્તા :** મોઢા પર દેખાવા ના દે, પણ શરીર શું કહે ?

**દાદાશ્રી :** એ વસ્તુ જુદી છે, પણ વસ્તુસ્થિતિમાં અહંકાર નથી ખાતો. મારું શું કહેવાનું છે ? અહંકાર પોતે એવો સૂક્ષ્મ છે કે કોઈ વસ્તુ એ ભોગવતો નથી, ખાતો નથી. બસ, 'મેં ખાધું' એટલું બોલે છે કે 'મેં નથી ખાધું' એટલું બોલે છે. અને ખરાબમાં ખરાબ ખાવાનું ખાઈને આવ્યો હોય તોય પાછો એનો રોફ પાડવા માટે કહેશે, 'હું તો શું સરસ જમી આવ્યો !' કારણ કે નહીં તો એનો અહંકાર ઘવાય છે. તેટલા માટે આવું બોલે. બસ, બીજું કશું છે નહીં. અને અહંકારે જો કદી ખાધું હોતને તો અહીં કહી બતાવે કે મને તો બહુ ખરાબ ખાવાનું મળ્યું.

અહંકાર ફક્ત અહંકાર જ કરે છે. 'મેં ખાધું, મેં કર્યું, મેં આમ કર્યું, તેમ કર્યું.' બીજું કંઈ કરતો જ નથી. આ બધું ઈન્દ્રિયો જ ભોગવે છે અને ઈન્દ્રિયો જાણતી નથી. જ્ઞાન જાણ્યા કરે છે કે શું ભોગવટો થયો ?

ભૂખ એ તો વાસ્તવિકતા છે. ખાય છે કોણ ? પુદ્ગલ જ ખાય છે. આ તો ભ્રાંતિથી એ મનાયું છે કે હું ખઉં છું. અહંકારેય પણ ભોગવ્યું નથી. અહંકાર તો અમથો માથે લઈ લે છે. સહી કરી નાખે છે, 'મેં કર્યું'. એટલે આરોપી તરીકે સહી નથી કરવાની. આરોપી તરીકે સહી કરે છે એટલે આરોપનામું એને માથે ઘડાય છે. હવે એને શી રીતે સમજાય કે હું આરોપી તરીકે ફસાયો ?

## 'હું'-'તું'નો ભેદ પાડે બુદ્ધિ !

'હું ચંદુભાઈ છું' કહે છે, તો આત્માને આમાં કશું લેવાદેવા નથી. આત્માથી પોતે ભેદ પાડી દીધો છે, કે 'હું છું' કહે છે. તે આત્મા કહે છે, 'તું છું ને હું છું.' ભેદ પાડ્યો. ભેદબુદ્ધિ ઊભી કરી આ.

તમે 'હું ચંદુભાઈ છું' કહો છો ત્યારે આત્મા કહે છે ત્યારે તમે ચંદુભાઈ. 'બધે હું છું, હું છું' એ તો આત્મા કહે છે. 'તું' અને 'હું'

બે જુદા, એ ઈગોઈઝમ છે. એ ઈગોઈઝમ ઓગળી ગયો કે હું જ છું ! આ તો શું કહે છે, 'હું ચંદુભાઈ છું', ત્યારે આત્મા કહે છે, તારું તું સંભાળી લે. અને જો તને ચંદુભાઈની વાત ના ગમતી હોય અને દુઃખ પડતું હોય ને મારે આશરે આવવું હોય તો મારી પાસે આવ. તો તને સુખ છે બધુંય. પણ જ્યાં સુધી તું ભેદબુદ્ધિ કરું છું, માટે તું તારી મેળે જ્યાં સુધી અનુકૂળ આવે ત્યાં સુધી કર્યા કર. થાકે ત્યારે પછી મારી પાસે આવજે. ત્યાં સુધી આત્મા જોયા કરે છે. પછી પોતાના સ્વરૂપમાં જવું તો પડશેને ? ક્યાં સુધી પારકા સ્વરૂપમાં રહેવું ?

**પ્રશ્નકર્તા :** આત્મામાં ગયા વગર છૂટકો જ નથી.

**દાદાશ્રી :** છૂટકો જ નથી. આત્મા તો કહે છે, જો તારે મુક્તિ જોઈતી હોય, તારે સનાતન સુખ જોઈતું હોય તો મારી જોડે અભેદભાવ કરી દે.

આત્મા ક્યારે પ્રાપ્ત થશે ? અહંકારની સત્તા ઊડી જશે ત્યારે આત્મા પ્રાપ્ત થશે. આત્માનો સ્વભાવ જ એવો છે કે આત્માને દુઃખ અડે નહીં. આ દેવતા ઉપર ઉધઈ ચઢે ખરી ? લાકડાં ઉપર ઉધઈ ચઢે. આત્માને કશું અડે નહીં. દુઃખ અડે જ નહીં એને. માટે આત્મારૂપ થાવ તો તમને પછી સુખ જ રહેશે. અહંકારરૂપ છે ત્યાં સુધી દુઃખ છે.

જગતમાં કોઈ માણસ સુખી જ નથી. આ લોકો જે બોલે છેને, હું સુખી, સુખી એ બધો ઈગોઈઝમ છે. આ અહંકાર છે ખાલી. ભરહાડમાં રહેવું અને સુખી થવું એ હોતું હશે ? સુખ પોતાના સ્વરૂપમાં છે. ત્યાં અહંકાર નથી, ત્યાં અહંકારની રેફ નથી, ત્યાં આગળ સુખ છે, પાર વગરનું, અપાર સુખ છે.

## આનંદ પ્રજ્ઞાનો ને ભોગવે અહંકાર !

**પ્રશ્નકર્તા :** આપણે આ ફરીએ છીએ, બધામાં શુદ્ધાત્મા જોઈએ છીએ અને આનંદ થાય છે, એ શેનો આનંદ છે ? એ પુદ્ગલનો આનંદ છે કે આત્માનો આનંદ છે ?

**દાદાશ્રી :** એ આનંદ છે તે અહંકાર ભોગવે છે. જે દુઃખી હતો, તે અહમ્ સુખ ભોગવે છે. તો આપણે જાણીએ કે આ અહંકાર અત્યારે આનંદ ભોગવે છે. આત્મા તો જાણનાર જ છે ફક્ત. આત્મા પોતે આનંદી છે.

**પ્રશ્નકર્તા :** તો પેલો આનંદ છે ને આય આનંદ છે. અને જે આપણને આ જોઈ જોઈને આનંદ થાય છે, એ આત્માનો આનંદ નથી તો શેનો આનંદ છે ?

**દાદાશ્રી :** એ ડિસ્ચાર્જ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** તો આત્માનો આનંદ કયો ?

**દાદાશ્રી :** એ જ આત્માનો આનંદ પ્રગટ થયોને આ, તે અહંકાર જ ભોગવે છે. આ આનંદ પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ, તેને લીધે છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા કેવી રીતે ઉત્પન્ન થઈ ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન અમે આપીએ એની સાથે જ પ્રજ્ઞા ઊભી થઈ જાય, નહીં તો અજ્ઞા જ હતી અને જ્ઞાન આપીએ એની સાથે જ પ્રજ્ઞા ઉત્પન્ન થઈ ગઈ અને પ્રજ્ઞાનું કામ ચાલુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞામાંથી આનંદ ઊભો થયો તે ભોગવે છે કોણ ? રિલેટીવ ભોગવે છે, પ્રજ્ઞા ભોગવે છે કે રિયલ ભોગવે છે ?

**દાદાશ્રી :** રિલેટિવ જ ભોગવે છેને ! રિયલ તો બાજુમાં જ છેને ! જેને ખૂટતો હતો, જેને જરૂર હતી, તે ભોગવે છે. જે શોકમાં હતો, વિષાદમાં હતો તે ભોગવે છે, અને તમે પોતે જ કહોને, તમે છે તે શુદ્ધાત્મા થયા એટલે પ્રજ્ઞા સ્વરૂપમાં આવી ગયા. હવે અહંકાર ભોગવી રહ્યો છે. એટલે એને જ વિષાદનું ફળ મળી ગયું. વિષાદ જે થતો હતો, તેની જે ખોટ હતી તે ભોગવવાથી નીકળી જાય બધી. પ્લસ-માઈનસ થઈ જાય. આમાં ઊંડા ઊતરશો નહિ. આ તમને કહી દઉં, નહીં તો આ જતું રહેશે. જેટલું કહ્યું, તે પ્રમાણે આજ્ઞામાં જ ચાલો. તમારું ડહાપણ આમાં નાખશો નહીં. પછી તમારે નાખવું હોય તો

મારાથી ના નહીં કહેવાય. હું એટલા સારું જ કહું છું ને કે આપણા લોકો, ડહાપણ નાખ્યા વગર રહેતા નથી. આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ. બીજું સહેજેય ડહાપણ નાખવું નહીં. સહેજેય વિચારવું નહીં.

## અનુભૂતિઓ, આનંદ અને વેદનાની !

**પ્રશ્નકર્તા :** અંગત વેદના અને અહંકાર એ બન્ને વચ્ચે કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** વેદના અનુભવે તો સંબંધ ખરો. વેદના અનુભવે નહીં તો સંબંધ નથી.

**પ્રશ્નકર્તા :** આપણને જ્યારે આનંદ થાય છે ત્યારે આપણો અહંકાર ઘણો બધો ઓગળતો હોય તેવી અનુભૂતિ થાય છે અને વેદના વખતે એમ નથી થતું ?

**દાદાશ્રી :** વેદના થતી વખતે એ વેદનામાં જ હોયને પોતે, એ અહંકાર જ વેદનામાં હોય. તન્મયાકાર થાય તો અનુભવ ના થાય. તન્મયાકાર ના થાય તો અનુભવ થાય. વેદના થતી વખતે તન્મયાકાર થાય છે.

**પ્રશ્નકર્તા :** આનંદની અનુભૂતિ અને વેદનાની અનુભૂતિ બે અલગ અલગ પાસાં છે ?

**દાદાશ્રી :** તદ્દન અલગ પાસાં છે. ખરી રીતે બે જાતની જગતમાં અનુભૂતિ હોય. એક, જે આનંદની અનુભૂતિ કહે છે એ મસ્તીની અનુભૂતિ છે. એ મસ્તીની અનુભૂતિ અને વેદનાની અનુભૂતિ, બેઉ એક જ રસ્તા પર છે. અને આનંદની અનુભૂતિ અમારી હાજરીમાં જ થાય, નહીં તો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** મસ્તી અને આનંદ બેમાં ફરક બતાવોને તો અમને ખ્યાલ આવેને ?

**દાદાશ્રી :** આખું જગત જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી મનથી

સુખ ખોળે છે તેથી આત્માનું સુખ તો જડે જ નહીં, મનથી ખોળે છે, એટલે મનની મસ્તી થઇ ! મસ્ત થઈ જાય. મસ્તીમાં જ રહે. પણ મસ્તી એવી વસ્તુ છે કે ઊતરી જાય. મસ્તી ઊતરી જાય એ શેના જેવું લાગે ?

**પ્રશ્નકર્તા :** દારૂનો કેફ ચઢે ને ઊતરી જાય એના જેવું ?

**દાદાશ્રી :** હા. મસ્તીમાં એવું ઊતરી જાય અને આ આનંદ ઊતરી ના જાય. ધીમે ધીમે વધતો જ જાય. અત્યારે આ ભાઈ આવ્યા ને તે મારી હાજરીમાં આનંદ ઉત્પન્ન થાય, ચાર વાક્ય જ સાંભળે ને, તો આનંદ શરૂ થઈ જાય. પણ એ આત્માનો જ આનંદ હોય. એનું શું કારણ છે ? અમે વાણી આમ જે બોલીએ એ આત્માના આવરણને ભેદી અને અંદર ટચ થાય એટલે મહીં આત્માનો આનંદ ઉત્પન્ન થાય. એવું આ વિજ્ઞાન છે કે અમારી હાજરીમાં કોઈ પણ અજ્ઞાની માણસને પણ આત્માનો આનંદ ઉત્પન્ન થાય !

**પ્રશ્નકર્તા :** મને કોઈ લપડાક મારે તો મને અનુભવમાં તો આવેને કે મને કોઈએ માર્યું ?

**દાદાશ્રી :** ના, એને ક્યાં વાગવાનું ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મારૂપે જ્યારે વિચાર કરું ત્યારે ના વાગે પણ જે વાગે તે કોને વાગે છે ?

**દાદાશ્રી :** 'તમે' તે ઘડીએ ચંદુભાઈ થઈ જાવ તો વાગે. શુદ્ધાત્માની ગુફામાંથી બહાર નીકળો એટલે લોક મારે અને મારે એટલે માર ખાતી વખતે તમે પાછા શુદ્ધાત્મા થઈ જાવ. તે ઘડીએ ગુફામાં પેસી જાવ.

**પ્રશ્નકર્તા :** એ ગુફામાં કાયમ રહેવાય એવી કોઈ અવસ્થા ના હોય ?

**દાદાશ્રી :** પણ તો તમને જ્યાં સુધી આ લાલચો છેને, ત્યાં સુધી એવી અવસ્થા કેમ આવે ? જેને કંઈ પણ લાલચ ના હોય તે ગુફામાં રહી શકે. અને લાલચુને ગુફા કોઈ દહાડો આવે જ નહીં. લાલચ શું કરવાની ? મહીં આવું પાર વગરનું સુખ !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, એ ગુફામાં સ્થિર થઈ ગયો, એને શરીરની કોઈ સ્થિતિમાં કોઈ રીતે કોઈ અસર જ ના હોય ?

**દાદાશ્રી :** બધી સ્થિતિને એ જાણ્યા જ કરે છે. એનો જાણવાનો જ ધર્મ અને અસર થાય એટલો વેદવાનો ધર્મ, જે તેનો પોતાનો નથી અને વેદવું એટલે આમાં ને આમાં, દહીંમાં ને દૂધમાં બે જગ્યાએ પગ હોય તે ઘડીએ વેદવું કહેવાય અને એકલો દૂધમાં પગ હોય ત્યારે જાણ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે એના પાછલાં કર્મો પૂરાં ના થાય ત્યાં સુધી એ એને વેદ્યા કરે ને જાણ્યા કરે, વેદ્યા કરે ને જાણ્યા કરે ?

**દાદાશ્રી :** હા, વેદ્યા કરે ને જાણ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એ જ્યારે જ્યારે પેલી શુદ્ધાત્માની સ્થિતિ આવે ત્યારે એની અસર મટી જાય એને તે વખતે ?

**દાદાશ્રી :** હા, વેદવી પડે. કારણ કે અસરનું બળ એટલું બધું હોય કે શુદ્ધાત્માને જાણતો હોવા છતાં પણ અસર વેદવી પડે. અસર હલકી હોય તો ના વેદવી પડે. આમ ને આમ પાંચ-સાત મછરાં કૈડી ગયાં હોય તો ના વેદવી પડે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, શારીરિક આ જે બધું એને થયું હોય, ત્યારે જ્ઞાની પુરુષ પણ શરીરની વેદના થઈ હોય તો બૂમો પાડે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ બૂમ પાડે નહીં, શરીર બૂમ પાડે અને શરીર બૂમ ના પાડે તો જ્ઞાની ન હોય. બીજાં લોકો જાણી જાય તેથી અજ્ઞાની અહંકારે કરીને દબાવે.

**પ્રશ્નકર્તા :** એના અહંકારથી દબાવે ?

**દાદાશ્રી :** અહંકારથી બધું બંધ થઈ જાય. અહંકાર તો બહુ કામ કરે. અહંકાર જતો રહેલો એ જ્ઞાની. આમને પૂછો તો ખરા કે ઈન્જેક્શન આપતી વખતે અમને શું થાય છે ? ટાઢું કરવું પડે, ટાઢું. અહંકાર જતો

રહેલો તેથી. નહીં તો મારો અહંકાર હતોને ત્યારે છે તે એક દીવાસળી સળગાવી ને મારો અંગૂઠો આમ ઉપર મૂકેલો. મેં કહ્યું, 'અહીં ધર.' તે બે દીવાસળી સળગતી રહી ત્યાં સુધી રહેવા દીધું હતું. અહંકાર શું ના કરે ? અહંકાર બધું જ કરી શકે અને આ સહજતા ના કરી શકે.

**પ્રશ્નકર્તા :** ઘણા સંત પુરુષના જીવનમાં આવે છે કે એમના હાથ કાપી નાખ્યા, પગ કાપી નાખ્યા, તોય પણ એમને અસર ના થઈ. એને ને આત્માને કશું લેવાદેવા નહીં ?

**દાદાશ્રી :** એ તો અહંકારીઓ બધા. એને ને આત્માને કશું લેવાદેવા નહીં. આ પેલા લામાઓ બળી મરેલાને, તે શરીર જરાય નહોતું હાલ્યું. એટલે બધા લોક કહે છે, 'કેટલી બધી આ ઊંચી વસ્તુ !' મેં કહ્યું, 'ન હોય મૂઆ. આ તો અહંકારીઓ છે.' લોકોને પરીક્ષા હોય નહીં, તે લોક આ રોટલી ખાવામાં સમજે એટલું જ. તે વખતે કાચી હોય તોય ખબર ના પડે. ત્યાં સુધીની છે, આપણા લોકની પ્રગતિ (!)

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનીને શરીર પરની અસર બીજાના જેવી જ નોર્મલ હોય પણ એ એને જોઈ શકે એટલો જ ફરક હોય. બાકી અસર તો બન્નેની સરખી જ રહે ?

**દાદાશ્રી :** ના, હોય નહીં કોઈ દહાડોય. બન્નેની સરખી અસર હોતી હશે ? અજ્ઞાની છે તે રડીને ભોગવે અને જ્ઞાની હસીને ભોગવે. તમને રસ્તામાં ગજવું કપાય તો તમે રડો નહીં. તમે જાણો કે આ 'વ્યવસ્થિત'ને લીધે છે બધું આ. હસીને તમે વાતો કરો. અને અજ્ઞાની તો ત્યાં રડાકૂટ કરી મૂકે.

## મહાવીરેય પાડેલી વેદનામાં ચીસ !

**પ્રશ્નકર્તા :** દાદાને આપણે યાદ કરીએ ત્યારે દાદા આપણી સામે જ છે એવું રહે, 'હું ચંદુભાઈ નથી' એમ પણ રાખું, પણ પેટમાં પાક્યું હતું ત્યારે પેલું પસ કાઢેને, તે ઘડીએ ચીસ પડાઈ જાય, આંખમાંથી પાણી નીકળી જાય.

**દાદાશ્રી :** તે તો નીકળેને, આંખમાંથી પાણી નીકળે, ચીસ પાડે તેમાં સારું ઊલટું. ચીસ ના પડે, પાણી ના નીકળેને તો લોક કહે કે આ આત્મધર્મમાં નથી, દેહધર્મમાં છે, કારણ કે એ અહંકાર ધર્મ કહેવાય. પાણીય ના નીકળવા દે. ચીસેય ના પડવા દે. ભગવાન મહાવીરનેય પેલું કાનમાંથી બરુ કાઢ્યા હતાને, તે ચીસ કરીને રડ્યા ! તે આંખમાંથી પાણી નીકળી જાયને, ત્યારે લોક શું કહે કે ન હોય આ ભગવાન ! પણ ખરા ભગવાન જ આ કહેવાય. રડે નહિ અને બૂમ ના પાડે તો જાણવું કે આ ભગવાન ન હોય, એ અહંકારે કરીને રડે નહીં.

આ દેહને જે વર્તતું હોય તેય વાંધો નહીં આપણને, હસતો હોય તોય વાંધો નહીં. આપણને રાગ-દ્વેષ ના થવા જોઈએ. બીજું બધુંય આપણને નડે નહીં કશુંય.

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છો કે દુઃખનો અનુભવ આપને કંઈ થયો નથી છેલ્લા છવ્વીસ વર્ષથી, તો એ અશાતા વેદનીય કર્મનો ઉદય નથીને, શાતા વેદનીય કર્મનો ઉદય ચાલે છે અને આગળ જતાં અશાતા વેદનીયનો ઉદય કદાચ થાય પણ ખરો, એમ બની શકે ખરું ?

**દાદાશ્રી :** અશાતા વેદનીયનેય હું જાણું છું. બાકી, અશાતા વેદનીય ઊભી નથી થઈ. આ પગે ફ્રેક્ચર થયું તોય ડૉક્ટરો બધા ભેગા થયા અને જોવા માંડ્યા, મને કહે છે કે આ તમને મોઢા પર આનંદ છે, કેમ તમને દુઃખ નથી થતું ? તમે બહુ સહન કરો છો ! મેં કહ્યું, 'સહનશીલતા મારામાં અંશ ના હોય. સહનશીલતા એ ઈગોઈઝમનો ગુણ છે.' અમારામાં અંશ ઈગોઈઝમ ના હોય. અમારે આ નિર્જીવ ઈગોઈઝમ કામ કરી રહ્યો છે, સજીવ ઈગોઈઝમ નહીં. નિર્જીવ ઈગોઈઝમથી આ ખાવાનું-પીવાનું, હરેક કાર્ય થયા કરે.

## વેદે તે નહિ 'હું' !

જેને કંઈ પણ વેદના થાય તે આપણે ન હોય અને આપણે છીએ, તેને વેદના ના થાય. કંઈ પણ વેદના થાય તે આપણો ભાગ ન હોય અને આપણા ભાગમાં વેદના નામનો ગુણ જ નથી.

**પ્રશ્નકર્તા :** એ વેદના થાય છે કોને ?

**દાદાશ્રી :** ચંદુભાઈને. એ અહંકારને. જે અહંકાર હતોને, તે ભોગવે છે. એ અહંકાર જેણે કરેલોને, તે જ અહંકાર ફરી એ ભોગવે છે કે મને આમ થયું, તેમ થયું અને આપણે જાણ્યા કરવું કે 'ઓહોહો ! ચંદુભાઈ, તમને અડચણ તો પડી હશે ? માટે અમે તમને શાંતિ આપીએ છીએ.' આપણે જુદું રહેવું જોઈએ. આપણને તો કશું થતું જ નથી. આપણે તદ્દન જુદા જ છીએ. આ તો જેણે કરેલું, અહંકારે કરેલું, તે અહંકાર ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** મારી અંદર વેદના બહુ વધી ગઈ છે તો કેવી રીતે જ્ઞાનમાં રહેવું ?

**દાદાશ્રી :** એ તો વધે. એ તો અહંકારવાળાને આપણે કહેવું કે 'ચંદુભાઈ, જરા વેદના વધી તે ઉંમર થઈ, જરા શાંતિ રાખો. તોય ઉંમરના પ્રમાણમાં શરીર સારું છે.'

વીતરાગો તો કેવા દાખલા દેતા હતા ! મહાવીર ભગવાન કેવા દાખલાઓ દેતા હતા ! એક માણસ કહે છે, 'સાહેબ, મારો એક હાથ કપાઈ ગયો.' ત્યારે કહે, 'અલ્યા, બીજો છેને પણ.' ત્યારે આ કહે, 'પણ એક તો કપાઈ ગયોને !' ત્યારે કહે, 'ના, બીજો હાથ છે, બે પગ છે. તું તો ઘણો સુખિયો છું.' તે પેલો સુખિયો થઈને પાછો જાય. પછી ફરી બીજો હાથ કપાઈ જાય ત્યારે કહે, 'સાહેબ, બે હાથ કપાઈ ગયા.' ત્યારે કહે, 'બે પગ તો છેને ? બે પગ છે, બે આંખો છે'. આંખ જતી રહે ત્યારે કહે, 'કાન છે, જીભ છે'. વીતરાગનું જ્ઞાન કેવું છે ? શું રહ્યું હવે મારી પાસે ? એક પગ કપાઈ જાય ત્યારે કહે, 'ના, હજુ એક પગ તો છે જ. ભલે બે હાથ નથી, એક પગ નથી, પણ એક પગ તો છે જ. કો'ક ઝાલશે તો એક પગેય ચાલીશ.' એ ખોટને ના ગણે. શું નફો રહ્યો મારી પાસે તે જુએ છે. આટલા વર્ષે ચંદુભાઈની કેટલી બધી મિલકત સાબૂત છે ! આંખો છે, નાક છે, કાન છે, હાથ-પગ સારા છે, બધું છે. વીતરાગો હંમેશાં આવું જોતા'તા. વીતરાગ દૃષ્ટિ

કેવું જુએ ? શું મારી પાસે છે એ જુએ. તમારી ઉંમરના માણસોને પક્ષાઘાત થયેલા નહીં જોયેલા ? તો આપણે કહેવું કે 'ઓહોહો ! ચંદુભાઈ તમારે તો કશું નથી થયું, આમ અમથા અમથા શું કરવા ડરી જાઓ છો ?' આવા દાખલા આપવા પડે.

મિશ્રચેતન છેને એટલે બધું એવું થાય. આ મિશ્રચેતન છે. આ અહંકારી એટલે આપણે કહેવું કે 'ચંદુભાઈ, આ બીજા બધાનું જુઓ તો ખરા. તમારું તો ઘણું સારું છે, પુણ્યશાળી છો.' નહીં તો ભોગવ્યે જ છૂટકો છેને, બૂમો પાડે ત્યારે વધે ?

**પ્રશ્નકર્તા :** તમારી પાસે તો કહેવાયને ?

**દાદાશ્રી :** હા, કહેવાનો વાંધો નહીં. પણ એ આપણને ચોંટી પડે છે. એટલે આપણે જ એમ કહેવું કે 'ચંદુભાઈ, તમને ખાસ કશું થયું નથી' અને અહીં મને કહેવું હોયને તો તમારે એમ કહેવું કે 'ચંદુભાઈને આવું થાય છે.' એવી રીતે કહેવું જોઈએ. 'મને થયું છે' એવી રીતે ના કહેવું જોઈએ. એ અહંકારે કરેલું તે અહંકાર ભોગવે છે. આપણે આત્મા તરીકે છૂટા થઈ ગયા, જેણે કર્યું એ ભોગવે, આપણે શું લેવાદેવા ? આ આત્મા જુદો કરી આપ્યો એટલે વ્યવહાર જુદો રાખવો પડે. વાત સમજવાની છે. વાત સમજાય એટલે એની મેળે બેસી જાય. આ તમે વાત સમજી ગયા કે ચંદુભાઈ આપણા જોડે પાડોશમાં છે અને આ અહંકાર છે, એ ચંદુભાઈ છે. કોણ ભોગવે છે ? ત્યારે કહે, અહંકાર.

કર્તા હશે તો તેને ભોક્તા છે. આયુષ્ય પૂરું થવાનું એટલે એની મેળે છૂટકો જ નહીંને એને. આયુષ્ય પૂરું થયું કે ખલાસ થઈ ગયું. ત્યાં સુધી એક કર્મ બંધ થાય અને બીજું ઉત્પન્ન થાય, સળગ્યા જ કરવાનું. આ ધુમાડો તો નીકળ્યા જ કરવાનો. આનો પાર નહીં આવે. આ દેહનો ધુમાડો અહીંથી (હાર્ટના રોગો) નહીં નીકળે તો અહીંથી (પેટના દર્દ) નીકળશે. અહીંથી (સાંધાના દુખાવા) નહીં નીકળે તો અહીંથી (દાંતના દુખાવા) નીકળશે. નહીં તો કાનમાં સણકા મારશે, બીજું થશે, ત્રીજું થશે. પણ કંઈની કંઈ જગ્યાએ ધુમાડા નીકળ્યા જ કરવાના. એનાં કરતાં

આપણે કહીએ, ધુમાડિયું છે આ ! સ્વભાવ જ એનો એવો છે. પપલાય પપલાય કરીએ તો ચઢી બેસે.

આ અહંકાર જુદો ને આપણે જુદા. એ અહંકારેય મડદાલ થઈ ગયેલો છે. એમાંથી જીવભાગ ખેંચી લીધો છે. જીવ આત્મામાં પેસી ગયો અને અજીવ અહંકાર રહ્યો છે. આપણે દેહ ન હોય, મન ન હોય, બુદ્ધિ ન હોય, ચિત્ત ન હોય. એમાંનું કશું આપણે છીએ નહીં. આપણે લેવાદેવા નથી. વગર કામનો કો'કનો કાગળ લઈએ, એ શા કામનો ? કાગળ ચંદુભાઈનો ને તેને આગળ પડીને લઈ લો કે લાવ મારો છે. આપણો કાગળ આવે તો આપણે લેવો.

## અહંકાર પમાડે ભય !

અહંકારથી કશું વળે નહીં. આમથી આમ ભટકે ને આમ ભટકે. અહંકાર જ હેરાન કરી નાખે. જ્યાં સુધી અહંકાર શૂન્યતાને ન પામે, ત્યાં સુધી ભય, ભય ને ભય. એ ક્યારે ઊભો થઈ જાય, કહેવાય નહીંને ?

**પ્રશ્નકર્તા :** ભય પણ અહંકારને લીધે હોય ?

**દાદાશ્રી :** અહંકારથી જ ભય છે બધો. નિર્અહંકાર તો નિર્ભય ! માંદો પડે એટલે ડૉક્ટરને કહેશે, 'સાહેબ, મને બચાવજો.' 'મૂઆ, ડૉક્ટરનાં જ માબાપ મરી ગયાં, એની બહેન મરી ગઈ, તે તને શું બચાવવાનો છે તે ?' બચાવજો, એવું કહે કે ના કહે લોકો ? આ અહંકારને મરવાનો ભો ખરોને ? એનું નામ પુદ્ગલ. મરવાનો રાતદહાડો ભો, જાતજાતના ભો, આબરુ જશે, ફલાણું જશે.

**પ્રશ્નકર્તા :** અહંકારને ભય ક્યાંથી આવે ? અહંકાર તો એનો પોતાનો ગુણ જ છેને ? એમાં અહંકાર સિવાય બીજું કંઈ હોય જ નહીંને ?

**દાદાશ્રી :** બધી પ્રકારના ભય જ અહંકારને છે. બીજા કોઈને ભય જ નથી. અત્યારે મને અહંકાર નથી તો ભય મને કશાનો લાગતો જ નથી.

## ચુંબકીય વિજ્ઞાન, રાગ-દ્વેષનું !

**પ્રશ્નકર્તા :** અહંકાર છે તો એને ભય શાનો ? રાગ છે તો એને ભય કેમ નહીં ?

**દાદાશ્રી :** અહંકાર એકલી જ વસ્તુ છે. રાગ-બાગ એ તો જુદી વસ્તુ છે. એ તો અહંકારની ભ્રામક માન્યતાઓ છે. પેલા લોહચુંબકના આધારે ટાંકણી ખેંચાય એટલે પેલો જાણે કે ઓહોહો ! આ શું થઈ ગયું ? આ નવી જાતનું થયું. લોહચુંબક હોય તો ટાંકણી ખેંચાય કે ના ખેંચાય ? તેમ આ લોકો સામસામી ખેંચાય છે, આકર્ષણથી. એ તો મહીં લોહચુંબકના ગુણ ઉત્પન્ન થાય છે અને પોતે માને છે કે હું ખેંચાયો. અલ્યા, તું શી રીતે ખેચાઉં આવડો મોટો ? એને રાગ-દ્વેષ કહે છે. એ આકર્ષણ કહેવાય ને વિકર્ષણ કહેવાય.

આ મેગ્નેટિક ફોર્સ (લોહચુંબકીય શક્તિ) છે, સ્ત્રી-પુરુષનો. આ તો બધા મનમાં માને છે કે હું ખેંચાઉં છું ! 'અલ્યા, તું શાનો ખેંચાઉં છું ? તું તો આવડો મોટો ! ડફોળ, તારે નથી ખેંચાવું તોય ખેંચાઈ જવાતું હશે ?' ત્યારે કહે, 'હા, નથી ખેંચાવું તોય ખેંચાઈ જાઉં છું.' મેગ્નેટિક ફોર્સ છે આ તો ખાલી. અને જો તો ખરો કેવો ખેંચાઈ રહ્યો છે તે ?!

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, ઓપોઝિટ (વિરુદ્ધ) તો એટ્રેક્શન (આકર્ષણ) કરે જ ને ?

**દાદાશ્રી :** ના, એટલે વસ્તુઓનું આવી રીતે એટ્રેક્શન થાય છે, અને માણસ મનમાં માને છે કે આ સાલો, હું ખેંચાઈ જાઉં છું. આ બધી ભ્રાંત માન્યતા છે, ઈગોઈઝમ છે તો કોણ ખેંચાય છે ? ખાલી મેગ્નેટિક ફોર્સ છે, સ્ત્રી-પુરુષનું બીજું કંઈ છે નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો આપણી અંદર પણ ઓપોઝિટ ફોર્સ ભેગા થાય તો 'સુપરનેચરલ થીંગ' થાયને ?

**દાદાશ્રી :** હા, એની મેળે જ થાય, ઓટોમેટિક થાય એ તો.

આખો દિવસેય મેગ્નેટિક થયા કરે છે. આ શી રીતે સમજાય માણસને ? ચેતન તો કંઈ કરતું જ નથી. ચેતનની હાજરીથી, એની પ્રેઝન્સથી જ આ બધું થયા કરે છે. એ ના હોય તો ના ચાલે. બધું બંધ થઈ જાય. આની મહીં ચેતન બેઠેલો છે, તે બધું ચાલ્યા કરે અને બધું ચાર્જ થઈ જાય છે.

શરીરમાં તૈજસ શરીર હોવાથી ઈલેક્ટ્રિસિટી ઉત્પન્ન થાય છે ને તેનાથી બધી વસ્તુઓનું આકર્ષણ હોય છે. તે અમુક જ પ્રત્યે પાછું, બધાં પ્રત્યે નહીં પાછું. એ તો રાગ, એમાં તો ઊઘાડું પુદ્ગલ છે. એ તો ખરેખર વસ્તુ જ નથી. અહંકાર એક વસ્તુ છે. તેને લીધે તો આ સંસારમાં ભટક્યો છે.

**પ્રશ્નકર્તા :** રાગ છે એ અહંકારનું પરિણામ છે અને આકર્ષણ એ પુદ્ગલનો ગુણ છે ?

**દાદાશ્રી :** રાગ એ અહંકારનો ગુણ છે. રાગ અને દ્વેષ બેઉ અહંકારી ગુણ છે. આકર્ષણ એ પુદ્ગલ ગુણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જેનો અહંકાર ગયો હોય, તેને પુદ્ગલનું આકર્ષણ રહે ?

**દાદાશ્રી :** એને પોતાને ના રહે. આ તને અહંકાર ગયેલો હોય તો 'તને' ના અડે. પણ 'ચંદુ'ને રહે. પુદ્ગલને જ્યાં સુધી એમાંથી રસ ખેંચાઈ ગયો નથી ત્યાં સુધી પુદ્ગલનું આકર્ષણ રહે, બધો નવો રસ ઉત્પન્ન થતો નથી. જૂનો રસ નિવેડો લાવી નાખે, નવો રસ ઉત્પન્ન થતો હોય ત્યાં આગળ સંસાર. આ તો ઈફેક્ટ જ છે ખાલી અને કોઝિઝ ને ઈફેક્ટ બન્ને સાથે હોય એનું નામ સંસાર. આ કોઝિઝ ના હોય. નિકાલી બાબત હોય આ. શરીરને કહીએ, 'તું ગભરાઈશ નહીં, બા.' તારો દોષ નથી. દોષ કોનો હતો તે હું જાણું છું. અહંકારનો દોષ હતો. અહંકારે ભરેલું આ બધું.

**પ્રશ્નકર્તા :** કોઈને પણ રાગ-દ્વેષ થાય તો એ પુદ્ગલના કયા ભાગથી થાય ?

**દાદાશ્રી :** અહંકારના. અહંકારને જ્યાં આગળ ગમતું હોય તો રાગ કરે, ના ગમતું હોય ત્યાં દ્વેષ કરે. એને ગમતું-ના ગમતું રહેવાનું. શુદ્ધાત્મા ને સંયોગ બે જ છે. પણ અહંકારની ફાચર 'એને' જંપવા દેતી નથી. એ ઓગળી જશે એટલે જંપ પડે. પછી શુભાશુભ સંયોગ, એ બધા શુદ્ધ થશે. આ તો અહંકારની ફાચર એ એને જુદો પાડે છે. એવું છે, મૂળમાં આ વસ્તુ છે કે જ્ઞેય ને જ્ઞાતા બે જ છે આ જગતમાં અને વચ્ચે અજ્ઞાનને લઈને ઈગોઈઝમ ઊભો થઈ ગયો છે. ઈગોઈઝમ એટલે આમાં જ્યાં સુધી રસ છેને, તેની પર રાગ છે અને જ્યાં આગળ રસ એને ગમતો નથી, ત્યાં દ્વેષ થાય છે.

**પ્રશ્નકર્તા :** એ વચ્ચે અજ્ઞાન છેને ?

**દાદાશ્રી :** પોતાના સ્વરૂપનું અજ્ઞાન છે અને 'અહંકાર છું' એમ જ 'પોતે' જાણે છે. અજ્ઞાન બધું કરે છે. અને આ જ્ઞેય વસ્તુ છે તેય વીતરાગ છે અને જ્ઞાતા ય વીતરાગ છે જો અહંકાર ઊડી ગયો તો જ્ઞેય જોડે 'આપણે' વીતરાગી ભાવ રાખવાનો. નહીં તો એને જો તરછોડ મારીએ તો એ તરછોડ મારે. એટલા માટે વીતરાગી ભાવ રાખવાનો.

## કષાયો ટક્યા, અહંકારના આધારે !

અમુક બાબતમાં અહંકાર ઓછો થાય, બીજી બાબતમાં અહંકાર વધી જાય. એનું વેઈટ (વજન) એનું એ જ. આ કોર્નરમાં એ ઘટ્યો હોય તો પેલા કોર્નરમાં વધી ગયો હોય. તે વેઈટ ઈઝ ધી સેઈમ (વજન સરખું છે). અહીં અહંકારને વેઈટ ના હોય. હમણાં એમને (મહાત્માને) બે ધોલ મારી દે તો એ અકળાય ખરા વખતે, પણ એમાં અહંકાર ના હોય. એમની એ અકળામણ અહિંસક હોય. હંમેશાં ક્રોધ અહિંસક હોય તો આપણે ત્યાં જ હોય. બીજી જગ્યાએ ક્રોધ અહિંસક ના હોય, હિંસક ક્રોધ હોય.

અહંકારનો જ ડખો છે. અહંકારને લીધે જ આ જગત ઊભું રહ્યું છે. ક્રોધ-માન-માયા-લોભ અહંકારના આધીન છે. અહંકાર ના હોય તો એ ક્રોધ-માન-માયા-લોભ છે, તોય નથી. કારણ કે એનો આધાર અહંકાર છે અને અહંકારેય છે તે આધારી વસ્તુ છે. એનું રૂટ કૉઝ

અજ્ઞાનતા છે. પણ અજ્ઞાનતા તો જાણે છે જ, આખી દુનિયામાં પ્રસરેલી. માટે ક્રોધ-માન-માયા-લોભનો આધાર શું ? અહંકાર. જગતનો આધાર કોણ ? અહંકાર ! અહંકાર કાઢી લે તો ક્રોધ-માન-માયા-લોભ કશું કરનાર નથી. બધાં મડદાલ થઈ ગયાં.

એટલે આ જ્ઞાન મળ્યા પછી અજ્ઞાન ગયું. એટલે અહંકાર ગયો. તેથી ક્રોધ-માન-માયા-લોભ ના થાય, અગર થતાં હોય તેને 'આપણે' દેખીએ. આપણે દેખ્યા એટલે આપણને થતાં નથી. કારણ કે જોનારને થાય નહીં. આ બહાર હોળી સળગતી હોય તો આંખો દાઝે ખરી ? એટલે જોનાર દાઝે નહીં. અને આ અહંકાર જેને થાય છેને, તે તો ક્રોધ-માન-માયા-લોભ જોડે હોય, એ તો આંખો હઉ દાઝે. કારણ કે ત્યાં જોનાર નથી. પોતે અહંકારનો કર્તા છે.

**પ્રશ્નકર્તા :** જોનાર થાય તો જુદો પડી જાય ?

**દાદાશ્રી :** હા, જુદો પડી જાય. મન ક્રોધે ભરાયું હોય તેની મહીં અહંકાર ભળે ત્યારે એ ક્રોધ કહેવાય, નહીં તો ગુસ્સો જ કહેવાય. આપણે 'બધા'નો અહંકાર કાઢી લીધો. 'આ' લોકોને ક્રોધ-માન-માયા-લોભ કશું કરે નહીં. નોધારા થઈ ગયાને, ને આધાર વગરનું થાય પછી પડી જાય. જ્યાં સુધી અહંકાર છે, 'હું જ છું, હું જ છું', ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ એકુય પડે નહીં.

## દયા છે, અહંકારી ગુણ !

**પ્રશ્નકર્તા :** દયામાં અહંકાર હોય છે ?

**દાદાશ્રી :** દયા એ અહંકારી ગુણ ! દ્વન્દ્વ ગુણો બધા અહંકારી ગુણો. દ્વન્દ્વ ગુણો બધા અહંકારી, દ્વૈતેય અહંકારી ગુણ ને અદ્વૈતેય અહંકારી ગુણ. આ લોકો અદ્વૈતની દુકાનો કાઢે છે, એમાં કશું વળે નહીં. કારણ કે એ દ્વન્દ્વ ગુણ છે, દ્વૈત-અદ્વૈત. એટલે દયાવાળો હોય, એને નિર્દયતાના વિકલ્પો આવે.

**પ્રશ્નકર્તા :** દયા અને કરુણા, આમાં દયાનું સ્થાન જ નથી. પ્રેમ

છે, મહાવીર ભગવાનનો પ્રેમ છે, બુદ્ધ ભગવાનની દયા છે.

**દાદાશ્રી :** અમે એ સ્વરૂપમાં છીએ, પ્રેમ સ્વરૂપમાં છીએ. અમારે કોઈની જોડે મતભેદ નથી. મને ગાળો ભાંડે તોય મારે મતભેદ નથી.

**પ્રશ્નકર્તા :** એ શું ભાવ કહેવાય ? એને કરુણા કહેવાય કે દયા કહેવાય ?

**દાદાશ્રી :** દયાનું સ્ટેજ પૂરું થયું. દયા હોયને ત્યાં નિર્દયતા હોય. તે નિર્દયતા એમનામાં નથી, નિર્દયતા છૂટી ગઈ. દયા છૂટી ગઈ ને કરુણા આવી.

**પ્રશ્નકર્તા :** તે કરુણામાં પણ અહંકારનો ભાગ રહ્યો ખરો ?

**દાદાશ્રી :** ના, અહંકાર નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રેમ અને કરુણામાં ફેર કેમ રહ્યો ?

**દાદાશ્રી :** પ્રેમ તો હજુ આગળનું સ્વરૂપ છે

## કલ્પ, વિકલ્પ, સંકલ્પ ને નિર્વિકલ્પ !

**પ્રશ્નકર્તા :** જેનો અહંકાર ગયો હોય, જેના સંકલ્પ-વિકલ્પ ગયા હોય, નિર્વિકલ્પ દશામાં આવ્યો હોય, એના બાહ્ય લક્ષણ શું હોય ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પ હોય નહીં કોઈ. એ નિર્વિકલ્પમાં રહી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** અહંકાર શૂન્ય હોઈ શકે ?

**દાદાશ્રી :** અહંકાર શૂન્ય થાય નહીં. એટલે જેનો થયો હોય એ મને કહો, મારે એના દર્શન કરવા જવું છે. નિર્વિકલ્પ થઈ શકે નહીં માણસ. એને માટે તો જ્ઞાન જોઈએ. જ્ઞાન વગર નિર્વિકલ્પ થઈ શકે નહીં. વિકલ્પીને નિર્વિકલ્પ બનાવવાનું સાધન, એ બીજ જ જુદું છે. વિકલ્પી બીજેય જુદું છે, નિર્વિકલ્પી બીજેય જુદું છે. જ્ઞાની પુરુષ પાસે જાય તો વળે, નહીં તો કશું ઠેકાણું પડે જ નહીં.

અજ્ઞાશક્તિ ઊભી થઈ છે એટલે એ આત્માની કલ્પના છે, વિકલ્પ છે. જેવું કલ્પે એવો આ દેહ બંધાઈ જાય. એને મહેનત કશું કરવું ના પડે, એમ ને એમ કલ્પનાથી જ. એ રીતે ચાલ્યું પછી. ઇગોઇઝમ જોડે ને જોડે, પહેલાંનો ઇગોઇઝમ પૂરો ના થયો હોય ત્યારે નવો ઇગોઇઝમ ચાલુ થઈ જાય. આ સંકલ્પ-વિકલ્પ નથી. સંકલ્પ-વિકલ્પ આપણામાં રહ્યા જ નથી. મેં શું કહ્યું છે કે તમારું નિર્વિકલ્પી જ્ઞાન થયું. સંકલ્પ-વિકલ્પ ક્યારે થાય ? અહંકાર જ્યારે વિચરતો હોય અને અહંકાર તન્મયાકાર થાય ત્યારે સંકલ્પ-વિકલ્પ થાય.

## ત્યાગનો પાયો અહંકાર ઉપર !

તમારી કોઈ ક્રિયા ભગવાનને ત્યાં જોવામાં આવતી નથી. ભગવાનને ત્યાં તો તેં શેનો અહંકાર કર્યો, એ પકડવામાં આવે છે. ભગવાન તો કહે છે, તેં અહંકાર કર્યો માટે તું પાછો જા. અમારે તો અહંકારનો રોગ ના જોઈએ. મેં ત્યાગ કર્યો છે ને મેં કોઈ દહાડો દારૂ પીધો નથી. એ બધું મારે સાંભળવું નથી. એનું ફળ મળશે. તેં જે કર્યું છે એનું ફળ મળશે. મારે તો તેં અહંકાર નથી કર્યો એ જોઈએ છે.

ત્યાગ કર્યો તેમાં કોઈની ઉપર શો ઉપકાર કર્યો ? તેં ગ્રહણ કર્યું હતું તો ત્યાગ કરવાનો વખત આવ્યો. પણ ગ્રહણ જ ના કર્યું હોત તો ? પૈણ્યા પછી હવે બૈરીનો ત્યાગ કરીએ, તો પૈણ્યો જ ના હોત તો ? એને ત્યાગ કરવાનો વખત જ ક્યાંથી આવે ? આ તો ત્યાગનો પાછો લહાવો લેવો છે. 'મેં ત્યાગ કર્યો' કહે.

એક વકીલ સાહેબ મારી પાસે આવ્યા. તે મને કહે, 'દાદા, લોકોપકાર માટે મેં મારી વકીલાત છોડી દીધી.' ''ઓહોહો ! ગ્રહણ કોણે કરી'તી ? તમે કરી હતી કે મેં કરી હતી ? વકીલાત ગ્રહણ તેં કરી ! તમે ગ્રહણ કરી હતી, તે તમે છોડી દીધી, એમાં મને શું કરવા આમ કહેવાની જરૂર છે તે ?'' ત્યારે એ કહે, 'મેં ક્યારે ગ્રહણ કરેલી ?' મેં કહ્યું, 'મેટ્રિકમાં આવ્યા ત્યારે વિચાર નહોતા આવ્યા કે વકીલ થવું છે એવાં ?' ત્યારથી ગ્રહણ કરવા માંડ્યું. તે અત્યારે આ

છોડવાનો વખત આવ્યો. ગ્રહણ જ ના કર્યું હોત તો ? એવી રીતે બૈરી છોડી, ઘર છોડ્યું, કરોડ રૂપિયા છોડ્યા. અલ્યા, ગ્રહણ કર્યું તો છોડ્યું. નહીં તો ગ્રહણ ના કર્યું હોત તો ?

વાત તો સમજવી પડશેને ? વીતરાગોની વાત ટૂંકી, શોર્ટ કટ અને બિલકુલ પ્યૉર છે. વીતરાગોની વાત લાંબી કરીને તે બધાં ઓર્નામેન્ટલ એડજસ્ટમેન્ટ છે. અમારે તો છોડી પૈણાવવા સાથે કામ છે, આ તારો મંડપ તું આવો સારો મોટો બાંધું કે ના બાંધું, તે અમારે કામનું નથી. અમારે તો આ છોડી પૈણી ગઈ એટલે નિરાંત ! મારે માંડવા-બાંડવા નહીં બાંધવા, બા ! તે ઓર્નામેન્ટલમાં પડ્યા છે લોકો. શેમાં પડ્યા છે ? છોડી પૈણાવાની જેટલી ઉતાવળ નથી એટલી ઓર્નામેન્ટલની ઉતાવળ છે !

**પ્રશ્નકર્તા :** ગ્રહણ-ત્યાગ પ્રકૃતિનો છે અને અહંકાર એ પોતાનો માને છે.

**દાદાશ્રી :** હા, હું કરું છું, એવું ! એનું નામ જ સંસારને ! એ ભ્રાંતિને ! સંડાસ જવાની શક્તિ નહીં ને મૂઆ ગ્રહણેય શું કરવાનો ને ત્યાગેય શું કરવાનો ? આ તો બધું ઈટ હેપન્સ, થઈ રહ્યું છે. વાસ્તવિકતામાં ઈટ હેપન્સ !

## ગ્રહણ અને ત્યાગ, બેઉ અહંકાર !

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન જ સાચું જ્ઞાન છે, એની ખાતરી કર્યા પછી પણ માનવીને સંસારની ફરજો અદા કરવાની છે, એ છોડીને ચાલ્યા જવું એ પલાયનવૃત્તિ ના કહેવાય ?

**દાદાશ્રી :** આ છોડીને જાય છે ને કહે છે કે મેં ત્યાગ કર્યો, તેય 'ઈગોઈઝમ' છે ને કેટલાક કહે છે કે મેં આ ગ્રહણ કર્યું, તેય ઈગોઈઝમ છે. 'આઉટ ઑફ ઈગોઈઝમ' થવાનું છે. ત્યાગ મનુષ્યજાતિ કરી શકે જ નહીં. જે ત્યાગ કરે છે, એ લૌકિક ભાષાની વાત છે. સંડાસ જ ના કરી શકે ત્યાં ? અટકે ત્યારે ખબર પડે. આ તો પૂર્વકર્મની ભાવનાનું ફળ છે. એ ભાવના જ બધું કરી શકે છે.

એક આચાર્ય મહારાજ હતા, તે મને કહે કે 'આટલો બધો અમે ત્યાગ કર્યો, એના ફળરૂપે કાંઈ દેખાતું નથી.' મેં કહ્યું, 'કેમ ના દેખાય ? દેખાય છેને ?' તો તે કહે, 'ક્યાં દેખાય છે ? કશું દેખાતું નથી ?' મેં કહ્યું, 'મોઢા ઉપર દેખાય છે, ઘૈડપણ આવ્યું, નથી દેખાતું ?' 'પણ ત્યાગનું ફળ આનંદ હોવું જોઈએ, તે મહીં નથીને ?' 'પણ ત્યાગ કરનાર કોણ એ મને કહો ! તમારું નામ શું ?' ત્યારે એમણે નામ આપ્યું કે 'હું ફલાણા મહારાજ છું.' 'તમે એ જ ને ?' મેં પૂછ્યું. ત્યારે એ કહે, 'હા, એ જ ને !' ત્યારે મેં કહ્યું, 'આ તો મહારાજે ત્યાગ કર્યો. તમારો ત્યાગ જોઈશે. આ ત્યાગ તમારે કરવાનો છે, એના બદલે મહારાજે ત્યાગ કર્યો, એ તો ઊલટા બંધાયા.' શું કહે એ ? 'હું ત્યાગ કરી રહ્યો છું.' અહંકાર 'ત્યાગ કરી રહ્યો છું' માને છે.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાગને ત્યાગી શક્યા નથી ?

**દાદાશ્રી :** આ અહંકાર એટલે તો પોતાની મેડનેસ સ્ટેજ છે. એવો ત્યાગ કરે, એનો અર્થ શું છે ? એટલે પછી મહારાજ સમજ્યા કે આ તો બહુ મોટી ભૂલ કીધી. ત્યારે મેં કહ્યું, 'હજી આ ભૂલ ભાંગવી પડશે.' એક ભૂલ જગતના માણસો સમજી શકે નહીં. જે પાછળ , ચોગરદમ બધું જોઈ શકે તે ભૂલને સમજી શકે. પોતાની ભૂલ કેમ સમજાય ? અને શાસ્ત્રકારો કહે છે કે પોતાની ભૂલ જ્યારે સમજશે, ત્યારે એ ભગવાન થશે !

## અહંકાર, પોઝિટિવ અને નેગેટિવ !

એક બ્રાહ્મણ હતો. તે આખા ગામમાં એક જ બ્રાહ્મણ હતો. તે બિચારો મરી ગયો ! એની વાઈફેય મરી ગયેલી. એને બે છોકરા, એક દોઢ વર્ષનું ને બીજું ત્રણ વર્ષનું. બે છોકરાં મૂકીને બન્ને મરી ગયા. એટલે ગામવાળા બધા ભેગા થયા કે આ બ્રાહ્મણના છોકરાઓનું શું કરવું ? તે કોઈ એમને પાળવા તૈયાર થયું નહીં. ત્યારે એક બીજો પરદેશી મારવાડી બ્રાહ્મણ હતો, તે કહે છે કે, 'ભઈ, મારે છોકરો નથી, મને એક આપો તો હું લઉં.' આ પરદેશી બ્રાહ્મણે એક છોકરું લીધું,

ત્રણ વર્ષનું. હવે દોઢ વર્ષના છોકરાનો કોઈ ઘરાક જ ના થાય. આ કોણ ઉથામે, બલા આવી ? એના છોકરાને ઉથામે કે પારકાનાં ઉથામે ? ત્યારે એક શૂદ્ર હતો તે કહે, 'સાહેબ, મારે છોકરું નથી. મને જો આપો તો હું ઉછેરું.' ત્યારે ગામવાળા કરે કે 'આ છોકરો મરી જશે, એનાં કરતાં શૂદ્રને આપોને !' તે છોકરું શૂદ્રને આપ્યું. તે શૂદ્રને ત્યાં ઉછર્યો ને અઢાર વર્ષનો થયો ને પેલો છોકરો વીસ વર્ષનો થયો. બ્રાહ્મણના ઘરવાળો છોકરો દારૂના પીઠા આગળ દારૂ વિરુદ્ધ પિકેટીંગ કરવા માંડ્યો. બન્ને ભાઈઓ, એક માના છોકરાઓ. તે આ શૂદ્રના સંસ્કારમાં આવ્યો, એટલે દારૂ ગાળવા માંડ્યો અને પેલો છે તે બ્રાહ્મણના સંસ્કારમાં રહ્યો તે પિકેટીંગ કરવા માંડ્યો કે દારૂ ના પીવાય, આમ ને તેમ. પછી એ ગામમાંથી એક મોટા જ્ઞાની પુરુષ જતા હતા. તેમને કોઈએ પૂછ્યું કે સાહેબ, આ બેમાં કોનો મોક્ષ થશે ? દારૂ ગાળે છે એનો કે દારૂનો વિરોધી જ છે એનો ? ત્યારે એ જ્ઞાની પુરુષે કહ્યું, 'ભઈ, આ દારૂ નહીં પીવાનો અહંકાર કરે છે અને પેલો પીવાનો અહંકાર કરે છે, બેઉ અહંકારી છે. મારે ત્યાં બન્નેમાંથી કોઈનેય મોક્ષ ના મળે.' આ તો આવો ન્યાય છે જગતનો. ન્યાય સમજી લેજો.

આ સાધુઓ ત્યાગનો અહંકાર કરે છે ને આ ગ્રહણનો અહંકાર કરે છે, બેઉ ત્યાં પહોંચે નહીં. જેને ગ્રહણ-ત્યાગ જેવી વસ્તુ જ નહીં, જે સહજભાવે આવે છે તે જીવે છે, ખાય છે, પીવે છે, તો તેનો મોક્ષ છે. આ સમજવું તો પડશેને ? આમ કેમ ? આ પોપાબાઈનું રાજ નથી. આ તો એક્ઝેટ (બરાબર) કાયદેસર છે. એક ઘડીવાર કાયદાની બહાર ના ચાલે. આપણી કોર્ટોમાં ગપ્પાં ચાલે છે, ત્યાં ખટપટ કરવી હોય તો કરાય.

**પ્રશ્નકર્તા :** ભગવાનને ત્યાં કોર્ટો ખરી ?

**દાદાશ્રી :** ના, ત્યાં કોર્ટો હોત તો બધા કારકુનને અહીંથી ત્યાં જવું પડત ! અને કોર્ટો હોય ત્યાં કકળાટ હોય. ભગવાન કકળાટિયા છે જ નહીં. ભગવાન તો ભગવાન જ છે. અત્યારે મહીં બેઠા છે, એ દેખાય છે બધાને !

## મારવું-બચાવવું, બેઉ અહંકાર !

**પ્રશ્નકર્તા :** આ અમુક સંપ્રદાયમાં સાધુઓ પગમાં બૂટ-ચંપલ પહેરતા નથી, એનું કારણ શું ?

**દાદાશ્રી :** એ જીવડાં બચાવવા માટે.

**પ્રશ્નકર્તા :** આપણે તો પહેરીએ છીએ, તો આપણી શી દશા ?

**દાદાશ્રી :** એ એમને એવી શંકા છે કે હું જોડા પહેરીશ તો જીવડું મરી જાય તો ? ત્યારે ભગવાને શું કહ્યું કે, 'અલ્યા, તું જ બચાવનારો છું ?' આ મારનારો ને તું બચાવનારો ! આ મારનારો મારવાનો અહંકાર કરે છે અને તું બચાવવાનો અહંકાર કરે છે. મારે ત્યાં અહંકારનું કામ નથી. ભગવાનને ત્યાં તો નિર્અહંકારીનું કામ છે.

**પ્રશ્નકર્તા :** તો શું કરવું ? બૂટ-ચંપલ પહેરીને ફરવું કે એમ ને એમ ?

**દાદાશ્રી :** અરે, જોડા પહેરીને ફરો નિરાંતે ! નીચે વીંછી-બીંછી કરડી ખાશે, છાનામાના પહેરીને ફરોને ! એવું છેને, તમે કંઈ સાધુ થયા નથી. તમે છે તે સંસારી છો. એટલે રસ્તામાં ચાલવું પડે. કાંટો વાગે તો ઉપાધિ થાય. મહારાજને તો કાંટો વાગ્યો હોયને તો ડૉક્ટરો મફત દવા કરી આપે. તમારી પાસે ડૉક્ટર પૈસા માગે. મહારાજની પાછળ બધાં બહુ છે કરનારાં. એટલે તમારે જોડા-બોડા પહેરીને ફરવું.

**પ્રશ્નકર્તા :** પાપ ના લાગે ?

**દાદાશ્રી :** એ લાગે એનું, પણ ઓછું લાગે છે, એ કંઈ બહુ લાગતું નથી. મનમાં ભાવ રાખવો કે કોઈ જીવ મારાથી દબાય નહીં, એવું ઘેરથી બોલીને નીકળવું. ઘેરથી પાંચ વખત સવારનાં પહોરમાં બોલવું કે, 'મારાં મન-વચન-કાયાથી કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ ન હો, ન હો, ન હો.' એટલું બોલે કે બધું થઈ ગયું.

આ તો પાછા બચાવવા નીકળ્યા છે ! એ તો બધા અહંકારી

પાછા. ઓહોહો ! ભગવાન ના બચાવે ને તું બચાવનારો નીકળ્યો ! આ તો બધા અહંકાર જાતજાતના ! કેમ બીજા સાધુઓ એવું નથી કરતા ? એ તો જોડા-બોડા પહેરીને ફરે છે નિરાંતે ! એ બિચારા એવું કંઈ કહેતા જ નથી કે મારે મારવા છે. અને ભૂલથી વટાઈ જાય તો માફી માંગી લે !

## અક્રમમાં ન રહ્યો ત્યાગનાર !

આમાં એક શબ્દ કૃપાળુદેવથી વિરુદ્ધ કોઈ માણસ કહે તો આ અક્રમ વિજ્ઞાન જ નથી. એક ફક્ત વિરુદ્ધ છે તે ક્યાં કે જ્યાં આગળ ક્રમિક માર્ગ છે, ત્યાં ત્યાગ હોય ને ત્યાગ કરનારો પણ હોય. અહીં અહંકાર નહીં એટલે ત્યાગ કરનારો જ નહીંને ! અહંકાર જ ઊડાડી દેવામાં આવે છે, અહીં આગળ ! ત્યાગનો કર્તા જ નહીં. ત્યાગ કરવાનો નથી. અહંકાર ને મમતા, બેનો ત્યાગ થઈ ગયો કે થઈ ગયું પૂરું. આ બેનો ત્યાગ કરાવી દઉં છું. એમને ત્યાગાત્યાગ સંભવે નહીં. કારણ કે જેમ ઉદય આવે ને તેવી રીતે વર્તે. ત્યાગ ને અત્યાગ કરનાર કોણ ? અહંકાર. અહંકાર જેનો વિલય થઈ ગયો છે, એ ત્યાગ ને અત્યાગ કેવી રીતે કરી શકે ? અહંકાર રૂપી ફાચર જ ઊડી ગઈ છે.

'પોતે કોણ છે ?' એ જાણે એટલે ચાલ્યું ગાડું. ત્યાગ તો અહંકારનો ને મમતાનો કરવાનો છે. સંસારમાં કપડાં કાઢીને ફરીએ તો લોકો શું કહે ? લોકો વઢે કે ના વઢે ? મૂર્છાનો ત્યાગ કરવાનો છે. વસ્તુનો ત્યાગ કરવાનો ભગવાને કહ્યું નથી. આની પર મૂર્છા ના હોવી જોઈએ. મૂર્છા હોય છે તમને ?

**પ્રશ્નકર્તા :** મૂર્છા એટલે શું, સમજાયું નહીં.

**દાદાશ્રી :** મૂર્છા એટલે મોહ. ખમીસ પહેર્યું છે તે ફાટી જાય તોય કશું નહીં, ના ફાટે તોય કશુંય નહીં, મોહ નહીં એનો ને મોહવાળો તો ગુસ્સે થાય. મારું ખમીસ કેમ ફાડ્યું ? અહંકાર સહિત વસ્તુનો અભાવ કરે એને ત્યાગ કહ્યો અને નિર્અહંકાર સહિત કરે તો સંયમ કહેવાય.

## ઉપજાવે સંયમ પરિણામ !

**પ્રશ્નકર્તા :** 'ઉપજાવે સંયમ પરિણામ...' ઉપજાવે એટલે ઊભા થાય છે, એની મેળે અને જ્યારે અત્યાર સુધીના સંયમો કરવાની વાતો આવી, એ બે સંયમોમાં કેટલો ફેર ?

**દાદાશ્રી :** એવું છેને, સંયમ કર્યો ના થાય. સંયમ અહંકારથી થાય નહીં. અહંકારથી ત્યાગ થાય. છેલ્લી હદ સુધી અહંકાર ત્યાગ કરી શકે, સંયમ ના કરી શકે.

**પ્રશ્નકર્તા :** ત્યારે આ લોક કહે છેને કે સંયમમાં રહો, સંયમમાં રહો, એ શું ?

**દાદાશ્રી :** આ બધી વાત લૌકિક છે. આપણે લૌકિકને ખોટું તો ન કહી શકીએને ?

**પ્રશ્નકર્તા :** પણ આ તો સંયમનો અર્થ જ બદલાઈ ગયો !

**દાદાશ્રી :** અર્થ છે એનો એ જ છે, પણ આ લૌકિક ભાષામાં આવો અર્થ ચાલે છે. લોકભાષામાં આને સંયમ કહે છે. આ તમને અત્યારે કોઈ ગાળ દે, હવે તમને 'જ્ઞાન' છે તો તમારી મહીં સંયમ પરિણામ ઊભાં થાય, એનું નામ સંયમ કહેવાય. તમને એના માટે કશું થાય નહીંને ? ખરાબ વિચાર આવે નહીંને ? મન બગડે નહીંને એના માટે ? અને તમારું મન બગડ્યું નહીં, એનું નામ સંયમ પરિણામ. એની મેળે પરિણામ ઊભાં થાય. એમાં અહંકારની જરૂર જ નથી.

ત્યાગમાં અહંકાર કરવો પડે. આ બધા સાધુઓ એ લોકભાષામાં સંયમી કહેવાય. પણ એ ત્યાગીઓ છે, લૌકિક ભાષા અને અલૌકિક ભાષા, બન્ને ભાષામાં હંમેશાં ફેર જ હોય. ત્યાગ કરવો હોય તો ત્યાગનો કર્તા જોઈશે. તેથી તમને બધાને (મહાત્માઓને) કહ્યું છેને કે કશો ત્યાગ નહીં કરવાનો. જો ત્યાગ કરશો તો કર્તા રહેશો. કર્તૃત્વ પરિણામ થશે, કર્તા રહેવું પડશે અને આ તો સંયમ પરિણામ ઊભાં થયાં. તમને લાગે કે સંયમ પરિણામ ઊભાં થયાં ? એ સંયમિત દેહ, સંયમિત મન અને

સંયમિત વાણી રહે કે બસ થઈ રહ્યું ! પરમાત્મા થઈ ગયો !!

જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી ત્યાગ છે. અને અહંકાર સિવાય (રહિત) જે પરિણામ ઊભાં થાય છે એ સંયમ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** તમે જે સંયમનો અર્થ કર્યો એ ક્રમિક માર્ગે શી રીતે આવે ?

**દાદાશ્રી :** એ આવે. એમાં છે તે જ્યારથી સમકિત થાય, એટલે જ્યારથી એ પોતાને શબ્દથી જાણે 'હું શુદ્ધાત્મા છું', એવું શબ્દથી જ્યારે એને એમ ખાતરી થાય કે 'આ હું છું' અને 'આ હું ન્હોય' એમ પ્રતીતિ બેસે, ત્યારથી એટલો એટલો સંયમ પરિણામ થાય. એકદમ બધો ના થાય, અમુક અમુક થાય. પછી સંયમ પરિણામ વધતું વધતું જાય, તેમ તેમ તે ચઢતો જાય અને આ જ્ઞાનમાં તો બધા સંયમ પરિણામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જ્યાં જ્ઞાન બાબતની થીયરી કરી નાખી ત્યાં અહંકારનું કર્તૃત્વ આવે છે જ. એટલે તે ક્રમિક માર્ગ થયો ?

**દાદાશ્રી :** ના, એવું નથી. અહંકાર અમુક ભાગમાં હોય. એંસી ટકા અહંકાર ને વીસ ટકા નિર્‌અહંકાર, ક્રમિક માર્ગમાં એવું નિર્‌અહંકારનું પદ ઊઘડતું ઊઘડતું ઠેઠ સંપૂર્ણ નિર્‌અહંકાર થાય છે.

## ઉપવાસ, શુદ્ધ ઉપયોગપૂર્વક !

**પ્રશ્નકર્તા :** હમણાં ફોરેનમાં કોઈએ કહ્યું કે હિન્દુસ્તાનમાં તો કેટલાક લોકો બબ્બે, ત્રણ-ત્રણ મહિના ખાધા વગર રહી શકે. તો કહે, 'આપણે હિન્દુસ્તાનમાં જવું જોઈએ. આપણે ત્યાં તો કોઈ ઉપવાસ કરી નથી શકતું.'

**દાદાશ્રી :** હા, બરોબર છે. એમને ત્યાં ન રહી શકે. એમને ત્યાં શી રીતે રહી શકે ? આ તો બધું જાણે છે કે હવામાં શક્તિ છે, બધામાં શક્તિ જ છે. આ શક્તિથીય જીવાય છે ખરું, પોષાતું નથી પણ જીવાય છે ખરું. હવે આ લોકોથી નથી રહેવાતું, એનું કારણ કે ત્યાં આ

અકળામણ સહન ન થાય. આ અહીંના સહન કરી શકે. અહંકારનો દાંડો ભારેને ! બહુ જ ભારે દાંડો ! અરે, રથમાં બેસવાનું મળે એટલા માટે આઠ દહાડાના ઉપવાસ કરે. અને આ તો ૭૦-૭૦ દહાડા ઉપવાસ કરે છે. એમને તો પાંચ દહાડાય ઉપવાસ ના થાય. એમનું કામ નહીં. એ તો અહંકાર જોઈએ મોટો, જબરજસ્ત.

ભગવાને કહ્યું હતું કે એક ઉપવાસ જો કદી શુદ્ધ ઉપયોગપૂર્વક થાય તો અબજો ઉપવાસ જેટલી કિંમત છે. દેહનો શો દોષ ? આ દેહનો દોષ હશે ? આણે બિચારાએ શો ગુનો કર્યો ? 'આ' બધામાંથી જો ગુનો કોઈનો ના હોય તો દેહનો છે !

**પ્રશ્નકર્તા :** ઉપવાસ કરવાથી પુણ્ય તો બંધાયને ?

**દાદાશ્રી :** પણ કેવો ઉપવાસ ?

**પ્રશ્નકર્તા :** ખાવું નહીં તે. ધર્મમાં ઉપવાસ અત્યારે કરે છે તે.

**દાદાશ્રી :** કોણે કહ્યું કે પુણ્ય બંધાય છે ?

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રકારોએ લખ્યું છે ને અમારી બુદ્ધિએ વિચાર્યું.

**દાદાશ્રી :** એ ઉપવાસ આજ્ઞાપૂર્વકના હોય ?

**પ્રશ્નકર્તા :** અમે પચ્ચખાણ લઈએ છીએ એ આજ્ઞા થઈને ?

**દાદાશ્રી :** આ લોકોની આજ્ઞા ચાલે નહીં. આ તો 'અનક્વૉલિફાઈડ' છે, 'ક્વૉલિફાઈડ' જોઈએ. કારણ કે એ સમકિતી જોઈએ. ચોથે ગુંઠાણે હોવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો પછી શું ન જ કરવું ?

**દાદાશ્રી :** કરવું નહીં એવું નહીં, કરજો પણ મનમાં એનું માનશો નહીં કે આનો કંઈ લાભ છે એવું.

**પ્રશ્નકર્તા :** મારાથી ઉપવાસ થતા નથી.

**દાદાશ્રી :** પણ એ પ્રકૃતિ કરે છે, તમે કરતા નથી. આ તમે

તો ખાલી અહંકાર કરો છો કે મેં આ ઉપવાસ કર્યો. મેં જીંદગીમાં એક ટંકનોય ઉપવાસ નથી કર્યો.

એક બહુ મોટા ભક્ત હતા. તેમણે ઉપવાસનું પૂછ પૂછ કર્યું. મેં કહ્યું, 'કોના દોષે ઉપવાસ કરો છો ? શું ગુના માટે ઉપવાસ કરવાનો ?' આપને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** શરીર શુદ્ધિ માટે ઉપવાસ થાય.

**દાદાશ્રી :** શરીર શુદ્ધિ માટે એ તો ડૉક્ટરેય કહે છે. એ તો આપણને અજીર્ણ થયું હોય તો ઓછો ખોરાક ખાવ કે ના ખાવ ? એટલે એ વસ્તુ નથી. આપણા ધર્મને માટે જે ઉપવાસ કરવામાં આવે છે બધા.

એટલે ઉપવાસ કરવામાં આ દેહની ભૂલ જ નથી ! વગર કામના આને શું કરવા માર-માર કરો છો ? સહેજેય દેહની ભૂલ નથી. પછી પેલા માણસે પૂછ્યું કે 'તો શું આત્માની ભૂલ છે ?' ત્યારે મેં કહ્યું, 'એ પણ નથી.' ત્યારે એ કહે કે 'શું મનની ભૂલ હશે ?' ત્યારે મેં કહ્યું, 'મનનીય ભૂલ નથી આ તો.' ત્યારે એણે પૂછ્યું, 'તો કોની ભૂલ છે ?' ત્યારે મેં કહ્યું, 'અહંકારની.' ત્યારે એ કહે કે 'અહંકારની ભૂલ છે તો શી રીતે દંડ દેવો ?' મેં કહ્યું, 'અહંકારને દંડ દેશો જ નહીં. અહંકારને તમે શું દંડ દેવાના હતા ? અહંકારનું 'રૂટ કૉઝ' કાઢી નાખો. અહંકારનું 'રૂટ કૉઝ' એ અજ્ઞાનતા. અજ્ઞાનતા કાઢો કે બધું ગયું !'

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા કેવી રીતે કઢાય ?

**દાદાશ્રી :** જ્ઞાની હોય તો જ એ નીકળે એવી છે, નહીં તો આ ગૂંચવાડા આમ જ રહેવાના છે. ગૂંચવાડા તો આ હું કહું છું, નહીં તો ગૂંચવાડા ગણાતા જ નથી. આ જ બરોબર છે એવું માનવામાં આવે છે. આ તો હું જાણું છુંને એટલે કહું છું કે આ બધાં ગૂંચવાડા ઊભા કરે છે. આખો દહાડો મન ગૂંચાયેલું હોય છે. પોતાના ઘરનું ખાઈ, ઘરના કપડાં પહેરે છે, ઘરની રૂમમાં સૂઈ રહે છે અને આખો દહાડો ચિંતા-ઉપાધિઓ, ચિંતા-ઉપાધિઓ કર્યા કરે ! કોઈ દહાડો સાહેબીપૂર્વક જીવ્યો જ નથી. એવું નથી લાગતું તમને ?

**પ્રશ્નકર્તા :** લાગે છે.

**દાદાશ્રી :** તે કેટલા બધા ગૂંચવાડા કહેવાય ? એ ગૂંચવાડા તોડી નાખીએ તમારા ! તમને ગૂંચવાડો જ રહે નહીં ને પછી !

## એમાં છે મૂળ કોણ ?

**પ્રશ્નકર્તા :** આત્મા અને દેહ અલગ છે, તથા વિચાર અને માનસિક ક્રિયાઓ આત્માથી અલગ છે, તો દાદા ભગવાનને વંદન કરે છે એ કોણ ? એ આત્મા કે વિચારની ક્રિયા એ વિગતે સમજાવશો.

**દાદાશ્રી :** જ્યારે તે કર્તા હતો, ત્યાં સુધી ભોક્તા હતો, એટલે એને દુઃખ પડતું હતું. કરે એટલે દુઃખ પડે જ ને ? એટલે એ મુક્તિ ખોળતો'તો ! તે એને લાગ્યું કે આ ભગવાનનાં દર્શન થયાં, એટલે એને પોતાને અનુભવ થયો. એ અહંકારને અનુભવ થયો છે. દાદા ભગવાનને નમસ્કાર કરે છે એ આત્મા નહીં, વિચાર-બિચાર નહીં, એ અહંકાર કરે છે.

**પ્રશ્નકર્તા :** આપણે ઊંઘી જઈએ છીએ ત્યારે ઘણીવાર એમ કહીએ છીએ કે બહુ સરસ ઊંઘ આવી, ઘણીવાર કહીએ છીએ કે આજે ઊંઘ ના આવી, તો એ કહેનાર કોણ છે અને અનુભવ કરનાર કોણ છે ?

**દાદાશ્રી :** એ જ, એ જેને આ સારી ઊંઘ આવે છે ને, તે જ એવું બોલે છે કે આજ સરસ ઊંઘ આવી. અને આજે બરાબર સારી ઊંઘ ના આવી, તો એ ના આવી તે, એ જ બોલે છે. આ કોનું કામ છે ? કોણ બોલે છે આ, એ તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** ના, એ અમને જાણવું છે.

**દાદાશ્રી :** આ ઈગોઈઝમ બોલે છે કે આજ ઊંઘ બરાબર ના આવી અને સરસ આવી તો એ કહે, સરસ ઊંઘ આવી.

**પ્રશ્નકર્તા :** બરાબર ઊંઘ આવી હોય ત્યારે એવી પરિસ્થિતિમાં

આપણને શરીર કે મનનું કશાનું ભાન જ નથી. શરીર પણ કામ નથી કરતું, મન પણ કામ નથી કરતું, તો પછી ઈગોઈઝમ ક્યાં રહ્યો ?

**દાદાશ્રી :** એ બરાબર ઊંઘ આવીને તે ઈગોઈઝમે અનુભવ્યું, બહારનો ઈગોઈઝમ ભાગ બંધ થઈ જાય, પણ અંદર તો ખરુંને બધું ! અંદર તો બધું મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધુંય ખરુંને ?

**પ્રશ્નકર્તા :** એટલે એ ચાલુ જ રહે છે ?

**દાદાશ્રી :** હા, અંદર ચાલુ રહેને ! એ તો બહાર બંધ થઈ ગયું. ઈન્દ્રિયો બંધ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** નહીં, મન ચાલુ હોય તો સ્વપ્ન હોય ?

**દાદાશ્રી :** મન ને ચિત્ત, બે જો કદી ચંચળ હોય તો કહેશે, ઊંઘ સારી આવી નથી. અને મન-ચિત્ત ચંચળ ના હોય ત્યારે કહે, ઊંઘ સારી આવી, બસ એટલું જ. ચંચળતા બંધ થઈ ગયેલી હોય એની, મન સાયલંટ (શાંત) થઈ ગયું હોય.

**પ્રશ્નકર્તા :** ઈગોઈઝમને અનુભવ કરવા માટે આત્માની જરૂર છે કે ઈગોઈઝમ પોતે સ્વતંત્ર રીતે અનુભવ કરી શકે ?

**દાદાશ્રી :** ના, આત્માની હાજરી જ છે, બસ.

## ચિંતા એ છે મોટામાં મોટો અહંકાર !

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ બધી રીતે પ્રામાણિક છે, છતાં પણ એને રાત્રે ઊંઘ નથી આવતી. ભવિષ્યની ચિંતા રહ્યા કરે છે એ શું છે ?

**દાદાશ્રી :** ચિંતા જો રહેતી હોય તો એ વધુ પડતો ઈગોઇઝમ છે. એ ઈગોઇઝમને થોડો ઓગાળવો જોઈએ. ચિંતા એટલે 'આપણે જ ચલાવીએ છીએ !' એવું આપણા મનમાં ભાસે છે. એટલું જ છે ખાલી !

બધા ધર્મોની વાતો શું કહે છે કે ચિંતા કરવાની બધા ના પાડે

છે. એટલે આપણને ચિંતા થતી હોય તો આપણો ઈગોઈઝમ વધી ગયો છે, એક્સ્ટ્રા ઓર્ડિનરી (અસામાન્ય) થયેલો છે. નોર્માલિટી સુધી ઈગોઈઝમ રખાય. એથી ઈગોઈઝમ વધે કે ચિંતા થાય. એટલે ઈગોઈઝમ ઓગાળવો જ રહ્યો. સંત પુરુષોના દર્શન કરીએ તો દર્શન કરવાથી, નમસ્કાર કરવાથી ઈગોઈઝમ ઓગળે.

કોઈ ફેરો ચિંતા તમે જોયેલી ? અનુભવ હઉ થયેલો ? હવે એ ચિંતા હોય તે ઘડીએ સુખ બહુ હોય છે ? તો પણ શા માટે લોક ચિંતા કરતા હશે ? એમાં શું ફાયદો ?

**પ્રશ્નકર્તા :** મારા પોતા માટે નહીં, બીજા માટે ચિંતા કરવી પડે છે.

**દાદાશ્રી :** બીજા માટે ચિંતા ? અને બીજા કોના હારુ ચિંતા કરતા હશે ? તમારા માટે ! તમે એમના હારુ ચિંતા કરો ! કોઈ સફળ થતું નથી. ચિંતા એટલે મોટામાં મોટો ઈગોઈઝમ ! હું બીજાનું કંઈ કરી શકું તેમ છું એવું જે થાય તે ચિંતા.

**પ્રશ્નકર્તા :** ચિંતા કરવી એ મોટામાં મોટો અહંકાર છે એ સમજાવો.

**દાદાશ્રી :** આ મોટામાં મોટો અહંકાર હોય તો ચિંતા. એવું છેને, આમ ચિંતા કરે છે, એ માણસે ઊંઘવું જ ના જોઈએ. મૂઆ, આમ ચલાવવા માટે તું ચિંતા કરું છું અને શાના આધારે તું સૂઈ જાય છે, એ કહે ? કયા ઓળંબાથી તું સૂઈ જઉં છું ? અને જે ઓળંબાથી તું સૂઈ જઉં છું, તે ઓળંબાથી આ ચાલવા દે જગત. શું કરવા ચિંતા કરે છે વગર કામનો ? ના સમજ પડે ? હું તો એને કહી દઉં કે શાના આધારે સૂઈ જઉં છું ત્યારે ? ચિંતા કરું છું ત્યાં ?

**પ્રશ્નકર્તા :** ભયંકર પરિસ્થિતિ હોય છતાં એમને ઊંઘ આવી જાય છે પછી તે કયા આધારે ?

**દાદાશ્રી :** અરે, ઓઢીને નિરાંતે સૂઈ જાય છે ! પાથરીને સૂઈ

જાય છે, શાના આધારે ? અલ્યા, કોને સોંપ્યું આ ? આમ તો આખો દહાડો ચિંતા કર્યા કરતો હોય.

**પ્રશ્નકર્તા :** ચિંતા કરવી કે ઊંઘ આવવી એ બધી પ્રકૃતિનો નચાવ્યો નાચે છેને, એ તો પ્રકૃતિ આગળ લાચારી ના કહેવાય ?

**દાદાશ્રી :** હા, પ્રકૃતિ જ છે. ઊંઘ આવવી એ પ્રકૃતિ છે. પણ ચિંતા તો પ્રકૃતિની મહીં પુરુષ આંગળી કરે તો ચિંતા થાય.

**પ્રશ્નકર્તા :** કર્તાભાવને લીધે ચિંતા થાય છે ?

**દાદાશ્રી :** કર્તાભાવ હોય તેથી ચિંતા હોય, પણ કર્તાભાવ તો માણસ માત્રમાં હોય. આ તો ગાંડો અહંકાર છે. ચિંતા કરવી એક મેડ અહંકાર છે. બધાય પ્લેનમાં રોફથી સિગારેટ પીયા કરતા હોય અને આ એકલો અક્કરમી ચિંતા કર્યા કરતો હોય કે આ પડી જશે તો શું થશે ? શું થશે ? ત્યારે મૂઆ, લોક ધુમાડા કાઢે છે એ તો જો. એવું સમજવું ના પડે ? ત્યારે એ કેવો અહંકાર કહેવાય ? આપણે ધુમાડા કાઢનારને કહીએ કે આ ભઈને આવા વિચાર આવે છે. ત્યારે એ કહે, 'એ કેવો માણસ છે ? ગાંડો છે ?' એટલે ચિંતા હોવી જ ના ઘટે.

**પ્રશ્નકર્તા :** આપે એક જગ્યાએ લખ્યું છે 'ચિંતા એ અહંકારની નિશાની છે'.

**દાદાશ્રી :** હા, ચિંતા એ અહંકારની નિશાની શાથી કહેવાય છે ? એના મનમાં એમ લાગે છે કે હું આ ચલાવી લઉં છું, તેથી એને ચિંતા થાય છે. આનો ચલાવનાર હું છું, એટલે આ છોડીનું શું થશે, આ છોકરાનું શું થશે, એમ કહે. આનું શું થશે, આમ શું થશે, આ મકાન પૂરું નહીં થાય તો શું થશે ? એ ચિંતા પોતે માથે લઈ લે છે. પોતે પોતાની જાતને કર્તા માને છે. હું જ માલિક છું અને હું જ કરું છું, એમ માને છે. પોતે કર્તા છે નહીં ને ખોટી ચિંતા વહોરે છે. ખરેખર તો આ સંજોગો કર્તા છે. બધા સંજોગો, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (વૈજ્ઞાનિક સંયોગિક પુરાવા) ભેગા થાય તો કાર્ય થાય, એવું

છે. આપણા હાથમાં સત્તા નથી. આપણે સંજોગોને જોયા કરવાના કે સંજોગો કેમના છે. સંજોગો ભેળા થાય એટલે કાર્ય થઈ જ જાય. સંજોગો ભેળા થવા એટલે કોઈ માણસ છે તે માર્ચ મહિનામાં વરસાદની આશા રાખે એ ખોટું કહેવાય. અને જૂનની પંદરમી તારીખ થઈ એટલે એ સંજોગ ભેગો થયો, કાળનો સંજોગ ભેગો થયો. હવે વાદળનો સંજોગ ભેગો ના થયો હોય તો વાદળાં વગર વરસાદ કેમ પડે ? ત્યારે કહે છે કે વાદળાં ભેગાં થયાં, કાળ ભેગો થયો, પછી વીજળીઓ થઈ, બીજા એવિડન્સ ભેગા થયા, ત્યારે વરસાદ પડ્યો ! ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. માણસ સંજોગોનાં આધીન છે અને પોતે એમ જાણે છે કે 'હું કંઈ કરું છું !' પણ એ કર્તા, એ પણ સંજોગોના આધીન છે. એક સંજોગ વિખરાયો તો શું થાય ?

આજે કોઈ સામાયિક કરતું હોય તો લોકોને કહે કે હું રોજ ચાર સામાયિક કરું છું અને પેલા તો એક જ કરે છે ! બીજાનો દોષ કાઢે છે. એટલે આપણે ના સમજી જઈએ કે ભઈને સામાયિક કરવાનો ઈગોઇઝમ છે ! તે આપણે બીજે દહાડે પૂછીએ કે, 'સાહેબ, કેમ આજે સામાયિક નથી કરતા ?' ત્યારે એ શું કહે, 'આજે તો પગ ઝલાઈ ગયા છે !' તે આપણે પૂછીએ કે 'સાહેબ, પગ સામાયિક કરતા હતા કે તમે કરતા હતા ?' આ પગ જો સામાયિક કરતા હોય, તો તમે બોલતા હતા કે 'મેં ચાર સામાયિક કરી', તો તે ખોટું બોલતા હતા. એટલે પગ પાંસરા હોય, મન પાંસરું હોય, બુદ્ધિ પાંસરી હોય, બધા સંજોગો પાંસરા હોય ત્યારે સામાયિક થાય અને અહંકારેય પાંસરો જોઈએ. અહંકારેય તે ઘડીએ પાંસરો ના હોય તો ના થાય. એ બધું ભેગું થાય ત્યારે કાર્ય થાય. મગજ પાંસરું જોઈએ, અરે, જગ્યાએ પાંસરી જોઈએ. જગ્યા ના સારી હોય તોય ના થાય.

ને ચિંતા તો એકુય ના થવી જોઈએ. ચિંતા તો, જગત ચલાવનાર હોય તેને ચિંતા થાય. આપણે કંઈ એના ચલાવનાર ઓછા છીએ ? ચલાવનાર એટલે ઈગોઇઝમ, એ તો મોટામાં મોટું ઈગોઇઝમ કહેવાય. છતાં લોક ચિંતામાં જ પડેલા છેને ? એને ખબર નથી, આ ખ્યાલ નથી

કે ચિંતા કરવાથી જાનવરનું આયુષ્ય બાંધે છે.

જુઓને, તમને ચિંતા નહીં, ઉપાધિ નહીં અને ક્રમિક માર્ગમાં એમને ચિંતા, ઠેઠ સુધી ચિંતા કહેશે, બાહ્ય ચિંતા છે, અંદર આનંદ છે.

**પ્રશ્નકર્તા :** પણ અહીંયાં પણ એવું છેને ? આ આધિ-વ્યાધિ ને ઉપાધિ એ તો જે સાંસારિક કામો વ્યવહારનાં છે...

**દાદાશ્રી :** પણ ચિંતા નહીં ને ! ચિંતા એ સંસારનું મોટામાં મોટું બીજ છે. એ અહંકારની ચિંતા છે. અહંકાર ગયો કે ચિંતા જાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતનું જ્ઞાન આવ્યું કે ચિંતા ગઈ.

**દાદાશ્રી :** વ્યવસ્થિતનું જ્ઞાન, એ તો લોકોને અપાય એવું નથીને ! આપણે જ્ઞાન આપીએ છીએ ત્યાર પછી અહંકાર જાય, ત્યાર પછી વ્યવસ્થિત સમજાય.

કોઈ કહેશે, 'મને ચિંતા નથી થતી' એટલે જાણી લેવું કે આ માણસનો અહંકાર આખો ખલાસ થઈ ગયેલો છે. ચિંતા વગર મનુષ્ય કોઈ હોય નહીં. તો ચિંતા વગરનો થયો એટલે જાણવું કે અહંકાર ખલાસ થઈ ગયો.

❖ ❖ ❖

## (૬)

# અહંકારનો વ્યવહારમાં આવિષ્કાર

### વળે અહંકાર, બે માર્ગે !

**પ્રશ્નકર્તા :** આપણે જે ભાવના કરીએ છીએ, એનાથી આ પાપ કે પુણ્ય બંધાય છે, તો એ ભાવના કોની ?

**દાદાશ્રી :** અહંકારની. જેને સુખ જોઈએ છે એની ભાવના છે કે હું પુણ્ય કરું તો મને પુણ્ય બંધાય. જોઈએ છે સુખ પણ એ એની ભાવના ફળતી નથી. અને અહંકારના માર્યા, એને જ્ઞાન નહીં હોવાથી, શું કરવાથી પોતે સુખી થાય અને શું કરવાથી પોતે દુઃખી થાય, એની સમજણ નહીં હોવાથી, દુઃખની ભાવના ઊભી થતી જાય છે.

અહંકારના બે રસ્તા કરવા જેવા છે. જો સાંસારિક સુખો જોઈતાં હોય, તો અહંકારને સુંદર બનાવો. લોકો પસંદ કરે એવો અહંકાર જોઈએ, કે 'ચંદુભાઈ, કહેવું પડે ! કેવા બેસ્ટ માણસ છે !' બધા એમ કહે. એ અહંકાર સુંદર કહેવાય. તો તમને સાંસારિક સુખ મળશે.

અને જો મોક્ષે જવું હોય તો અહંકારને છોડાવવા માટે મારી પાસે આવવું જોઈએ. જે અહંકારથી મુક્ત છે ત્યાં તમને એ અહંકારથી મુક્ત કરી શકે. બાકી બીજો કોઈ તમને અહંકારથી મુક્ત કરી શકે નહીં. થવું છે અહંકારમુક્ત ?

**પ્રશ્નકર્તા :** એનોય વિચાર કરવો પડશે.

**દાદાશ્રી :** હા, વિચાર કરજો. મહિનો, બે મહિના, ચાર મહિના વિચાર કરીને પછી આવજો.

## ગાંડો અહંકાર !

ખોટા અહંકારથી સુખ મળતું નથી. અહંકાર નોર્મલ હોવો જોઈએ. લોકોને ઠીક લાગે એવો હોવો જોઈએ. એટલે રૂપાળો અહંકાર જોઈએ. કદરૂપો અહંકાર સારો કે રૂપાળો સારો ?

**પ્રશ્નકર્તા :** રૂપાળો સારો.

**દાદાશ્રી :** હા, રૂપાળો અહંકાર સારો. કદરૂપો અહંકાર હેંડતા-ચાલતાં કહે, 'શું સમજે છે ? ભલભલાને હું પૂછતો નથી !' નહીં પૂછનારો આ તું ગાંડા શું કરવા કાઢે છે તે ? ભલભલાને નહીં પૂછનારો મોટો આવ્યો ! અત્યારે પોલીસવાળો પકડશેને, તે ઘડીએ સંડાસ થઈ જશે ! જુઓ, આવું ગાંડું ના બોલીએ, રીતસર બોલીએ બધું, લોકોને સારું લાગે એવું બોલીએ. મગજ ચગી જાય કે નથી ચગી જતું ? જાણે ભેંસનો ભઈ આવ્યો હોય એવું કરે ! ભેંસનો ભઈ જોયેલો કે નહીં જોયેલો ? હેં ! મારે ગોથું તે બધું સામાને તોડી નાખે, એવો અહંકાર ના હોવો જોઈએ. અહંકાર એટલે ગાંડુ દેખાય એવું કરવું તે.

**પ્રશ્નકર્તા :** એનું સાચા અર્થમાં ના સમજાયું. સાચો અહંકાર એટલે આપણું પોતાનું ધાર્યું કરવું તેને કહે છે ?

**દાદાશ્રી :** ના, ધાર્યા ઉપર નહીં. ધાર્યું તો બધા ઘણા માણસો કરે છે. અહંકાર એટલે ગાંડું દેખાય એવું, એનું નામ ગાંડો અહંકાર કહેવાય. વ્યવહારિકતા ના દેખાય. આ બધા લોકો વ્યવહારિક કામ કરે છે તેમાં કોઈનું ખોટું, કોઈને ગાંડું કહેવાતું નથી. પણ જેને ગાંડુ કહેવામાં આવે તેને અહંકાર કહે લોકો. દુનિયાથી નવી જ જાતનું દેખાડે એ અહંકાર.

**પ્રશ્નકર્તા :** પોતાને ખબર ના હોય ?

**દાદાશ્રી :** એ તો ભાન જ ના હોય ને કશું ! ખબરની વાત ક્યાં પણ ભાન જ ના હોયને ! હું શું ગાંડું કરી રહ્યો છું કે શું બોલી રહ્યો છું, એ ભાન ના હોય. ત્યારે તો અહંકાર એવો નીકળે બધો. આ પચાસ માણસ બેઠા હોયને પણ એક જણે ઊંધું કર્યું, તો લોકો તરત

કહેશે, 'આ અહંકારી મૂઓ !' વ્યવહારિકતા હોવી જોઈએ, બધા લોકોને એક્સેપ્ટ થાય, કબૂલ થાય એવી. આપણે જે કરીએ તો બધા લોકો કહેશે કે 'ના ભઈ, સારું કામ કર્યું આપે.' અહંકાર કેવો હોવો જોઈએ ? લોકો એક્સેપ્ટ કરે એવો અહંકાર હોવો જોઈએ. આ તો ગાંડો અહંકાર હોય છે તે લોકોને પસંદ ના પડે.

ખોટો અહંકાર, મેડનેસ લઈને ફર્યા, એવું તમને સમજાય છે હવે ? આ તો બધું નરી મેડનેસ જ વેરાતી હતી. પણ મારા મનમાં એમ કે અત્યારે આમનો ઉદય આવ્યો છે, તે પછી ફેરફાર થશે. એટલે હું બોલ્યા-ચાલ્યા વગર ચલાવી લેતો હતો. બોલું-ચાલું તોય વળે એવું નહોતું. નુકસાન થાય એવું હતું. અહીં બોલ્યા-ચાલ્યાનો ફાયદો થાય છે, રસાસ્વાદ આવે છે, તેનાં કરતાં દુઃખ વધારે છે, નર્યું દુઃખ જ છે બધું.

**પ્રશ્નકર્તા :** ગાંડો અહંકાર, એ બાબતમાં પૂછવું હતું.

**દાદાશ્રી :** કોઈ કહેશે, 'હું તો આખો ડુંગર ઊડાડી દઉં, એવો છું.' તો આપણે બધા કહીશું કે આ ગાંડો છે કે શું ? એ કેવો અહંકાર કરે છે ?

**પ્રશ્નકર્તા :** ગાંડો.

**દાદાશ્રી :** પણ એવા અહંકારને આપણે ગાંડો નથી કહેતા. એના જેવો દાખલો લેવા કહ્યું, અહીં બીજી બધી વાતો છેને કે, 'હું આમ કરી નાખું ને તેમ કરી નાખું'. હવે એનાથી કશું થાય નહીં ને અહંકાર બોલે. એ બધા ગાંડા અહંકાર જ ભર્યા છે. જેને થાય એવું હોયને તો તે અહંકારેય ના કરે.

**પ્રશ્નકર્તા :** પણ આ ગાંડો અહંકાર છે એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** દુઃખ આપે એ બધો અહંકાર ગાંડો. મને કોઈ કહે કે 'દાદાજી, તમે અક્કલ વગરના છો', એટલે હું સમજું, ત્યાં મારો ગાંડો અહંકાર ઊભો ના થાય. એટલે મને દુઃખ આવે જ નહીંને ! એનો અહંકાર એને દુઃખ આપે, તે મને શું દુઃખ આપવાનો છે ?

ગાંડો અહંકાર, બધે હોય ને તેને મસ્તીમાં રખડાવે. એને ઓળખી કાઢવાનો.

**પ્રશ્નકર્તા :** એ અહંકારનો નશો તો દારૂ કરતાં વધારે હોય છે, તે તો ઊતરે જ નહીં, નિરંતર ઊતરે નહીં.

**દાદાશ્રી :** આ સાધુ એમ નક્કી કરે કે મારામાં 'વંક જડાય પછીમાં' એ હોવું ના જોઈએ, આ મહાવીર ભગવાને કહ્યું હતું એવું. તો પછી 'વંક જડાય પછીમાં' ઉપર લક્ષ રાખ્યા કરવાનું. તો એનો ઉકેલ આવે એવો છે. એવી રીતે આપણામાં 'વંક જડાય પછીમાં'ની ભાંજગડ નથી પણ અહંકારનો ડખો લક્ષમાં રહેવો જોઈએ. ગાંડો અહંકાર હોય જ. એના ઉપર લક્ષ રાખ્યા જ કરવું પડે. હજુ નીકળે છે કે નથી નીકળતો એ ગાંડો અહંકાર ? હજુ છે ?

**પ્રશ્નકર્તા :** હવે બહુ નથી. થોડો થોડો પડ્યો છે, બહુ નથી.

**દાદાશ્રી :** ના, પણ એ બેસી રહેલો હોય. આટલો નાનો થઈને બેસી રહ્યો હોય. તો કાલે વધતાંય એને વાર ના લાગે. જડમૂળથી ઉખાડી નાખવો જોઈએ તો કામ નીકળી ગયું.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે ઉખાડવો ? ભાવના કરવાની ?

**દાદાશ્રી :** ના, લક્ષ જ રાખ્યા કરવાનું. એટલે બીજી બાજુ પ્રયત્ન થાય, ઊંધું ચાલે ત્યાં આગળ કહેવું કે 'વંક જડાય પછીમાં' છો ?

દરેકમાં ગાંડો અહંકાર હોય. એ ગાંડો અહંકાર સવળાને અવળું દેખાડે. ગાંડો અહંકાર તો ઘરની જે તમારી છ-સાત 'ફાઈલો' હોયને, એ સાતેય ફાઈલોનું અવળું જ દેખાડતો હોય. વીતરાગ વિજ્ઞાન શું કહે છે કે સાતેય ફાઈલની પ્રકૃતિને જીતો. જીતો એટલે ? એ બધા તમારી પર ખૂબ રાજી થાય. તેથી એમને દુઃખ ના થાય, એવી રીતે જીતો. બહાર દુનિયા જીતવાની નથી, તમારી ઘરની સાત ફાઈલો છે એને જીતો. દુનિયા જીતાયેલી જ છે. તમારી ફાઈલને મૂકીને નાસી છૂટ્યા ને સાધુ થઈ ગયા, તો દહાડો વળે નહીં. એ ફાઈલને જીતવી પડશે.

એ ફાઈલ જ તમારે માટે આવેલી છે.

ગાંડો અહંકાર તો બહુ ખરાબ કામ કરે. કશું સમજવા જ ના દે. ઊંધું ને ઊંધું બાફ બાફ કરે. ફાઈલના દોષ જોયા અને પોતાને ચોખ્ખો જુએ કે હું બહુ ડાહ્યો, પોતાના દોષોનો બચાવ કર્યો. પોતે પોતાને કહે કે ના, તમારો દોષ નથી. એટલે પોતે ને પોતે બચાવ કરી નાખે. વકીલ તેનો તે જ, જજ તેનો તે જ અને આરોપી તેનો તે જ, બોલો, શી દશા થાય ? પોતે આરોપી હોય, પોતે વકીલ હોય ને પોતે જજ હોય તો કેવું જજમેન્ટ (ચૂકાદો) આવે ? અને આ તો સામાને ગુનેગાર જોયો ને પોતાનો બચાવ કર્યો !

## વગર રૂપે રૂપાળો !

માણસ જે કદરૂપો દેખાય છેને, તે ઈગોઈઝમ જવાથી એનું કદરૂપાપણું ઓછું થઈ જાય. ગમે તેવા રૂપાળા હોય પણ કદરૂપા દેખાય, એનું શું કારણ ? કે ઈગોઈઝમ છે. અને ઈગોઈઝમ ઓછો થઈ જાય તેમ રૂપ વધતું જાય. અને ઈગોઈઝમ ખલાસ થાયને તો કાળો પણ બહુ રૂપાળો દેખાય. કૃષ્ણ ભગવાનના કાકાના દીકરા નેમિનાથ ભગવાન, હેય, સાવ શામળું કુટુંબ ! આખું કુટુંબ જ શામળું ! રૂપ મહીં ઈગોઈઝમ ખલાસ થયો તેથી ! આકર્ષક હોય બધું. ઈગોઈઝમ ખલાસ થાયને તો એની વાણી પણ મનોહર હોય, એનું વર્તન પણ મનોહર હોય અને એનો વિનય પણ મનોહર હોય, આપણા મનનું હરણ કરી દે. ત્યાર પછી આપણી પાસે રહ્યું શું ? તે થોડું ઘણું મનોહર લાગે છે ? જે આપણા મનનું હરણ કરે તો આપણે ખોળીએ કે શું છે તારી પાસે કે મારા મનનું હરણ થાય છે !

## ઘરમાંય અહંકાર કાઢે ગાંડાં !

બધાં બૈરાં શું કહે છે કે બધા પુરુષો ગાંડા અને સ્ત્રીઓ ડાહી આવી છે તો ઘરાં ચાલે છે, એવું કહેતાં હતાં. ગાંડો અહંકાર. મહીં આપણી પાસે મિલકત હોય જબરજસ્ત અને અહંકાર પાર વગરનો, એટલે આ અહંકારથી બધી વિકૃતિ થઈ ગઇ છે. અમારો અહંકાર

નીકળી ગયો ત્યારે ખબર પડી કે આ કેવું ગાંડપણ હતું ! હવે એ અહંકાર કાઢી નાખીએ તો બધાને ઘરમાં શાંતિ થાય, એવું કરજો હવે.

**પ્રશ્નકર્તા :** એમાં થાય શું કે ચાર ડગલાં આગળ જાય તો બે ડગલાં પાછળ પડી જવાય.

**દાદાશ્રી :** હા, એવું થઈ જાય. પણ એમ કરતાં કરતાં રાગે આવી જશે. મૂળ ભૂલ કરી છે તે સમું તો કરવું પડશેને ? રીપેર ના કરવું પડે ? આટલું જાણ્યું તે બહુ સરસ છે. અમારે તો ઓબ્લાઈઝીંગ નેચર (પરદુઃખભંજન) ને બીજા બધા ગુણો સારા, તેથી દુર્ગુણો નહીં પડેલા. પાછા અહંકારને લઈને દુર્ગુણો પડેલા નહીં.

હંમેશાં અહંકારને લઈને તેના બીજા દુર્ગુણ ઓગળી જાય. કારણ કે લોકો પાછળથી બહારના ખોળતા હોય કે કઈ જગ્યાએ વાંકા ચાલે છે. ચોરીઓ કરે છે, લુચ્ચાઈઓ કરે છે. ભેળસેળ કરતો હોયને તો ભૂલો કાઢે. એટલે પોતે અહંકારને લઈને એવી ભૂલો ના કરે.

તે આ ગાંડો અહંકાર મારી નાખે, પોતાની જાતને બહુ નુકસાન કરે. અને ઘરના માણસ બિચારા હેરાન હેરાન થઈ જાય. એટલે સ્ત્રીઓ કહેતી હતી કે 'અમે પારકા ઘરની ડાહી આવી છે, તેથી હવે ઘરાં ચાલે છે.' બા એવું કહેતાં હતાં.

મારા બ્રધર મણિભાઈ તો સિંહ જેવા, આમ બહાર નીકળેને તો સો માણસ તો બીને આઘુંપાછું થઈ જાય, આંખો દેખીને આઘાપાછા જતા રહે. એ તે દિવસે પાવર કેટલો ? હું હઉ ભડકતો હતો. એ શું પાવર ! જબરજસ્ત પાવરવાળો માણસ ! દેખાવ તો ભવ્ય ! બધી રીત આમ ભવ્ય ! બોલો હવે, પછી પાવર હોયને, આ મગજમાં ? પાવર ચઢી ગયેલો હોયને ? એટલે મારા મોટાભાઈ બહુ અહંકારી હતા. લોક બહાર એમને કહે કે એ અહંકારી છે અને મને બહુ ડાહ્યો કહે. પણ મારા મોટાભાઈ મને શું કહે ? તારા જેવો અહંકારી મેં ગુજરાતમાં જોયો નથી. એટલે મેં એમને પૂછ્યું, 'કઈ રીતે તમે મને અહંકારી કહો છો ? મારામાં ક્યાં અહંકાર દેખાય છે ?' ત્યારે કહે, 'તારો અહંકાર એ છૂપો

અહંકાર છે. મને બધું સમજાઈ ગયું છે.' પણ અંદરખાને મારી ઊંડી ગાંઠ અહંકારની ! એ મને કહેતા હતા, પણ મારા માન્યામાં નહતું આવતું. મેં કહ્યું, 'અહંકારી તો એ છે !' પછી મેં તપાસ કરી, ત્યારે મને એવું લાગ્યું કે આ તો બહુ મોટો અહંકાર છે. તે ઊંડી ગાંઠની પછી મને ખબર પડી, એમના ઓફ થઈ ગયા પછી. મારી ગાંઠ ફૂટીને ત્યારે ખબર પડી કે ઓહોહો ! ખરું કહેતા હતા મણિભાઈ ! અને પછી બહુ કૈડવા માંડ્યો. કૈડે તો સહન ના થાય. શી રીતે સહન થાય ? એ અહંકારની ગાંઠ પછી જતીય રહી ! તમે જોઈને ? નથી જતી રહી ? બિલકુલ જતી રહી છે. ભગવાન વશ થાય એવા પુરુષ છે ને !

**પ્રશ્નકર્તા :** હં... થયા જ છેને !

**દાદાશ્રી :** થઈ ગયા છે, નહીં ? એટલે આપણે આપણું આ બધું કામ કાઢી નાખો.

ઊંધું જોયું તો ઊંધો દંડ મળે. જેટલો નફો કાઢ્યો એટલી જ ખોટ સામે આવે છે. એટલે તદ્દન ખોટું નથી આ જગત ! અને કોઈને નફો ઉઘરાવતાં આવડે તો તે શુભધ્યાનમાં રહી શકે. પણ તો તે આખો નફો કાઢી ના શકે. માણસને અશુભ થયા વગર રહે જ નહીં. એટલે જ્યારે શુદ્ધ દશા થાય ત્યારે જ બધું ચોખ્ખું થાય. નહીં તો ત્યાં સુધી ચોખ્ખું થાય નહીં. કારણ કે અહંકાર ક્યારેય ગાંડું કાઢે એ કહેવાય નહીં. મદમસ્ત થયેલો છે એ, મદ ભરેલો છે અને તે જ અહંકારનું સ્વરૂપ ક્યારે ગાંડું કાઢે તે કહેવાય નહીં. કોઈ સળી કરે તો ગમે તેવું ગાંડું કાઢે. અને રાજાને સળી કરી હોય તો બધાને 'ઊભાં ઊભાં જલાવી દો' એવું કહેશે અને તે ઘડીએ ભાન ના થાય કે આનું શું પરિણામ આવશે. અહંકારનો સ્વભાવ, સત્તામાં હોય તેટલું બધું વાપરી નાખે.

સગો ભાઈ છે તેય શું નક્કી કરે ? 'આ એક ફેરો ખેદાન-મેદાન થઈ જાય તો પાંસરો થાય એવો છે.' સગો ભાઈ છે તેય, અહંકારીનું અવળું કરવા તૈયાર થાય. જમાઈઓ મનમાં રાહ જુએ કે અત્યારે અહંકાર કરે છે પણ એક દહાડો એની રેવડી બેસાડી દઈશું. ખોદ ખોદ કરે,

ચોગરદમથી. ખોદીને ઝાડ તોડી પાડે ને કકડભૂસ પડી જાય ! છોડે નહીં.

બહુ અહંકાર કરોને, તો ભાઈઓ શું કહે કે 'ખત્તા ખાય તો સારું, પાંસરા થાય, નહીં તો પાંસરા થશે નહીં.' એટલે બહુ અહંકારીને ભાઈઓ શું કહે ? કેમ કરીને પડે આ. એવી ભાવના અંદર રહે. એ અહંકારમાં કેવો ખરાબ ગુણ છે, તે પેલા ભાઈઓ તો કહે, પણ વાઈફનાં મનમાંય એમ થાય કે બહુ ચઢી ગયા છે, 'હે ભગવાન ! એવો ધક્કો આપજો કે પાંસરા થઈ જાય.' બોલો હવે, એ અહંકાર એવો કેવો ગુણ છે કે આપણા ઘરનાં માણસોનેય મેળ ના ખાય. અહંકાર તો કોઈને ગમે જ નહીં. કંઈ રીતસર હોય, નોર્મલ હોય તો કામનો ! અને શેના પર અહંકાર કરે ? આપણી પાસે નથી રાજ... અરે, બાથરૂમમાં નહાવાનું જ ઠેકાણું ના હોય, ત્યાં આગળ વગર કામના આપણે અહંકાર કરીએ છીએ ને !

આટલા રૂમમાં ૫૦ માણસ હોયને તો અથડાયા વગર રહે નહીં. કારણ કે અહંકાર ફાટ્યા વગર રહે નહીંને ! બંદુકિયો તરત ભડાકો થાય. અને આ જો ગાંડો અહંકાર નહીં, તો કો'કની લાત લાગી હોય તોય કશું નહીં.

તમારી સાચી વાત હોય, ત્યાં સમજણ નહીં પડે તો અથડામણ ઊભી કરે. સમજ જો પડી પછી તો અથડામણ હોય જ નહીંને ! અને પોતાનો ઈગોઈઝમ કામ કરતો હોય પાછો. દરેકને ઈગોઈઝમ જુદોને ! પાછો બાબો એનો ઈગોઈઝમ જુદો લઈને આવ્યો હોય, જુદો હોય કે ન હોય ?

## છંછેડતાં ફેણ માંડે અહંકાર !

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે મારે ઈન્કમટેક્ષમાં એક ફાઈલ બાકી છે. હવે ઈન્કમટેક્ષના ઓફિસરને આ જ્ઞાન નથી, એટલે એને અહંકાર છે. હવે એ અહંકારે કરીને મારું બગાડી શકે ખરો ?

**દાદાશ્રી :** ના, તમારું કશું ના બગાડે, તમે એનો અહંકારે કરીને જો જવાબ ન આપો તો.

**પ્રશ્નકર્તા :** હું એની પાસે જતોય નથી. મારે એની પાસે જવાની જરૂર નથી પણ આ ફાઈલ રૂટીનમાં આવે છે.

**દાદાશ્રી :** એનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ અહંકારી ઓફિસર હોય તો મને કંઈ કરી ન શકે ?

**દાદાશ્રી :** એને સંડાસ જવાની શક્તિ નથી તો તમને શું કરે ? તમારું ક્યારે કરે કે તમે કહો કે એવા ઓફિસરને હું જોઈ લઈશ.

**પ્રશ્નકર્તા :** એવું તો કોઈ કરે નહીં.

**દાદાશ્રી :** હા, તમે સહજ છો, નમ્ર છો, તો તમને કંઈ ન થાય. તમે કંઈ ગોદા મારતા નથી, ત્યાં વ્યવસ્થિતમાં કોઈ ફેરફાર ના થાય. એની શક્તિ જ નથી બિચારાની !

**પ્રશ્નકર્તા :** હવે એક તરફથી એની સંડાસ જવાની શક્તિ નથી કહો છો અને બીજી તરફથી કહો છો એને અહંકાર છે.

**દાદાશ્રી :** એ તો ગોદો મારીએ તો, એ સામો ગોદો મારવાની એ એની શક્તિ છે. એટલે કોઈ શબ્દને આપણે ઉછાળવા ના જોઈએ. અમે પહેલાં એટલું બધું અપમાન કરતા, અહંકારને લઈને કે દુનિયામાં કોઈ કશું કરી શકે એમ નથી. કોની તાકાત છે, એવું બધું બોલતા. તે એવું બોલતા હવે બંધ થઈ ગયા ! એવું બોલવામાં શું થાય ? કોઈ દેવના મનમાં ખટકે, કે હેં, તાકાતની વાતો કરે છે, હવે હું જોઈ લઉં, કહેશે ! એ સામાને છંછેડ્યો કહેવાય. એ બોલાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં સુધી આપણે છંછેડીએ નહીં ત્યાં સુધી આપણા વ્યવસ્થિતમાં કંઈ ડખોડખલ ના થાય ?

**દાદાશ્રી :** ના, કોઈના અહંકારને આપણે કશું પણ ન કરીએ તો કોઈ કશું કરે નહીં. કોઈના અહંકાર જોડે આપણે શું લેવાદેવા ?

નહીં તો અમે તો બહુ બોલતા'તા આવું. અરે, હું તો એટલો

બધો અજ્ઞાન દશામાં હતો કે કોની તાકાત છે ? વર્લ્ડમાં કોઈ તાકાત નથી આમ કશું કરી શકે ! પણ એ તો બધું સમજાયું કે આ તો દેવલોકો સાંભળે તો એમને થાય કે આ વળી બબૂચક શું બોલી રહ્યો છે, આ બધો અહંકાર છે. જ્યાં જુઓ ત્યાં, દેવગતિમાં અહંકાર છે, બધે અહંકારથી જીવન છે અને મોટા માણસને અહંકાર ચઢ્યા વગર રહે નહીં. એટલે આપણાથી કંઈ ના બોલાય. વિનયમાં રહો, અવિનય નહીં કરો તો કોઈ તમારું નામ લેનાર નથી.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં સામેના માણસનો ઈગોઈઝમ જ્ઞાન લેતાં પહેલાં આપણાથી પુષ્ટ નહોતો થતો. હવે જ્ઞાન લીધા પછી તેમ કરવામાં આપણને કોઈ વાંધો આવતો નથી.

**દાદાશ્રી :** પોતે અહંકાર ભૂખ્યો હોય તો સામાને પોષે નહીં અને તો કામ થાય નહીં. ઊલટા તણખા ઝરે. તમારે તણખા ઝરતા હતા કે નહોતા ઝરતા ?

**પ્રશ્નકર્તા :** હા, વીજળી થતી હતી, કડાકા ભડાકા સાથે !

**દાદાશ્રી :** અહંકાર તો એવી વસ્તુ છે, જેમ ૪૦૦ વોલ્ટ પાવર હોય તે શું કહે છે ? અહીં અડશો નહીં, જોખમ છે. એવું અહંકાર વસ્તુ જોખમ છે. એ તો ૪૦૦ વોલ્ટ જેવું છે. એને છંછેડશો નહીં. છંછેડીને શું સ્વાદ કાઢવાનો ?

**પ્રશ્નકર્તા :** ક્લેશ, ક્લેશ, ક્લેશ !

**દાદાશ્રી :** ક્લેશ ! અને બચકું હઉ ભરે સાપની પેઠે. જેમ સાપ ફૂંફાડો મારીને બચકું ભરી લેને ? મનુષ્ય જુદી જાતનું બચકું ભરે, પણ બચકું ભરી લે !

## માનીને માન આપે...

અહીં આગળ આ મોટો છે ને આ નાનો છે, ને આ ઘૈડા છે એવું વિશેષ ભાવમાં નહીં. હા, વ્યવહારમાં અમે રહીએ પાછા. અમુક માણસો આવે, અહીં આગળ વડાપ્રધાન આવે તો અમે ઊભા થઈને

બોલાવીએ અને અહીં જોડે બેસાડીએ. પછી એ કહે કે હું તો ધર્મને માટે આવ્યો છું. ત્યારે હું કહું કે અહીં નીચે બેસો. પણ વડાપ્રધાન તરીકે આવ્યો હોય તો એવી રીતે વ્યવહાર કરીએ. કારણ કે એને દુ:ખ ન થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એના અહંકારને પણ દુ:ખ ન પહોંચે.

**દાદાશ્રી :** દુ:ખ ન થવું જોઈએ. અહંકારી માણસને પણ દુ:ખ ન થવું જોઈએ. એ આપણો ધર્મ હોવો જોઈએ. એટલે વ્યવહાર પ્રમાણે એને માન આપવું જોઈએ. અમે વ્યવહારને બહુ માન આપીએ. સહુ સહુના ગજા પ્રમાણે, સહુ સહુની જગ્યાએ, પદ્ધતિસર !

## માની-ખાનદાનીના કારણો...

વધારે અહંકારી કોણ હોય કે જેણે માન ના દીઠું હોય અને પછી માન મળ્યું એ બહુ અહંકારી. જેણે માન જોયું હોય ને તેને માન મળે તો અહંકાર ના હોય, એ ખાનદાની હોય. અને જેણે માન જોયું જ નથી એને કહો, સાહેબ, એટલે સાહેબ ચગે મહીં. ખુરશીમાં બેઠો બેઠો ચગે. પછી એને ખખડાવનાર જોઈએ, ખખડાવનાર ! તે પણ ઉતારી દે થોડું, તો....

**પ્રશ્નકર્તા :** તો આવી જાય ઠેકાણે.

## અહંકારની ડખાડખી !

**દાદાશ્રી :** સંજોગો તમારા આધીન જ છે, તમે અહંકારે કરીને ડખલ કરો છો.

**પ્રશ્નકર્તા :** આ સંજોગો અમારે આધીન છે અને અમે ડખોડખલ કરીએ છીએ એની મુસીબત છે, એ જરા દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** એવું છેને, આ ભાઈએ કહ્યું કે હેંડો, ટાઈમ થઈ ગયો છે. ચાલો, થોડું ખાવા માટે. ત્યારે આપણે શું કહ્યું ? અત્યારે નહીં. 'હું તો તમારે ગામ પોંક ખાવા આવવાનો છું.' એ ડખલ કરી.

તે થોડા વખત પછી કો'કને કહે કે પોંક ખાવા ત્યાં હવે જઈએ. ત્યારે પેલાએ કહ્યું, 'જાર ખલાસ થઈ ગઈ છે.' એટલે અહંકારનો ડખો ના હોય ને, અને જેમ લોકો કહેને, એમ સરળતા હોય ને, તો વાંધો નથી. લોક કહે છે, એમ નહીં, સંજોગો કહે, એમ ચાલે. પછી વાંધો નથી આવતો. જો એમાં ડખલ કરે છે, મારાથી નહીં થાય આ બધું. તે ડખલ પડી.

આ અહંકાર ડખલ કરે છે બધી. આ અહંકાર બીજું કશું કામ કરતો નથી. બે કામ કરે છે. આવતો ભવ ચીતરી આપે છે તે અને બીજું, ડખલ કરી આપે છે. જોઈએને, આવતે ભવ, સ્ટેશને બીજી ગાડી તો મળવી જોઈએને ? જંક્શન આવ્યું એટલે આ અહીંથી ઊતર્યા પણ બીજી મળવી જોઈએ.

તમને કોઈ કહે, 'તારે આવવું છે ?' ત્યારે તમે કહો, 'ના, બે કલાક પછી આવું છું.' જો ના કહ્યુંને, તે થયો ડખો. આપણે આવવું છે તો ડખો કરવાની જરૂર નથી, અને નથી આવવું તો ડખો કરવાની જરૂર ! હવે એ અહંકાર કરે છે, એ બોલી જાય છે પણ કદી વાળી લે ને એ નીકળી જાય તો ખરું. પણ પછી વાળી લે કે 'ના, ના, હું આવું જ છું, હેંડોને.' એટલે અહંકાર બધો ડખો બહુ કરી નાખે છે અને તે જ ડખલ થઈ જાય પછી. પણ આપણા જ્ઞાનમાં ડખલો-બખલો નિકાલી થઈ જાય.

## સૂર્યકિરણો, પ્રસર્યાં રંગબેરંગી કાચોમાંથી !

આ જ્ઞાન મળ્યા પછી સંસાર આપણો જે વાંકોચૂકો ચાલતો હતોને, તે સીધો થતો જાય. ઊલટો સરળ થઈ પડે આપણને. મુશ્કેલી વધારે પડતી હોય તે ઓછી થતી જાય. દહાડે દહાડે જેમ જેમ આ જ્ઞાન પરિણામ પામેને એમ મુશ્કેલી ઓછી થતી જાય. બધું કામ સરળ થઈ પડે. આ સંસાર વાંકો કોણે કરેલો છે ? અહંકારે વાંકો કર્યો છે. બાકી, સંસાર સ્ટ્રેઈટ લાઈનમાં જ હતો પણ અહંકારે જરાક લીટા વાંકાચૂંકા કરી નાખ્યા. આ અહંકારની જ બધી ભાંજગડ છે.

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે વાંકાને વાંકો જ અહંકાર આવે ને સીધાને સીધો જ અહંકાર આવે ?

**દાદાશ્રી :** જુદા જુદા જ.

જેમ આ આકાશમાંથી વરસાદનું પાણી પડે છે તે મીઠું છે પણ લીમડો પીવે તો કડવું થઈ જાય, આંબો પીવે તો જુદું થઈ જાય. દરેક જુદું જુદું થાય. દરેક જુદા જુદા સ્વભાવનું દેખાય. એવું મનુષ્યમાં એ અહંકાર છે તે એક જ પ્રકારનો, રંગ જુદા જુદા લાગ્યા કરે.

## વિનમ્ર, શિરોમણિ દાદા !

એક જજ આવ્યા'તા. મેં કહ્યું, 'શું હું હું કર્યા કરો છો ? એવો ઈગોઈઝમ શા કામનો ? મોટામાં મોટી નબળાઈ ઈગોઈઝમ છે. તમે ગમે તેટલા ગુણવાન હો તોય તમારામાં નમ્રતા આવવી જોઈએ.' ગુણવાન ક્યારે કહેવાય કે એ નમ્રતાથી ભરેલો હોવો જોઈએ. ઈગોઈઝમ એટલે છલકાયો ! છલકાયો એટલે યુઝલેસ (નકામો) કહેવાય ! અહંકાર એ જ અધૂરાપણું !

હું અહીં વાત કરું ને સામો ઉગ્ર થાય એટલે હું તરત સમજી જાઉં કે મારું ખોટું છે. તદ્દન, હંડ્રેડ પરસન્ટ (૧૦૦ ટકા) ખોટું છે, એટલે હું પછી એવું ના કહું કે આને સમજણ નથી તેથી ઉગ્ર થાય છે. મારી જ ભૂલ છે.

**પ્રશ્નકર્તા :** તમારી આ નમ્રતાનું લેવલ છે એ બધાથી પકડાતું નથી. તમે એક સેકંડમાં આખી પલટી મારી નાખો છો.

**દાદાશ્રી :** તમે તો નબળા છો ને વધારે નબળાઈ થાય તમને. મારે તમને સ્કોપ આપવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને એ સ્કોપ આપવા માટે તમે પેલું ખોટું છે એવું નથી કહેતા.

**દાદાશ્રી :** આ તો મારી ભૂલ થઈ ગઈ એમ કહું.

**પ્રશ્નકર્તા :** મારે એ કહેવું છે, કે તમે આટલું જ્ઞાન પામ્યા પછી, પેલા માણસને ના સમજાય તો તમે કહો કે હું ખોટો.

**દાદાશ્રી :** 'હું ખોટો' કહી દઉં. તમને દેખાતું નથી, તે હું તમને ક્યાં સુધી કહું કે જો જો, આ આમ છે, આમ છે. એ તમે અકળાઈ ઊઠશો. અને તમારા હાથમાં છરી હશે તો મને મારશો. હું કહું કે, 'ના, તમે ખરા છો, છરી મૂકી દો, ભઈ.' નહીં તો છરી મારી બેસે. એને દેખાતું નથી એટલે.

**પ્રશ્નકર્તા :** જેમ જેમ મહાત્માઓને જ્ઞાન ને સમજ વધે છે, તેમ પેરેલલ (સમાંતર) અહંકાર વધે છે. ખરેખર પેરેલલમાં નમ્રતા વધવી જોઈએને ?

**દાદાશ્રી :** એ જે અહંકાર વધે છે તે ચાર-છ મહિના હું ગોળો ગબડાવી દઉં. તે બધું આખું ઊડી જાય ! હું રોજ રોજ કચકચ નથી કરતો. હું જાણું ખરો કે અહીં આટલો વધ્યો છે. એટલે એકાદ ફેર આપી દઉં પાછો, આ બધાંને આમ જ કરી કરીને રાગે પાડ્યું છે બધું. દોષ કાઢવો છે અને હું આપું નહીં તો એ બાજુ ઝાડ ઊભું થઈ જાય પાછું. વણછો ઊભો થઈ જાય. એટલે પેલાનું ફળ ના આવે. તમે વણછો સમજો છો ? વણછા નીચે કપાસ થાય તો શું થાય ? એય મોટા મોટા ઊભા થઈ જાય ! ફૂલ કશું આવે-કરે નહીં. એટલે આપણાં લોક શું કહે કે વણછો લાગ્યો. અલ્યા ભઈ, આવડો મોટો કપાસ થયો ને કશું કેમ આવ્યું નહીં ? ત્યારે કહે, વણછો લાગ્યો ! અલ્યા, વણછો એટલે શું ? આવું ઝાડ ઊગી નીકળે ત્યાર પહેલાં હું કાપી નાખું, હડહડાટ ! તમે મારી આ રીત આદરજોને ! મારી રીત, તમારી જ છે.

**પ્રશ્નકર્તા :** તમારી રીતથી ચાલે છે. મારે પેલા મેન્ટલ હોસ્પિટલ જેવું કરવાનું આવ્યું છે. આમ આંગળી કરવી પડે ને નીકળી જવું પડે એવું કરવું પડશે.

**દાદાશ્રી :** ના, એ અહીંયાંય તમારો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** હું એટલે જ તો કહું છુંને, 'આમ આમ' કરીને નીકળી જઈએ.

**દાદાશ્રી :** એ તો તમારી બનાવટ છે. સ્વીકાર કરી લોને ભઈ, જેમ હું સ્વીકાર નથી કરતો ? ખરો કાયદો શો છે કે સામો સ્વીકાર ના કરતો હોય તો તમે તમારે મારી ભૂલ છે, એમ કહેશો તો ત્યાં કામ ચાલશે. નહીં તો કામ ચાલશે નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો હું કંઈ વાત કરતો હોઉં ને હું માનું કે મારી વાત ખરી છે, અને એ કહે કે ના, ખોટી છે, તો એ તો બેને ટસલ જ થાયને, એટલે ગમે તેણે છોડી દેવી પડેને ?

**દાદાશ્રી :** મારી વાતથી ટસલ જ ક્યાં થાય છે કોઈની જોડે ? નથી થતી એનું શું કારણ છે ? મારું સ્વચ્છ ! જ્યાં અહંકારની રેફ નથી. અને અહંકારની રેફ હશે એ અંતરાય પાડ્યા વગર રહે નહીં, ડખો કર્યા વગર રહે નહીં. એટલે જ્યાં ડખો થાય ત્યાં ખેંચી લેવું.

**પ્રશ્નકર્તા :** એ ટેસ્ટ બરોબર છે અમારે માટે. અમારું સાચું હોય છતાં અમે તરત જ તમારી માફક પાછું ખેંચી શકીએ, એટલી નમ્રતા આવે તો અમે અહંકારરહિત છીએ. સામાને સમજાવી ના શકીએ ત્યાં કંઈક અમારામાં ખૂટે છે.

**દાદાશ્રી :** સમજાવી ના શકે એનું નામ જ અજ્ઞાન છે.

હમણે છે તે કોઈ એવા દેશમાં આપણે ગયા અને ત્યાં આગળ આપણે આશીર્વાદ આપ્યા ને કહીએ 'સ્વસ્તિ' ! તો એ શું સમજે ? 'ક્યા કુછ અપને કુ ગાલી દિયા ઉસને ?' તે અવળું સમજે તો મારી બેસે. એટલે આપણને પેલા ઉગ્ર થતા દેખાય, ત્યારે આપણે મનમાં એમ ના રાખવું કે મેં આશીર્વાદ આપ્યો છે ને આ શા આધારે ઉગ્ર થાય ? એવું તેવું ના રાખવું. આપણે તરત જ કહેવું કે ભઈ, તમારી જોડે મારી ભૂલ થયેલી લાગે છે ! એમ કહીએને ત્યારે પેલો પાછો ફરે. 'હમારી ભૂલ હો ગઈ' તો પેલો સ્વીકાર કરે. પછી આપણે એને કહીએ કે

'તુમ્હારે યહાં ક્યા બોલતા હૈ ?' પછી આપણે એવું બોલીએને તો ખુશ થઈ જાય ! એની ભાષામાં ઉકેલવું જોઈએ. પાછા પોતાની ભાષામાં સ્વીકાર કરાવવા જાય છે. તમારી ભાષામાં મારે વાત કરવી જોઈએ. સામાની ભાષામાં વાત કરવી જોઈએ કે આપણી ભાષામાં ? તમને કેમ લાગે છે ? દરેકની ભાષા જુદી હોયને ? આપણે એવા દેશમાં ગયા હોઈએ તો આપણી ભાષામાં વાત કરીએ તો શું થાય એને ? અવળું પડી જાય બિચારાને !

અમે બધા ખૂણા જોઈને ચાલીએ છીએ, ત્યારે અમને કોઈ જગ્યાએ પગમાં કોઈ ચીજ અથડાઈ નથી.

## એને કહેશે ભગવાન !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાની હોય, તે આ બધા સાધુ થાય છે, તે સાધના કરવા જાય છે. એક જંગલમાં જઈને એકલો પડ્યો રહે, કોઈની સાથે અથડામણમાં ના આવે, તો એનું શું થાય ? વ્યવસ્થિત લાગુ પડે કે નહીં ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત જ છે. વ્યવસ્થિત કેવું હોય ? કોઈ દૂધ લઈને આવે, ત્યારે 'હમકો દૂધ નહીં ચાહિયે' બોલે કે ના બોલે ? આ ગાંડાઓને શું ? અહંકાર શું ના કરે ?

**પ્રશ્નકર્તા :** એને દૂધવાળો કોઈ આવવાનો જ ના હોય, એને કોઈ નિમિત્ત જ ના મળે તો ? એ અહંકારનું શું ?

**દાદાશ્રી :** ના, એ તો આવે જ. દૂધવાળો ને એ બધા આવે જ. એટલે ટાઈમ થાયને એટલે આ શરીરને બે દહાડા ભૂખ્યો રહ્યો હોયને તો કંઈનું કંઈ આવી જ મળે. એવી આ દુનિયા ગૂંચાયેલી છે અને પછી મામેરું ઊભું રહે. પછી આપણા લોક ગાય કે ભગવાન આવીને મામેરું પૂરું કરી ગયા. આપણા દેશમાં જ લોકો આવું કહે. બાકી, વર્લ્ડમાં કોઈ કહે નહીં કે ભગવાન કરી ગયા. વર્લ્ડમાં કોઈ કહે ? આ અક્કલના કોથળા આવું કહે !

**પ્રશ્નકર્તા :** એ તો 'દાદા' કરી ગયા એવું તો કહે છેને બધા ?

**દાદાશ્રી :** હા. એ તો જરા દાદાનું યશનામકર્મ છે. બાકી પોતે કશું કરે નહીં. નહીં તો લોકો બધે કહે છેને, ચમત્કાર છે આ બધા. ત્યારે મેં કહ્યું, 'આ ચમત્કાર કહેવાય નહીં. આ અમારું યશનામકર્મ છે.' કો'કનું નાનું છોકરું તળાવ ઉપર બેઠું હોય, આવડું બે-ત્રણ વર્ષનું, તેને છોડીને કોઈ જતું રહ્યું હોય, તો આપણે બધા ત્યાં ગયા હોઈએ તો એને શું કરીએ ? એને કહીએ કે 'ભઈ, મહેનત કર ?'

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે શું, ખાવાનું મફત ના આપીએ ? એને અહંકાર નથી, ત્યાં સુધી અહંકારીઓ એને મળી આવવાના, બધું સપ્લાય કરનારા. એનું નામ જ ભગવાન. સંસારી ભગવાન કોનું નામ ? અહંકારી એનું નામ સંસારી ભગવાન, એ જ સંસારી ઈશ્વર. નાના છોકરામાં અહંકાર ના હોય એટલે એને હરેક ચીજ સપ્લાય થાય. એવું જ્ઞાનીમાં અહંકાર ના હોય, તે હરેક ચીજ સપ્લાય થાય. તમારો અહંકાર જ તમને સપ્લાય થવા દેતો નથી.

નાનું બાળક આવડું છે માટે નહિ, કો'કનું હોય તોય, આપણે ઘેરથી દૂધ લાવીને એને પાઈએ અને એમ ના કહીએ કે ઘેર જઈને પી આવ, જા ! અરે, બકરીનું બચ્ચું હોય તોય આપણે લાવીને પાઈએ ને બિલાડીનું બચ્ચું હોય તોય પાઈએ. એ બચ્ચાને આપણે છંછેડીએ ને એ કરડે છે, એ અહંકાર નથી, એ સ્વાભાવિક ક્રિયા છે. એટલે આ અહંકારને લઈને જ અટક્યું છે બધું. જેમ જેમ અહંકાર નિર્મૂળ થતો જાય, ઓછો થતો જાય તેમ તેમ બધી વસ્તુઓ તમારા ખોળામાં પડતી જાય. તમારી ઈચ્છા થઈ એ કાયદો કેટલે સુધી છે ? એક બાજુ ઈચ્છા ઉત્પન્ન થવી ને એક બાજુ વસ્તુ ઓન ધી મોમેન્ટ મળી રહે ! એટલો બધો સરસ કાયદો છે !

**પ્રશ્નકર્તા :** પેલો આત્મા સત્ય સંકલ્પ કરે છે, તો...

**દાદાશ્રી :** આ તો બધી ચવાઈ ગયેલી વાત છે. સંકલ્પ એ કરે નહીં અને કર્યું એટલે તે હાજર થયે જ છૂટકો. એટલી બધી શક્તિઓ છે.

## અહંકારે આંતર્યો આત્મઉજાસ !

**પ્રશ્નકર્તા :** અમારી બધી શક્તિઓ આવરાવાનું મુખ્ય કારણ અહંકાર જ છે ?

**દાદાશ્રી :** અહંકારને લઈને જ બધી શક્તિઓ વેડફાઈ ગઈ છેને ! આંધળો હોય હંમેશાંય. હવે અહંકારના ભાગ પાછા પાડીએ, એના ડિવિઝન પાડીએ કે ભાઈ, આ અહંકાર તો કયા વિષયમાં ? આને લોભમાં અહંકાર વધારે છે, આને માનમાં અહંકાર વધારે છે, એવું બધા અહંકાર. એટલે આ અહંકાર જ આંતરે છે, એવું તમને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** અહંકારને લીધે જ ટક્કર થાય ?

**દાદાશ્રી :** આ બધી ભાંજગડ જ અહંકારની છે. હવે આ કહે છે કે દાદા, તમે છે તે બહુ બહુ વિચાર કરી નાખો છો, ત્યારે કહે ના, અમારે પેલો અહંકાર શૂન્ય થઈ ગયો છેને ! આ તમે જે કહેવા માગો છોને તે પાછળ એવું જ કહેશે, આ બુદ્ધિશાળીઓ. કારણ કે આવું કેવી રીતે બને આ ! અલ્યા, એમાં કશુંય કરવું નથી પડ્યું. એ અહંકાર શૂન્ય કરવાની જરૂર છે. નહીં તો એટલું બધું હું શી રીતે કરું આ ? આખા બ્રહ્માંડના વિચાર કર્યા હોય, એટલી બધી વાત માણસ કેવી રીતે વિચારી શકે તે ?

**પ્રશ્નકર્તા :** એ તો વધારે ગૂંચવાય, દાદા ?

**દાદાશ્રી :** ઊલટો વધારે ગૂંચવાય. આ જે આત્માનો પ્રકાશ છે, આ તમને કામ લાગે છે, એ આ વચ્ચે ઈગોઈઝમ છે. ઈગોઈઝમની જેવી ડિઝાઈન છે એ ડિઝાઈન થ્રુ પ્રકાશ આવે છે. ઈગોઈઝમની ડિઝાઈન કેટલાકને આમ હોય, કેટલાકને આમ થાય, કેટલાકને આમ થાય, તે આવી ડિઝાઈન થ્રુ થઈને આવે. પણ જો ઈગોઈઝમ ખલાસ થઈ ગયો હોય તો ? સીધું ડિરેક્ટ જ લાઈટ પડેને ?

**પ્રશ્નકર્તા :** અમારા અહંકારનું જે સ્વરૂપ છે અત્યારે, તેને ઝીરો પર લાવવા માટેનું પુરુષાર્થનું કયું બટન છે ?

**દાદાશ્રી :** શુદ્ધ ઉપયોગ એ જ. જેટલો શુદ્ધ ઉપયોગ એટલો

અહંકાર ઓગળ્યા કરે. અને આ જ્ઞાન આપ્યા પછી ઈગોઈઝમની શી દશા થાય છે ? ત્યારે કહે છે, આજે બહુ ઠંડી પડી હોય ને બનાવવાવાળા પાસે બરફ પડી રહ્યો હોય, હવે એ જાણે કે ક્યારે આ વેચાશે ? ક્યાં મૂકી રાખે એને ? એટલે એકદમ સસ્તો કરી નાખે, તો કોઈ શેઠિયો હોય, તે કહેશે, બરફ ભરી લો. હવે બરફ ભરી લે, કેટલાય કોથળા પાથર પાથર કરશો તોય ઓછો થતો જશે કે વધતો જાય ? શી રીતે ઓછો થતો જાય ? રાતે કેમ કરીને ઓછો થાય ? એ તો ઓગળ્યા જ કરે નિરંતર. એટલે આ જ્ઞાન આપ્યા પછી અહંકાર ઓગળ્યા જ કરે છે. પછી કેટલાક તો કોથળા બાંધ બાંધ કરે છે, વહેર ઘાલ ઘાલ કરે છે. અલ્યા, ના દાબીશ.

## અહંકાર ઓછો ત્યાં આત્મવિશ્વાસ વધારે !

**પ્રશ્નકર્તા :** અહંકાર ને આત્મવિશ્વાસની ભેદરેખા ક્યાં છે ? કોઈ પણ કામ કરવાનું હોય તો માણસને એને પોતાને આત્મવિશ્વાસ ના હોય તો એ કામ ના કરી શકે.

**દાદાશ્રી :** નહીં, એ તો બુદ્ધિનું ડિસિઝન છે અને એ તો કર્મના આધીન છે.

**પ્રશ્નકર્તા :** જેને સેલ્ફ કોન્ફિડન્સ કહીએને, તે ?

**દાદાશ્રી :** નહીં, 'કોન્ફિડન્સ' તો આવે કે ના આવે, પણ છેવટે 'ડિસિઝન' આપ્યા વગર રહે નહીં. કારણ કે ટાઈમ થયો એટલે ડિસિઝન અપાઈ જ જાય. 'સેલ્ફ કોન્ફિડન્સ'વાળો જરા નીડર રહે અને પેલો ડર્યા કરે અને એને શંકા થયા કરે.

**પ્રશ્નકર્તા :** 'સેલ્ફ કોન્ફિડન્સ' ને અહંકારને શું લેવાદેવા હોય ?

**દાદાશ્રી :** 'સેલ્ફ કોન્ફિડન્સ'વાળો કોણ હોય કે જેનો અહંકાર જરા કમી (ઓછો) થયેલો હોય તે !

**પ્રશ્નકર્તા :** કમી હોય કે વધારે હોય ?

**દાદાશ્રી :** કમી હોય.

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે તો અમને અહંકાર અને સેલ્ફ કોન્ફિડન્સ એ બન્ને ભેગા દેખાય છે.

**દાદાશ્રી :** એ તો આપણને લાગે એવું, પણ મૂળમાં અહંકાર દબાયેલો હોય તો સેલ્ફ કોન્ફિડન્સ આવે, નહીં તો ના આવે. હંમેશાં જો ઈગોઈઝમ પ્રમાણમાં વધારે હોયને તો સેલ્ફ કોન્ફિડન્સ એ માણસને હોય જ નહીં. એ ગૂંચાયા જ કરતો હોય. ત્રણ કલાક ગૂંચાય ત્યારે ઠેકાણે પડે. તેય પાછું કેવું કે 'એવિડન્સ' (સંયોગો) મળે એની મેળે, કુદરતી રીતે ત્યારે ઠેકાણે પડે. પોતાને ગૂંચામણ હોય પણ 'વ્યવસ્થિત શક્તિ' ઠેકાણે પાડી દે છે.

**પ્રશ્નકર્તા :** આ જગતમાં જે મોટા માણસો થયા, તે બધાને 'ઈગોઈઝમ' મોટો હતો કે 'સેલ્ફ કોન્ફિડન્સ' મોટો હતો ?

**દાદાશ્રી :** ઈગોઈઝમ ઓછો હતો. સેલ્ફ કોન્ફિડન્સ વધારે હતો. જેટલો ઈગોઈઝમ વધારે ને, એટલું એ ડિસિઝન નહીં આપી શકે. સ્ટેશન જવું, આ રસ્તે જવું કે આમ જવું, તેમાંય ગૂંચાય. ગૂંચાયેલા માણસ નહીં જોયેલા તમે ?

**પ્રશ્નકર્તા :** અહંકારી માણસ હોય છે, તે પોતાના અહંકારના માર્યા પણ અમુક પ્રગતિ તો કરે છેને ?

**દાદાશ્રી :** એય અહંકાર છે, પણ એનો અહંકાર બીજા કરતાં ઓછો છે. જે પેલો ગૂંચાય છેને, તેનાં કરતાં આનો અહંકાર ઓછો છે. અને અહંકારને 'સોલ્યુશન' કરીને, શોધખોળ કરીને છૂટો કરેલો છે. એણે અહંકારની 'રિસર્ચ' (શોધખોળ) કરેલી છે, પેલાએ તો 'રિસર્ચ' જ નથી કરી !

**પ્રશ્નકર્તા :** એનો કોન્ફિડન્સ બિયોન્ડ (આત્મવિશ્વાસથી પર) જાય છે ત્યાં ઈગોઈઝમ નથી આવતો ?

**દાદાશ્રી :** ના, એવું નથી.

**પ્રશ્નકર્તા :** અહંકારથી ફાયદો શું થતો હશે ?

**દાદાશ્રી :** અહંકાર કશું જ કરતો નથી, તો અહંકારથી ફાયદો શું થતો હશે ? અહંકાર કાયમ નુકસાન જ કરે, ડખો કરે. તો અહંકાર શું નુકસાન કરે છે, એ કંઈ કહેશો ? આ લોક અહંકાર કરે છે ને એનો ફાયદો શું મળે છે ? જેટલો અહંકાર કરે છેને, એ પોતે નથી કરતો, એટલે એ આરોપ કરે છે, તેથી તેનું ફળ આવતો ભવ મળે છે. પોતે પોતાની પ્રતિષ્ઠા કરી રહ્યો છે, આવતા ભવની !

**પ્રશ્નકર્તા :** આ જૂનું ભોગવી રહ્યો છે, એને એ તો એવું માને છે કે આ મેં કર્યું.

**દાદાશ્રી :** હા, ભોગવી રહ્યો છે, તેમાં અહંકાર કરવાનો હોય નહીંને !

**પ્રશ્નકર્તા :** પણ લોકો તો એ જ કરે છેને ? સામાન્ય જીવનમાં તો એ જ થાય છેને ?

**દાદાશ્રી :** હા, તે ભોગવી રહ્યાનો અહંકાર કરે કે 'મેં કર્યું.' કહેશે, 'હું ગાડીમાં આવ્યો, હું નાહ્યો, હું સંડાસ જઈ આવ્યો, મેં ચા પીધી' અને તે કરેક્ટ માને પાછા, વિશ્વાસ હઉ રાખે. નહીં તો એવું ડ્રામેટિક બોલવામાં વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે કહે છે, એ આવતા જન્મનું બાંધે છે.

**દાદાશ્રી :** પોતાની પ્રતિષ્ઠા જે કરી રહ્યો છે એ ટાંકણું લઈને ઘડ ઘડ કરે છે. પોતાની મૂર્તિ ઘડે છે. ચાર પગવાળી, છ પગવાળી કે આઠ પગવાળી કે બે પગવાળી મૂર્તિ ઘડી રહ્યો છે. તે બે પગમાં વિશ્વાસ ના હોય તો ચાર પગની બનાવને, પડી તો ના જવાય ! અને જો પાછળ એક પૂંછડું મૂકે તો દોડે, આમ પૂંછડું ઊંચું કરીને દોડે !

**પ્રશ્નકર્તા :** જેમ જેમ અહંકાર શુદ્ધ થતો જાય એમ એમ આત્મવિશ્વાસ વધતો જાય ?

**દાદાશ્રી :** એ અહંકારનું શુદ્ધિકરણ થવું એ વાત જુદી છે. પણ શુદ્ધિકરણ થાય નહીંને ! શુદ્ધિકરણ માટે રસ્તો જોઈએ. એનો રસ્તો હોય છે. ને સંપૂર્ણ શુદ્ધ થાય ત્યારે મોક્ષ થઈ જાય.

## મન-દેહ-વાણી પર નથી સત્તા આત્માની !

આ જે લોક કહે છેને કે અમે આત્માની સત્તાએ ગયા, એ બધી અહંકારની સત્તામાં ગયા છે.

**પ્રશ્નકર્તા :** આપ આત્માની સત્તામાં ગયા છો એમ અમે માનીએ છીએ, છતાં પણ આપને દેહનું કષ્ટ કેમ આવે ?

**દાદાશ્રી :** એ તો આવે. લેવાદેવા નહીંને, આને ને આને કશી લેવાદેવા નહીં, તદ્દન જુદો જ. વીસ વર્ષથી આના દસ્તાવેજ અમે ફાડી નાખેલા છે. આ તમારી જોડે વાત કોણ કરે છે ? ટેપરેકર્ડ. આ તો અહંકાર કરે છે કે 'હું બોલું છું' એવું. બોલે છે કો'ક અને પોતે માથે લઈ લે છે.

**પ્રશ્નકર્તા :** આ ટેપરેકર્ડ તમે કહ્યું તો એનો અર્થ એવો કે કંઈ કોઈનાથી પહેલાં રેકોર્ડ થયેલું છે આ ?

**દાદાશ્રી :** એ અહંકારથી ટેપરેકર્ડ થાય છે. અહંકારથી ફરી પાછી ટેપરેકર્ડ ઉતરે છે. ફરી પાછી અહંકારથી ટેપરેકર્ડ થાય છે. અહંકાર ના હોય તો ટેપરેકર્ડ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપ બોલો છો એ કઈ રીતે બોલાય છે ?

**દાદાશ્રી :** આ ટેપરેકર્ડ ઉતરેલી છે તે.

**પ્રશ્નકર્તા :** કોણે ઉતારી ?

**દાદાશ્રી :** એ ગયા અવતારના અહંકારે ઉતારી. હવે ના ઉતરે. જે ચાર્જ થયેલી છે તે આ ડિસ્ચાર્જ થઈ રહી છે, એક્ઝોસ્ટ થઈ રહેલી છે.

**પ્રશ્નકર્તા :** આ ક્યાં સુધી ચાલવાની ?

**દાદાશ્રી :** આ દેહ હશે ત્યાં સુધી ચાલ્યા કરશે. અગર દેહ પહેલાં, એ ટેપરેકર્ડ ખલાસ થઈ જાય, એટલે મૌન થઈ જાય. પણ આ ડિસ્ચાર્જ છે, એક્ઝોસ્ટ થઈ રહેલું છે. વાણી એક્ઝોસ્ટ થઈ રહેલી છે. અને આ ભવમાં જ્યાં સુધી 'હું બોલું છું' એમ કહો છો ત્યાં સુધી પેલું ડિસ્ચાર્જ થાય છે અને નવું ચાર્જ થાય છે. બે બેટરીઓ ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો કે આપણે આ જે બોલીએ છીએ તે અહંકાર ઓછો થઈ જાય, ધીમે ધીમે 'હું બોલું છું' એવું ઓછું થતું જાય, તો પછી એ ટેપ છે તો ચાર્જ ના થાય.

**દાદાશ્રી :** આ 'હું બોલું' એવું ઓછું થતું જાય, તોય પણ અહંકાર જીવતો રહેને !

**પ્રશ્નકર્તા :** અહંકાર ઓછો થઈ જાય તો ?

**દાદાશ્રી :** એ તો બોલવામાં ઓછો થઈ જાય, બીજામાં વધી જાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર ઓછો થાય જ નહીં ?

**દાદાશ્રી :** ના, અહંકાર ઓછો ના થાય. અહંકાર જ્ઞાની એકલા જ ઓછો કરી આપે. ઊડાડી મેલે હપૂચો, ઓછો કર્યે ન પાલવે. બિલકુલ ફ્રેક્ચર કરી નાખે.

## વાણી, અહંકાર કાર્ય-કારણ રૂપે !

આપણે કોઈને કહીએ કે ભઈ, ઘડીવાર એક અરધો કલાક એમ ને એમ બેસી રહેજો, કશું બોલશો-કરશો નહીં. તોય બોલ્યા વગર રહે નહીંને ! કારણ કે અહંકાર છે, એટલે બોલ્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** વાણી એ ખુલ્લો અહંકાર છે, એ જરા સમજવું છે.

**દાદાશ્રી :** વાણી બંધ થઈ જાય તો ખલાસ થઈ ગયું, મોક્ષે જાય. વાણીથી જ બધો અહંકાર ઊભો થયો છે.

**પ્રશ્નકર્તા :** વાણીથી અહંકાર ઊભો થયો છે કે અહંકારથી વાણી નીકળે છે ?

**દાદાશ્રી :** મૂળ શરૂઆત વાણીથી અહંકાર ઊભો થયો છે. પછી એ અહંકાર પાછો વાણીથી બહાર નીકળે છે. કાર્ય-કારણ હોય પાછું એનું ! એને વાણી બંધ થાય એટલે અહંકાર બંધ થઈ જાય, એ એનો તાળો !

**પ્રશ્નકર્તા :** એટલે વાણી બંધ થાય એટલે અહંકાર બંધ થઈ ગયો પણ અહંકાર પહેલાં ખલાસ થયા પછી એનું પરિણામ વાણી ખલાસ થાય છે ?

**દાદાશ્રી :** ના, વાણી નીકળવાથી અહંકાર શરૂ થાય છે અને વાણી નીકળવાની બંધ થઈ કે અહંકાર બંધ થયો.

**પ્રશ્નકર્તા :** એટલે વાણી નીકળે છે એ બધો અહંકાર નીકળે છે, એવું કહો છો ?

**દાદાશ્રી :** એટલે પછી જ્ઞાનીને એમ કહેવું પડે કે આ ટેપરકર્ડ. હવે મારી ઈચ્છા નથી છતાં નીકળે છે.

**પ્રશ્નકર્તા :** એમાં અહંકાર ના હોય ? વાણી માત્ર અહંકારનું સ્વરૂપ જ કીધુંને ? તો તીર્થંકરોની વાણી કેવી કહેવાય ?

**દાદાશ્રી :** એ દેશના, એટલે આજે અહંકાર નથી એમ.

**પ્રશ્નકર્તા :** આજે નથી માટે દેશના ?

**દાદાશ્રી :** આજનો અહંકાર નથી, આ પહેલાંનો કરેલો છે.

**પ્રશ્નકર્તા :** આપણા જ્ઞાનનું પરિણામ મૌનપણું આવે ?

**દાદાશ્રી :** પછી મૌન જ હોય એને. ભગવાનેય કહે, 'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું.' એટલે અંદરથી બોલવાનું બંધ થયું ને બહારથી રહ્યું.

**પ્રશ્નકર્તા :** બહારથી બોલવાનું ખબર પડે એવું છે પણ અંદરથી બોલવાનું કેવું હોય ?

**દાદાશ્રી :** અમે કહ્યુંને, બધાય જ્ઞાનીને હોય એવું. દેશના રૂપે કહે. ટેપરેકર્ડ હોય. એ અંદર બંધ થઈ ગયુંને ?

**પ્રશ્નકર્તા :** અને પેલો વચલો માલિકીભાવ ઊડી ગયો. જે અંદરથી બોલવાનો, તે અહંકાર ભાવ ઊડી ગયો.

**દાદાશ્રી :** આત્મસ્વરૂપ જ થઈ ગયો. અક્રિયતા આવી, રહ્યું જ નહીંને. આત્મઅજ્ઞાન ત્યાં વાણી. આત્મઅજ્ઞાન એટલે અહંકાર, ત્યાં વાણી. વાણીથી જગત ઊભું થયું છે ને વાણીથી જગત બંધ થઈ જાય છે. એ જ વાણી જગતને બંધ કરે છે. વાણીથી, અહમ્‌થી સ્વરૂપની વિસ્મૃતિ થઈ ને એ જ વાણીથી અહમ્‌ની વિસ્મૃતિ ને સ્વરૂપની સ્મૃતિ થાય છે.

**પ્રશ્નકર્તા :** 'મારે સુધરવું છે' એવું જે કહે છે, એટલે સુધરવું એ કોને સુધરવું છે ?

**દાદાશ્રી :** એવું છેને, એ જે બગડી ગયેલો છે તે કહે છે કે મારે સુધરવું છે.

**પ્રશ્નકર્તા :** તે અહંકાર ?

**દાદાશ્રી :** અરે, અહંકાર જ, બીજું કંઈ નહીં. આત્માને લેવાદેવા નથી. જે બગડ્યો છે એ સુધરવા માટે પ્રયત્ન કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે સાબુથી કોલસાને ધોઈએ એના જેવું ?

**દાદાશ્રી :** હા, એના જેવું. ઊલટું મહેનત નકામી જવાની બધી.

**પ્રશ્નકર્તા :** કોલસામાંથી ડાયમન્ડ નથી બનતો.

**દાદાશ્રી :** હા, બને જ છેને બધા. એ તો આપણા લોક ડાયમંડ કહે છે, એ પણ એક જાતનો કોલસો જ છેને ? સ્વભાવથી જ ? સ્વભાવ ગુણધર્મ તો કોલસાના જ છેને !

## અક્કલનો કોથળો, અહંકારની ઇંઢોણી ઉપર !

કોઈ ગાળ ભાંડે તો કશું થાય તમને ?

**પ્રશ્નકર્તા :** અહંકાર ઘવાય, તો થાય તો ખરુંને !

**દાદાશ્રી :** અહંકાર ઘવાય ? અહંકાર ઘવાય તો સારું, ઓછું થાય એટલું. ઘવાતું ઘવાતું પડી જાયને ? અહંકારને તાજો રાખવો છે તમારે ? ફ્રેશ ? તમને અહંકારની બહુ જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** એ તો આપણી સાથે રહેલો જ હોયને ?

**દાદાશ્રી :** હા, જોડે ને જોડે રહે. એ કંઈ ખસે જ નહીંને ! એને લીધે છે આ બધું.

એક જણ ફ્રેન્ચ કટ રાખતો હતો. તે આટલે સુધી આમ વાળ રાખે. તે હેરકટીંગ સલુનવાળાથી સહેજ વધારે કપાઈ ગયું, તે ચીડાઈને પેલાને બે-ચાર ધોલ મારી દીધી ! 'અલ્યા, થોડુંક વધારે કપાઈ ગયું, એમાં શું બગડી ગયું ?' પણ આ અહંકાર કેવો કામ કરે છે ને ? તમારે એવો અહંકાર કરે કે ? તોફાન માંડે કે ? ડાહ્યો છેને ? કોઈકનો અહંકાર ડાહ્યો હોય. કોઈનો અહંકાર ગાંડો હોય ! એ અહંકારના બેઝમેન્ટ (પાયા) પર પડી રહેલા હોય. લોકોને 'અક્કલ વગરના' કહે. અને એ અક્કલનો કોથળો ! તે સાવ ખલાસ થઈ જાય, પથ્થર થઈ જાય માણસ ! કોઈને અક્કલ વગરના કહેવાય નહીં, એની મહીં આત્મા છે. એટલે જોખમદારી કેટલી ?

આ અહંકાર તો ક્રોનિક રોગ કહેવાય. એ અમારી પાસે રહે તો નીકળે, નહીં તો લોક તો ઊલટો વધારી આપે એ રોગ !

કોઈ કહેશે, 'આ ચંદુભાઈમાં અક્કલ નથી', તો અસર થાય તમને કશી ?

**પ્રશ્નકર્તા :** થાય તો ખરીને.

**દાદાશ્રી :** કેમ ? અક્કલના કોથળા છો તમે ?

**પ્રશ્નકર્તા :** નથી એટલે જ થાય.

**દાદાશ્રી :** અને કોઈ કહે કે આ ચંદુભાઈ ક્યાંના કલેક્ટર છે ? ત્યારે તમે એમ કહો કે હું કલેક્ટર છું ?

**પ્રશ્નકર્તા :** નથી તો કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે એમાં અસર નથી થતી કલેક્ટરમાં, અને આમાં કેમ અસર થાય છે ? તમે અંદર માની બેઠા છો કે હું કંઈક છું, અક્કલવાળો.

**પ્રશ્નકર્તા :** તેમાં અહંકાર ઘવાય છે.

**દાદાશ્રી :** અહંકાર મહીં ઘવાય છે ને હું કંઈક અક્કલવાળો છું. અક્કલનો કોથળો બજારમાં વેચવા જાય તો ચાર આનાય ના આવે. કોઈ લે નહીં. કારણ કે બધા અક્કલના કોથળા, કોણ લે ? તમારે કોઈ કંઈક બોલી ગયો હોય તો તરત થાય કે હું કંઈક છું. હું તો પહેલેથી અક્કલવાળો છું એવું માને. શું કહો છો ? તમારે એવું માને કે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. પહેલેથી જ પોતે માને કે હું અક્કલવાળો છું, આમ જ છું બધું. મને કોઈ શું કહી જાય !

**દાદાશ્રી :** એવું તો કો'ક દહાડો જ હોયને ?

**પ્રશ્નકર્તા :** આ દાદાનું જ્ઞાન નહોતું લીધું ત્યારે હતું કે મને કોઈ શું કહી જાય, અહંકાર એવો હતો પણ હવે બધું એડજસ્ટ કરી લઉં.

**દાદાશ્રી :** 'હું હોશિયાર છું' એવું રહે ?

**પ્રશ્નકર્તા :** હા, રહે.

**દાદાશ્રી :** એ રોગ બહુ મોટામાં મોટો.

**પ્રશ્નકર્તા :** પણ હવે બિલકુલ રહેતું નથી.

**દાદાશ્રી :** એમ નહીં, કોઈક વખત રહે છે એવું ?

**પ્રશ્નકર્તા :** 'હું હોશિયાર છું' એવું તો નથી રહેતું કોઈ દિવસ, પણ મને કોઈ કહી ના જાય, બસ એની સાવચેતી રાખેલી.

**દાદાશ્રી :** કોઈના દબાણમાં ન આવું, એવું કશુંક હતુંને ?

**પ્રશ્નકર્તા :** હા, એવું ખરું.

**દાદાશ્રી :** 'હું કંઈક છું' એ હતુંને, એ જ રોગ. અને એ જ રોગથી અથડાય છે. જ્ઞાન મળે તોય આ રોગ ના જાય. એટલે આ રોગ હજુ રહ્યો હોય તો કાઢી નાખવો. ! બાકી, આ જ્ઞાન મળ્યા પછી પણ આ રોગ રહ્યા કરે છે. પછી આપણે 'એને' કહીએને, તો સમજી જઈને ધીમે ધીમે આ રોગ કાઢે છે. પણ કહ્યું ના હોય તો અંદર રહી જાયને. એ રોગ નીકળી જવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** 'હું કંઈક છું' એવા રોગનાં લક્ષણો શું ?

**દાદાશ્રી :** એના બહુ લક્ષણ હોય બધાં, અજ્ઞાની જેવા જ લક્ષણ હોય બધાં. પોતાનું ધાર્યું કરે, ફલાણું કરે, માન આપે તો પછી મીઠું લાગે. ઘણાખરા આવા રોગ, બધા બહુ લક્ષણ હોય. માન આપે ને કડવું ના લાગે તો એ જ્ઞાન રહે નહીં એને. માન જો આપતા હોયને તો જ્ઞાનવાળો માણસ તો કંટાળી જાય કે આ માન કોને જાય છે ? ચંદુલાલને માન જાય છે, ચંદુલાલનું શું કરવું ? એટલે આ રોગથી તો બહુ સાચવવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** દાદાના મળતાં પહેલાં જે અહંકાર હતો કે હું કંઈક છું, ધાર્યું કરવું હોય તો કરાતું, હવે નથી કરાતું.

**દાદાશ્રી :** ધાર્યું ના થાય, એટલે કરતા નથી હવે. આ કરાતું જ નથી આપણાથી. એ ધાર્યું જે કરાતું હતું, એ આપણને ઊંધે રસ્તે લઈ જતું'તું.

**પ્રશ્નકર્તા :** પણ ઘણીવાર અંદરથી એવું લાગે કે એ શક્તિ જતી રહેલી છે.

**દાદાશ્રી :** એ, ખોટી શક્તિ જો જતી રહે આમાંથી, એટલે સાચી શક્તિ આવે. એ શક્તિ તારા કામની નહોતી, એ ઊંધી શક્તિ ભરાયેલી, એ તો જ્યારે ત્યારે મારી નાખે.

**પ્રશ્નકર્તા :** પણ એ શક્તિ ઘણીવાર આપણાથી સદુપયોગમાં વપરાયને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** ધારો કે આપણે ધંધો કરવો હોય ને આપણને અંદરથી થાય કે હું કરી શકું છું. દાદા મળ્યા પછી અંદરથી થાય કે નકામો તું તારી જાતને શું માન્યા કરે છે ? આ કરવું છે ને તે કરવું છે. ચૂપચાપ બેસી રહેને !

**દાદાશ્રી :** એ બરોબર. ધંધો તો તમારે ઉદય આવે ત્યારે એની મેળે બનવા દેવું અને તેય ચૂપચાપ બેસી રહેવું નહીં. મારે કંઈક બિઝનેસ કરવો છે, એમ વ્યવહાર પૂરતું રાખવું. વ્યવહારમાં મારા ઉદયમાં જે હોય તે મારે કરવું છે અને તે પણ ઉદય પ્રમાણે આવીને ઊભું રહે. બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, તે પ્રમાણે કરવાનું અને એમાં થઈ જ જાય. એ તો આપણે કહેવાની જ જરૂર છે કે મારે કરવાનું છે. ગોઠવી ગોઠવીને કરે એ તો બધું નકામું. એટલે સંસાર ઊભો કરવો પડે પછી.

**પ્રશ્નકર્તા :** ધાર્યું થાય નહીં એટલે પછી ડિપ્રેશન આવે.

**દાદાશ્રી :** એ તો અત્યારે ધાર્યું ના થાય. પણ તે ઘડીએ પાછું આવ્યા પછી આપણને ખબર પડે કે ઓહોહો ! આ તો ધાર્યું જ થયું બધું. એટલે તારે બોલવાની જ જરૂર કે ઉદયમાં જે હો એ ભલે હો. હા, જે બનવાનું છે તે ભલે બને. સમજણ પડી તને ?

## પતિ-પત્ની વચ્ચે અહંકાર !

**પ્રશ્નકર્તા :** પુરુષનો જે અહંકાર છે, ઘણી વખત સ્ત્રી એ પુરુષના અહંકારને તોડવા કરતી હોય છે. આની લડાઈ હોય. હવે અહંકાર કંઈ એમ ને એમ તો ઓછો જતો રહેવાનો છે ? આ જે એક્સેપ્ટ કર્યું કે ભઈ, આ અહંકાર છે, આ ખોટી વસ્તુ છે અને અહંકાર કાઢવો છે.

**દાદાશ્રી :** ત્યારે જ જાયને ! એ તો જાણીને અનુભવ સહિત જાય, એમ ને એમ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** અનુભવ સહિત એટલે કઈ રીતે, દાદા ?

**દાદાશ્રી :** તમે અહમ્ કરો એ ખોટો છે એવું તમને અનુભવ થાય અને ત્યાર પછી એ જાય. એટલે અનુભવ સહિત જાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્યાં સુધી એ અનુભવ ના થાય ત્યાં સુધી ન જાયને ?

**દાદાશ્રી :** કેટલાક અનુભવ સહિત જાય, કેટલાક એમ ને એમ ઓગળી જાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં જે અહમ્ રહે છે કોઈ વખત, તો એને લીધે તણખા બહુ ઝરે.

**દાદાશ્રી :** એ તો અહમ્‌ના તણખા ઝરતા નથી, એ દેખાય છે અહંકારના તણખા પણ વિષયને આધીન થઈને એ હોય છે. વિષય ના હોય ત્યારે આ ના હોય. વિષય બંધ થાય ત્યારે પછી એ ઈતિહાસ જ બંધ થઈ જાય. એટલે જો બ્રહ્મચર્યવ્રત લઈને રહે વરસ દહાડા માટે, તે એમને હું પૂછું છું, ત્યારે કહેશે, 'તણખા એકુય નહીં, કચકચ નહીં, ખટપટ નહીં, કશું જ નહીં, સ્ટેન્ડ સ્ટીલ !' હું પૂછું પાછો, હું જાણું આવું થઈ જાય હવે. એટલે એ વિષયને લીધે હોય છે.

**પ્રશ્નકર્તા :** એ તો લડાઈ તો પરણે ત્યારથી જ શરૂ થાય છે.

**દાદાશ્રી :** હા, ત્યારથી શરૂ થાય. એ લડાઈને આપણા અનુભવીઓએ નામ આપ્યું છે, પોપટમસ્તી. એ સાચી લડાઈ નથી. આ સાચી લડાઈમાં તો બીજે દહાડે જુદો થાય. આ પોપટમસ્તી છે. આપણે જાણીએ કે પોપટ હમણાં એને મારી નાખશે, મારી નાખશે પણ ના મારે, બચકાં ભરે, ચાંચો મારે, બધું કરે. એટલે આ પોપટમસ્તી કહી. બીજે દહાડે કશુંય ના હોય. દૂધ ફાટી ના ગયું હોય, ચા થાય.

**પ્રશ્નકર્તા :** ચા આપે પણ પછાડીને આપે તેનું શું ?

**દાદાશ્રી :** હા, કપ પછાડીને આપે પણ ફાટી ના જાય. એ કપ પછાડીને આપે તો આપણે ના પછાડીએ તો એ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ લડાઈ બંધ ના થાય ?

**દાદાશ્રી :** લડાઈ તો આ વિષય જાય તો જ બંધ થાય. કંઈ પણ લે-મેલ કરી કે લડાઈ. જ્ઞાન સિવાય બીજી વસ્તુની લેવાદેવા કરી એ લડાઈ અને બધાં ઉછીના લીધેલાં સુખ. એ લીધેલાં છે તે એને શું કરવું પડશે, રીપે કરવાં (ચૂકવવા) પડશે. દાંતથી લીધેલાં સુખ દાંતને રીપે કરવાં પડશે. દરેકના સુખ લીધેલાં રીપે કરવાં પડે. સ્ત્રીથી સુખ લીધેલાં રીપે કરવાં પડે. એ અત્યારે રોજ રીપે કર્યા કરે છે. સુખ હોય નહીંને, પુદ્ગલમાં સુખ હોય નહીં. સુખ આત્મામાં જ હોય કે જે રીપે કરવું ના પડે. આ તો શેના જેવું છે ? જાતે એકલો પત્તાં રમે, એના જેવું આ જગત. રમતા હશે લોકો ? એકલાં, એકલાં રમે પત્તાં ? તમે રમેલા ?

**પ્રશ્નકર્તા :** હા, રમેલા.

**દાદાશ્રી :** એમાં શી રીતે સુખ મળે, સુખ શી રીતે મેળવો ?

**પ્રશ્નકર્તા :** એ ટાઈમ પાસ કરવા રમે, પણ એમાં આનંદ ના હોય.

**દાદાશ્રી :** હા, ટાઈમ પાસ કરવા પણ સાવ ખોટું ! મને મનમાં એમ થાયને બધું, આ કેવાં દયા ખાવાં જેવાં બિચારાં ! મોટા મોટા મિલમાલિકો આમ કાગળિયા મૂકે... મને તો બહુ ચીડ, આ કઈ જાતના માણસ છે ? છતાંય આપણે એને ખોટું તો ના કહીએ. કારણ કે નહીં તો કોઈ નિંદામાં પડી જશે. હું નિંદા-બિંદા કરતો નથી, જેટલા ભમરડા પાંસરા રહે એટલું સારું. આ તો ટી-ઓ-પી-એસ, ટોપ્સ કહ્યા છે મેં !

**પ્રશ્નકર્તા :** એ પણ બાંધી લાવેલું જ ડિસ્ચાર્જ થાય છેને, દાદા ?

**દાદાશ્રી :** એ રમે છે તેય બાંધી લાવેલું છે અને નવાં બીજ પડી જાય છે ને એને ખબર પડતી નથી. એ કોઝિઝ બધા પડી જાય, એ ખબર પડે નહીં.

## મર્યાદિત અહંકાર, ધંધામાં !

**પ્રશ્નકર્તા :** એક ઠેકાણે આપે એમ જણાવ્યું છે કે ધંધામાં મર્યાદિત અહંકાર હોવો જોઈએ. મર્યાદિત અહંકાર એટલે શું એ સમજાવો.

**દાદાશ્રી :** ધંધામાં જો અહંકાર વધારે હોયને તો ધંધો ચાલે નહીં. ઘરાક અવળું બોલે તો એ પોતે એની જોડે એડજસ્ટ થાય. મર્યાદિત અહંકાર હોય તો એડજસ્ટ થાય, નહીં તો એડજસ્ટ ના થાય. આ તમે દલાલી કરો છો ને પેલો ઘરાક અવળું બોલે અને તમેય અવળું બોલો તો શું રહે ? એટલે તમારા અહંકારને મર્યાદિત રાખો તો તમે ધંધો કરી શકો. ઘરાક ગમે તેવો ગાંડો હોય, ઘરાક ગમે તેવો હોય પણ ધંધાદારી માણસને આવું ના ચાલે.

## ખરીદો અહંકાર, માગે તે આપીને !

એક ભાઈ મને કહે છે, 'સગાંવહાલાં આવીને લઈ જાય છે.' ત્યારે મેં કહ્યું, 'કેટલા લઈ ગયા ?' ત્યારે કહે, 'કો'ક સો લઈ જાય, કો'ક પચાસ લઈ જાય છે.' મેં કહ્યું, 'સગાંવહાલાંને તું બોલાવી બોલાવીને આપે છે કે ?' ત્યારે એ કહે, 'એ લેવા આવે છે. બોલાવીને કોઈ આપતો હશે કે ?' મેં કહ્યું, 'તારે ઘેર લેવા આવે છે કે ત્યાં જઈને તું આપી આવે છે ?' એ કહે, 'ઘેર આવે છે.' મેં કહ્યું, 'કેટલા માગે ?' એણે કહ્યું, 'સો.' મેં પૂછ્યું, 'શું સગા થાય ?' ત્યારે એ કહે, 'કાકા સસરાનો છોકરો.' તે આવે છે ને, માટે કંઈ એવિડન્સ છે. 'પણ એમ તો ખાલી થઈ જાયને ?' ત્યારે મેં કહ્યું, 'કંઈ મફત આપવાના છે ?' ત્યારે કહે, 'તે મને શું આપી દીધું ?' ત્યારે મેં કહ્યું, 'એનો અહંકાર વેચે છે, લઈ લેજે.' બે વસ્તુ થાય, કાં તો અહંકાર ગીરવે મૂકીને લઈ જાય, એ પૈસા પાછા આપી જાય અને વેચીને લઈ જાય એ ના આપે. એટલે મેં તો અહંકાર જ વેચાતો લીધો. આ બધો સામાન ક્યાંથી આટલો બધો ? આ તમેય અહંકાર વેચાતો લીધો. મને દેખાતું હતુંને ! પછી મને કહે છે, 'બધા લોકોને આપ્યા, સગાંવહાલાંને આપ્યા પણ પાછા કોઈએ આપ્યા નહીં.' મેં કહ્યું, 'બહુ સારું થયું. અહંકાર વેચાતા લીધા, તે આજે તમને ખબર પડી ?'

**પ્રશ્નકર્તા :** હા, આજે ખબર પડી.

**દાદાશ્રી :** નાનપણમાંથી મને વિચાર આવેલો કે, આનો બદલો

શો ? આપણે આપીએ ને જતા રહે છે તો બદલો શો ? ઝાડ નીચે બેસીને બહુ વિચાર કર્યો ત્યાર પછી ખબર પડી કે આ તો એનો અહંકાર વેચવા આવ્યો છે. તે કોણ વેચે ? મને કોઈ પૂછે કે 'તમારે ના હોય તો વેચો ?' ત્યારે એ કહે, 'ના બા.' મેં તો પહેલેથી અમારા મિત્રોને આખી ટોળીને કહી દીધું હતું કે, ભઈ આ હાથ માગવા માટે નથી, આ હાથ આપવા માટે છે. અહંકારે કરીને કહું છું કે આ હાથ ભગવાન પાસે માગવા માટે નથી. માટે તમારે કોઈએ ભય ના પામવું કે આ દાદા મારી પાસે માગશે અને તમારે જ્યારે જરૂર હોય તો મને રાતે બે વાગે કહેજો. કારણ કે હું અહંકાર વેચનારો નથી, મહાપરાણે અહંકાર લાવ્યા હોય !

## ચગ્યો અહંકાર, પારકા માટે !

એક માણસને મેં કહ્યું કે, 'ધર્મભક્તિમાં કંઈ પડને.' ત્યારે કહે છે કે, 'ઘરમાં ધંધો-રોજગાર, બૈરી-છોકરાં એ બધું ત્યાં શી રીતે ધર્મભક્તિ થાય ? મારાથી નવરાશ રહેતી નથી.' અને પછી એનો સાળો મરી ગયો, તે લાખોધિપતિ હતો. તે સાળાની વહુ કહે છે કે 'આ ગયા, હવે કોણ એનું નભાવશે ?' તો આ કહે છે કે 'તું ચિંતા ના કરીશ. હું છું.' 'તમે તમારું સાચવશો કે મારું સાચવશો ?' ત્યારે એ કહે કે, 'મારું તો છોકરાં સાચવશે, તું તારે મારી ચિંતા નહીં કરવાની.' તે આખી જિંદગી જો સાળાને ત્યાં પડી રહ્યોને, આનું નામ સંસારી અક્કલ ?

**પ્રશ્નકર્તા :** આપે એને ધર્મમાં પડવાનું કીધું ? પણ તેણે ના માન્યું ?

**દાદાશ્રી :** પણ એ અવકાશ જ ના હોય. પેલી બઈએ જરાક કહ્યુંને, 'કોણ સંભાળશે આ બધું એનું ?' એટલે પેલાને અહંકાર ચઢ્યો. અને અહંકાર ચઢ્યો એટલે મહીં એગ્રિમેન્ટ (કરાર) બધું કરી આપ્યું.

## અહંકાર ત્યાં અસહજતા !

**પ્રશ્નકર્તા :** ભગવાનની કૃપાથી કે કદાચ આપણાં કર્મબળને

લઈને સંસ્કારના ઉદયથી વખતે હોય, પણ અત્યાર સુધી પ્રમાણિકપણું, ચારિત્ર્યવાન કે ખૂબ જ સંતોષી રહ્યા છીએ અને ધનના ઢગલા અથવા વિપુલ સાધનો છતાંય સાદાઈ અપનાવતાં શીખ્યા હોય, તે પણ સહજભાવે, તો પણ તેમાં 'હું'પણું આવતું હશે ?

**દાદાશ્રી :** ના, સહજભાવ હોય ત્યાં 'હું' ના હોય અને 'હું' હોય ત્યાં સહજપણું ના હોય, બે ભેગા રહી શકે નહીં, એક જગ્યાએ. એ આ અમારી બધી સહજ ક્રિયા હોય, ડ્રામેટિક. એ થઈ ગઈ પછી કશુંય નહીં. લેવાય નહીં ને દેવાય નહીં. આજ શું વાર તેય ખબર નહીં. તમે કહો કે આ વાર થયો તો અમે 'હા' કહીએ અને તમે ભૂલથી અમને કહેવડાવો કે આજે બુધવાર થયો તો અમે બુધવારેય કહીએ. અમારે એવું નહીં, પણ સહજભાવ.

## કષાય સહિતની પ્રરૂપણા 'અશ્રવણીય' !

જેનામાં ક્રોધ-માન-માયા-લોભ દેખાય નહીં, 'હું' દેખાય નહીં ત્યાં વાત સાંભળજો તો મોક્ષ થશે, નહીં તો મોક્ષ થવાનો નથી. આ બોલ્યાને, બોલનાર અહંકારી, સાંભળનાર અહંકારી, એમાં આપણાં કામ થાય નહીં.

જ્યાં ઈગોઈઝમ છે ત્યાં સત્ય વસ્તુ નથી. બોલનારેય અહંકારી હોય, એનામાં ક્રોધ-માન-માયા-લોભ ભરેલાં હોય અને આપણામાંય ક્રોધ-માન-માયા-લોભ ત્યારે બેને શું મળે ? ક્રોધ-માન-માયા-લોભ જેનામાં હોય નહીં, જે પરમાત્મા સ્વરૂપ થઈને બેઠેલા છે ત્યાં આપણે જે કામ ધારીએ તે કામ થઈ શકે. ક્રોધ-માન-માયા-લોભની નબળાઈ ના કહેવાય ? ચોવીસ તીર્થંકરો હતાને, તે જરાય નબળાઈ એમને નહોતી. અને આ તો જરા આમ સળી કરીએ તો 'હું', અલ્યા ના મરવાનો હોય તો કહે, 'હું છું'. ના મરવાનો હોય તેને 'હું છું' બોલવાનો અધિકાર. આ તો ના છૂટકે બોલવું પડે છે. આ લોકોને બોલવાનો અધિકાર જ નથી.

કેશ જોઈએ કે ઉધારિયું ચાલે ? એટલે કેશ હોય તો જ લોકોનું કલ્યાણ થાયને ! બાકી, તમારામાં ક્રોધ ને મારામાં ક્રોધ હોય ત્યારે રહ્યું જ શું તે ? વેપાર શાનો માંડ્યો ? ત્યારે કોઈ કહે, 'ના, અમારામાં

એટલો બધો ક્રોધ નથી, ઓછો છે.' અલ્યા, ઓછો કે વત્તો, પણ એ ક્યારે ભડકો થાય એનું શું ઠેકાણું ? કારણ કે ઓછાવાળાને અહંકાર વધારે હોય કે મારો ક્રોધ ઓછો થયેલો છે, તે બહુ ભડકો થાય. અહંકાર હોય એટલે કષાય હાજર હોય, બધું હાજર હોય.

અત્યારે બધા કહેતા'તાને, આ મોટા મોટા ફલાણા આમ આવ્યાને અને ફલાણે લઈ ગયા. આ કશું ના મળે. આ દેહાધ્યાસની બહાર નીકળ્યા નથી આ લોકો, આખા હિન્દુસ્તાનમાં, એક પણ માણસ ! કેવી રીતે નીકળી શકે ? ગમે તેટલાં પુસ્તક વાંચને તું, પણ પથારીમાં ને પથારીમાં, કંઈ ઊંચે ચઢી જાય નહીં. જ્યાં સુધી અહંકાર છે, ત્યાં સુધી તું ગમે તે કર, ગમે તે ઓગાળીને પી જાય, પણ કરનારો અહંકાર છે ત્યાં સુધી તારું બધું ફેઈલ. તેં જે જે કર્યું એ બધું, ભગવાનની ભક્તિ કરી, બીજું બધું કર્યું, તે એનું ફળ મળશે તને. બાકી આમાં, મોક્ષમાર્ગમાં બધું ફેઈલ. અહંકારે કરીને કર્યું એનું ફળ સંસાર, પછી ગમે તે કર્યું હોયને ! ભગવાન જોડે વાતો કરી'તી તોય પણ એને કંઈ લેવાદેવા નહીં.

અહંકારરહિત કાર્ય કરે તો મોક્ષ થાય. રાગ-દ્વેષ-મોહની આ બધા સંતો વાતો કરે છે એ સંતો સાચા પણ ભૌતિકની બહાર કોઈ નીકળ્યું નથી. 'હું ફલાણો (નામ) છું' એ છૂટે નહીં કોઈ દહાડોય ! કોના આધારે આ છૂટે ? અહંકાર છૂટેલી વાણી કેવી હોય ? એની વાણી તો જુદી હોય. એવો કોઈ ના હોય, ખોળ્યો જડે નહીં.

બાકી, નિર્વિકલ્પ સમાધિ તો હિન્દુસ્તાનમાં કોઈએ જોઈ નથી, હજારો વર્ષથી ! અહંકાર ને મમતા, બે ખલાસ થાય ત્યારે નિર્વિકલ્પ સમાધિ ઉત્પન્ન થાય.

અને આ તો જરા છંછેડેને, ત્યારે મૂઆ ફેણ માંડે તો મહીં હજુ છે આ તો. દેહમાં છે આ તો ! આપણા મહાત્માઓ ફેણ માંડે તો, એ પોતે ફેણ નહીં માંડતો. આ ફેણ માંડનારને એ જાણે છે. આ તો મહીં ભરેલો માલ છે, એ પાવર ચેતન છે. અને પેલા લોકોને તો મૂળ પોતે જ સામો થાય છે. 'મારું જ સાચું' બોલે, એ અહંકારનો ગુણ છે.

મહાવીર ભગવાનનું સાચું, બીજા બધાની વાત ખોટી છે. જ્યાં ને ત્યાં પોતપોતાનો અહમ્ સ્થાપે, એને દુકાન કહેવાય. અહીં તો એક કલાકમાં મોક્ષ મળે.

## અહંકાર, સંતોમાંય !

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે સંતોમાં અહંકાર આવી જાય છે, પ્રચારને લીધે, ભક્તોમાં તે નથી હોતો.

**દાદાશ્રી :** આ સંતોમાં અહંકાર છે જ પણ સાત્ત્વિક અહંકાર હોય. ધીસ ઈઝ ધી એક્સેપ્શનલ કેસ (આ અપવાદ છે) ! અને ધીસ ઈઝ ધી ઈલેવન્થ વંડર ઓફ ધી વર્લ્ડ (આ વિશ્વનું અગિયારમું આશ્ચર્ય છે) !!

**પ્રશ્નકર્તા :** એક સંત છે, તેમનો માર્ગ જ છે તે સેવામાર્ગ છે, સેવાનો ધર્મ છે.

**દાદાશ્રી :** એ શુભ માર્ગ કહેવાય. એટલે પછી જાનવરપણું ના મળે.

**પ્રશ્નકર્તા :** આ સેવાધર્મથી મોક્ષમાર્ગ ચઢિયાતો છે એ મને સમજાવો.

**દાદાશ્રી :** મોક્ષ માર્ગ તો ચિંતા ના થાય, ઉપાધિ ના થાય, ક્રોધ-માન-માયા-લોભની નબળાઈ ના હોય. અહીં જ એ ચઢિયાતો છે. અને પેલી તો ઉપાધિઓ બધી. ઘેર બૈરી વઢે. ગમે એટલી સેવા કરો પણ રાત્રે ભાંજગડ થઈ કે બીજે દહાડે બગડી જાય પાછું અને દૂધપાક કરવાનો હોય તેને બદલે દહીં થઈ ગયું હોય. પાછું એ લોકો શાસ્ત્રોની વાતો જ કરે છેને ? આમ કરો, તેમ કરો, પુસ્તકોય બોલે છે ને એય બોલે છે. કોઈએ કરી બતાવ્યું ? એને ધર્મ ના કહેવાય. ધર્મ તો કરી બતાવે એનું નામ ધર્મ. એ તો પુસ્તક બોલે છે ને, આમ કરો, સત્ય બોલો, જૂઠું બોલશો નહીં. ફલાણું કરો, દાન આપો, બધાની સેવા કરો, માણસની સેવા કરો. એવુંય બોલે છે. કેમ લાગે છે તને ? તને પોતાને ફીટ થાય તો બરોબર છે. બાકી બધાને મોક્ષની મહીં ઈચ્છા ના થાય.

**પ્રશ્નકર્તા :** મને ગમે છે પણ મોક્ષમાર્ગ એનાથી ચઢિયાતો છે.

એ જરા સમજાવો, તો એના પ્રત્યે લક્ષ આવે. એમાં લક્ષ નથી આવતું.

**દાદાશ્રી :** તમે એ સંતને પૂછો કે તમે કોણ છો ? ત્યારે એ કહે કે હું ફલાણો સંત છું કે બીજું કશું કહે એ ?

**પ્રશ્નકર્તા :** હા, એમ જ કહે.

**દાદાશ્રી :** અને 'હું ફલાણો છું' એમ બોલવું એ ઈગોઈઝમ છે અને ચંદુભાઈને કહે કે 'તમે કોણ છો ?' ત્યારે કહે કે 'બહાર ઓળખવા માટે ચંદુભાઈ અને હું તો શુદ્ધાત્મા છું,' એ ઈગોઈઝમ વગર છે.

**પ્રશ્નકર્તા :** પણ એ સંતનો ઈગોઈઝમ સારા કાર્યમાં છેને ?

**દાદાશ્રી :** સારા કાર્ય માટે ઈગોઈઝમ છે, પણ ઈગોઈઝમ છે. ખરાબ કાર્ય માટે ઈગોઈઝમ હોય ત્યારે એને રાક્ષસ કહેવામાં આવે. સારા કાર્ય માટે ઈગોઈઝમ હોય તો દેવ કહેવાય. પણ ઈગોઈઝમ એટલે ઈગોઈઝમ. ઈગોઈઝમ એટલે ભટક ભટક કરવાનું. ઈગોઈઝમ ખલાસ થઈ ગયો કે સાચો મોક્ષ થઈ ગયો ! અહીં જ મોક્ષ થઈ જાય.

અને શેના આધીન છે પોતે ? પોતે કરતો નથી. આ તો ઈગોઈઝમ કરે છે કે મેં આ સેવા કરી. પણ જે જાણે કે હું નથી કરતો, બીજી શક્તિ કરે છે, તો સારું કહેવાય. એટલે એ સારા છે, બહુ સારું કામ કરે છે. લોકો કુસેવા કરે છે એના કરતા સુસેવા સારી, પણ બધું ઈગોઈઝમ છે. અને મોક્ષ તો ઈગોઈઝમ વગર હોય. મારે, ગાળ ભાંડે તોય ઈગોઈઝમ ના હોય ત્યાં મોક્ષ થાય. તને કયું ગમે આમાંથી ? ઈગોઈઝમવાળું કે ઈગોઈઝમ વગરનું ?

**પ્રશ્નકર્તા :** પણ એ સંતોને ઈગોઈઝમ બહુ ઓછો થઈ ગયો છે.

**દાદાશ્રી :** તીર્થંકરોની વાત બરોબર કોઈએ જાણી નથી. પણ આ બધા સેવાભાવી છે, સારું છે. એટલે સંપૂર્ણ મોક્ષ નથી. જો એમના કહેવા પ્રમાણે થાય અને એ પ્રમાણે ચાલે તો, આ જાનવરમાં નહીં જવું પડે અને નર્કગતિમાં નહીં જવું પડે, અહીં ફરી માનવ થશો. કારણ કે એ માનવધર્મ છે. સંત છે ત્યાં સુધી અહંકાર અને જ્ઞાની પુરુષ હોય

ત્યાં અહંકાર ના હોય. એ અહંકાર પક્ષમાં પડેલા ના હોય. સંત એટલે સારું કરવાના, એને ખરાબ કરવાનું ફાવતું નથી. લોકોનું ભલું કેમ થાય, કેમ આગળ વધે, ધર્મ કેમ કરી શકે એ બધો અહંકાર. હવે એ અહંકારી નમે શી રીતે ? હવે હું ના નમું, એ પાછી એક નબળાઈ છે.

તે મેં એક દાખલો આપ્યો હતો. એક ઠાકોર હતા. તેને ત્યાં એક સાધુ હતા, તે જમીનની અંદર બેસીને સમાધિમાં રહે અને પછી આઠ દહાડે નીકળે. માટી વચ્ચે જગ્યા રાખે, એની મહીં પોતે કહ્યું હોય એવો ખાડો કરાવે ને પછી પોતે મહીં સમાધિમાં બેસે. પણ પેલા ઠાકોરના મનમાં બહુ લાગી ગયેલું કે, ઓહોહો ! આ તો બહુ અજાયબી કહેવાય. એટલે ઠાકોરે કહેલું કે અમે તમને સુખપાલો લઈને, હાથી લઈને તમે બહાર નીકળો ત્યારે સામા તેડવા આવીશું, સામૈયું લઈને આવીશું. એટલે જ્યારે પેલો બહાર નીકળ્યો ત્યારે હાથી ને બધું લાવીને સામૈયું થયું. એટલે પેલાને સંતોષ થઈ ગયો. અને પછી ફરી છ મહિના પછી પાછો ફરી પેઠો. અને તે દહાડે સહજાનંદ સ્વામી ઠાકોરને ત્યાં આવી ચડેલા. ઠાકોર તો સહજાનંદ સ્વામીનેય માને અને પેલાનેય માને. એટલે પછી સહજાનંદ સ્વામી ભેગા થયા એટલે કહે છે, શું છે ઠાકોર ? ત્યારે પેલા કહે છે કે, 'આ પેલા સાધુ, એ તો દુનિયાની અજાયબી છે.' એટલે સહજાનંદ સ્વામીએ વિચાર કર્યો કે આ કઈ જાતનું ? પછી સહજાનંદ સ્વામીએ ઠાકોરને એમ કહ્યું કે, 'કયે દહાડે તમારે સામૈયું કરવા જવાનું છે ?' ત્યારે કહે છે, 'આઠ દહાડા પછી સામું જવાનું'. ત્યારે સહજાનંદ સ્વામી કહે છે, 'આપણે નવમે દહાડે જજો.' અને પેલા આઠમે દહાડે નીકળ્યાને, તે 'કિધર હે રાજા, હાથી કિધર હૈ, યે કિધર હૈ, સુખપાલ કિધર હૈ ?' આ આશાથી મહીં જીવતો હતો. તે પછી બહાર નીકળીને કિધર હૈ, કિધર હૈ કરતો મરી ગયો. આના આધારે જીવતો હતો, જો આ ભેગું થયું હોત તો જીવત. પણ પેલા શોખે મારી નાખ્યો ! એટલે આ લોકો આવી રીતે 'હું આ કરું છું' આના આધારે ચાલે છે આ બધું. આપને સમજમાં આવ્યું ને ગેડ બધી પડીને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ હિન્દુસ્તાનમાં તો બધા બહુ જાતના, કંઈ પાર વગરના બાવાઓ છે. અહંકારને લઈને જીવી રહ્યા છે. અહંકારને નાખી દેવાનો હોયને તો એ મરી જાય. તે અહંકાર તો જીવાડે છે.

**પ્રશ્નકર્તા :** યોગી પુરુષનું વર્ણન છે કે સગાંસંબંધીઓ યોગી પુરુષનાં કેવાં છે ? ધૈર્ય એનો પિતા છે, ક્ષમા એની માતા છે, સત્ય એનો દીકરો છે અને શાંતિ એની બેન છે. આ દિશાઓ વસ્ત્ર સમાન છે, ભૂમિ એનો પલંગ છે, શૈયા છે. એટલે આ બધા યોગીનાં સ્વજનો છે. તો એ છતાંય યોગીને ભય કેમ ? એ મારો પ્રશ્ન છે.

**દાદાશ્રી :** એ યોગી છે પણ જ્ઞાની નથીને ! જ્ઞાનીને આવું તેવું હોય નહીંને ! જ્ઞાનીને બધું સહજ હોય. ઓઢાડો તો ઓઢીનેય બેસે અને સ્ત્રીનાં કપડાં પહેરાવો તો સ્ત્રીનાં કપડાંય પહેરે અને નાગા કરી નાખો તો નાગા ફરે. એટલે યોગીમાં ને જ્ઞાનીમાં તો બહુ જ ફેર હોય. જ્ઞાની નિર્ભય હોય.

**પ્રશ્નકર્તા :** એટલે યોગીમાં અહંકાર હોય ?

**દાદાશ્રી :** અહંકાર વગર તો આ ભૂમિ પર સૂઈ રહે, એવું બધું હોય જ નહીંને ? સહજ વસ્તુ શું છે કે ભૂમિ આવી તો ભૂમિ ઉપર, ગોદડું આવ્યું તો ગોદડા ઉપર. તમે કહો કે, ના દાદા, આ ત્રણ ગોદડામાં તમે સૂઈ જાવ તો અમે ના ન પાડીએ. આ સાપેક્ષ વસ્તુ છે કે મોક્ષે જતાં જતાં આવાં સ્ટેશનો આવે, તેથી કંઈ કાઢી નાખવા જેવું નથી. કારણ કે મૂળ સ્ટેશનને જાણીને આ કાઢી નાખવા જેવું નથી. આ ખોટું નથી પણ એની આગળ તો ઘણું જવાનું છે. આ કંઈ છેલ્લું સ્ટેશન નથી. જેમ કોઈ માને કે સુરત એ મુંબઈ સેન્ટ્રલ છે ને, ત્યાં સુરત ઊભો રહીને વાત કરે, એવી આ વાત છે.

**પ્રશ્નકર્તા :** છેલ્લાં સ્ટેશને જતાં જતાં આવાં બધાં સ્ટેશનો આવે ખરાં ?

**દાદાશ્રી :** જરૂર, સ્ટેશન આવવાં જ જોઈએ. અને કેટલાકને એની પુણ્યૈ હોય તો ના ય આવે. કારણ કે બધે સ્ટેશને ફરી વળેલો

છે, એટલે ફરી ફરી ના ય આવે. અને જ્ઞાની પુરુષ મળી આવે તો એમ ને એમ કામ પૂરું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એ યોગીની જેવી શૈયા કીધીને, એવી રીતે એનું ભોજન જે છે તે જ્ઞાન છે, છતાં એ યોગીને ભય કેમ ?

**દાદાશ્રી :** ભય એટલે, એને નિરંતર ભય રહે. કારણ કે એ સાચું જ્ઞાન નથી, એ અહંકારી જ્ઞાન છે. સાચું જ્ઞાન હોયને તો નિર્ભયતા હોય, આખું બ્રહ્માંડ એક આંગળી પર રાખીને ફરે. એ સાચી નિર્ભયતા કહેવાય ! એ તો સંસારના લોક એ સંતોને, યોગીને 'જ્ઞાની' કહે, પણ આમ જ્ઞાની ના કહેવાયને ! જ્ઞાની તો જુદી જાતના હોય. જ્યાં ક્રોધ-માન-માયા-લોભ ને એ બધી નબળાઈઓ હોય નહીં, અહંકાર પણ ના હોય.

## જ્ઞાની, અહંકાર શૂન્ય !

અત્યારે અમારામાં અહંકાર કેટલો હોય ?

**પ્રશ્નકર્તા :** શૂન્ય હોય.

**દાદાશ્રી :** અહંકાર શૂન્યતાએ પહોંચેલો હોય અને બુદ્ધિ ખલાસ થયેલી હોય. અમારામાં એક જરાક જો અહંકાર હોયને તો આમાની કોઈ વસ્તુ દેખાય નહીં, હું જે બોલું છું તે.

એ તો કૃષ્ણ ભગવાનેય કહે છે કે જ્ઞાની પુરુષ એ જ મારો આત્મા છે. કારણ કે જ્ઞાની પુરુષ તો, આત્મા બોલે, એવું દુનિયામાં બીજો કોઈ બોલે નહીં. જેને ઈગોઈઝમ ખલાસ થયો હોય એને બોલવાની જરૂરેય શું છે તે ? આ તો તમને સમજાવવા માટે કહીએ છીએ. બાકી અમારે તો ઈગોઈઝમ ખલાસ થઈ ગયેલો હોય. અમે તો (વ્યવહારમાં) લઘુતમ પુરુષ હોઈએ. અમારા કરતા નાનો દુનિયામાં બીજો કોઈ જીવ નથી. અને (નિશ્ચયમાં) ગુરુતમ છીએ અમે. અમારા કરતાં કોઈ ઊંચોય નથી. એવા લઘુતમ-ગુરુતમ પુરુષ કહેવાઈએ, જ્યાં આપણું કામ થઈ જાય.

અત્યારે કલાક બેઠાને તો કેટલાંય પાપ ધોવાઈ જાય, ખાલી

બેસવાથી જ, સાંભળવાથી જ, આ શબ્દ કાનમાં પેસી જાયને તોય કેટલાંય પાપ ધોવાઈ જાય. જ્ઞાની પુરુષના તો હાથ અડે તોય પાપ ધોવાઈ જાય. અમને ગાળ દો, મારો તોય કશું વાંધો નહીં ને તમને પડવા ના દઈએ પાછા. અમે જાણીએ કે બિચારાનું એનું શું ગજું ? આ એની સમજણ નથી ત્યારે તો આવું કરે. કોઈ સમજણવાળો આવી જવાબદારી ખેડે જ નહીંને ? અને એ ખેડે તો અણસમજણવાળો છે.

**પ્રશ્નકર્તા :** કેટલાકને 'દાદા ભગવાન' શબ્દ નડે છે.

**દાદાશ્રી :** હું તો લગ્નમાં જઉં છું ને, ત્યાં ફટોફટ દર્શન કરવા આવે છે લોકો. મોઢું જોતાં જ કે આ મહીં એવો કંઈ ભગવાન જેવો અહંકાર નથી. મોઢા પર અહંકાર દેખાતો નથી. એટલે આવી આવીને પગે લાગી જાય છે, નાનાં-મોટાં બધાંય ! કારણ કે મોઢું જુએ, હાસ્ય જુએ, એ બધું જુએ, એમાં અહંકાર ના દેખાય.

## અહંકાર, યોગીઓમાંય !

આ જગતનો નિયમ એવો છે કે આ પૂર્વ દિશા તરફ જુઓ એટલે પશ્ચિમ દિશા બંધ થઈ જાય. તેમ સંતો એટલે જે સારા માણસો છે, તેના બધાનાં નામ સંભારો, તે વખતે તમારાં તો દુઃખ ઓછાં થાય. અને કુસંગને સંભારે તે દુઃખ તમારાં હાજર થઈ જાય ! આ કાયદો જ છે, લૉ ! સત્સંગીઓને સંભારો એટલે સુખ થાય. એટલે સારા સંગવાળા હોય અને તેમાંય વળી પાછા એ તો મોટા કહેવાય. પાછા સત્સંગીઓમાંય સંતો અને સત્ પુરુષોને સંભારો, અને જ્ઞાની પુરુષને સંભારો તો તો વાત જુદીને ! જ્ઞાની પુરુષનો ધંધો શો કે બધાને કેમ સુખ આપવું, એ જ ધંધો એમનો. કોઈ એમને દુઃખ આપી જાય તો એ લઈ લે અને તે દુઃખ આપનારને આશીર્વાદ આપીને, કે તું જીવજે અને સદ્રસ્તે જજે. અને મને ભેગો થયો ને જો કદી એ દુઃખી થયો તો પછી મારી જ ભૂલ છે. પછી ગમે તેવો નાલાયક છે, તે એની નાલાયકી કે લાયકી અમારે જોવાની નથી. અત્યાર સુધી મને ભેગો થયો તે કોઈ દુઃખી થયો નથી. આખી લાઈફમાં (જિંદગીમાં) ક્યાં સુધી

મને અહંકાર હતો ? જ્યાં સુધી જ્ઞાન ન હતું, ત્યાં સુધી મને અહંકાર હતો કે મને ભેગો થયો માટે એ કંઈક પણ સુખી થવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અત્યારે આપ જે વાત કરો છો તે કોઈ સાંભળે તો એને એમ જ લાગે કે આપ અહંકારથી વાત કરો છો.

**દાદાશ્રી :** હા, એને એવું જ લાગેને, કારણ કે વ્યવહારની વાત કરું છું. એને તો એવું જ લાગેને આ જુદાઈની વાત છે. મને અને તમને, એવી જુદાઈની વાત કરે છે. પણ મારામાં તે અહંકાર હોય જ નહીંને ! પણ સામાને લાગે, કારણ કે વાક્યો ઉપરથી, વાણી ઉપરથી, ભેદબુદ્ધિની વાણી ઉત્પન્ન થાય. ઈગોઈઝમ હોય ત્યાં જ્ઞાન ના હોય. જેટલો ઈગોઈઝમ પાતળો પડયો, એટલું જ જ્ઞાન પેણે પ્રકાશ પામે. બિલકુલ ઈગોઈઝમ ખલાસ થયો તો ત્યાં આગળ પ્યૉર (શુદ્ધ) દેખાય.

આ તો અજ્ઞાન દશાની વાત કરું છું. તે દહાડે દુકાનમાં ગયો હોઉં, ધોતિયાનો જોટો ખરીદવા, ત્યારે હું સમજું કે ધોતિયાના અઢાર દુ છત્રીસ થાય, એને બદલે ચાલીસ લઈ ગયો. પણ એને મનમાં સંતોષ થાયને ! પાછો વળ્યો હોત તો એને મનમાં થાત કે 'આવ્યા પણ કશું ચાર આનાય મળ્યા નહિ. એક આનાની ચા નકામી ગઈ ?' એટલે એને મનમાં હું ખરાબ ના દેખાડું. કદર કરું કપડાંની. પણ એને સંતોષ થવો જોઈએ. હું મળ્યો ને એનું દુઃખ રહ્યું તો તો હું મળ્યો એનો અર્થ શો ? આવો મને ઈગોઈઝમ હતો.

**પ્રશ્નકર્તા :** પછી ઈગોઈઝમ ક્યાં ગયો ?

**દાદાશ્રી :** પછી ઈગોઈઝમ જતો રહ્યો, અમને જ્ઞાન થયું પછી બધો ઈગોઈઝમ જતો રહ્યો. એ જોયો જ નથી તમે. જોયો હોત તો ભડકી મરો. ક્યાંય જતો રહ્યો, ખબરેય ના પડી.

## જ્ઞાનમાં શું થાય ?

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન થયું એટલે શું થાય ?

**દાદાશ્રી :** કશું નહીં. આ બધો અહંકાર-બહંકાર બધો ઓગળી

ગયો. આ કિનારેથી પેલે કિનારે હું પહોંચી ગયો એવું લાગ્યું. આ અજ્ઞાનતાના કિનારેથી જ્ઞાનના કિનારે હું પહોંચી ગયો એવું લાગ્યું. અને તે એની હવા જે આવે તે !

**પ્રશ્નકર્તા :** ના, એટલે લાઈટના ચમકારા દેખાયા ? એવું બધું કંઈ થયું'તું એમ ? જ્ઞાન થયું એટલે શું અનુભવ થયો ?

**દાદાશ્રી :** અહંકાર જતો રહ્યોને ! આપણે ખોળીએ તોય એ જડે નહીં, અને જગતના બધા ફોડ પડી ગયા. પઝલ જ ના રહ્યું કોઈ જાતનું. 'ઈશ્વર કોણ ? કેવી રીતે ચાલે છે ? કર્મ શી રીતે થાય ? દેવગતિ શું છે ?' વીધ ઈન વન અવર મને દેખાયું ! મને ચેન્જ થયું એટલે ના સમજી જઉં કે મારું હારું આવડું મોટું ચેન્જ ! અને એ જે સુખ એક વખત ચાખ્યુંને, એ ફરી ત્યાર પછી ક્યારેય ના જાય !

## અજ્ઞાન દશામાં 'અમારો' અહંકાર !

મને અહંકાર ભારે હતો. લોભ મારામાં નામેય નહીં, એટલે બીજા લોકોને હું હેલ્પ કર્યા કરું. અને હેલ્પ કરવાથી લોકો મને માન આપે. અને માનથી હું પાછો પુષ્ટ થયા કરું. તે એટલે સુધી પુષ્ટ થયું કે લોક અંબાલાલભાઈ કહેતા કહેતા ભૂલથી છ અક્ષરને બદલે ચાર બોલી જાય, અંબાલાલભાઈના બદલે અંબાલાલ બોલ્યો હોય અને મારા સાંભળવામાં અંબાલાલ આવે તો મને આખી રાત ઊંઘ ના આવે. તેમાં મારો દોષ કે એનો દોષ ? ફક્ત અહંકાર કે 'હું કંઈક છું,' એટલું જ રહેતું હતું. બાકી, લોભ નહીં કે પૈસા કશું જોઈએ નહીં.

**પ્રશ્નકર્તા :** આપનામાં જે જન્મથી જ મમતાપણું નથી તો આગળ પૂર્વભવે શું કરેલું હોય તો આ દશા આવે ?

**દાદાશ્રી :** અહંકારના 'બેઝમેન્ટ' ઉપર પડી રહેલા. મમતાની કંઈ પડેલી નહીં. અહંકારના રોફમાં જ ફર્યા કરે. માન-તાનમાં જ પડી રહે.

અમારો તો સરસ ગુણ હતો કે અહંકારી ! માન આપે કે ખુશ. બીજું કશું જોઈએ નહીં, કોઈ ચીજ જોઈએ નહીં. ભૂખ્યા બેસાડી રાખો

તો બેસી રહીએ પણ તમે આ 'આવો, બેસો, કેમ છો, તેમ છો ?' માન આપો તો બેસી રહીએ, એ જ રોગ ! પણ એ રોગ સરળ રોગ કહેવાય. એ રોગ તો નીકળી જાય બધો !

## ન ગાંઠ્યા કોઈ ગુરુને !

બારમે વર્ષે કંઠી તૂટી ગઈ. એક મહારાજ પાસે કંઠી બંધાવેલી. તે મેં જોયેલું, એ પિચકારીઓ મારતા. એમના તાલ બધા જોયેલા. એ બારમે વર્ષે મારી બુદ્ધિ એવી કે આ શું છે ? એ જોયેલું બધું. અને પાછું ટાઢું પાણી રેડી દે આપણી ઉપર, ફરી કંઠી બંધાવા સારું. મેલને મૂઆ, તારી કંઠીને મારે શું કરવી છે ? એ જ મહારાજ પછી મારે અહીંયાં ફોલોઅર્સ (અનુયાયી) થયા.

ક્યાં ફર્સ્ટ સ્ટાન્ડર્ડ, એકડિયાના માસ્તરો ! હું કંઈ ગાંઠું એવો માણસ નહીંને ! મમતા હોય તે ગાંઠે, સ્વાર્થવાળો ગાંઠે. જેને મમતા જ નથી, તે શેને માટે ગાંઠે ? મારે બિલકુલેય સ્વાર્થ નહીં ને મમતાય નહીં, અહંકાર એકલો જ. પાછો ગાંડો અહંકાર. એય પાછો ડાહ્યો હોય તો બહુ સારું કહેવાય. એ પૈણાવા જેવો હોય. આ તો પૈણાવાયેય નહીં એવો ગાંડો અહંકાર.

વડોદરે અમારા ઘર આગળ રોજ ચાર ગાડીઓ પડી રહે. કારણ કે 'ફ્રી ઑફ કોસ્ટ' (વિના મૂલ્યે) સલાહ આપીએ. બધા ગૂંચાયેલા લોક રોજ આવે, પહેલેથી. તે મારા મનમાં શુંનું શુંય લાગે ! હું ભાડાના ઘરમાં રહું અને બંગલાવાળા અહીં આગળ બેસી રહ્યા હોય. ચા મારા ઘરની પીએ. એની પાસે લેવાનું નહીં કશુંય.

**પ્રશ્નકર્તા :** આ અહંકાર છોડી દેવાનું મન ક્યારથી થયું ? એ ગાંડો અહંકાર તમે ક્યારથી છોડી દીધો ?

**દાદાશ્રી :** એ છોડ્યો છૂટે નહીં. અહંકાર છૂટતો હશે ? એ તો આ સુરતના સ્ટેશને જ્ઞાન પ્રગટ થઈ ગયું, તે એની મેળે છૂટી ગયો. બાકી છોડ્યો છૂટે નહીં. છોડનાર કોણ ? જ્યાં અહંકારનું જ રાજ, એમાં છોડનાર કોણ ? આખો રાજા જ અહંકાર, એને છોડે કોણ ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અહંકારને છોડે ?

**દાદાશ્રી :** શી રીતે છૂટે, બળ્યું ? એક બાજુ અહંકાર એનો ક્લેઈમ કર્યા કરતો હોય. જ્ઞાન તો ઘણું છોડવા માથાકૂટ કર્યા કરે પણ દહાડો વળે નહીંને ! એ તો જ્ઞાન ટોપમાં ગયેલું હોય તોય અહંકાર ના છૂટે. અહંકાર તો જ્ઞાની પુરુષ એકલા જ છોડી આપે. જે નિર્અહંકારી છે તે જ છોડાવી આપે. અહંકાર ઓગળ્યો એ થયો સાચો. બાકી અહંકાર એટલે દારૂ. દારૂના ઘેનમાં પડી રહેવું એનું નામ અહંકાર. દારૂનો ઘેન ચઢેલો હોય ત્યાં સુધી અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઉપરીને ના માનવું, એ અહંકારની નિશાની ?

**દાદાશ્રી :** હા, પણ અહંકાર જ હતોને કે, આવું મારે ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એ વ્યાજબી છે ?

**દાદાશ્રી :** મને વ્યાજબી થઈ પડ્યું. આવું લોકોએ કહેલું ગાંડુંઘેલું માન્યું જ નહીં. બધું હમ્બગ લાગેલું. કારણ કે પેલો ઈગોઈઝમ મહીં સળવળાટ કરતો હતો. તે જ્ઞાન આવ્યું ત્યાં આગળ તો ઈગોઈઝમ છૂટો પડી ગયો. બે ભાગ પડી ગયા. જીવ જીવમાં બેસી ગયો, અજીવ અજીવમાં રહ્યો. અને બે ભેગા હતા ત્યાં સુધી તો બહુ જોરદાર હતા.

## ન ધર્યો હાથ કદી કોઈ કને !

અમારે કંપની મોટી, ઓફિસ મોટી, જરૂરિયાતના પૈસા તો ગજવામાં ઘાલી દેતા'તા ને, તે માગવાની ટેવ નહીં. ઉધાર લઉં નહીં કોઈ જગ્યાએ. ઉધાર લેવાની ટેવ નહોતી. આ તો જ્ઞાન થયા પછી થોડી થોડી ટેવ કેળવી છે હવે. એય અહંકાર હતોને એક જાતનો.

**પ્રશ્નકર્તા :** એ એક પ્રકારનો અહંકાર હતો તે વખતે ?

**દાદાશ્રી :** બહુ મોટો અહંકાર, જબરજસ્ત અહંકાર. અહંકાર તો એટલે સુધી કે આ હાથ લોકોની પાસે ધરવા માટે નથી.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર તો જીવનની અંદર બહુ ઊંચા પ્રકારનો અહંકાર કહેવાયને ?

**દાદાશ્રી :** બહુ ઊંચો અહંકાર કહેવાય. હાથ જ ધરવાનો નહીં. તે દહાડે એટલો બધો અહંકાર રહે. આ બે હાથવાળા માણસને વળી હાથ શો ધરવો ? હાથ ધરવાનો હોય તો પેલા હજાર હાથવાળા પાસે જ ના ધરીએ ? હજાર હાથવાળા પાસે ધરવાનો. પણ તે એની પાસેય આપણે દબાયેલા શા માટે રહેવાનું ? આપણને કંઈ જોઈતું હોય તો એની પાસે જઈએ, પણ જેને કશું જોઈતું જ નથી તો એના શું કરવા દબાયેલા રહીએ આપણે ? આપણે એની પાસેય ના જઈએ. કાયદો સમજી ગયેલો કે આપણો જ હિસાબ છે. એટલે બીજી બધી ભાંજગડોમાં ઉતરેલો નહીં.

હાથ ધરવો નહીં એ તો બહુ મોટો અહંકાર. મિત્રોને કહી દીધેલું કે આ હાથ માગવા માટે નથી. એટલે તમે નીડર રહેજો. ત્યારે બીજું શું થઈ જવાનું છે ? કર્મના ઉદય તો હોયને, બળ્યા. સાંધો તો મળી આવે કે ના મળી આવે ? બહુ દહાડા અડચણ પડી'તીને. આવો સ્વભાવ તે બહુ અડચણ પડેલી.

કોઈને ત્યાં મેં થાપણ મૂકી હોયને, તે મારે અડચણ હોય તો હું જરા અડચણ વેઠી લઉં પણ થાપણ લેવા ના જઉં. એ આજે કંઈ મુશ્કેલીમાં હોય તો ? હું શું કરું ? માંગું તો એમને ચિંતા થાયને, એટલે હું ના માગું. એમને મુશ્કેલી હોય તો શું થાય ? એટલે તે આધારે લેવા ના જઉં. એની મેળે આપે છે કે નહીં, તે જોઉં. ના આપે તો કંઈ નહીં. એટલે આવું બધું હતું. આ મર્સી (દયા) પેસી ગયેલી ત્યાં. એટલે ત્યાં લાગણી રહે. દયા નહીં પણ લાગણી. એમાં અહંકાર નહીં. લાગણી અને દયામાં બહુ ફેર. લાગણી એટલી બધી થઈ કે માંગીએ તો દુઃખ થાયને બિચારાને ! થાપણ મૂકેલી હોય તોય પાછી લેવામાં એને દુઃખ થાય એટલે પાછી નથી લીધી ! એવું દુઃખેય નથી કરેલું.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, જ્ઞાન નહોતું થયું છતાં સુપર હ્યુમન (અતિ માનવ) ક્વૉલીટી (ગુણ) હતી તમારી.

**દાદાશ્રી :** તે મારા બધા ફ્રેન્ડ મને સુપર હ્યુમન કહેતા હતા, આખુંય ફ્રેન્ડસર્કલ ! અને આગળના બધા હિસાબેય લોકો સુપર હ્યુમન કહે. અહંકાર ભારે પણ સદુપયોગી.

**પ્રશ્નકર્તા :** જેને જ્ઞાન ન થયું હોય તેને સારું કામ કરવા માટે આવો અહંકાર જોઈએને ?

**દાદાશ્રી :** એ, હોય જ રહે જ. રહેવાનો જ. 'આ' ગુફામાં ના રહેતો હોય તો 'આ' ગુફામાં રહે છે એ નક્કી. અહંકાર ભારે અને તેય પાછો ગાંડાં કાઢે એવોય અહંકાર. સારોય ખરો ને ગાંડાં કાઢે એવોય ખરો, પણ મઝા ન હતી એમાં. શાંતિ કોઈ દહાડો ન હતી.

આ તો બહુ સારું થયું, આ જ્ઞાન જડી આવ્યું ! હું લાગણીવશ બહુ થઈ જાઉં, કોઈનેય દુઃખ થયું હોય તો સહન ના થાય.

અહંકાર એક જાતનો, બીજું શું ? પણ સાત્ત્વિકતાવાળો. આ બધા લોકો કરતાં હું એકલો જ છું એ ગાંડો અહંકાર. એ ગાંડો (મેડ) જ કહેવાયને ? એવો અહંકાર શેમાં ? બીજું કશું આવડે નહીં અને બોજો પાર વગરનો, હું કંઈક છું, કશુંય નહીં, હાથમાંય કશું નહીં ને ખાતેય કશું નહીં. મને અજાયબી લાગે છે ! નાનપણથી જ હતું અને હતું તે જતું રહેલું હતું. તે વખતે વટમાં, જેમ ખોટ વધતી ગઈ તેમ અહંકાર વધતો ગયેલો કે અમે આવા ને અમે તેવા ! વીંટેલું કશું નહીં પણ દૃષ્ટિ એવી વીંટવાની જગ્યાએ કોમળ ને બહુ સારી. એટલે બાબો, બેબી મરી ગયાં તોયે પછી ઊલટા પેંડા ખવડાવ્યા એવી દૃષ્ટિ. એટલે વીંટવાનું જ ક્યાં રહ્યું ? દૃષ્ટિ સારી અને બાના સંસ્કાર બહુ હાઈ (ઊંચા) ! હાઈ લેવલ સંસ્કાર !! એવી સંસ્કારી સ્ત્રી મારા જોવામાં નથી આવી ! અમારી પોળમાંથી બા નીકળે તો દરેક ઘરવાળા ઘરમાંથી બહાર નીકળીને તરત 'બા, જય શ્રી કૃષ્ણ, જય શ્રી કૃષ્ણ' કરે ! હું જોડે હોઉં તો ના સમજી શકું ?

અને મૂળ તો બધા સંજોગ મારા લઈને આવેલો. પણ આ સંજોગોનો નિયમ એવો છે કે બધા જે પોતાના સંજોગો હોયને એવા સંજોગોથી બધું વાતાવરણ ભેગું થઈ જાય.

## અપ્રતિબદ્ધપણે વિચરે જ્ઞાની !

અમે ચા પીતા હતા. તે ૫૫ વર્ષથી ચા પીતા'તા. આજે બોંતેર વર્ષ થયા. અમને પોતાનેય એમ લાગે કે આ ના હોવું ઘટે. તો શાથી રહ્યું હશે એ ? શા આધારે રહ્યું હશે અમને ? એ આપને સમજાય ? અત્યારે જો કે મને કોઈ વ્યસન નથી, બે વર્ષ ઉપર જતી રહી. પણ શા આધારે અત્યાર સુધી રહ્યું એ ? એ આપને સમજાય છે ?

વ્યસનને શું કહેવાય ? પ્રતિબદ્ધતા કહેવાય. અને જ્ઞાની પુરુષ કોને કહેવાય કે જેને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી અપ્રતિબદ્ધપણું હોય ત્યારે એને જ્ઞાની પુરુષ કહેવાય. તે અમુક ટાઈમ થાય એટલે હું ચા માંગું. એટલે પ્રતિબદ્ધ ખરુંને !

એટલે એ છૂટી ગઈ. જ્ઞાની થયો એટલે નિર્અહંકારી થયો. એટલે અમારાથી છોડાય નહીં. સંત પુરુષ છોડી શકે. એ અહંકારી હોય. અને જ્ઞાની, અમે નિર્અહંકારી હોઈએ. એટલે તેથી કૃપાળુદેવે કહ્યું કે જ્ઞાનીને ત્યાગાત્યાગ સંભવે નહીં. પછી જે રહી ગયું એ રહી ગયું. પછી ફેરફાર થાય નહીં. એનું શું કારણ ? કે ફરી અહંકાર ઊભો કરવો પડે પાછો. ગયેલો અહંકાર ફરી ઊભો કરવો પડે. એટલે અમારે શું કરવું પડે ? એની મેળે ખરી પડે ત્યાં સુધી જોયા કરવું પડે. આ ખરી પડે એ વાત તમને સમજાય ખરી ? એની મેળે ખરી પડતું જાય, દા'ડે દા'ડે. ત્યાગ એ અહંકારનો ગુણ છે. અહંકાર હોય તો જ ત્યાગ થઈ શકે. નહીં તો ત્યાગ થઈ શકે નહીં. એટલે ખરી પડે.

તે ચા મારી ખરી પડી. ચા જોડે ૫૫ વર્ષની ઓળખાણ હતી, ફ્રેન્ડશીપ હતી. વચ્ચે તો રોજના ૧૮-૧૮ કપ ચા પીતો હતો, કંટ્રાક્ટનો ધંધો કરું એટલે ! એ એની મેળે જ અલોપ થઈ ગઈ ! ત્યારે મેં એને કહ્યું, 'બેન, આ ૫૫ વર્ષની ભઈબંધી, મને કહીને તો જવું હતું. આમને આમ તું જતી રહી ? કેટલું ખરાબ લાગે આપણને ? તે કહેવા તો રહેવું હતું !' કહેવાય ના રહી ને ખરી પડી ! છેલ્લી ચા પીધી પછી મને એ યાદ નથી આવી ! એનું નામ ખરી પડી કહેવાય. છોડવું ન

હતું ને છૂટી, એની મેળે જ છૂટી જાય, સહજ છૂટી જાય બધું.

એક કલાકમાં જે જ્ઞાની પુરુષ મોક્ષ આપે. કલાકની અંદર જ, વધારે નહીં, સવા કલાકેય નહીં, અને તે કેટલા માણસને આપે ? આટલા બધા માણસો જે મોક્ષ પામ્યા છે, છતાં આવું ચા પીવે તો આ આશ્ચર્ય તો કોને કહેવું ? અને પોતાને મનમાં એમ થાય કે આ ના હોવું જોઈએ. આ શોભે નહીં.

હવે અમને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનું કોઈ બંધન રહ્યું નથી. બુદ્ધિ જતી રહી. હવે છે કશી મિલકત અમારી પાસે ? આ દેહના માલિક અમે નથી, આ વાણીના માલિક નથી અને આ મનના માલિક નથી. આ માલિકીપણું બધું ઊડી ગયું છે. છતાંય ચાર ડિગ્રી પાછું અંબાલાલ થવું પડે છે, તે પણ નિર્જીવ અહંકાર.

જ્ઞાની પુરુષ અને બાળક, બે સરખા કહેવાય છે. ફક્ત ભેદ કયો છે, બાળકને ઊગતો સૂર્ય છે અને જ્ઞાની પુરુષને આથમતો સૂર્ય છે. પેલાને અહંકાર છે પણ એમને અહંકાર જાગૃત થવાનો બાકી છે અને આમને અહંકાર શૂન્ય છે.

❖ ❖ ❖

# (૭)

# વિજ્ઞાન, અહંકારના જન્મનું !

## આવાગમન કોને ?

**પ્રશ્નકર્તા :** ખરેખર આવાગમન આત્માને છે કે દેહને છે ?

**દાદાશ્રી :** જે અહંકાર છે તેને જ આવાગમન છે, એ આત્માને નથી. આ દેહ છે એ એનું બધું સાધન લઈને આવે છે પણ મૂળ આવાગમન કોણ કરે છે ? અહંકાર. જેનો અહંકાર ખલાસ થઈ ગયો, તેનું આવાગમન બંધ થઈ ગયું.

એક માજીએ પૂછ્યું કે 'ગીતામાં એમ કહ્યું છે કે, આત્મા ચોખ્ખો છે, તો બંધાયેલું કોણ છે ?' મેં કહ્યું, 'જેને દુઃખ પડે છે તે બંધાયેલો છે. આત્માને દુઃખ પડતું નથી. એ બંધાયેલો નથી.' એ કહે છે, 'બે છે ?' મેં કહ્યું, 'બે નથી. જેમ અરીસા આગળ બે હોય છે ? એકનો એક જ હોય છે. પણ આ અરીસા ઉપર ચકલી બેસે છે તો ચકલી કોને ચાંચ મારે છે ? હવે પેલી અંદરવાળીને ચાંચ વાગ વાગ થતી હશે ?' એ ફરી પાછી આવી જાય. શું ખોળો છો, બેન ? નથી ધણી, નથી સાળી, નથી સાળો, શું ખોળો છો ? પણ બિચારીને ભ્રાંતિ થઈ ગઈ છે કે આ કોણ છે ? એવી આ લોકોને આંટી પડી ગઈ છે.

**પ્રશ્નકર્તા :** તો આત્માને મોક્ષ આપવાનો છે ?

**દાદાશ્રી :** આત્મા મોક્ષમાં જ છે. એને દુઃખ જ નથીને ! જેને દુઃખ હોય તેને મોક્ષ કરવાનો. આત્મા બંધાયેલોય નથી. અજ્ઞાનથી માને છે કે બંધાયેલો છું અને એનું જ્ઞાન થાય એટલે મુક્ત થયો. ખરી રીતે બંધાયેલોય

નથી, એ માની બેઠો છે. લોકોય માની બેઠા છે, એવું એય માની બેઠો છે.

**પ્રશ્નકર્તા :** સાધારણ રીતે સામાન્ય માણસોને એ સમજવું જરા મુશ્કેલ પડે છે.

**દાદાશ્રી :** તેથી તો આ અંતરાયું છેને ! તેથી જ આ બધા, એકુયને સમકિત થતું નથી એનું કારણ જ એ છે ને. તેથી કહ્યુંને, આત્મજ્ઞાન જાણો. આત્મા શું છે, એને જાણો. આત્મજ્ઞાન જાણો નહીં ત્યાં સુધી છૂટાશે નહીં !

## ક્યાંથી ને કોને આવ્યો અહંકાર ?

**પ્રશ્નકર્તા :** અહંકાર શું છે ? ક્યાંથી આવ્યો ને કોને આવ્યો ?

**દાદાશ્રી :** એ વિનાશી ચીજ છે. ક્યાંયથી આવવાનો નહીં. એ ઊભો થઈ જાય છે ને નાશ થાય છે. પછી ડૉક્ટરને કહે છે કે, 'સાહેબ હું મરી જઈશ, મને બચાવજો.' આ જે ભોગવે છેને તે અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર કોને આવ્યો ?

**દાદાશ્રી :** જે અણસમજણ છે તેને. અજ્ઞાનને અહંકાર આવ્યો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન તો હતું, તે ભૂલાઈ કેમ ગયું ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં આવરણ આવેલું છે.

**પ્રશ્નકર્તા :** આપણે મહાવીર ભગવાનના વખતમાંય હતા ?

**દાદાશ્રી :** હા, હતા.

**પ્રશ્નકર્તા :** તો એ જ્ઞાન બધું કેમ ચાલ્યું ગયું ?

**દાદાશ્રી :** જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી આવરણ આવ્યા કરે. અહંકાર ખલાસ થઈ જાય પછી આવરણ ચઢે નહીં.

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાનની પાસે હતા, ત્યારે તો અહંકાર નહોતોને ?

**દાદાશ્રી :** અહંકાર ન હોત તો તો તે દહાડે કેવળજ્ઞાન થઈ જાત ! પણ અહંકાર વગર તો રહ્યો જ નથી આ જીવ. અને ભેદબુદ્ધિ વગર રહ્યો નથી, હું જુદો ને આ જુદું.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન કોનું ?

**દાદાશ્રી :** બે વસ્તુ છે, અજ્ઞાન અને જ્ઞાન. જ્ઞાન એટલે આત્મા અને અજ્ઞાન એટલે અનાત્મા. તે અજ્ઞાનને અહંકાર આવ્યો. તેનું આ બધું ઊભું થઈ ગયું. તે રાત દહાડો ચિંતા-ઉપાધિઓ, એય સંસારમાં ના ગમે તોય પડી રહેવું પડેને ? ક્યાં જાય તે ? ક્યાં જવાય ? ત્યાં ને ત્યાં જ. એટલે અહીં ખાટલામાં સૂઈ રહેવાનુંને, ઊંઘ ના આવે તોય ?

**પ્રશ્નકર્તા :** અહંકારની શરૂઆત, અહંકાર ક્યાંથી ઉત્પન્ન થયો ?

**દાદાશ્રી :** એ અહંકાર, એ જ અજ્ઞાનને ! અજ્ઞાન હતુંને, તેનો અહંકાર થઈ ગયો. એવું છે, એ અજ્ઞાન અને જ્ઞાન બે જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એ બધા રૂટ કોઝમાં સંસ્કારોનો પૂંજ પડ્યો છે, કેટલાય અવતારોનો ?

**દાદાશ્રી :** મૂળ અજ્ઞાનતા છે. પોતાને પોતાની અજ્ઞાનતા છે. એ રૂટ કોઝથી આ બધું ઊભું થયું છે. જો એ અજ્ઞાનતા પોતે સજ્ઞાનતામાં આવી જાય, તો આ બધું વિલય થઈ જાય છે. અજ્ઞાનતા આનું કારણ છે. અજ્ઞાનતાને લઈને અહંકાર ઊભો થયો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન જાણીએ એટલે છૂટો થાય, જ્ઞાન ન જાણીએ એટલે ભેગું રહે ?

**દાદાશ્રી :** ના જાણે ત્યાં સુધી જ આ બધી પંચાત છે. અજ્ઞાનતાથી જ આ દેખાય છે બધું. જ્ઞાન થાય તો કશું જ નથી આવું તેવું.

**પ્રશ્નકર્તા :** કલ્પના કોણે કરી ?

**દાદાશ્રી :** કલ્પના અહંકારે કરી. અહંકાર ઊભો થઈ ગયો. 'હું છું', 'હું કંઈક છું.'

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ જે કરે, એનું આત્માને કેમ ભોગવવું પડે, આ પાતાળમાં જઈને ?

**દાદાશ્રી :** આત્માની સહમતીથી કરે છેને !

**પ્રશ્નકર્તા :** આત્મા તો અકર્તા છેને ?

**દાદાશ્રી :** અહંકાર કર્તા છેને ? અને એ અહંકાર પાછો 'હું છું' એમ માને. એટલે તેનો જવાબદાર થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** અહંકાર એ પુદ્‌ગલમાં ગણાયને ? આત્માને તો અહંકાર હોય જ નહીંને ?

**દાદાશ્રી :** પણ અહંકાર 'હું છું' એમ માને એટલે મિશ્રચેતન થયું.

**પ્રશ્નકર્તા :** આત્માને જે બિલકુલ અક્રિય કહ્યો છે એ બહુ સ્પષ્ટ થતું નથી.

**દાદાશ્રી :** એ અક્રિય જ છે, કાયમનો અક્રિય છે. એ જ્યારે અક્રિય દેખાશેને ત્યારે ભગવાન થયો હશે. અક્રિય શબ્દ તમને શ્રદ્ધામાં હોય, એ તો પ્રતીતિ કહેવાય. પણ જ્યારે અક્રિય દેખાશે ત્યારે તમે ભગવાન થઈ ગયા હશો. અક્રિય શ્રદ્ધામાં છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા છે, પણ એ જરા સ્પષ્ટ કરવાની ઈચ્છા છે.

**દાદાશ્રી :** અરે, એ સ્થૂળ નથી. સ્થૂળમાં તો ક્રિયા હોય હંમેશાં, એ તો બહુ સૂક્ષ્મ છે. અત્યંત સૂક્ષ્મ છે એ વસ્તુ. તમે તમારી ભાષામાં લઈ જાવ છો ક્રિયા કરવાનું, એટલે આ પેલા કુંભાર ચાક ચલાવે એવી રીતે.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ ક્રિયાઓ છે, તે કોને આધારે છે ?

**દાદાશ્રી :** આ અહંકારને આધારે.

**પ્રશ્નકર્તા :** અહંકાર કોના આધારે ?

**દાદાશ્રી :** અહંકાર પોતાની અજ્ઞાનતાના આધારે. અજ્ઞાન રૂટ

કૉઝ છે. એ ગયું એટલે અહંકાર જાય. અહંકાર જાય એટલે બધું જાય.

**પ્રશ્નકર્તા :** અને અજ્ઞાનનું પ્રેરણાબળ કોણ ?

**દાદાશ્રી :** બીજું કોઈ નથી, સંયોગો જ છે.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાનનું પ્રેરણાબળ કોણ છે ?

**દાદાશ્રી :** એવું કોઈ પ્રેરણાબળ છે જ નહીં આ જગતમાં. બધું સંયોગિક થાય છે. સંયોગોથી અજ્ઞાન ઊભું થાય છે, સંયોગોથી જ્ઞાન થાય છે. ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રજીએ આત્માને સક્રિય-અક્રિય કહ્યો છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો બરોબર છે, એ તમને સમજાવા માટે કહ્યું છે કે, ભઈ તમે જ્યાં સુધી ઈગોઈઝમવાળા છો ત્યાં સુધી સક્રિય છે અને જ્યારે જ્ઞાનવાળા છો તો અક્રિય છે. સક્રિય એટલે વ્યવહારથી કહે છે.

આપણી ગાડી જતી હોય ને કો'ક માણસ અથડાયો. એટલે પેલો પોલીસવાળો બધાને કહેશે કે, 'ભઈ, ચાલો.' તે ઘડીએ હું કહું કે 'ના, હું તો જ્ઞાની છું.' એ ના ચાલે. 'હું એ. એમ. પટેલ છું', એવું કહેવું પડે. આનું નામ વ્યવહારથી ક્રિયા. અને આ ક્રિયામાં અમે જોખમદાર છીએ એમેય કહેવું પડે. અને ખરેખર જાણીએ કે કોણે કર્યું છે.

## અહંકારે પૂરી પ્રતિષ્ઠા !

**પ્રશ્નકર્તા :** અહંકારની જ આ અથડામણ છે એ બરોબર, પણ પહેલાં તો આપણે સ્વભાવે શુદ્ધ જ હોઈશુંને ?

**દાદાશ્રી :** અત્યારેય શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ જ છે, તો આ પ્રતિષ્ઠિત આત્મા આખો ક્યારથી ઊભો થયો ?

**દાદાશ્રી :** અજ્ઞાનતાથી. આ જાણ્યા પછી ફરી પાછું અજ્ઞાન પેસી

જાય, તો નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય. અજ્ઞાનતા એ જ ઈગોઈઝમ.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા કયો ? એ પ્રતિષ્ઠિત કોણ કરે છે ?

**દાદાશ્રી :** અહંકાર. એનો એ જ પ્રતિષ્ઠિત, બીજો પ્રતિષ્ઠિત ઊભો કરે છે. આ હું છું ને મેં કર્યું, એટલે ફરી પ્રતિષ્ઠા થઈ, બસ ! 'હું કરું ને મેં કર્યું, હું કરું છું ને મેં કર્યું, આ મારું' એ નવી આવતા ભવની પ્રતિષ્ઠા. જૂની પ્રતિષ્ઠા ઉકલે છે અને નવી પ્રતિષ્ઠા ઉત્પન્ન કરે છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે અહંકાર પ્રતિષ્ઠા કરીને પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે, તે બે વાર 'આત્મા' શબ્દ વાપર્યો. એ ફરી સમજાવો.

**દાદાશ્રી :** એક મૂળ આત્મા છે અને આ અહંકાર છે તે પ્રતિષ્ઠિત આત્મા છે, પહેલાંનો. આ ફરી છે તે પ્રતિષ્ઠા કરે છે. 'હું કરું છું ને મારું છે' એ ઘટમાળ ચાલ્યા જ કરે છે, નવી પ્રતિષ્ઠા ઊભી કરીને. આપણે છે તે પ્રતિષ્ઠા બંધ કરાવીએ છીએ. એટલે આપણે ચાર્જ થતું બંધ થાય છે. પ્રતિષ્ઠા બંધ થાય એટલે બધું બંધ થઈ ગયું ! નવો સંસાર ઊભો થતો બંધ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** નવો સંસાર ઊભો થતો બંધ થઈ ગયો અને પછી એ જે વિભાગ રહ્યો, તેને જ આપણે પ્રતિષ્ઠિત આત્મા તરીકે ગણીએ છીએને ?

**દાદાશ્રી :** હા, અને હવે જે છે એનો નિકાલ કરી નાખીએ. એ નિકાલ થવા માટે જ આવ્યો છે ને નિકાલ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** નિકાલ થવામાં ડખલ કરે છે એ જ નિશ્ચેતન ચેતન ?

**દાદાશ્રી :** એમાં ડખલ કરેને, એ નિશ્ચેતન ચેતન નહીં, એ મડદાલ અહંકાર. હા, પણ એમાં ડખલ કરે એ બગાડે છે. બાકી, એ તો એની મેળે નિકાલ થવા માટે જ આવ્યું છે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રતિષ્ઠિત આત્મા તરીકે જે જુદો પડ્યો, એની

અંદર જો કોઈ પણ પ્રકારની ડખલ ન કરે તો એની મેળે ગલન થઈ જાય ?

**દાદાશ્રી :** હા, એની મેળે સહજ રીતે છૂટે.

**પ્રશ્નકર્તા :** ડખલ કરે તો તેની અંદર ડખો થયા કરે ?

**દાદાશ્રી :** બસ, ડખલ એ પાછલો અહંકાર કરે છે. મડદાલ અહંકાર ડખલ કરે છે. અને તે મડદાલ અહંકારને બુદ્ધિ છે તે પપલાવે છે. બુદ્ધિ હેરાન કરે છે, બસ. નહીં તો સહજભાવે ઊકલ્યે જ જાય છે.

**પ્રશ્નકર્તા :** પણ સૌથી પહેલો અહંકાર પ્રતિષ્ઠિત શી રીતે થયો ?

**દાદાશ્રી :** પહેલો-બીજો હોય નહીં. આ રાઉન્ડ હોય એમાં પહેલું-બીજું કોણ હોય ?

**પ્રશ્નકર્તા :** તો એવું હોય કે પ્રતિષ્ઠા થયેલી જ છે ?

**દાદાશ્રી :** થયેલા કે ના થયેલાનો કશો સવાલ જ નથી ! 'નથી થયેલો' અને 'થયેલો', જેવું માને એવું છે. બધાના પ્રેશરને લઈને માને અને માન્યતા છૂટી જાય તો ઊડી જાય પછી, એવું કશું છે નહીં. બીજી બાજુ લોકો માને છે કે બંધાયેલો નથી ને બંધાયો નથી. પણ એવું નથી, બંધાયો છે. લોક એકાંતિક લઈ જાયને એટલે વિરોધાભાસ લાગે. બાકી આની આદિ નથી કે અંત નથી. અનાદિ અનંત છે. રાઉન્ડ એટલે શું ? એની આદિય ના હોય ને અંતેય ના હોય.

## વિભાવ દશામાં અહંકારના પરિણામો...

**પ્રશ્નકર્તા :** જીવમાં અહંકાર ચેતન છે અને જડમાં મમત્વ ચેતન છે, એવું સમજાવો.

**દાદાશ્રી :** આ જડમાં ચેતન બિલકુલ છે નહીં પણ મમતા છે, એટલા પૂરતું એમાં મમત્વ ચેતન છે. આપણે આને બાળી મેલીએ, તે શેઠને પેલી મમતા હોય, તેમને દુઃખ થાય. મમતા ના હોય તેમને વાંધો ના આવે. મમતા હોય તો એમાં ચેતન છે. મમતા ના હોય તો કંઈ

નહીં. સોનાની ચેઈનમાં મને મમતા ના હોય, એમાં ચેતન નથી, એટલે તમે ગમે તે કરો, તો મને કશું દુઃખ નથી.

**પ્રશ્નકર્તા :** અને મમતા હોય તો ચેતન છે એવું થયુંને ?

**દાદાશ્રી :** તોય જડમાં ચેતન છે જ નહીં. પણ આ તો મમતા હોય તો એનું દુઃખ થાય અને દુઃખ થાય માટે ચેતન છે. અને જીવમાં અહંકાર ચેતન છે.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ?

**દાદાશ્રી :** જીવમાં ખરેખર ચેતન નથી એમાં. કારણ કે અહંકાર જતો રહ્યો, એટલે થઈ રહ્યું. ચેતન ઊડી ગયું.

**પ્રશ્નકર્તા :** તો તો અહંકાર જતો રહે તો આપણું અસ્તિત્વ મટી જાય ? ચેતન વગર કેવી રીતે જીવી શકીએ આપણે ?

**દાદાશ્રી :** દેહ ઊભો રહે, તેનો હિસાબ છે તે પૂરો કરે. આમાં જે ચેતન છે તે તો શેના જેવું છે ? આપણે આ બેટરીમાં સેલ હોય છેને, તેમાં ચેતન હોય ? જ્યાં સુધી એ પાવર વપરાઈ ગયો નહીં ત્યાં સુધી આ પાવર રહે છે. એટલે મન-વચન-કાયાના પાવર, એ પાવર ચેતન જ છે.

**પ્રશ્નકર્તા :** તો એ અહંકાર ચેતન છે ?

**દાદાશ્રી :** ના, ચેતન-બેતન નથી. એ તો ચેતનના પ્રકાશથી ચૈતન્ય ભાવને પામી ગયો છે. ચેતન નથી એમાં જરાય.

**પ્રશ્નકર્તા :** તો શું છે એ ?

**દાદાશ્રી :** એવું ચેતન નથી. જેમ અહીં આગળ ભમરડો ફરે છેને, ભમરડો ચેતન હોય છે ? ના, એવું ચેતન છે. એને અમે પાવર ચેતન કહ્યું.

**પ્રશ્નકર્તા :** પાવર ચેતન એટલે ?

**દાદાશ્રી :** પાવર ચેતન એટલે જેમાં ચેતન નામેય નહીં. મૂળ

ચેતન છે, એની હાજરીથી ઉત્પન્ન થયેલા ગુણો, તે આ પાવર ચેતન ! પાવર ચેતન મૂળ વસ્તુ જ નથી.

જેમ આ સૂર્યને લઈને આપણે કોઈ પણ જાતનો અહીં આગળ પાવર ઊભો કરીએ, તેથી કંઈ સૂર્યની શક્તિ લેતા નથી આપણે. અને સૂર્યને કશું લેવાદેવાય નથી. સૂર્ય આમાં હાથ ઘાલતોય નથી. અને એ પાવરથી આપણે અહીં મોટા મોટા જમણ બનાવીએ, નહાવા-ધોવાનું પાણી બનાવીએ ને બધું બનાવીએ તો એમાં સૂર્યને લેવાદેવા નથી. એની હાજરીથી બધું થાય છે. એવું આત્માની હાજરીથી આ બધું થઈ રહ્યું છે. આત્મા પોતે કર્તા નથી. પોતે અક્રિય છે, નિઃશબ્દ છે. એની પાસે શબ્દ, અવાજ છે નહીં. અવાજ માત્ર જડનો સ્વભાવ છે. અહીં રકાબી નીચે નાખો તો ખખડે કે ના ખખડે ? એ અવાજ કહેવાય. બે જડ વસ્તુઓ અથડાય તો અવાજ થાય અને ચેતન કોઈ જગ્યાએ અથડાય તો અવાજ ના થાય.

**પ્રશ્નકર્તા :** તમે વિધિ કરીને જે પાવર મૂકો એ પાવર ચેતન થયુંને ?

**દાદાશ્રી :** ના, આ પાવર ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** તો એ ચેતન જ થયુંને ? મૂળ સ્વરૂપ જ ચેતનનું ને ?

**દાદાશ્રી :** આ પાવર ચેતન જે છે, તે અજ્ઞાનતાવાળું પાવર ચેતન છે અને મેં જ્ઞાન આપ્યું ત્યાર પછી 'એ' પાવર ચેતન જ રહે છે, 'મૂળ ચેતન' થતું નથી. પોતે પોતાના અજ્ઞાનથી બંધાય છે અને પોતે પોતાના જ્ઞાનથી છૂટી જાય. આત્મા તો પોતે જ્ઞાનવાળો છે પણ 'આ' જે છે તે જ્ઞાનવાળું થાય તો બેઉ છૂટા પડી જાય.

**પ્રશ્નકર્તા :** તો તમે આ પાવર ચેતનને જ્ઞાનવાળું કહો છો ?

**દાદાશ્રી :** હા, તો બીજા કોને ? અને પેલો આત્મા તો આજેય જ્ઞાન જ છેને !

**પ્રશ્નકર્તા :** આ પાવર ચેતન જ્ઞાનવાળું થયું, એટલે આવરણો જતાં રહે ?

**દાદાશ્રી :** હા. આવરણો જતાં રહે, બસ. આ આવરણો ઊડી જાય ને જે અવ્યક્ત છે તે વ્યક્ત થાય.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાની કોણ થાય છે ?

**દાદાશ્રી :** અજ્ઞાની છે ને, તે જ જ્ઞાની થાય છે. આત્મા તો જ્ઞાની જ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાની કોણ છે ?

**દાદાશ્રી :** આ 'હું' ને 'મારું', જે બંધાયેલો કહે છેને, 'મને દુઃખ છે', એ અજ્ઞાની છે.

**પ્રશ્નકર્તા :** એટલે બીજી ભાષામાં અશુદ્ધ ચેતનને શુદ્ધ ચેતન કરો છો, એવું થયુંને ?

**દાદાશ્રી :** હા, અશુદ્ધ ચેતનને શુદ્ધ કરીએ છીએ. અને આ અશુદ્ધ ચેતન જે છે તે પાછું મૂળ ચેતન નથી, એ પાવર ચેતન છે. એટલે એને અમે શુદ્ધ કરીએ છીએ. એ સંપૂર્ણ શુદ્ધ થાય તો બેઉ છૂટાં પડી જાય.

**પ્રશ્નકર્તા :** તમે શુદ્ધાત્મા બોલો એટલે એ પાવર ચેતન જે છે, એનો પાવર વધતો જાય ?

**દાદાશ્રી :** ના, જે ઊંધો પાવર હતો તે છતો થઈ જાય. જે અજ્ઞાન પાવર હતો એટલું ઊંધું કરતો હતો, એ છતો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ ઊંધો પાવર કોને હોય છે ?

**દાદાશ્રી :** એ અહંકારને. આ અજ્ઞાની માણસ હોયને, તે જેટલું હોય તેનું ઊંધું જ કરી આવે. અને અમે જ્ઞાન આપીએને ત્યાર પછી કો'કે ઊંધું કર્યું હોય તોય છતું કરી આપે. કારણ કે એની બુદ્ધિ છતી થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** એને પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** હવે પ્રજ્ઞા એ છે તે મૂળ આત્માનો ગુણ છે. અને આ બેનું સંપૂર્ણ ડિવિઝન થઈ ગયા પછી, પૂરેપૂરા ખુલ્લેખુલ્લા થઈ ગયા પછી, છૂટા થઈ ગયા પછી એ આત્મામાં ફિટ થઈ જાય છે. ત્યાં સુધી મોક્ષમાં લઈ જવા માટે એ જુદી પડે છે, આત્મામાંથી.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની જ પ્રજ્ઞાશક્તિ કહેવાય ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાશક્તિ આત્માની છે અને બુદ્ધિશક્તિ આ પાવર ચેતનની છે.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિની પ્રજ્ઞા થઈ જાય ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિની પ્રજ્ઞા ના થઈ જાય. બુદ્ધિ બુદ્ધિની જગ્યાએ રહે અને પ્રજ્ઞા પ્રગટ થાય. અમે આ જ્ઞાન આપીએ કે તરત પ્રજ્ઞા પ્રગટ થાય. પ્રજ્ઞા તમને નિરંતર મોક્ષમાં લઈ જવા ફરે અને બુદ્ધિ તમને આ બાજુ નીચે લઈ જવા ફરે. આ જે ચેતવે છે ને મહીં, તે પ્રજ્ઞા ચેતવે છે, કે 'આમ નહીં ને આમ' એવું ચેતવે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા પણ પાવર ચેતન જ ને ?

**દાદાશ્રી :** ના, પાવર ચેતન નથી, એ મૂળ ચેતન છે. પણ મૂળ ચેતનમાંથી જુદી પડેલી, તે આ કાર્ય કરવા પૂરતી જ. પછી મૂળ આત્મા સાથે એક થઈ જશે પાછી.

**પ્રશ્નકર્તા :** તમે જ્ઞાન આપો ત્યારે પ્રજ્ઞાનો જન્મ થયો કહેવાય ?

**દાદાશ્રી :** જન્મ થયો કહેવાય. પેલા મૂળ ચેતનમાંથી છૂટી પડે એ.

## ત્રણ બેટરીઓમાં પૂરાયું પાવર ચેતન !

આ પાવર સેલ જોયેલાને, એ સેલમાં પાવર ભરેલો હોય છે, ચાર્જ (પૂરેલો) હોય છે. એ સેલમાં પાવર ચાર્જ થયેલો હોય છેને ? એ ચાર્જ થયેલો પાવર બેટરીની અંદર આપણે લગાડીએ અને (ચાંપ)

દબાવીએ એટલે તરત ચાલુ થાય. પણ આ પાવર ખલાસ થઈ જાય કે ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** હા, ખલાસ થઈ જાય.

**દાદાશ્રી :** એવું આ ચાર્જ થયેલો પાવર છે. 'ધેર આર થ્રી બેટરીઝ', આમાં ત્રણ બેટરીઓ છે અને તે ચાર્જ થયેલી છે. પાવર ડિસ્ચાર્જ થઈ જાય તો મહીં ઊડી જાય ને ખલાસ થઈ જાય. પછી નવી ત્રણ બેટરીઓ શરૂ થાય છે. તે પછી ત્રણ બેટરીઓ ઊડી જાય છે.

**પ્રશ્નકર્તા :** એ કઈ ત્રણ બેટરી થાય છે ?

**દાદાશ્રી :** આ સ્થૂળ બેટરી એટલે દેહ, એક સૂક્ષ્મ બેટરી એટલે મન, અંતઃકરણ એ બધું અને આ સ્પીચ (વાણી). આ ત્રણેય બેટરીઓ ડિસ્ચાર્જ થાય છે ને નવી ચાર્જ થાય છે. કોઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝિઝ, કોઝિઝ એન્ડ ઈફેક્ટ. અલ્યા, બેટરીઓ જ છે ખાલી. વાતને સમજે તો નિવેડો આવે એવું છે. તમને સમજાય છે થોડુંઘણું ?

છેલ્લી વાત છે આ. છેલ્લા સ્ટેશનની વાત છે. ટુ ધી પોઈન્ટ. ત્રણ બેટરીઓ ઉતરી જાય છે ને ફરી ત્રણ બેટરી ચાર્જ થાય છે. ચાર્જ થતી બંધ કરીએ ને એટલે મોક્ષે જાય. ચાર્જ શી રીતે થાય છે ? ઈગોઈઝમથી, 'મેં કર્યું' કે તરત ચાર્જ થાય. 'આ મારું' કે ચાર્જ થઈ ગયું. બસ આટલું જ. અને આ બે બંધ કરી દઈએ તો ચાર્જ પછી બંધ. અત્યારે તમે આત્મા છો, એમ તમને ખબર નથીને કે ખબર છે ?

**પ્રશ્નકર્તા :** આત્મા છીએ એવું આપણે બધા બોલીએ છીએ તો ખરાંને ?

**દાદાશ્રી :** એ બોલીએ, પણ એથી દહાડો વળે નહીંને !

**પ્રશ્નકર્તા :** આપણે અમસ્તી વાત કરતાં પણ કહીએ છીએ કે મારો આત્મા આમ કહે છે. પણ 'હું આત્મા છું' એમ નથી કહેતા, તો આમાં 'હું' એ કોણ અને 'આત્મા' એ કોણ ?

**દાદાશ્રી :** 'હું' એ અહંકાર છે અને આત્મા એ મૂળ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** 'હું' જે અહંકાર છે, એ કઈ શક્તિ આપણી અંદર કામ કરી રહી છે ?

**દાદાશ્રી :** એ જ ભ્રાંતિની શક્તિ. એ ડિસ્ચાર્જ શક્તિ છે. આ બેટરીના સેલ ચાર્જ કરાવી લાવીએ, એટલે પછી, જ્યાં વાપરવા હોય ત્યાં વાપરી શકાય. તે ઘડીએ એ ડિસ્ચાર્જ થયા કરે. તે આ ડિસ્ચાર્જ થતી શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** હવે એ જે શક્તિ છે, એ આત્માથી જુદી છેને ?

**દાદાશ્રી :** હા, જુદી છે.

**પ્રશ્નકર્તા :** પણ એને ગવર્ન કોણ કરે છે ?

**દાદાશ્રી :** આત્મા જુદો છે અને ભ્રાંતિ જુદી છે.

**પ્રશ્નકર્તા :** આ ભ્રાંતિને ગવર્ન કોણ કરે છે ?

**દાદાશ્રી :** ભ્રાંતિને ગવર્ન તો એનાં કામ જ કરે છે. અને એ કર્મનો, ઉદયકર્મનો સ્વભાવ જ છે કે એ ઉદયકર્મ જ કામ કર્યા કરે. એમાં અહંકારથી જે કર્મ કરેલાં, તે ડિસ્ચાર્જ થતી વખતે એવાં જ ફળ આપીને જાય છે.

**પ્રશ્નકર્તા :** એને કોણ ઓળખી શકે ?

**દાદાશ્રી :** બધાય ઓળખી શકે.

**પ્રશ્નકર્તા :** જો ઓળખી શકતો હોત તો એ એવું ના કરવા જાત, એવું ના બોલત.

**દાદાશ્રી :** પણ પછી એના પોતાના હાથમાં સત્તા જ નથીને !

**પ્રશ્નકર્તા :** આ બધામાં જે ડખો કરતો હોય, તો મોટામાં મોટો ભાગ અહંકાર જ કરે છે.

**દાદાશ્રી :** તો બીજું કોણ ? આ બધું અહંકારે જ ઊભું કર્યું છેને !

## એ છે પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા :** અહંકાર તો પુદ્‌ગલ કહેવાયને ?

**દાદાશ્રી :** હા, પુદ્‌ગલ કહેવાય. પણ એ અત્યારે લોકોને તો જીવતો અહંકાર છેને ! 'મેં જ આ કર્યું' કહે છે. એટલે જીવતો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** દરેક પુદ્‌ગલમાં એક આત્મા તો છે જ ને ?

**દાદાશ્રી :** હા, તે અણસમજણને લઈને જ આ અહંકાર ઊભો થાય છે. શુદ્ધાત્મા તો શુદ્ધાત્મા જ છે. એની અવસ્થાઓમાં આ થયું છે. એના પર્યાયમાં આ થયું છે. પર્યાય વિનાશી છે. એટલે અમુક વખત રહે અને પછી પાછું વિનાશ થઈ જાય.

સંસારની અવસ્થાઓ બધી ટેમ્પરરી છે અને પોતે પરમનન્ટ છે. આત્મા પોતે પરમનન્ટ છે અને આ જે અનાત્મા વિભાગમાં ખોટી માન્યતા ધરાવનારો છે, રોંગ બિલીફ ધરાવનારો છે, એ ઈગોઈઝમ પણ પોતાના સ્વરૂપનું ભાન ના થાય ત્યાં સુધી પરમનન્ટ છે, એટલું બધું લાંબા કાળનું એ પરમનન્ટ છે. છતાં પરમનન્ટ તો નથી જ. અને એ ઈગોઈઝમેય ચંચળ વસ્તુ છે, એ અચળ વસ્તુ નથી. અચળ વસ્તુ તો જ્યાં ઈગોઈઝમ નથી, કિંચિત્ ચંચળતા નથી, ત્યાં છે. એ જ દરઅસલ આત્મા છે. એ આત્મા એ જ પરમાત્મા છે, પણ એનું ભાન થવું જોઈએ. એનું જ્ઞાન થવું જોઈએ. એટલે અઘરામાં અઘરી ચીજ હોય તો આત્મજ્ઞાન ! આ બધા આત્મજ્ઞાનીઓ થઈને બેઠા હોયને, પણ એ બધું ચંચળ ભાગનું જ વર્ણન કરે છે ને એ બુદ્ધિગમ્ય છે. બુદ્ધિગમ્યની એક વાત મોક્ષમાં નહીં ચાલે. એક શબ્દેય નહીં ચાલે. બુદ્ધિગમ્ય એટલે જંજાળ, એને સંસારી જંજાળ કહેવામાં આવે છે. એટલે જ્ઞાની પુરુષ પોતે જ અબુધ થઈને બેઠેલા છે. અમે અબુધ કહેવાઈએ ! બુદ્ધિ વપરાય એટલે ખલાસ થઈ ગયું. બુદ્ધિ બહુ ચંચળ છે, એટલે માણસને અચળ થવા જ ના દેને ! એટલે આત્મા એ પોતાનું નિજસ્વરૂપ છે. એ જ્ઞાન છે અને તેનાથી પ્રકાશ ઉત્પન્ન થાય એ બધો પ્રકાશ છે, સ્વયં પ્રકાશ !

## જડ-ચેતનના સંયોગે, ખડો થયો અહંકાર !

**પ્રશ્નકર્તા :** આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ હોવા છતાં એ ભૂલ કરી બેઠો છે ?

**દાદાશ્રી :** ના, એ ભૂલ કરી બેઠો નથી. આ તો વિજ્ઞાનથી અહંકાર ઊભો થઈ ગયો છે. એ તો પોતે મહીં જ છે. અંદર મહીં પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. એ બગડે નહીં કે સુધરે નહીં. એમાં ફેરફાર ના થાય.

જેમ આ સૂર્યની હાજરીથી આ લોકો કામ કરે, એવી રીતે આ અંદર કામ ચાલી રહ્યું છે. આત્માની હાજરીથી આ બધું ચાલે છે. હવે એ તમારે અહંકાર ઓગળી જાય, ખલાસ થઈ જાય, એટલે પછી એ પોતે જ તે રૂપ થાય પાછો !

**પ્રશ્નકર્તા :** ને અહંકાર કેવી રીતે આવ્યો ?

**દાદાશ્રી :** એ વિશેષભાવ છે, આત્માનો વિશેષભાવ. એ આત્માનો સ્વભાવ નથી. વિશેષભાવ એટલે શું ? આપણે દરિયા કિનારેથી એક માઈલ છેટે આપણા બંગલામાં બે-ત્રણ લોરીઓ લોખંડ નાખીએ અને વરસ દહાડા પછી ત્યાં જઈએ એટલે કાટ જ ચઢેને ! તો કોણે કર્યુ ? એ લોખંડ કશું કરતું નથી, દરિયો કશું કરતો નથી, હવા કશું કરતી નથી અને આપણે વરસ દહાડા સુધી ના ગયા તો આટલો આટલો કાઢ ચઢી ગયો હોય. કાટ એ સંયોગી અસર છે. એટલે બે વસ્તુ જોડે મૂકી હોયને તો બન્ને વસ્તુ પોતાના ગુણધર્મ છોડ્યા સિવાય તીસરો જ ગુણ ઉત્પન્ન થઈ જાય, વિશેષગુણ ઉત્પન્ન થાય, બે વસ્તુ ભેગી થઈ તેથી.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા મૂળ તો સ્વતંત્ર હતોને ?

**દાદાશ્રી :** સ્વતંત્ર તો ખરો, પણ બીજી વસ્તુ ભેગી થઈ. એટલે પોતાનામાંય વિશેષગુણ ઉત્પન્ન થાય. એટલે તેમાંથી ઈગોઈઝમની

ઉત્પત્તિ થઈ.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર છે એ આત્માનો ગુણધર્મ છે ?

**દાદાશ્રી :** ના, ગુણધર્મ બિલકુલ છે જ નહીં, એ વિશેષધર્મ છે. એટલે આ બધા સંજોગો ભેગા થાય ને આ કાટ ઊભો થયો. સંજોગો એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. જ્યાં સુધી 'હું કરું' એમ માને છે ત્યાં સુધી એ ઊભો છે અને કર્તાભાવ છૂટી ગયો કે અહંકાર છૂટી ગયો.

## મોહનીયને કારણે જન્મ્યો અહંકાર !

ખરેખર આપણું સ્વરૂપ શું છે તે જાણવું જોઈએ અને ચંદુભાઈ શું છે, એય જાણવું જોઈએ. વ્યવહારનું અને નિશ્ચયનું બન્ને જાણવું જોઈએ. આ તો વ્યવહારને જ નિશ્ચય માની લીધો છે અને 'હું ચંદુભાઈ છું' કહ્યું એટલે કર્તા થયો, એટલે કર્મ બંધાવા માંડ્યાં. પછી રાત-દહાડો ઊંઘી જાય તોય કર્મ બંધાયા કરે. 'હું ચંદુભાઈ છું' એ વ્યવહારથી છે અને 'હું શુદ્ધાત્મા છું' એ નિશ્ચયથી, તો કર્તા, કર્મ બધું છૂટી ગયું.

**પ્રશ્નકર્તા :** અહંકાર ગુણ કોનો છે ?

**દાદાશ્રી :** અહંકાર ગુણ તો ભ્રાંતિથી ઊભો થયેલો ગુણ છે, વિશેષભાવ છે. આત્માનો ગુણ નથી, એ વિભાવદશા છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ઊભો થયો ? અહંકારની શરૂઆત ક્યાંકથી તો થઈ હશેને ? એ હજુય નથી સમજાતું.

**દાદાશ્રી :** એવું બિગિનિંગ જ ક્યાં આગળ છે ? આત્મા તો આત્મા જ છે. પણ અહીં આગળ ગામના નગર શેઠ હોય, તેને બહુ લોકો માન આપે, પણ રાતે આપણે એમને ત્યાં જઈએ ત્યારે રાતે બધાને પેસવા ના દેતા હોય. રાતે થોડુંક પીવાની ટેવ હોયને, તે લોકોને પેસવા ના દે. પણ તોય અમુક માણસોને આવવા દેવા પડેને ? એટલે તે ઘડીએ શેઠે પીધું હોય ને વાતો કરે કે 'હું રાજા

છું, આમ છું, તેમ છું' બોલે બધું. અવળું બોલે કે ના બોલે ? શાથી ? શેઠ એનો એ ન હોય ?

**પ્રશ્નકર્તા :** એનો એ જ શેઠ પણ પેલું પીધું છેને એટલે.

**દાદાશ્રી :** જે દારૂ મહીં ગયોને, એ પરમાણુ તેનો સંયોગ થયો. એટલે દારૂનો અમલ બોલે છે આ. એટલે આની શરૂઆત ક્યારથી થઈ ? દારૂનો અમલ થયો ત્યારથી. એવી રીતે આ સંસારમાં આત્મા તો મહીં છે જ પણ બધા પરદ્રવ્યોનો અમલ થયો, ત્યારથી આની શરૂઆત થયેલી છે. પરદ્રવ્યોનો અમલ બોલે છે. 'હું ચંદુભાઈ છું' એ અમલ ઊતરી જશે, એટલે થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. આત્મા સિવાય બીજા પાંચ દ્રવ્યો છે, તે પરદ્રવ્યો છે. તેના અમલથી આ બધું થયું છે. જેમ પેલા શેઠને દારૂના અમલથી થાય. એ જેવો અમલ ઉતરી જાય દારૂનો એટલે પછી હતા તેના તે જ. એટલે 'હું ચંદુલાલ છું' એ અમલ છે બધો. આ સંયોગ સંબંધ છે ને વિભાવ, વિશેષભાવ થયો છે. દારૂડિયો માણસ બોલે કે ના બોલે કે 'હું આમ છું ને રાજા છું' અને પછી અમલ ઉતરી જાય તો મહીં કશુંય નથી. એટલે જ્ઞાન થાય તો પરદ્રવ્યોનો અમલ ઊતરી જાય. પછી ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** અહંકાર અને મોહનીય કર્મ, આ બન્નેનું જરા વિશ્લેષણ કરીને સમજાવો.

**દાદાશ્રી :** બે જુદા છે, મોહનીય કર્મ અને અહંકાર બે જુદા છે. એ જે દારૂ પીધો એટલે મોહનીય ઉત્પન્ન થઈ. એટલે જે અહંકાર હતો તે મોહનીયને લઈને 'હું રાજા છું' ને એવું તેવું બોલે. પહેલાં 'હું ચંદુલાલ શેઠ છું' ને આ ઊંધુંછતું બોલે છે. એણે દારૂ પીધો છે એવો આ પુદ્‌ગલનો દારૂ છે. આ બે સંયોગો ભેગા થયાં છે. હવે એ છૂટા પાડી આપે તો મુક્તિ થાય. અને સિદ્ધક્ષેત્રમાં કોઈ સંયોગો છે નહીં અને અહીં તો છ તત્ત્વોનો સંયોગ છે એટલે આ બધું ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા :** એ અહંકારને જાણે કોણ ?

**દાદાશ્રી :** એ આત્મા જ જાણે બધું, જાણે કે ઓહોહો ! અહંકાર બહુ વધી ગયો છે. પાછો પોતે પોતાની મેળે કહે કે મારો અહંકાર બહુ વધી ગયો છે, મૂઓ અને મારી બુદ્ધિ ખરાબ છે. અને પાછો આપણે કહીએ કે, 'તું કોણ છે ?' ત્યારે કહે, 'હું ચંદુલાલ છું'. એ પાછો અહંકાર થયો ! એક બાજુ કહે કે, 'મારો અહંકાર વધી ગયો છે'. અને એક બાજુ કહે છે, 'હું અહંકારી છું'. એટલે મહીં પ્રકાશ છે, પ્રજ્ઞા (જ્ઞાન)નો પ્રકાશ છે, પણ અહંકાર એ પ્રકાશને ગાંઠતો નથી. એને સમજ પડતી નથી, કે હું જ છું આ. આ બીજો કોઈ છે નહીં. એની મહીં કોઈ પેઠો નથી તો કોણ આવ્યું ? પેલો શેઠ કહે છે ને, 'હું પ્રેસિડેન્ટ ઑફ ઈન્ડિયા છું'. ઓહોહો ! મૂઆ !! તે એનો દારૂ ઊતરી ગયા પછી આપણે કહીએ કે તમે આવું બોલો, તો બોલે ?

**પ્રશ્નકર્તા :** ના બોલે.

**દાદાશ્રી :** શરમાય, મૂઓ. પણ પેલું બેશરમીનું છેને ? અને પોતાને શરમ આવે એવું બોલે છેને ?

**પ્રશ્નકર્તા :** હા, બોલે છે.

**દાદાશ્રી :** ત્યારે લોક કહેશે, એને કશાકનો અમલ છે.

જડ ને ચેતન, બે વસ્તુ ભેગી થવાથી અહંકાર ઉત્પન્ન થાય છે. જ્ઞાની પુરુષ, જડ ને ચેતન બે જુદાં પાડી આપે એટલે અહંકાર ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર જતો રહે છે ?

**દાદાશ્રી :** એ જતો નથી. એ તો પેલું ઊભું થયું હતું, બ્રાંડી પીવાથી અને તે છે તે છૂટી ગયું. એ ઉતરી જાય તમારી બ્રાંડી.

## રહ્યાં સોળાં અહંકારને !

પેલો ભૂવો મારેને, તે મારે કાશીને ને વાગે ચંચળને ! શાથી એમ હશે ? એ કાશી ખાયને તોય એ ચંચળ ખાઈ જાય ! કાશી પીવે તો એ પી જાય ! બધો અમલ જ એનો ! કાશીને ભૂત વળગે તો

અમલ બધોય ભૂતનો જ. ઊંઘે તેય ભૂત. એટલે પછી મારે ત્યારે વાગેય એને. ભૂવો મારે એટલે કહે, 'હું નીકળું છું.' ત્યારે કહે, 'કોણ છે તું ?' ત્યારે એ કહે, 'આઈ એમ ચંચલ.' તે કાશી અંગ્રેજી ભણેલી ન હતી તોય અંગ્રેજી બોલતી હતી. એનું શું કારણ ? ચંચળનો અમલ છે. એટલે આ બધું થયું એમાં વાગ્યું કોને ? ચંચળને બધુંય થયું. વાગ્યું ચંચળને, પણ સોળાં એકલાં રહ્યાં કાશીને ! એવું આપણે આ બધુંય થાય છે, આખો સંસાર થાય છે પણ વાગે છે તે અહંકારને જ વાગ વાગ થાય છે. અહંકારને તોડીએ છીએ ત્યારે સોળાં રહી જાય છે. એના દવાદારૂ, પાટાપીંડી કરવા પડે.

આ જ્ઞાન આપ્યા પછી શાનો ડખો રહે છે ? સોળાં રહી જાય છે. તે આ ચોપડે, તે ચોપડે, આમ ચડે, તેમ સૂઈ જાય પાછો. તેથી તો અમે કહીએ છીએ કે આ મન-વચન-કાયાનાં ત્રણ ભૂતાં વળગ્યાં છે, તેના ઉપરથી આ કાશીનું દૃષ્ટાંત નીકળેલું. આ બધો સાંધો જડે તો તો કામ નીકળી જાયને !

આ દારૂડિયા માણસને આપણે મારીએ તો વાગે કોને ? અમલ હોય તેને. પેલાને કશું વાગે નહિ. દારૂ ઊતરી ગયો પછી સોળાં એને રહી જાય છે. એટલે પેલાને પછી લહાય બળ્યા કરે. એવું થતું હશે ? દારૂનો અમલ એના જેવો આ ભૂતનો અમલ. ભોગવે જ એ બધું, અમલ જેનો હોય તે.

આ અહંકાર ભોગવી લે છે બધુંય. દુઃખેય અહંકારને પડે છે ને સુખેય અહંકારને પડે છે. જેનો અમલ હોય તેને જ લાગુ થાય. અહંકારનો અમલ હોય, ભૂતનો અમલ હોય, દારૂનો અમલ હોય. દારૂનો અમલ હોય ત્યારે કહેશે કે, 'હું સયાજીરાવ મહારાજ છું'. એટલે આપણે ના સમજીએ કે એને પોતાનો અમલ નથી રહ્યો આમાં !

એ ડામ આપે પેલી ચંચળને, એ તો ચંચળને સહન ના થાય, તે બૂમ પાડે કે હું નીકળી જઉં છું. પછી સોળાં રહે પેલી કાશી બિચારીને.

આજનો જે અહંકાર છે એ ડિસ્ચાર્જ અહંકાર છે અને નવો

અહંકાર, ચાર્જ અહંકાર શરૂ થઈ રહ્યો છે મહીં. ચાર્જ અહંકાર, એ તો જ્ઞાની પુરુષ કાઢી આપે. જેનો અહંકાર લય થઈ ગયો છે તે કાઢી આપે. બીજો કોઈ કાઢી શકે નહીં. અને જૂનો અહંકાર, જે કારણો સેવેલાં તેનું આજે ફળ ભોગવીએ છીએ. એ આપણે કાઢવો હોય તોય જાય નહીં.

## અહંકારની મૂળ ઉત્પત્તિ !

**પ્રશ્નકર્તા :** અહંકાર, પછી ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ એ બધા પોતાના ગુણો બતાવે છેને ? તો એમાં ચેતન જેવું કંઈક હોવું જોઈએ. તે સિવાય કેમ બતાવે ? જડ વસ્તુ તો બતાવે નહીં.

**દાદાશ્રી :** પણ તે આ ભમરડા જેવું ચેતન. ભમરડામાં જે ચેતન દેખાય છેને ફરતાં ફરતાં, એમાં એનું કશું નથી.

**પ્રશ્નકર્તા :** તો કોનું છે ?

**દાદાશ્રી :** એ આત્માની બાજુમાં આવવાથી સામીપ્યભાવની શક્તિ ઉત્પન્ન થઈ છે. પોતે પોતાનું સ્વરૂપ નહીં જાણતો હોવાથી જ આ 'હું છું' એમ એની કલ્પનાથી બધી શક્તિ આમાં ઉત્પન્ન થાય છે. પણ વિનાશી છે એ. એ ટકે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પછી અહંકાર જ આવ્યોને ? તમે આમથી આમ ફેરવો, એ અહંકાર જ છેને ?

**દાદાશ્રી :** અરે, છે જ નહીં, ત્યાં બીજું છે જ નહીં. આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે તે છે.

**પ્રશ્નકર્તા :** આપણે આ ઈવોલ્યુશનની થીયરી છે, ઈવોલ્યુશન કહે છે તે બધો, વિશેષભાવ જ છેને ? આ જેની કંઈ પણ પ્રગતિ થઈ રહી છે તે વિશેષભાવની જ પ્રગતિ છેને ? આ જે કંઈ ઉત્ક્રાંતિ થઈ, માણસમાં આવ્યો, આ બધું વિભાવનું જ થયું તે, વિભાવથી જ છેને?

**દાદાશ્રી :** એ બધું વિભાવ જ ને. વિભાવને લઈને આ બધું. જે છે તે વિભાવથી.

**પ્રશ્નકર્તા :** આત્માનું તો કંઈ છે જ નહીં ?

**દાદાશ્રી :** આત્માની તો અત્યારે શક્તિ જ નથીને. દેહ જ્યાં સુધી ભેગો છે ત્યાં સુધી એની હાજરીથી આ ઉત્પન્ન થઈ ગયું બધું. હાજરીથી આ ગુણો ઉત્પન્ન થયા. આત્માની હાજરી તો છે. દરિયાની હાજરી ના હોય તો પછી આ લોખંડ શું કંઈ કાટ ઉત્પન્ન કરે ? એટલે આત્માની હાજરી છે તો આ બધું ઊભું થયું.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું હતું કે અહંકાર જે પેદા થાય છે તે પણ આત્માની હાજરીથી જ ઉત્પન્ન થાય છેને ?

**દાદાશ્રી :** હા, બરોબર છે. શરીરમાં આત્મા હોય તો જ અહંકાર ઊભો થાય. જે મરી ગયો, તેને અહંકાર ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ આત્મામાં મૂળ અહંકાર કેવી રીતે આવ્યો એ સમજાતું નથી.

**દાદાશ્રી :** હા. એવું છે, આ છ ચીજોનું જગત છે. છ પરમનન્ટ વસ્તુઓ, સનાતન વસ્તુઓનું. એ ચીજો એકમેકમાં ભળે છે, મિક્ષ્ચર થાય છે પણ કમ્પાઉન્ડ સ્વરૂપ થતું નથી. પોતપોતાના ગુણધર્મ બદલાતા નથી કોઈના. કમ્પાઉન્ડ થાય તો તમારું મેં ઉછીનું લીધું અને મારું તમે ઉછીનું લીધું એવું થઈ જાય. ફક્ત ભેગી થાય ને છૂટી પડે. અને તે આ છ એ છ ચીજો પરિવર્તનશીલ છે. એટલે નિરંતર પરિવર્તન થયા જ કરે. પરમાણુ-બરમાણુ બધું આ પરિવર્તન થતાં થતાં અવસ્થાઓ ઊભી થાય.

આ મૂળ તત્ત્વ, વસ્તુ એ અવસ્થા ના હોય, અવિનાશી હોય. એનાથી અવસ્થાઓ ઊભી થઈ એ વિનાશી બધી. ઘડીકમાં આ અવસ્થા ઉત્પન્ન થઈ અને ઘડીકમાં એ અવસ્થા લય થઈ.

હવે અહંકાર શી રીતે ઊભો થયો ? ત્યારે કહે, આત્મા અને આ જડ પુદ્ગલ પરમાણુ બે જોડે થયાં, આમ પરિવર્તન થતાં થતાં બે નજીક નજીક આવી ગયાં એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયાં. હવે ક્રોધ-માન-માયા-લોભ કોના ગુણ છે ?

**પ્રશ્નકર્તા :** જડના.

**દાદાશ્રી :** જો જડના ગુણ હોય તો લ્યો, આ મશીન ચીડાય છે ? જડના જો ગુણ હોય તો આણે ચીડાવું જોઈએ. નહીં ચીડાતુંને ? એ જડના ગુણ જો એ કહીએ, તો જડ છે તે બૂમાબૂમ કરે. ચેતનના ગુણધર્મ કહીએ તો મોક્ષમાં ના જઈ શકે. મોક્ષમાં જાય તો એ ગુણ જોડે હોય.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** તો કોના ગુણધર્મ ? એ લોક પ્રૂફ (પુરાવો) આપી શકતા નથી. લોકો શાસ્ત્રો વાંચીને કૂદાકૂદ કરે છે, ત્યારે કહે, 'ચેતનના ગુણ ?' મેં કહ્યું, 'મૂઆ, હવે ત્યાં આગળ જશે ત્યારે પાછું ત્યાં મોક્ષમાં એ ગુણ જોડે આવે !' પોતાના ગુણો કાયમના હોય, તેને ગુણધર્મ કહેવાય.

આ દરિયો છેને, તે વરાળ ઊભી કરે છેને ? કે આ સૂર્યનારાયણ વરાળ કરતા હશે ? તો આ કોણ કરે છે ? દરિયોય કરતો નથી, સૂર્યનારાયણ કરતા નથી, ત્યારે કહે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. વૈજ્ઞાનિક રીતે બે વસ્તુઓ ભેગી થઈ અને આ તીસરો ગુણ, વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય. એટલે પોતાના ગુણધર્મ પોતાની પાસે, પેલાના ગુણધર્મ એની પાસે, પણ એ બે ભેગા થાય તેથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** તો પછી જડ અને ચેતન, બેઉ જે છે તે અનંત છે?

**દાદાશ્રી :** અનંત.

**પ્રશ્નકર્તા :** તો સાથે સાથે સંયોગ પણ અનંત થયોને ?

**દાદાશ્રી :** હા, સંયોગ અનંત. અનાદિના, અનંત કાળ સુધીના છે. પણ જો છૂટું પડે તો તો કશું જ થયું નથી, આ બેઉ ઊડી જાય ને પોતપોતાના ધર્મમાં આવી જાય. સામસામી જે પ્રભાવ પડતો હતો તે ઊડી જાય. એટલે 'અમે' છૂટું પાડીએ તો તરત જુદું થયાનું કારણ

જ એ છેને ! 'આ હું ન્હોય', કહેતાંની સાથે બધું હડહડાટ છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ છૂટા પડ્યા પછી પણ સંયોગ તો રહેને ?

**દાદાશ્રી :** સંયોગનો સવાલ નથી. સંયોગથી જ અજ્ઞાન ઉત્પન્ન થયેલું, એ અજ્ઞાન ગયું, એટલે સંયોગ એની મેળે, ધીમે ધીમે છૂટા થતા, ખલાસ થઈ જવાના.

મેં આ જ્ઞાન આપ્યું તેની સાથે અહંકાર તો જતો જ રહે, હવે કયો અહંકાર રહે ? અહંકાર બે પ્રકારના. એક અહંકાર ડિસ્ચાર્જ થયા કરે અને એક ચાર્જ કરે. હવે ડિસ્ચાર્જ તો આપણી પાસે હજુ રહ્યું છે આ, એટલે ડિસ્ચાર્જ અહંકાર રહેશે. અને ચાર્જ અહંકાર એટલે નવું ઊભું કરનારો તે બધો ખલાસ થઈ ગયો. ડિસ્ચાર્જ અહંકાર એટલે નવા ઊભા કરી શકે નહીં અને જૂના છે તે નિવેડો લઈ આપે, એટલે મુક્ત થઈ જાય. પેલો જીવતો કહેવાય. જ્ઞાન લીધા પછી આ મૃત અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ડખો ના કરે ?

**દાદાશ્રી :** ના, ડખો ના કરે.

**પ્રશ્નકર્તા :** પણ એમાંથી પાછા પર્યાય ના પડે ?

**દાદાશ્રી :** ના, એમાંથી કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો એની મેળે જ આ દોરી વીંટળાયેલી છે તે એની મેળે નીકળ્યા કરે ?

**દાદાશ્રી :** હા, બસ, એની મેળે જ. એનું પરિણામ કહેવાય. વ્યવસ્થિત એટલે શું ? પરિણામ. પરિણામમાં કશું કરવું ના પડે, એની મેળે થયા જ કરે. 'તમારે' જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું.

**પ્રશ્નકર્તા :** હવે જડ અને ચેતન બે મિક્ષ્ચર થયું, એમાંથી પછી અહંકાર ઊભો થયો. તે અહંકારને શરીર તો જોઈએ જ ને ? શરીર

વગર તો અહંકાર કોઈ દી' હોય જ નહીંને ?

**દાદાશ્રી :** એ શરીર શેનાથી બંધાય છે તે કહું તમને. અહંકારનો અર્થ શું ? 'હું', કેમ તે ઊભો થયો ? ત્યારે કહે, ઈટ હેપન્સ આ થઈ રહ્યું છે, પૂર્વકર્મના ઉદયે. તમારું ઉદયકર્મ છે તે આ બધું કરી રહ્યું છે. તમે ગર્ભમાં આવી ગયા, ત્યાંથી બહાર નીકળ્યા, ત્યાંથી પૈણ્યા-બૈણ્યા એ બધું ઉદયકર્મ કરાવડાવે છે અને તમે શું કહો છો, 'હું કરું છું'. હવે એ ઉદયકર્મને લઈને ભાન 'તમને' ઉત્પન્ન થાય છે, કે આ 'હું છું, મેં આ કર્યું'. એટલે 'હું કરું છું' એમ કહે છે. તેથી 'હું' ને 'મારું' ઊભું થઈ ગયું.

અહંકાર કેમ કહ્યો ? ત્યારે કહે, પોતે નથી કરતો છતાંય કહે છે કે, 'હું કરું છું'. તે હવે આ જ્ઞાન પછી ભાર દઈને નથી કહેતા, નાટકીય કહે છે. પહેલા તો 'હું કરું છું' એ વાત હતી અને અત્યારે તો કહે છે, 'એ વ્યવસ્થિત કરે છે'. એવું તમને થઈ ગયુંને ? એટલે અત્યારે નાટકીય બોલો છો તમે. 'હું કરું છું' એ તો નાટકમાં હોય એમ બોલે પણ અંદરખાને જાણતો હોય કે 'હું તો લક્ષ્મીચંદ છું', એવું તમે શુદ્ધાત્મા છો, એમ અંદરખાને જાણતા હો.

**પ્રશ્નકર્તા :** અને 'હું' ઊભું થયું, એ કેવી રીતે ઊભું થયું ?

**દાદાશ્રી :** એ તો કહ્યું, આ માને કે 'હું' ને 'મારું' છે. આ ક્રોધ ને માન, બેથી 'હું' ઊભું થયું અને કપટ ને લોભથી 'મારું' ઊભું થઈ ગયું. તેથી કરીને આત્મા બદલાયો નથી, આત્મા તેનો તે જ રહ્યો છે. વસ્તુ પોતાના સ્વભાવમાં જ છે. આ તો બે વસ્તુ ભેગી છે, ત્યાં સુધી જ. પણ બે જુદી થઈ જાય તો કશું જ ના રહે. એ બે વસ્તુ જુદી થતાં પહેલાં જ એને જ્ઞાની મળી જાય અને જ્ઞાની પાસેથી જ્ઞાન મળે એટલે જુદું છે એવું ભાન થઈ જાય. એ પછી છૂટું થઇ જાય. છૂટી જાય પછી બીજી વસ્તુ ભેગી ના થાય, એવી જગ્યાએ જતો રહે છે. પછી ભેગી થાય તો ફરી ઊભું થઈ જાય એવું. પણ ફરી ઊભું થાય એવી એ જગ્યા જ નથી. એને સિદ્ધક્ષેત્ર કહેવાય.

## મૂળ કારણ, અહંકારનું !

**પ્રશ્નકર્તા :** અહંકાર જો દેહમાં પણ ન હોય અને આત્મામાં પણ ન હોય તો અહંકારની જગ્યા ક્યાં ?

**દાદાશ્રી :** અહંકાર એટલે અજ્ઞાનતા.

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ ને કે આત્મા અને દેહ બન્ને જુદા છે ?

**દાદાશ્રી :** જુદા છે જ, કાયમને માટે. બધાને જ છે, જીવમાત્રને છે.

**પ્રશ્નકર્તા :** આ બન્ને અલગ હોવાની માન્યતા હોવા છતાં 'હું કરું છું' એમ ભાવ થાય છે એ ?

**દાદાશ્રી :** એ ઈગોઈઝમ છે.

**પ્રશ્નકર્તા :** આ ઈગોઈઝમને છૂટો કેવી રીતે કરવો ?

**દાદાશ્રી :** એને છૂટો કરવાની જરૂર જ નથી. ઈગોઈઝમનું રૂટ કૉઝ (મૂળ કારણ) કાઢી નાખવાનું છે.

**પ્રશ્નકર્તા :** એનું રૂટ કૉઝ શું ?

**દાદાશ્રી :** અજ્ઞાનતા.

**પ્રશ્નકર્તા :** શેની અજ્ઞાનતા ?

**દાદાશ્રી :** આ શું છે ? આ કોણ કરે છે ? હું કરું છું કે આ કોણ કરે છે ? એ અજ્ઞાનતા કાઢી નાખવાની. આ તો અજ્ઞાનતાની ફાચર છે. બીજું કશી ફાચર નથી. આત્મા અજ્ઞાની છે નહીં, આત્મા જ્ઞાની છે.

**પ્રશ્નકર્તા :** આ રોંગ બિલીફ ઊભી થઈ, પણ આ વિજ્ઞાનમાં એની જગ્યા ક્યાં છે ?

**દાદાશ્રી :** અહંકારમાં. અને રોંગ બિલીફથી અહંકાર ઊભો થયો અને અહંકારથી રોંગ બિલીફ ઊભી થઈ.

**પ્રશ્નકર્તા :** તો આમાં પહેલું કયું, રોંગ બિલીફ કે અહંકાર ?

**દાદાશ્રી :** ગોળમાં પહેલું કશું હોય નહીં. ગોળમાં પહેલું કશું હોતું હશે ? પહેલું બધું બુદ્ધિ ખોળે. 'ઉસમેં પહેલા કૌન ?' ત્યારે કહી દે, કયું પહેલાં ખોળવા નીકળ્યા ? ઝાડ પહેલું કે બીજ પહેલું ?

**પ્રશ્નકર્તા :** પહેલું નહીં તો છેલ્લું કયું એ કહો.

**દાદાશ્રી :** પહેલુંય ના હોય ને છેલ્લુંય ના હોય. એ વસ્તુ જ નથી. માન્યતા જ છે ખાલી. રોંગ બિલીફો જ છે. જ્ઞાનમાં એવું કશું હોતું જ નથી. બિલીફમાં જ ખોટું છે. જ્ઞાનમાં ખોટું હોતું નથી. નહીં તો આત્મા જુદો થઈ જાય !

આપણે આ જે શબ્દ બોલ્યા, રોંગ બિલીફ, નહીં તો તો આ એનું ઊઘાડું જ ના પડત, કે આ મિથ્યાદર્શન શું છે તે ! મિથ્યાત્વ શું છે એ ઊઘાડું જ ના પડત. લોકોને એ શબ્દ સમજાય જ નહીં. આ તો આપણે રોંગ બિલીફ કહીને, તે બધું ઊડી ગયું. હા, એ ખાલી બિલીફ જ છે, બીજું કંઈ નહીં ? કશું ચોંટ્યુંય નથી ને વળગ્યુંય નથી અને તેં માની લીધું કે મને વળગ્યું. ત્યારે કહે, 'જા, કાઢ સ્વાદ !'

**પ્રશ્નકર્તા :** એટલે આ બિલીફના સંસ્કાર અહંકાર ઉપર પડતા હશે કે આ મારો ભાઈ થાય, મારી બેન થાય, આ મારો સગો થાય.

**દાદાશ્રી :** બળ્યું, એ તો લોકોનું જોઈને શીખ્યો બધું. એ લોકસંજ્ઞા છે બધી. દેખીને શીખે છે. પેલો કહેશે, 'દેખો, હમારા સાલા આયા.' એટલે આ નાનો હોય તે કહેશે, 'હું હઉ પૈણીશ ત્યારે મારેય સાળો આવશે.' એ લોકસંજ્ઞા બધી.

**પ્રશ્નકર્તા :** એ લોકસંજ્ઞા ગ્રહણ કોણ કરે છે ?

**દાદાશ્રી :** અહંકાર જ બધું કરે. અહંકાર આંધળો છે, દેખતો જ નથી બિચારો, બુદ્ધિની આંખે ચાલે એ. હવે બુદ્ધિ કહેશે, 'એ તો આપણા મામા સસરા થાય'. ત્યારે કહે, 'સારું.'

**પ્રશ્નકર્તા :** તો બિલીફ પણ બુદ્ધિમાં ના આવે ?

**દાદાશ્રી :** ના, ના, રોંગ બિલીફ અહંકારથી છે. બુદ્ધિને બિલીફ કરવાનો રસ્તો જ નથી. એ તો અહંકારને બધીય રોંગ બિલીફ છે. રોંગ બિલીફ કરનારોય પોતે રોંગ બિલીફ છે. રોંગ બિલીફમાં રહીને રોંગ બિલીફ કરે છે. એ રાઈટ બિલીફમાં રહીને રોંગ બિલીફ નથી કરતો.

**પ્રશ્નકર્તા :** આ રોંગ બિલીફ જડમાં છે કે ચેતનમાં છે ?

**દાદાશ્રી :** જડમાં જ, ચેતનમાં નામેય નહીં. ચેતનને કશું લેવાય નહીં ને દેવાય નહીં, સાઢું-સહિયારુંય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આ બુદ્ધિમાં ના ગણાય ?

**દાદાશ્રી :** બુદ્ધિ સલાહકાર છે ખાલી. એ તો પ્રેસિડન્ટનું કામ છે, વડાપ્રધાન ખાલી સલાહ આપે. અંધો એ અહંકાર જ, બધુંય એનું જ છે અને પાછો કહેશે ? 'આ હું જ છું' કહેશે. બુદ્ધિય ના બોલે કે 'આ હું છું'. 'ચંદુભાઈય હું, આમનો સસરોય હું થઉં, આમનો મામોય હું થઉં', બધું એ જ. બુદ્ધિને ભાગે કશુંય નહીં, લુખ્ખી ને લુખ્ખી. સમજણેય એ પાડે છે. અહંકાર એની આંખે જ ચાલવાનો.

**પ્રશ્નકર્તા :** આ રોંગ બિલીફ અને પુદ્ગલને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એવું કશું નહીં. રાઈટ બિલીફ હોય તો એવું કર્યા કરે, અને રોંગ બિલીફ હોય તોય એવું કર્યા કરે. બીજું કશું એમાં એને પોતાને સંબંધ છે જ નહીં. બિલીફ પ્રમાણે પરિણામ થયા કરે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ સાથે સંબંધ નથી પણ રોંગ બિલીફનું પુદ્ગલમાં પરિણામ ઉત્પન્ન થયા વગર રહે નહીં, એવું કહો છો ? તો પછી એ રોંગ બિલીફને અને રાઈટ બિલીફને ચેતન સાથે સંબંધ ખરો ?

**દાદાશ્રી :** ખરો ને ! મૂળ ચેતન જોડે નહીં, પણ જે ઊભો થયો તે અહંકાર સાથે સંબંધ છે.

**પ્રશ્નકર્તા :** એ બરાબર સમજ ન પડી.

**દાદાશ્રી :** બિલીફો અહંકારની છે. રોંગ બિલીફો આમ જ ઊભી થાય છે, મૂળ અહમ્‌ને પરમાણુ નથી.

## એ છે વ્યતિરેક ગુણ !

**પ્રશ્નકર્તા :** અહંકાર એ વ્યતિરેક ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** એ બધા વ્યતિરેક ગુણ જ છેને ! આત્માના ગુણ નથી, પુદ્‌ગલનાય ગુણ નથી.

**પ્રશ્નકર્તા :** એમાં કયા તત્વોનું વિશેષ પ્રમાણ છે ?

**દાદાશ્રી :** અહંકાર તો પોતાની ગેરસમજ છે, 'હું કોણ છું' એ પોતાની સમજણ નહીં પડી ને લોકોએ કહ્યું કે 'આવો ચંદુલાલ !' તે આપણેય માની લીધું એ અહંકાર.

**પ્રશ્નકર્તા :** આપણે જે અહંકાર શબ્દ વાપરવામાં આવે છે, એ કર્તાપણાનો અહંકાર એ કહેવા માંગે છે ?

**દાદાશ્રી :** અહંકાર શબ્દ તો ત્યાંથી શરૂઆત થઈ જાય, કે 'હું ચંદુભાઈ છું' એ રોંગ બિલીફ એ અહંકાર. કર્તા ત્યાર પછી થાય.

**પ્રશ્નકર્તા :** શરીર સાથેનો તાદાત્મ્યભાવ એ જ અહંકાર ?

**દાદાશ્રી :** ના, એ દેહાધ્યાસ કહેવાય. અને અહંકાર તો એને કહેવાય કે 'હું ચંદુભાઈ છું'. એ રોંગ બિલીફ છે એને અહંકાર કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ રાઈટ બિલીફ છે એ નિર્‌અહંકાર.

## છ દ્રવ્યો ભેગાં, ત્યાંથી વિભાવ !

**પ્રશ્નકર્તા :** છ દ્રવ્યો ભેગાં થયા કે તરત જ વિભાવ ઉત્પન્ન થયો ?

**દાદાશ્રી :** ભેગાં છે માટે વિભાવ છે જ. થયો નથી, ભેગાં છે ને વિભાવેય છે.

**પ્રશ્નકર્તા :** ખાલી ભ્રાંતિ કરી કે મેં કર્યું એટલે ગરબડ થઈને?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ?

**પ્રશ્નકર્તા :** ખાલી ભ્રાંતિમાંથી ખસી જાય...

**દાદાશ્રી :** તો ઉકેલ આવી જાયને !

**પ્રશ્નકર્તા :** પછી વિભાવો ભલેને ઊભા હોય.

**દાદાશ્રી :** તેનો વાંધો નથી. એ 'પોતે' ખસી જાય તો એ છોને રહ્યા ! 'ખસનારો કોણ' એને જાણવું જોઈએ. 'હું ચંદુલાલ કે ઉમાકાંત', એને જાણવું જોઈએ. કારણ કે 'હું' જે ચંદુભાઈનામાં કામ કરતો'તો, અહંકાર તે 'હું' અહીંથી ખસીને મૂળ જગ્યાએ બેસી ગયો. 'હું' શુદ્ધાત્મામાં બેસી ગયો.

**પ્રશ્નકર્તા :** અહંકાર એ વિભાવ છેને ?

**દાદાશ્રી :** હા, અહંકાર એટલે 'આ હું કરું છું'. જે નથી કરતો છતાં કહે છે 'હું કરું છું' એ અહંકાર.

**પ્રશ્નકર્તા :** બીજા વિભાવો હતા અને અહંકાર છેલ્લે ઊભો થયો ?

**દાદાશ્રી :** ના, એ ઓટોમેટિકલી બધું સાથે જ થઈ જાય છે. ક્રોધ-માન-માયા-લોભ વ્યતિરેક ગુણો ઊભા થાય છે.

**પ્રશ્નકર્તા :** જીવ અંદર ભળ્યો ત્યારે અહંકાર ઊભો થયોને ?

**દાદાશ્રી :** 'હું' તો છે જ, પણ હું જે છે તે એની જગ્યાએ નહીં વપરાતા, 'હું આ કરું છું' એ ભાન થયું ત્યારે અહંકાર થયો. એની જગ્યાએ બેસી જાય ત્યારે અહંકાર ઊડી ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે ક્રોધ-માન-માયા-લોભ તો ત્યાં હતાં જ ને ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયા પહેલાં. પછી છે તે ક્રોધ ને માન અહંકાર ગણાયો અને લોભ ને કપટને

મમતા ગણાઈ. તે અહંકાર ને મમતા બેઉ શરૂ થઈ ગયાં.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું' તો હતું જ.

**દાદાશ્રી :** 'હું' ક્યાં જતું રહેવાનું હતું ? અસ્તિત્વ તો છે જ. 'હું છું જ', એ તો વાત સાચી છેને ?

## માત્ર જીવોને રોંગ બિલીફ

**પ્રશ્નકર્તા :** અને સમસરણ માર્ગમાં પેઠો ત્યારથી જ વિભાવ એને વર્તે છે ?

**દાદાશ્રી :** એ પેઠો નથી, સમસરણ માર્ગમાં છે જ. 'આ બીજું કોઈ તો છે જ નહીં, મેં જ કર્યું આ', કહે છે.

**પ્રશ્નકર્તા :** એ તો ઠેઠ બુદ્ધિ ઊભી થાય ત્યારે એને શરૂ થાય ને એવું ?

**દાદાશ્રી :** બુદ્ધિને બધું તો પછી ઊભું થાય છે. પણ એ તો એવી આંટી પડી જાય છે. પેલું માંકડું મહીં માટલીમાં આમ હાથ ઘાલેને, ચણા ખાવાની લાલચે આમ જોશથી હાથ ઘાલે મહીં. અને પછી મુઠ્ઠી વાળી એટલે પહોળું થયું પછી નીકળે નહીં હાથ. એટલે એને એમ લાગ્યું કે મને કોઈએ મહીંથી પકડ્યો ! માંકડું છે તે મુઠ્ઠી વાળે છે ત્યાં સુધી તો 'હું' હતો જ. મને કોઈએ પકડ્યો નથી, એમેય કહેતો'તો. મુઠ્ઠી વાળે છે ને નીકળતું નથી, એટલે એને વહેમ પડી જાય છે કે મહીંથી કોઈએ પકડ્યો મને. પણ એમ નથી ખબર પડતી કે મુઠ્ઠીવાળી તેને લીધે નીકળતો નથી. અલ્યા, મુઠ્ઠી છોડી દેને ! તો તું છૂટો જ છું. પણ એણે ના છોડી એટલે આંટી પડી ગઈ ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** જે ભ્રમ પડી ગયો હતો કે 'હું બંધાયેલો છું' તમે તો એ ભ્રમ છોડાવ્યોને ?

**દાદાશ્રી :** બસ, એ જ. એ જ છોડાવ્યો. અમે કહ્યું, 'મુઠ્ઠી છોડને, છુટ્ટો જ છું તું.' એટલે મુઠ્ઠી એ મમતા છે. અહંકારનો વાંધો

નથી. મમતા છૂટી કે અહંકાર મૂળ જગ્યાએ જઈને બેસી જાય. પછી એનાં પરિણામ રહેને પછી ! પેલું માંકડું જે ખેંચાખેંચ કરતું'તુંને, મહીં છોલાઈ ગયેલું ને લોહી નીકળ્યું હોય, તે પરિણામ તો ભોગવવાં જ પડેને ! ચિત્કાર ચિત્કાર કરે. કેમ આમ ? ત્યારે કહે, 'મને કોઈએ પકડ્યો', એવું આ થયું છે.

એવું છે, તળાવમાં પેલાં પોયણાં ઊગે છે, કમળ જેવાં. આમ ઊંચા ફૂલ થાય. એની પર આવીને પોપટ બેસેને એટલે એ વળે આમ. પોપટને વહેમ પડે કે હું પડ્યો, પડ્યો ! તે એને પકડી લે. તે ઊંધો થઈ જાય પોપટ હઉ. એ ઊંધું થઈ જાય ને પછી પોપટ છોડી નહીં શકે. હું મરી જઈશ હવે. તે છોડે જ નહીં પછી. તે પરાણે પારધી પકડી જાય ત્યાં સુધી ના છોડે. એને આંટી પડી ગઈ. ઊડવાનું ભૂલી જાય, બધું ભાન જ ભૂલી જાય. 'આ આંટી પડી ગઈ, હવે હું પડી જઈશ.' તે કેવી કેવી આંટી જીવોને પડી જાય છે !

આ ચકલીઓ અરીસામાં ચાંચ માર માર કરે. 'અરે, ન હોય એ ચકલી ! હમણે તારી ચાંચ ઘસાઈ જશે, તોય કશું વળશે નહીં.' તોય એને અનુભવ નથી થતો. એને દેખાવમાં આવ્યું કે મારે છે એ.

અને બિલાડીને આમ અરીસો દેખાડો તો ? તે પહેલાં તો એય પણ ચમકે આમ. પછી ધીરે રહીને આમ જુએ, તેમ જુએ, નિકાલ કરે કે આ ન હોય, આ તો આવું ખોટું દેખાય છે. શું છે એ ના ખબર પડે પણ ખોટું દેખાય છે એવું એને લાગ્યું. કોઈ છે નહીં, ત્યાં આગળ બીજી બિલાડી નથી.

**પ્રશ્નકર્તા :** એટલે રોંગ બિલીફ તો નાના પ્રકારના જીવોમાંય પડી જાય ખરી ?

**દાદાશ્રી :** રોંગ બિલીફ એટલે બેસી રહેવું, છૂટે નહીં પછી.

**પ્રશ્નકર્તા :** એ એકેન્દ્રિય જીવો, બે ઇન્દ્રિય જીવો, બધામાં જ એવી રીતે ? રોંગ બિલીફ હોય એને ?

**દાદાશ્રી :** એ બધાને જ હોય. રોંગ બિલીફથી તો આ દશા થઈ, સંસારી દશા થઈ, એનું નામ રોંગ બિલીફ ! દેવ હોય, એકેન્દ્રિય હોય, બધેય. રોંગ બિલીફ જાય તો ભગવાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દેવોમાં પણ ?

**દાદાશ્રી :** દેવોમાંય સંસારી માત્ર, જેને સંસારી કહેવામાં આવે છે એ બધાય રોંગ બિલીફવાળા છે.

## પરપોટે માન્યું, હું જ ધોધ !

**પ્રશ્નકર્તા :** હવે આ સાંયોગિક પુરાવાઓ કર્તા છે, એવું આપણે કહીએ છીએ, એમાંથી એક પુરાવો આપણે પણ છીએ.

**દાદાશ્રી :** હા, 'આ' (ચંદુ) બધો આખો પુરાવો જ છે. આપણે તો શુદ્ધાત્મા એટલે આનાથી તદ્દન જુદા છીએ.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલરૂપે પુરાવા તો ખરાને ?

**દાદાશ્રી :** ના, એ પુરાવારૂપે ખરા, પણ આ પુદ્‌ગલ જેને આપણે પોતાનું માનીએ છીએને, એ તો આપણે સમજી ગયા કે આ પુદ્‌ગલ જુદું છે. એ જુદું એ એના પુરાવામાં છે, આપણે પુરાવામાં નથી.

**પ્રશ્નકર્તા :** એ પુરાવો એમ માની બેઠો છે કે 'હું કરું છું' એમ ?

**દાદાશ્રી :** ના, પોતે ભાન નથીને એટલે પુરાવામાં પોતે 'હું જ છું' એમ માની બેઠોને, એટલે આ બધું પોતાના માથે લઈ લે છે.

**પ્રશ્નકર્તા :** પેલી ખીચડીમાં જેમ પેલા ચોખા કહે કે હું જ ખીચડી છું, એવી વાત થઈ.

**દાદાશ્રી :** હા. એવું બધું. તેથી સંસાર ઊભો રહ્યોને ! એનું નામ દેહાધ્યાસ. સંસાર ઊભા રહેવાનું સાધન જ એ છે. આ ચાલુ જ્ઞાન, 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાન તૂટી શકે નહીં કોઈ કાળે. એ તૂટ્યું એટલે અહંકાર ગયો. એનું નામ શુક્લધ્યાન ઉત્પન્ન થવું ને અહંકારનું જવું.

આ તો દીવા જેવી ફેક્ટ વસ્તુ છેને !

**પ્રશ્નકર્તા :** એટલે જે 'હું કરું છું' એવું પોતે ન રાખે તો વધારે સારું ?

**દાદાશ્રી :** પણ એ તો એવું થયા વગર રહે નહીંને ! એ તો જ્યારે જ્ઞાન આપીએ ત્યારે છૂટી જાય. પછી એ 'હું' અહંકાર વગરનું હોય. એનું ઝેર ચઢે નહીં પછી.

**પ્રશ્નકર્તા :** દાદા, તો અહંકાર વગર તો પછી અસ્તિત્વ છે જ નહીં. અહંકાર ગયો કે તરત મોક્ષ થઈ ગયો ?

**દાદાશ્રી :** અહંકારથી જ આ જગત ઊભું રહ્યું છે. હવે ચાર્જ અહંકારથી કર્મ બંધાય છે અને બીજો છે, તે ડિસ્ચાર્જ અહંકારથી કર્મ છૂટે છે. તે જાનવરો-બાનવરોને, દેવલોકો, બધાને ડિસ્ચાર્જ અહંકાર. મનુષ્ય સિવાય કોઈ જગ્યાએ ચાર્જ અહંકાર ન હોય. ડિસ્ચાર્જ અહંકાર બધામાં, જીવમાત્રમાં, ગાયો-ભેંસો, બધા, ઝાડ, પછી જળચર, ખેચર, ભૂચર, બધું દેવલોકો, નર્કના લોકો બધા પાસે છે.

**પ્રશ્નકર્તા :** તો અહંકાર ડિસ્ચાર્જ થઈ જાય અને પછી પૂર્ણ મોક્ષ થાય, ત્યારે અસ્તિત્વ તો નહીંને ? કઈ રીતનું અસ્તિત્વ હોય ?

**દાદાશ્રી :** પછી તમારે આ જે ઈન્ટ્રિમ ગવર્નમેન્ટ છે તે ફૂલ ગવર્નમેન્ટ થઈ જાય. એટલે પછી કેવળજ્ઞાન થાય, એ દેહે પછી નિર્વાણ થઈ જાય. પછી મુક્તિમાં એની શરૂઆત થઈ ગઈ, આદિઅનંત કાળ સુધી. પછી એનો અંત નહીં આવવાનો.

**પ્રશ્નકર્તા :** જે બધું ભરેલું હતું તે ડિસ્ચાર્જ થવાનું શરૂ થઈ ગયું.

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ રહ્યો, ડિસ્ચાર્જ થવાનું શરૂ તો ક્યાંથી થયું ? સાદિસાંત સુધી. સાદિ એટલે અમે જ્ઞાન આપીએ, ત્યારથી સ-આદિ શરૂઆત થઈ ડિસ્ચાર્જ થવાની. અને જ્યારે નિર્વાણ થઈએ ત્યારે સ-અંત આવી ગયો, એ ડિસ્ચાર્જ થવાની સ્થિતિનો. અને પછી સાદિ એટલે કેવળ

ચોખ્ખી સિદ્ધદશાની શરૂઆત થઈ અને એ અનંત કાળ સુધી રહેશે !

## તન્મયાકાર થાય, તેય અહંકાર !

અહંકાર જ્ઞેય છે ને તમે જ્ઞાતા છો.

**પ્રશ્નકર્તા :** પહેલાં આમ જોવા-જાણવાનો અહંકાર ઉત્પન્ન થાય છેને ?

**દાદાશ્રી :** એ અહંકાર ઉત્પન્ન થાય છે એય જ્ઞેય છે. એ જાણવાનું, એય જોવા-જાણવાની જ ક્રિયા છે. ચંદુભાઈ જ્ઞેય છે. ચંદુભાઈને જ જુએ-જાણે, ચંદુભાઈ શું કરી રહ્યા છે ને શું નહીં, ચંદુભાઈ જે કરે એ બધી ચંદુભાઈની ક્રિયાઓને જાણે એ શુદ્ધાત્મા. કો'કનું અવળું ચિંતવન કરે તેય જાણે, સવળું ચિંતવન કરે તેય જાણે, બધું જ જાણે, એ જાણનાર બંધાય નહીં, અજાણનાર બંધાય.

## વિજ્ઞાન, દૃષ્ટિ-દ્રષ્ટાતણું !

**પ્રશ્નકર્તા :** ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, આમાં ધ્યેય તો આપણે જ્ઞાન પ્રકાશ પ્રાપ્ત કરવો છે તે છે, તો આમાં ધ્યાતા કોણ ?

**દાદાશ્રી :** ધ્યાતા આ સમ્યક દૃષ્ટિ, 'પોતે'. 'પોતે' હવે સમ્યક દૃષ્ટિવાળો થયો. પહેલાં 'પોતે' મિથ્યા દૃષ્ટિવાળો હતો. તે ધ્યાતા થયો ત્યારે સમ્યક દૃષ્ટિવાળો થયો. એનો એ અહંકાર મિથ્યા દૃષ્ટિવાળો હતો, પછી એનો એ અહંકાર સમ્યક દૃષ્ટિવાળો થયો. એટલે પોતે ધ્યાતા થયો. ધ્યાતા થયો એટલે નિરંતર આત્માના ધ્યાનમાં રહેવો જોઈએ. ધ્યેય ધ્યાનમાં રહે એનું નામ મોક્ષ. ધ્યેય છે આત્મા, એ તમારા ધ્યાનમાં નિરંતર રહે, એ જ મોક્ષ.

**પ્રશ્નકર્તા :** અને ધ્યાન શું ?

**દાદાશ્રી :** 'તમે શુદ્ધાત્મા છો' એ ધ્યાન તમને રહે છે કે ભૂલી જવાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી ભૂલાતું.

**દાદાશ્રી :** તો એ જ ધ્યાન. આ શુક્લધ્યાન છે. આ રોંગ બિલીફો ફ્રેક્ચર કરી નાખે ત્યારે રાઈટ બિલીફ બેસે. રાઈટ બિલીફો એટલે સમ્યક દર્શન. એટલે પછી 'હું ચંદુભાઈ ન હોય', 'હું શુદ્ધાત્મા છું' એવી બિલીફ બેસી જાય. બંને અહંકારની જ દૃષ્ટિ છે. પેલી દૃષ્ટિ એ દૃશ્યને જોતી હતી, ભૌતિક વસ્તુને અને આ દૃષ્ટિ ચેતન વસ્તુને જુએ. ચેતન છે તે દ્રષ્ટા છે અને પેલું બીજું બધું દૃશ્ય છે. ચેતનના દ્રષ્ટા અને જ્ઞાતા બન્ને ગુણ છે.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ એ દ્રષ્ટાનું કાર્ય છેને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો દૃષ્ટિ શું છે ?

**દાદાશ્રી :** દૃષ્ટિ તો અહંકારને છે, આત્માને દૃષ્ટિ ના હોય. આત્માને તો સહજ સ્વભાવે મહીં દેખાયા કરે. મહીં અંદર ઝળકે ! પોતાની અંદર જ બધું ઝળકે !

**પ્રશ્નકર્તા :** તો પછી આ આત્માને જાણનાર કોણ છે ? આત્મજ્ઞાન થાય છે તે કોને થાય છે ?

**દાદાશ્રી :** એ અહંકારને દૃષ્ટિ થાય છે. પેલી મિથ્યા દૃષ્ટિ હતી, તેનાં કરતાં 'આમાં' વધારે સુખ પડ્યું એટલે પછી એ અહંકાર ધીમે ધીમે 'આમાં' ઓગળતો જાય છે. અહંકાર શુદ્ધ થયો કે એ શુદ્ધાત્મા જોડે ઓગળી જાય છે, બસ ! જેમ સાકરની પૂતળી હોય ને, તેલમાં નાખીએ તો ઓગળે નહીં પણ પાણીમાં નાખીએ તો ઓગળી જાય, એવી રીતે છે. એટલે શુદ્ધાત્માની દૃષ્ટિ થઈ કે બધું ઓગળવા માંડે, ત્યાં સુધી અહંકાર છે.

## આમાં છેટો રહ્યો તે 'જ્ઞાની' !

**પ્રશ્નકર્તા :** આ અંતઃકરણ આખું ઊભું થયું છે એ અને વિશેષ પરિણામ, એ બેનો શું સંબંધ છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામથી ક્રોધ-માન-માયા-લોભ એ ઊભું

થાય ને પછી અંતઃકરણ બધું ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા :** વિશેષ પરિણામમાં અહમ્ ઊભો થાય છે એવું આપે કહેલું અને અંતઃકરણમાં મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર, એ અહંકાર, બન્નેમાં શો ફેર ?

**દાદાશ્રી :** એ જ બધું છે, એક વસ્તુ છે. એ બધાં વિશેષ પરિણામ. વિશેષ પરિણામમાં ખરેખર ક્રોધ-માન-માયા-લોભ ચાર જ હોય. એમાંથી આ બધી એની વંશાવળી.

**પ્રશ્નકર્તા :** આ વિશેષ પરિણામ એટલે આત્મા અને અનાત્મા ભેગા થવાથી ઉત્પન્ન થનારું પરિણામ ?

**દાદાશ્રી :** આત્મા અને જડ વસ્તુ જોડે આવવાથી.

**પ્રશ્નકર્તા :** હવે અજ્ઞાનીને પણ આત્મા ને જડ વસ્તુ જોડે છે અને જ્ઞાની પુરુષની પાસે પણ જડ વસ્તુ ને આત્મા છે, તો અહીં જ્ઞાનીમાં વિશેષ પરિણામ નથી હોતું ?

**દાદાશ્રી :** એમને જોડે નથી, એનું નામ જ્ઞાનીને ! એમને જુદું પડ્યું.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** 'એ' જોડે હોત તો વિશેષ પરિણામ રહેને, એ પછી વિશેષ પરિણામ જ આવ્યું. પણ જોડે છે, એને છૂટાં કરી નાખેને !

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષ પરિણામ અહીં છૂટું પાડવું પડે છે એમ ?

**દાદાશ્રી :** તે બે જોડે છે, ટચોટચ અડીને છે એટલે આ વિશેષ પરિણામ બધું થાય. પણ પછી 'એ' અડતો બંધ થઈ જાય, છૂટું થઈ જાય એટલે કશું નહીં.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. એટલે જ્યાં સુધી પુદ્ગલ પરિણામને

પોતાનાં માને છે એ વિશેષ પરિણામનું મૂળ કારણ છે ?

**દાદાશ્રી :** હા, જોડે થવાથી એ પોતાનાં મનાય, એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય છે. એનાથી આ બધું દેખાય છે. સંસાર ઊભો થયો પછી. પોતાનું માન ને બધું એનાથી ઊભું થાય. અંતઃકરણ બધું એનાથી ઊભું થઈ ગયું. અને મન તો અહંકારે ઊભું કર્યું છે. એ અહંકારની વંશાવળી છે, એના વારસદારો.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારનું ક્રિયેશન મન ?

**દાદાશ્રી :** મન એ ક્રિએશન બીજા કોઈનું નથી, અહંકારનું છે.

**પ્રશ્નકર્તા :** અત્યારનો વિચાર આવવો એ અત્યારના અહંકારનું ક્રિએશન છે ?

**દાદાશ્રી :** આગળનું છે એ. અત્યારે આવે છે એ બધું પરિણામ છે. એમાં પાછું બીજ પડે એટલે આવતા ભવે કામ લાગે. જૂનું પરિણામ ભોગવે ને નવું બીજ છે તે નાખે. અત્યારે કેરી ખાય, રસ-બસ ખઈ ગયો ને પાછો ગોટલો નાખે, તે ગોટલો ઊગે.

**પ્રશ્નકર્તા :** આ બીજ નાખવું એ વિશેષ પરિણામ ગણાય છે?

**દાદાશ્રી :** વિશેષ પરિણામ તો બે જોડે હોય ત્યારે થાય. એની મેળે ઊભાં થાય. એ દૃષ્ટિ છે એક જાતની. એને ક્રોધ-માન-માયા-લોભ થાય અને બીજ તો, એ પછી ભ્રાંતિથી પાછો બીજ નાખે છે. આ ગોટલાને શું કરવું તે ખબર નથી એટલે પાછો નાખે, તે પછી ઊગે છે અને જો ગોટલાને શેકી નાખે તો ના ઊગે. એવું જ્ઞાન જાણે તો, એવું આમાં કર્તારહિત થાય તો એ ના ઊગે. અક્રિય થાય એટલે ઊગે નહીં. આ બધી વાતમાં તારે મુખ્ય વસ્તુ જાણવી શું છે એ કહેને ?

**પ્રશ્નકર્તા :** એટલે આ સામીપ્યભાવને લીધે વિશેષ પરિણામ ઊભું થાય છે અને વિશેષ પરિણામને પોતાનાં માને છે ત્યાં સુધી પેલું બીજ પડ્યા કરે છે ?

**દાદાશ્રી :** એ બરોબર છે. પોતાનું માને એટલે પછી બીજ પડ્યા જ કરેને !

**પ્રશ્નકર્તા :** અને આ વિશેષ પરિણામ છે એવું જે જાણે છે એ જ સ્વપરિણામ છે ?

**દાદાશ્રી :** હા, એ જ સ્વપરિણામ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિશેષ પરિણામ છે એમ જાણ્યું એને અજ્ઞાનથી મુક્તિ કીધી ?

**દાદાશ્રી :** હા. અને વિશેષ પરિણામ એ જ સંસાર. વિશેષ પરિણામ નહીં તે મુક્તિ. 'મેં કર્યું' એવો આધાર આપ્યો કે કર્મ બંધાયું.

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતન ભેગાં થવાથી ક્રોધ-માન-માયા-લોભ એ વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે. પણ અજ્ઞાનતા હોય તો, એ પાછું જોડે કહ્યું. જ્ઞાનીને ક્રોધ-માન-માયા-લોભ ઉત્પન્ન થતાં નથી.

**દાદાશ્રી :** જોડે હોય તો જ્ઞાનીનેય થાય, પણ જોડે આવ્યું તો પછી જ્ઞાની રહ્યો જ ક્યાં ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** બે વસ્તુ જોડે રહી એટલે પછી પેલાં પરિણામ તો ઊભાં થાય જ ને ? પછી ખસેડી નાખ્યું એટલે ના થાય. આ બે વસ્તુ જુદી થઈ ગઈ, આઘી, છેટી પડી એટલે જ્ઞાની અને નજીક એ અજ્ઞાની.

**પ્રશ્નકર્તા :** પણ આમાં આપ વાતો કરો છો, આ બધો વ્યવહાર કરો છો, લોકો જુએ છે તો આ વ્યવહાર તો જડનો થાય છેને ?

**દાદાશ્રી :** એ તો થયા કરે, પછી ?

**પ્રશ્નકર્તા :** તો આમાં વિશેષ પરિણામ નથી થતાં એ કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** તન્મયાકાર પરિણામ થતાં હતાં મનમાં, 'એ' જુદો

પડ્યો. મન જુદું ને 'હું' જુદો, એટલે ત્યાં આગળ છૂટું પડ્યાનું પરિણામ દેખાયું આપણને.

**પ્રશ્નકર્તા :** છૂટું પડ્યું એટલે શું કહ્યું ?

**દાદાશ્રી :** એ છૂટું પડ્યું એનું પરિણામ દેખાયું આપણને. મન અને પોતે બે જુદાં પડ્યાં. જ્ઞાનીને મન કામનું નહીં. જ્ઞાનીને મન જ્ઞેય સ્વરૂપ છે. એમને મન વર્કીંગ ઓર્ડરમાં નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે મન તો એનું ફંકશન કર્યા જ કરતું હોય.

**દાદાશ્રી :** એ એનું પાછલું પરિણામ છે, નવું ના થાય. મનને જોયા જ કરે કે મનમાં શું વિચાર આવે છે, બધાં પાછલાં પરિણામ શું થાય છે, એ બધું જોયા કરે. પહેલાં જોતો ન હતો, વિચારતો હતો અને વિચરતો હતો એ જ વિચાર.

**પ્રશ્નકર્તા :** અને એને જ વિશેષ પરિણામ કીધું ?

**દાદાશ્રી :** ના, વિશેષ પરિણામ તો જોડે આવે તે.

**પ્રશ્નકર્તા :** એટલે જોડે એ કોને કહો છો ?

**દાદાશ્રી :** આ બધાં તત્ત્વો છે તે પરમાણુઓ જોડે ફર્યા કરે. એમાં આ ચેતન અને પુદ્ગલ, બે જોડે આવ્યાં એટલે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય. બીજાં બધાં તત્ત્વો મળે, ભેગાં થાય ને ના પણ ભેગાં થાય. પણ આ જડ અને ચેતન બે ભેગાં થાય એટલે વિશેષ પરિણામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાની અત્યારે વ્યવહારમાં છે તો બીજાં તત્ત્વો પણ સંબંધમાં છે જ ને અત્યારે ?

**દાદાશ્રી :** હોય જ ને !

**પ્રશ્નકર્તા :** તો એ તત્ત્વો ભેગાં થયાં કહેવાયને ?

**દાદાશ્રી :** એ તો કાળને અનુરૂપ થયું. એને ભેગાં થયાં ના

કહેવાય. એ તો પરિણામક છે. ભેગાં થવું એટલે કૉઝમાં હોય. પરિણામ તો ઈફેક્ટ છે.

## વ્યવહાર આત્મા એ જ અહંકાર !

**પ્રશ્નકર્તા :** હવે વિભાવ અવસ્થામાં પોતે ઉપયોગ મૂકે છે એટલે આત્માને કર્મ બંધાય છે. એટલે આ આત્માનો જ ઉપયોગ વિભાવ દશામાં જાય છે. જો એ સ્વભાવમાં રહે તો એને કર્મ બંધાતું નથી. એ બરોબર છે ?

**દાદાશ્રી :** ના, ખોટી વાત છે. આત્મા નિરંતર સ્વભાવમાં જ રહે છે, એ જ મૂળ આત્મા. અને જે સ્વભાવ ને વિભાવ થયા કરે છે એ વ્યવહાર આત્મા છે. મૂળ આત્મા તો નિરંતર મુક્ત જ છે, અનાદિ મુક્ત છે. અંદર બેઠેલો છે પાછો. વ્યવહાર એટલે અત્યારે જે માનેલો 'આત્મા' છે એ વિભાવિક છે અને વ્યવહાર આત્મામાં આટલું પણ ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** આ વ્યવહાર આત્મા છે એ જ અહંકાર છે ?

**દાદાશ્રી :** હા, એ જ અહંકાર છે. અને એમાં સેંટ પણ ચેતન નથી. જુઓ, ચેતન વગર કેવું જગત ચાલ્યા કરે છે ! આ વર્લ્ડમાં પહેલી વખત બહાર પાડું છું કે આમાં ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** આપે અમને જ્ઞાન આપ્યું એ પહેલાં તો અમારો આત્મા, વ્યવહાર આત્મા હતોને ?

**દાદાશ્રી :** હા, બીજું શું હતું ત્યારે ? આ વ્યવહાર આત્મામાં રહી અને તમે મૂળ આત્માને જોયો. એને જોયો ત્યાંથી સ્થંભિત થઈ ગયા કે ઓહોહો ! આટલો આનંદ છે ! એટલે પછી એમાં જ રમણતા ચાલી. પહેલાં રમણતા સંસારમાં, ભૌતિકમાં ચાલતી હતી.

## આત્મરમણતા કરનારો અહંકાર !

તમારે આત્માની રમણતા બરાબર રહે છેને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** દેહ દેહનો ધર્મ બજાવે. એ દેહ કંઈ આત્મરમણતા કરે ? મન મનનો ધર્મ બજાવે અને અહંકાર આત્મરમણતા કરે. એ જે પહેલાં સંસારમાં અહંકાર કરતો હતો, તેને બદલે હવે આત્મા ભણી રમણતા કરે. એટલે આત્મરમણતા ઊભી થઈ, એ નિરંતર હોય. કારણ કે બીજું બધું પોતપોતાના ધર્મમાં છે દેહ દેહના ધર્મમાં છે. દેહ ધર્મ બજાવે ખરોને ? સંડાસ ના થાય તો દવા લેવડાવે, રાગે આવી જાયને !

આ તો લોકોએ ભ્રાંતિથી બધા ધર્મને 'હું કરું છું' એમ માને, મારો ધર્મ છે. સંડાસ જવું એ મારો ધર્મ, ખાવું-પીવું તે મારો ધર્મ, પેટમાં દુખ્યું તેય મારો ધર્મ. પેટમાં દુખ્યું એ કંઈ આત્માનો ધર્મ હોતો હશે ? એ દેહનો ધર્મ જ છે.

**પ્રશ્નકર્તા :** આ આત્માને ઈગોઈઝમથી છૂટો પાડી દે, તો પછી દેહમાં પણ મોક્ષનો અનુભવ થાયને ?

**દાદાશ્રી :** છૂટું એને જ થવાનું છે. જે ઈગોઈઝમ ઉત્પન્ન થયો છે, તે ઈગોઈઝમ નાશ થઈ જાય એટલે આત્મા છૂટો જ છે.

## અહંકાર - કર્તાપણાનો, ભોક્તાપણાનો !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધા પછી ચરણવિધિમાં આપણે બોલીએ છીએ ને કે 'હું શુદ્ધાત્મા છું', એમાં બે વસ્તુ આવે છે. એક વ્યવહારનું આવે છે, કે આપના સર્વોત્કૃષ્ટ સદ્ગુણો મારામાં ઉત્કૃષ્ટપણે સ્ફુરાયમાન થાવ અને 'હું શુદ્ધાત્મા છું' એવા વાક્ય પણ આવે છે.

**દાદાશ્રી :** એનો એ જ 'હું' પણ અમલ ક્યાં કર્યો તે ? વ્યવહાર એટલે અમલ કરેલી વસ્તુ, 'હું શુદ્ધાત્મા' તે સાચું અને પેલું બધું 'હું' જ્યાં વાપર્યો તે વિકલ્પ કહેવાય. એટલે જે બંધાયેલો છે તે છૂટવા માટે આ બધાં ફાંફાં મારે છે.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકાર બંધાયેલો છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું કોણ ? ચંદુભાઈ, અહંકાર, પ્રતિષ્ઠિત આત્મા, જે ગણો તે, એ બંધાયેલો છે, દુઃખેય એને જ છે. જેને દુઃખ છે એ મોક્ષમાં જવા માટે ફાંફા મારી રહ્યો છે. દુઃખમાંથી મુક્ત થવું એ મોક્ષ. દુઃખ જેને પડતું હોય તે સુખ ખોળે. બંધાયેલો હોય તે છૂટો થવા ફરે છે. આ બધું બંધાયેલા માટે છે. આમાં શુદ્ધાત્મા માટે કશું નથી.

**પ્રશ્નકર્તા :** જો ચંદુભાઈને છૂટવું હોય અને ચંદુભાઈ બોલતો હોય તો 'હું શુદ્ધાત્મા છું', એ વાક્ય કેવી રીતના આવે ?

**દાદાશ્રી :** એય બોલાય જ ને !

**પ્રશ્નકર્તા :** તો ચંદુભાઈ કેવી રીતના બોલી શકે, 'હું શુદ્ધાત્મા છું' એમ ?

**દાદાશ્રી :** બોલે જને ! પણ એ તો ટેપરેકર્ડ છેને ! એ ચંદુભાઈ હતા તે દહાડાની વાત છેને ? અને આપણે અત્યારે તો 'હું' આ થયા છે, રિયલી સ્પિકીંગ 'હું શુદ્ધાત્મા છું', રિલેટિવલી સ્પિકીંગ 'ચંદુભાઈ', એમાં શું વાંધો છે ? કયા વ્યૂ પોઈન્ટથી હું આ બોલું છું ?

**પ્રશ્નકર્તા :** એટલે આમાં બેઉ વ્યૂ પોઈન્ટ આવે છે.

**દાદાશ્રી :** વ્યૂ પોઈન્ટ બધાય. કેટલા બધા વ્યૂ પોઈન્ટ છે ! પણ આમાં મુખ્ય બે જ. વ્યૂ પોઈન્ટ તો ત્રણસો સાઠ ડિગ્રીનો. આ ડિગ્રીએ હું આનો સસરો થઉં, આ ડિગ્રીએ હું આનો ફાધર થઉં, આ ડિગ્રીએ આનો મામો થઉં.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' કહીએ એટલે અહંકાર પૂરો ખલાસ થઈ જાયને ?

**દાદાશ્રી :** ખલાસ થઈ ગયો છે. ફક્ત ભોગવવાનો અહંકાર રહ્યો છે. કર્તાપદનો અહંકાર ઊડી ગયો છે અને ભોક્તાપદનો અહંકાર રહ્યો છે. અહંકાર વગર જીવે નહીં. હાથ-પગ હલાવે નહીં. પણ એ ડિસ્ચાર્જ છે, એમાં જીવ નથી અને પેલામાં જીવ છે, એમાં પાવર છે.

**પ્રશ્નકર્તા :** આ જીવમાં જે અહંકાર છે, તે 'હું શુદ્ધાત્મા છું' કહીએ એટલે ખલાસ થઈ જાયને ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પછી કર્મો બાંધતો અહંકાર ગયો અને ભોગવતો અહંકાર રહ્યો છે.

## સુબહ કા ભૂલા, શામકો ઘર લૌટ આયા !

**પ્રશ્નકર્તા :** આપણે જે 'હું શુદ્ધાત્મા છું'નું ધ્યાન ધરીએ છીએ તે ઘડીએ 'હું શુદ્ધાત્મા છું' જે બોલે છે, તે પુરુષ બોલે છે કે પ્રકૃતિ બોલે છે ?

**દાદાશ્રી :** એ તો 'હું' બોલે છે, 'હું'. જે સ્વરૂપ આપણે 'હું' થયા તે બોલે છે. પહેલાં 'હું' છે તે 'ચંદુભાઈ છું' બોલતા હતા. હવે 'હું' શુદ્ધાત્મા થયા, તે બોલે છે. પહેલાં 'હું' છે તે 'હું' આરોપિત ભાવમાં હતું, તે સ્વભાવમાં આવી ગયું. એ પોતે પુરુષ જ બોલે છે.

**પ્રશ્નકર્તા :** આ વિધિ કરીએ છીએ ત્યારે 'હું શુદ્ધાત્મા છું' એવું બોલીએ છીએ ત્યારે શું થાય છે ?

**દાદાશ્રી :** બહારનો ભાગ સ્થિર થઈ જાયને ત્યારે એ સ્થિરતાનો એને અનુભવ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં વધારે સ્થિર થાય ને બહાર વધારે અસ્થિર રહે એમ ?

**દાદાશ્રી :** અહીં મૂકે એટલે સ્થિર થઈ જાય. સ્થિર થાય એટલે ત્યાં આગળ આપણી વાત પહોંચે. આપણે 'શુદ્ધાત્મા' બોલીએ તે ત્યાં આગળ સ્વભાવને પહોંચે અને દહાડે દહાડે આવરણ તૂટતાં જાય.

**પ્રશ્નકર્તા :** આ 'હું' જે છે એ પ્રકૃતિ છે કે આત્મા છે ?

**દાદાશ્રી :** 'હું' ? 'હું' શબ્દ વસ્તુ જુદી છે. પણ 'હું' દુરુપયોગ થયો છે. 'હું' શુદ્ધાત્મામાં, આત્મામાં વપરાય તો વાંધો નથી અને બીજી

જગ્યાએ, આરોપિત ભાવે વપરાય તો અહંકાર કહેવાય. એટલે જગત અહંકારી છે. અને 'હું' ગુરુ થયો પાછો ! એટલે ગુરુ એટલે ભારે ને ભારે એટલે ડૂબે !

એટલે આ 'હું છું' તે અવળી જગ્યાએ વપરાતું હતું. અસ્તિત્વ તો છે જ. પોતે 'હું છું' એમ છે જ પણ 'હું શું છું ?' એ ભાન નહીં હોવાથી 'હું ચંદુભાઈ છું', 'હું ડૉક્ટર છું', 'હું ક્લેક્ટર છું', 'આમનો સાળો થાઉં, આમનો બનેવી થાઉં' આવું બોલ બોલ બોલ કરતો હતો. તે બધું ખોટું નીકળ્યું. હવે 'હું શુદ્ધાત્મા છું' એ સાચું નીકળ્યું.

અવળું જવાની ક્રિયા હતી, તે સવળું આવવાની ક્રિયા કહેવાય છે આ. પોતે શુદ્ધાત્મા 'એક્ઝેક્ટ' થાય નહીં ત્યાં સુધી જેટલું અવળું ચાલ્યા હતા, તે પાછું સવળું આવવું પડે. 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' બોલેલા તે એટલું જ પાછું આપણે 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' બોલીએ ત્યારે ગાડું આગળ ચાલે.

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર જ બોલે છેને ? જે અવળો ચાલ્યો હતો તે જ હવે...

**દાદાશ્રી :** 'હું', 'હું' બોલે છે, અહંકાર નથી બોલતો. અહંકાર તો જુદો રહે. અહંકાર ના બોલે. 'હું', 'હું' પોતાનું સ્વરૂપ જ. હવે સ્વરૂપ જાતે બોલે નહીં. પણ આ ક્રિયા એના તરફની ફરેલી છે. શુદ્ધાત્મા આપણે બોલીએ છીએ, તે શુદ્ધાત્માય પોતે શબ્દ નથી. હવે તમારી શ્રદ્ધા ફરી, બિલીફ ફરી, તેમ તેમ આવરણ તૂટતું જાય. આવરણ તોડનારી વસ્તુ છે આ. પણ 'હું'નું અસ્તિત્વ, 'હું શુદ્ધાત્મા છું' એ જ ભાન છે. ભાનમાં ફેરફાર થયો. અહંકાર હોય તો કામમાં જ ના લાગે. એ વસ્તુ જ જુદી છે. અહંકારને લેવાદેવા નથી. અહંકાર ઓગળ્યા પછી તો પોતાનું સ્વરૂપ, 'એ'(ભાન) થાય. આ વચગાળાનું બધું કહેવાય છે.

એટલે બહુ ઊંડા ના ઊતરવું આ. શેને માટે ઊંડા ઊતરો છો? આપણને અનુભવ જે થાય છે તેમાં જ રહેવું. બહુ ઊંડા ઊતરશો તો કંઈનું કંઈ ખસી જશે એમાં. જરૂર શું છે આની ? 'હું શુદ્ધાત્મા છું'

એ કોણ બોલે છે ને કોણ નથી બોલતું ? આત્મા તો શબ્દ બોલતો જ નથી. તમે મને પૂછો એટલે હું તમને સમજાવું, પણ મારા શબ્દ ઠેઠ પહોંચશે નહીં ને કંઈક ખસી જશે.

## અવળો ચાલે તો શૈતાન ને સવળો તો ભગવાન !

**પ્રશ્નકર્તા :** અહંકાર ઈટસેલ્ફ (પોતે જ) જ આડાઈ કહેવાયને ? અહંકાર પોતે જ આડાઈ સ્વરૂપ કહેવાય ને ?

**દાદાશ્રી :** અહંકાર તો, અહંકારને ઓળખે તો ભગવાન બનાવે. અહંકાર તો ભગવાન બનાવે એવો છે. અને એ અહંકાર બધુંય કરે. એમાંથી ઊભું થયેલું છે. અહંકાર ખોટો નથી. આ જ્ઞાનીઓનો અહંકાર સવળો ચાલેને તે છેલ્લા પદમાં બેસાડીને, ઠેઠ ભગવાન સુધી લઈ જાય. શુદ્ધ અહંકાર થતો થતો થતો અશુદ્ધમાંથી અશુભમાં આવે, અશુભમાંથી શુભમાં આવે, શુભમાંથી શુદ્ધ થાય પણ અહંકાર તેનો તે જ.

**પ્રશ્નકર્તા :** આ તો આપનું વાક્ય એવું નીકળેલું કે અહંકારને ઓળખે તો ભગવાન બનાવે એવો છે. એટલે અહંકારને ઓળખવાનો ?

**દાદાશ્રી :** અહંકારને ઓળખે તો બહુ થઈ ગયુંને ! કોઈ અહંકારને ઓળખી શકે નહિને ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું. અહંકારને ઓળખવો એટલે શું ?

**દાદાશ્રી :** અહંકારને ઓળખે એટલે આખા પુદ્ગલને ઓળખવું. 'હું'ના કહેનારને સારી રીતે ઓળખવા. આખા પુદ્ગલને ઓળખ્યું, તો ભગવાન જ થઈ ગયોને !

**પ્રશ્નકર્તા :** એ 'હું' એટલે આખું પુદ્ગલ ઓળખવું એવુંને ?

**દાદાશ્રી :** 'હું' એટલે જ આખું પુદ્ગલ. હું એટલે બીજું કોઈ નહિ. હંમેશાં ડ્રાઈવ કરે, તે એંસી ફૂટ લાંબી બસ હોય પણ ડ્રાયવર આમ સ્ટિયરીંગ ફેરવે તો તે સમજશે કે પેણે પૈડાં ક્યાં ફરે છે ! એટલે પોતાનું આખું સ્વરૂપ જ માને, એ એંસી ફૂટની બસને. અને ત્રીસ ફૂટની બસ

હોય તો ત્રીસ ફૂટ માને. પાંચ ફૂટની ગાડી હોય તો પાંચ ફૂટ માને.

**પ્રશ્નકર્તા :** એટલે એ અહંકાર તે રૂપે થઈ જાય, એમ ?

**દાદાશ્રી :** એ એનો અહંકાર આટલો બધો વિસ્તૃત થઈને કામ કરે, તેથી તો આટલા હારુ અથડાવાનું રહી ગયું હોય. હા, આખાય સ્વરૂપે કામ કરે. માટે આ પુદ્ગલ બધું અહંકારનું જ છે. એ અહંકારને ઓળખે એનું કલ્યાણ થઈ જાય. અહંકાર કરે છે ખરા બધા, પણ ઓળખતા નથીને !

**પ્રશ્નકર્તા :** આમાં અહંકાર અને એને ઓળખનારો કોણ ?

**દાદાશ્રી :** ઓળખનારો એ જ ભગવાન છે.

**પ્રશ્નકર્તા :** હવે એ અહંકારને પુદ્ગલનું સ્વરૂપ કીધું, તો એ અહંકાર પણ ભગવાન થાય છે પાછો ?

**દાદાશ્રી :** એ અહંકાર શુદ્ધ થતો થતો થતો શુદ્ધ અહંકાર થાય છે ત્યારે આ 'ભગવાન' ને 'એ' બધું એકાકાર થઈ જાય છે. શુદ્ધ અહંકાર એ જ શુદ્ધાત્મા છે. અશુદ્ધ અહંકાર એ જીવાત્મા.

**પ્રશ્નકર્તા :** અહંકારનું સ્વરૂપ ઓળખાય ત્યાર પછી 'એ' શુદ્ધ તરફ જાય છે ?

**દાદાશ્રી :** હા, ત્યારે જ ને ! પણ તે આખું ઓળખાય નહીં. આખું ઓળખાય તો ભગવાન થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હવે અહંકાર પુદ્ગલનું સ્વરૂપ કીધું, તો એ પોતે એમાંથી શુદ્ધ થાય છે કઈ રીતે ? અશુદ્ધ તરફથી શુદ્ધમાં એ કઈ રીતે આવે છે ?

**દાદાશ્રી :** એ શેની ભજના છે ? શુદ્ધની ભજના હોય તો શુદ્ધ થાય. 'હું શુદ્ધાત્મા છું' એ ભજના હોય તો શુદ્ધ થાય, નહિ તો 'હું રાજા છું' તો રાજા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પેલી પુદ્ગલની ભજના કરી છે, ત્યાં સુધી અહંકારનું અસ્તિત્વ ઊભું રહ્યું છેને ?

**દાદાશ્રી :** પણ કોણે ભજના કરી ? એ અહંકાર જ. અશુદ્ધની ભજના કરે છે ત્યાં સુધી આવો થાય છે, શુદ્ધની ભજના કરે તો આવો શુદ્ધ થઈ જાય. જેવું ચિંતવે એવો થયા કરે. આખો દહાડો ચોરીઓ કરતો હોય એ શુદ્ધાત્માની શી રીતે ભજના કરે ? 'હું ચોર જ છું' એવી ભજના થયા કરેને ? અને તે થઈ જ જાય ચોર.

**પ્રશ્નકર્તા :** એટલે આ પાછું એ જેવો વ્યવહાર કરે એવી ભજના હોય જ એની ?

**દાદાશ્રી :** વ્યવહાર ઉપર જ ભજના બધી. એની ભજના હોય એ પ્રમાણે જ વ્યવહાર હોય અને વ્યવહાર હોય એ પ્રમાણે ભજના હોય. એક ફક્ત છેલ્લા અવતારમાં જ્ઞાન થયા પછી વ્યવહાર અને ભજના બે જુદી હોય. વ્યવહાર નકામો છે અને નિશ્ચય કામનો છે ત્યારે એ બાજુ ભજના ચાલે કે વ્યવહારનો હવે નિવેડો લાવવાનો છે.

## અહો ! અહો !! અક્રમ વિજ્ઞાન !!!

હવે તમને અક્રમ વિજ્ઞાનથી નિરાલંબ મેં બનાવ્યા છે. હવે જે હૂંફ ખોળો છોને, એ તો બધી ડિસ્ચાર્જ છે. પણ હાલ તમે નિરાલંબ છો પણ તમારે નિરાલંબ એક્ઝેક્ટ કહેવાય નહીં. તમને શબ્દનું અવલંબન છે, 'હું શુદ્ધાત્મા છું' એ અવલંબન છે.

અમારે શબ્દનું અવલંબન પણ ના હોય. તમેય નિરાલંબ સ્થિતિમાં આવ્યા છો. બહુ મોટી સ્થિતિ કહેવાય. આ પદ તો દેવલોકોનેય ના હોય. મોટા મોટા ઋષિ-મુનિઓએ કોઈએ જોયેલું નહીં, એવું પદ છે આ. માટે કામ કાઢી લેજો.

**પ્રશ્નકર્તા :** એક વાર માણસનો મોક્ષ થઈ ગયો...

**દાદાશ્રી :** પછી તો ભગવાન જ થઈ ગયો, સ્વતંત્ર થઈ ગયો. નિરાલંબ પાછું, કોઈ અવલંબનની જરૂર નહીં. નિરાલંબ સ્થિતિ હું ભોગવું છું. ઘણા વખતથી મેં જોયેલી છે, નિરાલંબ સ્થિતિ. એમાં કોઈ અવલંબનની જરૂર ના પડે. અને આ જગતના લોકો તો રાતે એકલું

રહેવાનું હોય તોય હૂંફ ખોળે. એકલાને તો ઊંઘેય ના આવે. અમને અવલંબન ના જોઈએ.

આ તો વિજ્ઞાન છે, અપૂર્વ વિજ્ઞાન ! ક્યારેય પણ ઊભું ના થાય એવું દસ લાખ વર્ષે પ્રગટ થાય છે. નહીં તો બૈરી-છોકરાં સાથે કંઈ મોક્ષે જવાતું હશે ? ચિંતા બંધ થાય ? કોઈનેય ચિંતા બંધ નહીં થયેલી. આ તો અક્રમ વિજ્ઞાનનો પ્રતાપ !

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં પહેલું જ્ઞાન છે, પછી દર્શન છે અને પછી ચારિત્ર છે, તો તેમાં અહંકાર છે ?

**દાદાશ્રી :** હા, એમાં અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનમાં પછી અહંકાર ક્યાં રહ્યો ?

**દાદાશ્રી :** એમ નહીં. એ છેલ્લામાં છેલ્લો અહંકાર બંધ થઈ જાય ત્યારે કેવળજ્ઞાન થાય.

વિજ્ઞાન છે, તે નિર્અહંકાર પદ હોય !

❖ ❖ ❖

## સંપર્કસૂત્ર

**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## અઢાર હજાર વર્ષો વંચાશે આપ્તવાણી !

આ વાણી અઢાર હજાર વર્ષ સુધી હેલ્પ કરશે. મહાવીર ભગવાનનું જ્યાં સુધી શાસન ચાલશે ત્યાં સુધી આ રહેશે. ત્યાર પછી વાણી ને પુસ્તકો ને મંદિરો બધું બંધ થઈ જાય છે. છઠ્ઠા આરામાં મંદિર છે નહિ કે પુસ્તક નથી. ધડમધડા, ધડમધડા, કચર, કચર, કચર, સામસામી ! હજી અઢાર હજાર વર્ષ સુધી ત્યાં મહાવિદેહ ક્ષેત્રમાં, ત્યાં ચોથા આરામાં જઈ શકશે. 'આ' કેવી સુંદર વાણી છે ! માલિકી વગરની વાણી જોયેલી ? સાંભળેલી ય નહીં ? તે 'આ' માલિકી વગરની વાણી સાંભળો તો ખરા !

આ આટલા હજારો પુસ્તકો આપ્તવાણીનાં બહાર પડ્યા છે ને તે ઉગશે, પચાસ વર્ષે, સો વર્ષે, ત્યારે હિન્દુસ્તાનની બધી જાહોજલાલી થશે. આના શબ્દો ઉપરથી બહુ બહુ મોટું 'એ' (વીતરાગ વિજ્ઞાન) જામશે. આ પુસ્તક તો જેમ જેમ લોકોના જાણવામાં આવશે ને તેમ તેમ એની કિંમત સમજાશે.

- દાદાશ્રી

**આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા**

# દાદા ભગવાનના
# અસીમ જય જયકાર હો

ISBN 978-81-89725-73-0

9 788189 725730

Printed in India

MRP ₹ 100

dadabhagwan.org